# વિભાગ બીજો : સર્જન અને પ્રશસ્તિ



## ખંડ પહેલો
### ( વ્યાપારાદિવિષયક સાહિત્ય )
### પૃષ્ઠ ૧ થી ૧૩૬

### : અનુક્રમ :



*

## ખંડ બીજો
### ( લલિત સાહિત્ય )
### પૃષ્ઠ ૧ થી ૨૨૪

### : અનુક્રમ :

( પૂર્તિ )

પૃષ્ઠ ૨૨૫ થી ૩૦૪

: અનુક્રમ :



*

ખંડ ત્રીજો

( પ્રશસ્તિ )

પૃષ્ઠ ૧ થી ૭૯

: અનુક્રમ :

# અભિનન્દનગ્રન્થસમિતિનું નિવેદન

દેના સંસ્થાઓના માનવંત અગ્રણી શ્રી પ્રાણલાલભાઈની આરસ-પ્રતિમાનો અનાવરણવિધિ તા. ૨૯ મી મે ૧૯૫૩ ને દિને, દેના બેંકના બોર્ડરૂમમાં, વ્યાપાર અને ઉદ્યોગના નિષ્ણાત અને બેંકના એક ડિરેક્ટર શ્રી મનસુખલાલ એ. માસ્તરને વરદ હસ્તે કરવામાં આવ્યો હતો. તે જ અવસરે એવું પણ નક્કી કરવામાં આવ્યું હતું કે શ્રી પ્રાણલાલભાઈને ૧૯૫૩માં સાઠ વર્ષ પૂરાં થયાં છે તે નિમિત્તે, આજસુધીમાં પોતાના વિપુલ અનુભવે અને કિશોરાવસ્થાથી પાંગરેલી લેખન-શક્તિથી વ્યાપારઉદ્યોગ અને સાહિત્યને ક્ષેત્રે એમણે જે વિશાળ સર્જન કર્યું છે, તે સર્વમાંથી ઉત્કૃષ્ટ સામગ્રી ચૂંટી, તેનું યથાર્થ સંકલન-સંપાદન કરી અભિનન્દનગ્રન્થને સ્વરૂપે તે પ્રગટ કરવી અને તે ગ્રન્થ તેમને અર્પણ કરવો. આ જવાબદારીભર્યા કાર્ય માટે અમે પ્રા. મધુકર રાંદેરિયાની વરણી કરી. ૧૯૫૨ના નવેમ્બરમાં શ્રી પ્રાણલાલભાઈને પ્રમુખપદે ગુજરાતી નાટ્યશતાબ્દી મહોત્સવ ઊજવાયો તે પ્રસંગથી પ્રા. મધુકર રાંદેરિયા, શ્રી પ્રાણલાલભાઈના તથા અમારા સૌના નિકટ પરિચયમાં આવ્યા. આ ગ્રંથના પ્રકાશન માટે સંપાદક તરીકે કામ કરવાનો અમે એમને આગ્રહ કર્યો ને તેમણે ઉત્સાહપૂર્વક તે તુરત કબૂલ રાખ્યો. આ દિશામાં અઢીત્રણ વર્ષના લાંબા પ્રયાસનું પ્રકટ પરિણામ તે આ અભિનંદનગ્રંથ. કલાદૃષ્ટિથી કુશળતાપૂર્વક કરેલા આ ગ્રંથના સંપાદન માટે અમે પ્રા. મધુકર રાંદેરિયાનો આભાર માનીએ છીએ.



પ્રા. મધુકર રાંદેરિયા

આ ગ્રન્થદ્વારા શ્રી પ્રાણલાલભાઈના વ્યાપાર તથા ઉદ્યોગના ક્ષેત્રના મૂલ્યવાન વિચારો—જેણે તે તે વખતે, વાતાવરણને ઘડવામાં મહત્ત્વનો ફાળો આપ્યો હતો, તે, અને તેમની કલ્પનાશક્તિએ નીપજાવેલું લલિત સર્જન આજે ગ્રન્થસ્થ બની કાયમી સ્વરૂપ ધારણ કરે છે, એનાથી અમને સંતોષ થાય છે. કાળના પ્રવાહમાં બધું જ લુપ્ત થાય છે, પરંતુ આવા પ્રકારના આદરપાત્ર ગ્રંથોનું મૂલ્ય કદી ઘટતું નથી એમ અમે નમ્રતાથી માનીએ છીએ.

અમે શ્રી પ્રાણલાલભાઈના એટલા બધા નિકટવર્તી છીએ કે આ પ્રકારના ગ્રન્થપ્રકાશનની ઉપયોગિતા વિષે અમારે કાંઈ પણ શબ્દોચ્ચાર કરવો

એ ઔચિત્યભર્યું ન ગણાય. છતાંય એટલું કહેવું તો પ્રાપ્ત થાય છે કે શ્રી પ્રાણલાલભાઈની વિવિધલક્ષી પ્રવૃત્તિઓ, તેમનું આદર અને પ્રીતિ પ્રેરે તેવું કુમાશભર્યું સંસ્કારી વ્યક્તિત્વ અને જીવનના અનેક ક્ષેત્રોમાંથી એમણે પ્રાપ્ત કરેલી અનુભવસમૃદ્ધિનું એક સુંદર અને સુરેખ ચિત્ર આ ગ્રન્થમાંથી ઊપસી આવે છે. એ ચિત્રના આછાઘેરા રંગો, આ ગ્રન્થના વાચકગણના જીવનને, વિવિધ જીવનક્ષેત્રોમાં એક યા અન્ય પ્રકારે માર્ગદર્શન આપવામાં ઉપયોગી નીવડશે તો તેમાં આ ગ્રન્થની સાર્થકતા અવશ્ય ગણાશે.

આ ગ્રન્થના પ્રથમ પરિચયાત્મક વિભાગમાં ઉત્તર પ્રદેશના રાજ્યપાલ તથા સુવિખ્યાત સાહિત્યકાર શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી, ઇન્ડિયન મરચન્ટ્સ ચેમ્બરના ગત વર્ષના પ્રમુખ, ફેડરેશન ઑફ ઈ. મ. ચેમ્બર ઑફ કૉમર્સ એન્ડ ઇન્ડસ્ટ્રીઝના ઉપપ્રમુખ તથા 'સ્વદેશી લીગ'ના પ્રમુખ અને જાણીતા ઉદ્યોગપતિ શ્રી બાબુભાઈ એમ. ચીનાઈ, ગુજરાત વિદ્યાપીઠના ઉપકુલપતિ સર હરસિદ્ધભાઈ દિવેટિયા, રિઝર્વ બેન્કના ભૂતપૂર્વ ઉપગવર્નર અને જાણીતા અર્થનિષ્ણાત સર મણિલાલ બી નાણાવટી, જાણીતા શાહસોદાગર સર સી. બી. મહેતા, સાક્ષરવર્ય દી. બ. કૃષ્ણલાલ મો ઝવેરી, જાણીતા કોંગ્રેસી અને સામાજિક કાર્યકર શ્રીમતી ગંગાબહેન ગોરધનભાઈ પટેલ, ગુજરાતી રંગભૂમિના વયોવૃદ્ધ નાટ્યકાર કવિશ્રી મૂળશંકર હરિનંદ મૂલાણી, 'જન્મભૂમિ', 'પ્રવાસી' તથા 'અખંડાનંદ'ના તંત્રી અને જાણીતા સાહિત્યકાર શ્રી મોહનલાલ મહેતા 'સોપાન', લબ્ધપ્રતિષ્ઠ અર્થશાસ્ત્રી, કેળવણીકાર અને ઇન્ડિયન બેન્ક્સ એસોસિયેશનના મંત્રી ડૉ. એસ. જી પનાદીકર, ગુજરાતની ચિત્રકલાના કલાગુરુ શ્રી રવિશંકર મ રાવળ, ઇન્ડિયન મરચન્ટ્સ ચેમ્બરના મંત્રી તથા 'સ્વદેશી લીગ'ના માનાર્હ મંત્રી શ્રી એ સી. રામલિંગમ, દેના સંસ્થા સાથે અર્ધી સદીથી સંકળાયેલા વયોવૃદ્ધ શ્રી વૃન્દાવનદાસ ભગત, ઇન્ડિયન સ્કૂલ ઑફ મ્યુઝિકના સંચાલક અને



શ્રી દાભોલકર



શ્રી ચોકસી



શ્રી પ્રવીણચંદ્ર

નટવર્ય શ્રી જયશંકર ભોજક 'સુંદરી' અને જાણીતા કલાકાર શ્રી પૃથ્વી-રાજ કપૂર તથા શ્રી શાંતિલાલ એલ. ઠાર ઇત્યાદિના લેખો શ્રી પ્રાણલાલભાઈના સૌજન્ય, સંસ્કારિતા, દૂરંદેશી, કર્તવ્યપરાયણતા, કુટુંબવત્સલતા, વ્યવહાર-કુશળતા, વ્યાપારઉદ્યોગના ક્ષેત્રની અનેક સિદ્ધિઓ, વિદ્યાવ્યાસંગ, કલાપ્રેમ, કાર્યનિષ્ઠા, નેતૃત્વશક્તિ આદિ મન અને હૃદયના સર્વોચ્ચ ગુણો પર અને એમની વિશાળ માનવતા પર યથાર્થ પ્રકાશ પાડે છે અમે એ સર્વ મુરબ્બીઓ અને સ્નેહીઓના, આ ગ્રન્થને માટે ખાસ લખી મોકલેલા એ લેખો માટે સહૃદયતાથી આભારી છીએ.

ઇન્ડિયન નેશનલ કોંગ્રેસના માનવંત પ્રમુખ **શ્રી ઉછરંગરાય ઢેબરે,** અમારી વિજ્ઞપ્તિનો સ્વીકાર કરીને, પોતાના અમૂલ્ય સમયમાંથી થોડીક પળો ફાજલ પાડી, આ ગ્રન્થ માટે ખાસ લખી મોકલેલા લેખ માટે એમનો આભાર ક્યા શબ્દોમાં માનીએ?

આ ગ્રન્થનું આમુખ શ્રી મનસુખલાલ એ માસ્તરે લખ્યું છે. તેઓશ્રી વર્ષોથી શ્રી પ્રાણલાલભાઈના નિકટ સંપર્કમાં છે, અને તેથી પ્રાણલાલ-ભાઈને વિશે અધિકારપૂર્વક, ઘણી વાતો તેઓશ્રી કહી શકે એમ છે અમારી વિજ્ઞપ્તિને માન્ય રાખી તેમણે આ ગ્રન્થને પોતાના વિદ્વત્તાપૂર્ણ આમુખ વડે ગૌરવ આપ્યું છે, તે માટે તેમના ખૂબ આભારી છીએ

આ વર્ષમાં જાણીતા મિલમાલિક અને યાર્ન મરચન્ટ તથા નાસિક બોય્ઝ ટાઉનના ઉદારદિલ સંસ્થાપક શ્રી ફિરોજશા એન. મહેતા ઓગણ-એંસી વર્ષની વયે, તથા એક કુશળ વહીવટકર્તા રાજમિત્ર શ્રી આર. એસ. માનેપાટીલ બી.એ., એલએલ.બી., સી.આઈ.ઈ. પાસઠ વર્ષની વયે દેવલોક પામ્યા છે, તેની અમે સખેદ નોંધ લઈએ છીએ અનેક


શ્રી ત્રિવેદી


શ્રી સંઘવી

અભિનંદનગ્રંથ
સમિતિના
પાંચ સભ્યો

વર્ષો સુધી બેઉ ગૃહસ્થો દેના બેન્કના કાર્યશીલ ડિરેક્ટરો હતા અને શ્રી પ્રાણલાલભાઈ સાથે પા સદી જેટલો નિકટ સંપર્ક ધરાવતા હતા બેઉને શ્રી પ્રાણલાલભાઈ માટે આદર અને પ્રેમ હતા. શ્રી પ્રાણલાલભાઈની વિવિધ ક્ષેત્રોની અનેકલક્ષી સેવાઓ અને કાર્યને પ્રમાણીને, યથાયોગ્ય રીતે જાળવવામા આવે તે વિષયમા તેમણે ઊંડો રસ દાખવ્યો હતો પોતાની ઇચ્છાના મૂર્તરૂપ જેવુ આ ગ્રન્થનુ પ્રકાશન જોવા માટે તેઓ આજે વિદ્યમાન નથી તેનુ અમને દુ ખ છે.



શ્રી ફિરોજશા મહેતા



શ્રી માનેપાટીલ

પ્રસ્તુત અભિનન્દનગ્રન્થના પ્રકાશનમા જે જે મિત્રોએ, પ્રશ સકોએ અને શુભેચ્છકોએ પ્રત્યક્ષ ને પરોક્ષ રસ દાખવ્યો છે તેમના સૌના પ્રતિ અમારી આભારવશતાની લાગણી અત્રે વ્યક્ત કરવી જ જોઈએ.

અ તમા, શ્રી પ્રાણલાલભાઈએ છેલ્લા અનેક વર્ષોમા જીવનના વિવિધ ક્ષેત્રોમા, પોતાના પ્રભાવી વ્યક્તિત્વથી સુંદર છાપ પાડી છે અને સ્વભાવગત નેતૃત્વથી નવભારતના ઘડતરના વિવિધ પ્રદેશોમા અગ્રપદ લઈ યશસ્વી ફાળો આપ્યો છે, તે સૌ જાણે છે. આજે તો તેઓ જોકે જાહેર જીવનમાથી ધીરે ધીરે નિવૃત્ત થાય છે, છતા પ્રસ ગે પ્રસ ગે તેઓશ્રી અનુભવસમૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ, 'elder statesman' ની માફક અમને સૌને, પોતાના મિત્રમ ડળને અને રાષ્ટ્રને તે અનુભવ, જ્ઞાન અને નેતૃત્વ શક્તિનો લાભ આપશે જ એવી અપેક્ષા સાથે, તેઓશ્રી સ્વાસ્થ્યપૂર્ણ દીર્ઘાયુ પામે એવી શુભેચ્છા દર્શાવી વિરમીએ છીએ.

દેવકરણ નાનજી બિલ્ડીંગ્ઝ<br>૧૭ એ, એલ્ફિન્સ્ટન સર્કલ,<br>કોટ, મુ બઈ ૧.

લક્ષ્મીકાંત શાંતારામ દાભોલકર<br>નટવરલાલ સ્વરૂપચ દ ચોકસી<br>પ્રવીણચ દ્ર વરજીવન ગાંધી<br>જય તિલાલ રતિલાલ ત્રિવેદી<br>અમૃતલાલ મગનલાલ સંઘવી

— પ્રાણલાલ દેવકરણ નાનજી અભિનન્દનગ્રન્થ સમિતિ.

◎

# સંપાદકીય

શ્રી પ્રાણલાલભાઇને ૧૯૫૩ માં સાઠ વર્ષ થયા તે નિમિત્તે બેન્કના બોર્ડરૂમમાં તેમની આરસપ્રતિમા ખુલ્લી મૂકવામાં આવી હતી. તેજ અવસર પર તેમના વ્યાપારઉદ્યોગને લગતા અનેક લેખો તથા સાહિત્યવિષયક લેખોનો સંગ્રહ કરી, અભિનન્દનગ્રન્થરૂપે તે પ્રકટ કરવાનો વિચાર પણ વહેતો થયો હતો. પછી તો આ કાર્ય માટે એક અભિનન્દન-ગ્રન્થ સમિતિ નીમાઈ અને એ સમિતિએ, ગ્રન્થ માટેનુ સપાદનકાર્ય સંપૂર્ણપણે મને સોપ્યુ. આ રીતે, સમિતિએ મારામાં જે વિશ્વાસ વ્યક્ત કર્યો તે માટે હુ તેનો આભારી છું.

શ્રી પ્રાણલાલભાઈ પોતે, આ પ્રકારના 'પ્રશસ્તિ–વિષય'મા કે આત્મશ્લાઘારૂપ બની જવાનો ભય દર્શાવતા પ્રકાશન પ્રત્યે પ્રથમથી જ ઉદાસીન હતા મે અનેકવાર, એક સપાદક તરીકે મારા કાર્યને આગળ ધપાવવા માટે, તેઓશ્રીની મુલાકાત માગી હતી, પરતુ હમેશ તેઓશ્રી એ પ્રસ્તાવને બાજુએ ઠેલી દેતા અને મને કહેતા. 'આ પ્રકારની પ્રસિદ્ધિ કે આવા પ્રચારથી કે પ્રશસ્તિથી મારા પુણ્યનો મારે ક્ષય નથી કરવો' અને એ દલીલ એઓશ્રી એટલી મક્કમ રીતે કરતા કે મને એમાથી કશો માર્ગ સૂઝતો નહી। છતા એમના જીવનઈતિહાસને લગતી સામગ્રી અને માહિતી મને ન સાપડે તો સપાદનનુ કાર્ય દુષ્કર જ બને એ દેખીતુ હતુ. આથી કેટલાક અંગત મિત્રોએ અને સવિશેષ મારા સ્નેહી–વડીલ શ્રી મોહનલાલ મહેતા 'સોપાને', તેઓ હમણા માથેરાન ગયા હતા તે વેળા આ દિશામા સક્રિય પ્રયત્ન કર્યા, અને એમનો એ 'સદાગ્રહ' તેઓશ્રીએ આનાકાની સાથે માન્ય રાખ્યો. પરિણામે માથેરાનમા, બે દિવસ, કલાકો સુધી સાથે બેસી મે એમની પાસે ભૂતકાળની સ્મૃતિઓ સકોરાવી અને અનેક નાનીમોટી રસિક વિગતો મેળવી. 'શ્રી પ્રાણલાલભાઈ : એક જીવનરેખા' એ શીર્ષક હેઠળ આ ગ્રન્થના પ્રથમ વિભાગમા મે લખેલો વિસ્તૃત પરિચયલેખ આના જ ફલસ્વરૂપ છે. આમા મારા કાર્યને સુકર બનાવવામા પછી તો નાદુરસ્ત પ્રકૃતિમાયે પ્રાણલાલભાઇએ જે સાથ આપ્યો છે તે માટે

હુ શ્રી પ્રાણલાલભાઈનો પ્રથમ આભાર માનુ છું. વાચક જોઈ શકશે કે આ ગ્રન્થમા આ જીવનપરિચયાત્મક લેખનુ ઔચિત્ય ને એની અગત્ય કેટલા છે. પ્રસ્તુત વિષયમા મને લાગે છે કે આ સંપાદનકાર્ય મને ન સોપાયુ હોત તો કદાચ શ્રી પ્રાણલાલભાઈનો સંપૂર્ણ ને સર્વાંગી પરિચય પામવાના સુભાગ્યથી હુ વ ચિત જ રહેત !



આ ગ્રંથના બે વિભાગ કર્યા છે પહેલા વિભાગમા એમના જીવનના વિધવિધ પાસા વિશે મિત્રો, શુભેચ્છકો તથા સહકાર્યકરોના પરિચયાત્મક લેખો છે, અને જીવનરેખા છે, બીજા સર્જન અને પ્રશસ્તિ વિભાગમા ત્રણ ખંડો છે, એમાથી પહેલો ખ ડ વ્યાપારાદિવિષયક સાહિત્યનો, ને બીજો ખંડ લલિત-સાહિત્યનો તથા 'પૂર્તિ'નો છે. ખ ડ ત્રીજો પ્રશસ્તિખંડ છે. લલિતસાહિત્યના ખ ડ સાથે 'ચિત્રમ જૂષા' શીર્ષક હેઠળ શ્રી પ્રાણલાલભાઇના વિપુલ ચિત્ર-સ ગ્રહમાથી કેટલીક સુદર કલાકૃતિઓ તારવી તે એકત્રિત કરીને મૂકી છે. તો તે સાથે ગ્રન્થસમિતિએ, શ્રી પ્રાણલાલભાઈની પ્રવૃત્તિકથાની ભિન્ન ભિન્ન પ્રસ ગોની લગભગ બે હજાર તસવીરોમાથી તેમના રસના ક્ષેત્રના અને વ્યક્તિત્વના પાસા દર્શાવતી પ્રતિનિધિરૂપ તસવીરો ચૂ ટીને તે પ્રકટ કરવાનુ પણ સરસ સૂચન મને કર્યું. મેં 'ચિત્રોમા—શ્રી પ્રાણલાલભાઈની પ્રવૃત્તિકથા' એ શીર્ષક હેઠળ એવી કેટલીક તસવીરોનો એક જુદો વિભાગ જ રજૂ કર્યો છે.

આ ગ્ર થનુ સ પાદન કરતા, લલિતસાહિત્યના ખ ડમા મને સ્વાભાવિક રીતે ઘણો રસ પડ્યો છે. પ્રથમ ખ ડ—વ્યાપારઉદ્યોગના લેખો અ ગે છે, ને તે વિષયમા કશું બોલવાનો મારો અધિકાર નથી, તે હુ જાણુ છુ, ને સ્વીકારુ છુ લલિતસાહિત્યના ખ ડમા અછડતી નજર કરનાર પણ જોઈ શકશે કે શ્રી પ્રાણલાલભાઇએ સાહિત્યના અનેક સ્વરૂપોમાથી નવલિકા, નાટક, નાટિકા, વ્ય ગચિત્રો, નિબ ધો, આત્મકથા ઈત્યાદિને સ્પર્શ કર્યો છે. અને આમાની મોટા ભાગની કૃતિઓ, તેમની ૨૨–૨૩ વર્ષની વયે જ રચાયેલી છે. એ વેળા તેમના પર કાલિદાસ, ભવભૂતિ, શેક્સપિયર, સ્માઈલ્સ, સ્મૃતિ, ગીતા, ગોવર્ધનરામ, મૂલાણી ને આગાહશ્રની અમર ઘણી હતી સ્વય નાટ્યશૈલીમા ને નવલિકાના વર્ણનોમા એ વરતાઈ આવે છે. આ સાથે આ કૃતિઓમા એક ઉજજવલર ગી ચિત્ર પણ ઊપસી આવે છે—એમા જણાય છે ગાર્હસ્થ્ય સુખની પવિત્ર ભાવના, મૈત્રી જીવનમા કે સ્નેહમા ત્યાગ કે સમર્પણની વૃત્તિ, દામ્પત્ય

જીવનમા સાચા સાહચર્ય અને સહધર્માચરણની આવશ્યકતા, સટ્ટા અને જુગાર જેવા કુછન્દ પ્રતિ તીવ્ર અરુચિ અને વાસનામૂલક પ્રીતિ પ્રત્યે ઉત્કટ અભાવ. 'બીલીપત્ર'ના ત્રણ વ્યંગચિત્રોમા એમની કલમ સાહજિકતાથી કટાક્ષ સરજી શકે છે, તો 'શ્રદ્ધાજલિ'ના બે લેખોમા, થોડાક જ વાક્યખંડોમાથી તેઓ વિશ્વવદ્ય ગાધીજીનુ ને સરદારશ્રી વલ્લભભાઈનુ સુરેખ ચિત્ર ઊપજાવી શકે છે 'સંસ્મરણો'માં શાળાજીવનની ખટમધુરી વાતો સભારી, પોતાના તત્કાલીન ઘડતરમા રસ લેનારા ને ફાળો આપનારા અધ્યાપકોને માનાજલિ અર્પે છે. એમના ભિન્ન ભિન્ન પ્રસગોએ કરેલા 'પ્રવચનો', પ્રવચનના વિષયનુ સપૂર્ણ જ્ઞાન, તે પરત્વે નવીન દૃષ્ટિકોણ અને સચોટ રજૂઆતથી દીપી ઊઠે છે 'પરિચય-પ્રવચન'મા આપણા પ્રથમ પંક્તિના સાહિત્યકાર શ્રી કનૈયાલાલ મુનશીના જીવનને, કાર્યને અને સાહિત્યસર્જનને સાર્થ શબ્દોમા તેઓ બિરદાવે છે, તો છેલ્લે છેલ્લે નાટક સમગ્રની સર્વાંગી સમીક્ષા કરતા, પોતાના મૌલિક વિચારો વ્યવસ્થિત રીતે પ્રદર્શિત કરે છે. પૂર્તિવિભાગમા વળી એમની કાવ્યપ્રસાદી તથા થોડા પત્રોમાના અવતરણો, એકાદ બે નિબધિકા, તથા પોતે કઠસ્થ કરેલા અનેક શ્લોકોમાના થોડાક તથા પોતાના ઘડતરની પ્રાથમિક અવસ્થામા જે પ્રકારનુ શિષ્ટ વાચન પોતે કરતા તેના થોડાક અવતરણો એમના નીતિ, ચારિત્ર્ય, ધર્મ ઈત્યાદિ પ્રત્યેના પ્રેમનો પરિચય આપી જાય છે. અને આ આખાય લલિતસર્જનમાથી પ્રકટે છે શ્રી પ્રાણલાલભાઈનુ પ્રસન્નચિત્ત, ઉદારદિલ, પ્રીતિપૂર્ણ, રસિક, સયમી, ગુણપૂજક, સુરુચિયુક્ત, ધર્માભિનિવેશી વ્યક્તિત્વ જેનુ આકર્ષણ મે ને બીજા અનેકે અનેકવાર ને હમેશ અનુભવ્યુ છે.

શ્રી પ્રાણલાલભાઈના સાઠમા વર્ષને નિમિત્તે પ્રકટ કરવા ધારેલા આ ગ્રથનુ પ્રકાશન ધાર્યા કરતા ઘણુ મોડું થાય છે. કેટલાક અનિવાર્ય સજોગો તેમા કારણભૂત હતા. આ છતા એ સૌને અતે જે ઉદ્દેશથી આ પ્રકાશન કરવામા આવે છે તે ઉદ્દેશ તો વધારે સારી રીતે સફળ થયો છે, એ જોતા, કંઈક સતોષની અને યથાશક્તિ યથામતિ હુ કરવા જેવુ એક કાર્ય કરી શક્યો છું તેથી આનદની લાગણી અનુભવુ છુ.

મારી અને અભિનદનગ્રથસમિતિના સભ્યોની વિનતિને માન આપીને જે મહાનુભાવોએ, આ ગ્રન્થ માટે, શ્રી પ્રાણલાલભાઈના વિવિધલક્ષી જીવન વિષે પરિચયાત્મક લેખો પાઠવ્યા છે તે સૌનો હુ અતઃકરણપૂર્વક આભાર માનુ છુ, કારણ એ લેખો વડે આ ગ્રન્થનુ ગૌરવ

નિઃશંક વધ્યુ છે. સાથે સાથે આદિથી અંત સુધી, આ કાર્યમા જરૂરી સૂચનો કરી, મને, મારી અનુકૂળતા પ્રમાણે સાથ–સહકાર આપનાર મારા સ્નેહી અને મુરબ્બી શ્રી મોહનલાલ મહેતા 'સોપાન'નો પણ હુ આભારી છુ. દેના બૅન્કના એક ઉચ્ચ અધિકારી શ્રી હરિદાસ સ્વાલી, સ્વ. શ્રી વેણીલાલ ભગત, શ્રી વ્રજલાલ પારેખ તથા શ્રી. વી. કૃષ્ણુસ્વામીની સહાયતાને પણ મારે આભારવશતાથી સભારવી જોઈએ. ઉપરાત, ધી એસોસિયેટેડ એડવરટાઈઝર્સ ઍન્ડ પ્રિન્ટર્સ લિમિટેડનો અને બ્લૉક તથા આર્ટ પ્લેટ્સ તૈયાર કરવાની જહેમત લાગણીપૂર્વક અને કાળજીપૂર્વક ઉઠાવીને સહકાર આપવા માટે શ્રી રતન ખાત્રાનો તથા મારા મિત્ર નલિની પ્રિન્ટરીના શ્રી હીરૂભાઈ શાહનો આભાર પણ મારે માનવો જ જોઈએ.

આ અભિનન્દનગ્રન્થના નિર્માણના વર્ષો દરમિયાન, તેમા અનેક પ્રકારે ઊંડો રસ લઈ, જરૂરી સામગ્રી મને પૂરી પાડી, અનેક નાનીમોટી વાતો વિગતોથી પરિચિત કરી, અનેકવાર યોગ્ય માર્ગદર્શન આપી જે સ્વરૂપે આ ગ્રન્થ પ્રકટે છે તે સ્વરૂપે તેને પહોચાડવામાં બહુ મૂલ્યવાન ફાળો આપનાર આ ગ્રન્થસમિતિના સભ્યો શ્રી લક્ષ્મીકાત દાભોલકર, શ્રી નટવરલાલ ચોકસી, દેના બૅન્કના મેનેજિંગ ડિરેક્ટર શ્રી પ્રવીણુચન્દ્ર ગાધી, શ્રી જયંતિલાલ ત્રિવેદી તથા શ્રી અમૃતલાલ સઘવીનો હુ ઋણી છુ

સૌ સ્નેહીઓ, વડીલો અને સહયોગીઓના સયુક્ત સહકાર અને પ્રયાસનુ જ આ અભિનન્દન ગ્રન્થ એક સુદર પરિણામ છે, એટલુ મારે સ્વીકારવુ જોઇએ.

અત્રે એક મહત્ત્વની વાતનો ઉલ્લેખ કરી લઉં. આ ગ્રંથમા, શ્રી પ્રાણુલાલભાઈના સ્વદેશી માલ વાપરવાના આગ્રહને અનુરૂપ થઈ સ્વદેશી કાગળનો જ ઉપયોગ કરવામા આવ્યો છે

છેવટે, આ ગ્રન્થના સંપાદનનો સુયોગ મને કરી આપવા બદલ ગ્રન્થસમિતિનો હું ફરી એકવાર આભાર માનુ છુ, ને શ્રી પ્રાણુલાલભાઈ સ્વાસ્થ્યપૂર્ણ દીર્ઘ આયુષ્ય ભોગવે એવી કામના અને પ્રભુપ્રાર્થના સાથે વિરમુ છુ

તા. ૨૬–૬–૧૯૫૬ } મધુકર રં. રાંદેરિયા



# આમુખ

પ્રાણલાલભાઈ તે કોણ? સંસ્થાઓની પ્રવૃત્તિઓમાં પ્રાણ રેડનાર અને સગા, સંબંધી અને મિત્રોની ભાઈ તરીકે સેવા કરનાર તે પ્રાણલાલભાઈ.

ગર્ભશ્રીમંતની ખાનદાની અને અમીરાઈ, ઉદ્યોગપતિની તન્મયતા અને ભાવનાઓની સફળતા તથા આત્માની સંસ્કારિતા અને માનવતા પ્રાણલાલભાઈના પુરુષાર્થને અનેરાં ઓજસ અને ઉજ્જવળતા અર્પે છે. શાંત, સરળ અને સૌમ્ય પ્રકૃતિ, અનુભવની પકવતા, વ્યવહારબુદ્ધિની તીવ્રતા, સંયોગોને સમજવાની અને જીવનગૂંચ ઉકેલવાની અજબ આવડત, પ્રાપ્તસ્થિતિને પહોંચી વળવાની કુનેહભરી કુશળતા અને સાંગોપાંગ વિચાર કરી અંતિમ નિર્ણય કરવાની દીર્ઘદૃષ્ટિ આ સર્વે, શ્વેત વસ્ત્રમાં શોભતા આ નરોત્તમના વ્યક્તિત્વની મોહિનીથી સર્વ કોઈને મુગ્ધ બનાવે છે આડંબર વિનાનો વિવેક, ઢોંગ વિનાનો શિષ્ટાચાર, ખોટો દેખાવ કર્યા વિનાનો સાચા હૃદયનો આવકાર, અને કટુવેણ વિનાની શ્રેય સૂચવતી, માર્ગનિદર્શન કરતી, અંતરમાંથી આવતી મીઠી ભાવભરી વાણી, પ્રાણલાલભાઈ સાથના મિલનથી, મનુષ્યની સમાનતાનાં સ્મરણોને જગવે છે અને હૃદય ખોલીને વાત કરવાની પ્રેરણા આપે છે. આવા નરપુંગવની મૈત્રી પ્રાપ્ત કરવાના સદ્ભાગ્યને માટે મને ઘણો ગર્વ અને આનંદ થાય છે.



શ્રી મનસુખલાલ માસ્તર

પ્રાણનાથ અને પ્રાણેશ્વરી હમેશાં એકબીજાનું શ્રેય કેમ કરવું

તેનુ રટણ કર્યા કરે છે 'અન્યોન્યકેરી ન્યૂનતા પૂરે અનુગુણ દંપતી' એ ઉન્નત ભાવનુ રહસ્ય એમનુ દાપત્યજીવન સમજાવે છે. સ્ત્રીઓની ઉન્નતિના યત્નોમા પ્રાણલાલભાઈને જેટલો રસ છે તેવો જ રસ જયાવતીબહેનને ઉદ્યોગોના વિકાસથી ભારતની આબાદી કેમ સાધવી એ પ્રશ્નમા છે ઉભય સસ્કારી આત્માઓ છે. ઉભયના અતરમા જનકલ્યાણનુ સગીત ગુજી રહ્યુ છે. પ્રાણલાલભાઈ જો સ્ત્રીમડળના પ્રમુખ બની મંડળની પ્રવૃત્તિઓનુ સુકાન ચલાવે અને જયાવતીબહેન જો દેના બેન્કનુ અધ્યક્ષસ્થાન લઈ તેની પ્રવૃત્તિઓને વિકસાવે તો કોણ વધારે સફળતા મેળવે તે કહેવુ કાઈ સહેલુ નથી પણ એટલુ તો ચોક્કસ છે કે જયાવતીબહેન જો અધ્યક્ષ હોય તો ડિરેક્ટરોની સભા તેઓ વખતસર જ પૂરી કરે!

પ્રાણલાલભાઈની કુટુમ્બભાવના ઘણી વિશાળ છે નાનાં મોટા સર્વ કોઈની બુદ્ધિ કેમ ખીલે, શરીર કેમ સુદૃઢ થાય, હૃદય કેમ સંસ્કારી બને, ચારિત્ર્ય કેમ ઘડાય, તથા પોતપોતાનુ કર્તવ્ય કરી તેઓ કેમ કૃતકૃત્ય થાય, એની ઘટના કેમ ઘડવી તેનુ ગુજન એમના વાત્સલ્યપ્રેમી હૃદયમા હમેશા થયા કરે છે. અને એ વાત્સલ્યભાવ કુટુમ્બીજનોના કલ્યાણ અને અભ્યુદય માટે સર્વ પ્રકારનુ સમર્પણ કરવાને પ્રાણલાલભાઈને પ્રેરે છે. વાલચંદભાઈ પોતાના હાથ નીચેના અધિકારીઓને જવાબદારીઓ સોંપવામા તથા તેમને આગળ લાવવામા ધન્યતા અનુભવતા પ્રાણલાલભાઈ કુટુમ્બીજનોને અથાગ ધૈર્ય, શ્રમ અને અભિનિવેશથી કેળવી તેમને કુટુમ્બે સ્થાપેલા વ્યવસાયના સાચા વારસદાર અને સતત સેવક બનાવવામા પોતાનુ અહોભાગ્ય માને છે. એમના બે બહેનોની પુત્રીઓ સંસ્કૃત ભાષામા સંવાદ કરી પ્રેક્ષકોનુ એક સમારભમા મનોરજન કરી રહી હતી, તે વખતે પ્રાણલાલભાઈના મુખારવિંદ પર હર્ષના જે આવિર્ભાવો મે નિહાળ્યા હતા તથા એમના નયનમા જે ચમક અને મસ્તી મે જોયા હતા તે પરથી એમના પ્રેમાળ હૃદયમા વાત્સલ્યભાવથી કેવી ઘેલછા જાગતી હતી તેનુ હુ કાઈ માપ કાઢી શક્યો હતો. સર્વ કુટુમ્બીજનોનુ પ્રાણલાલભાઈ સાચું વિશ્રામસ્થાન છે. પ્રાણલાલભાઈની પ્રેરણા અને સમર્પણ કુટુમ્બીજનોને સાચા ઉદ્યમનો કરના અને મનુષ્ય તરીકેના ધર્મો બજાવતા શીખવે છે કવિ કાલિદાસે કહ્યુ છે કે –

अनुभवति हि मूर्ध्ना पादप. तीव्रमुष्णम्।
शमयति परिताप छायया सश्रितानाम्॥

તેમ પ્રાણુલાલભાઈ પણ તપ અને ત્યાગથી, પોતાના હૂંફાળા હૃદયની સ્નેહસરિતામા સર્વ કુટુમ્બીઓને સતત સ્નાન કરાવી તેમના જીવનમા કાઇ અનેરી શાન્તિ અને અપૂર્વ ઉલ્લાસ પ્રગટાવી રહે છે.

પ્રાણુલાલભાઈની મૈત્રીમાથી સ્નેહના અને સેવાના સતત ઝરણો વહ્યા જ કરે છે. ભારતની સ્વતંત્રતાના સગ્રામમા એમને જેટલો રસ છે તેટલો જ ભારતની આર્થિક સ્વતત્રતાના સંગ્રામમા એમનો સહકાર છે. વાલચદભાઈ એમના પરમ મિત્ર હતા. બ્રિટિશ વહાણુવટાની જીવલેણ લડાઈની સામે, હિંમતથી, શ્રદ્ધાથી અને દેશાનુરાગથી જ્વલંત બનેલી સાહસિક વૃત્તિથી, વાલચદભાઈએ હિન્દી વહાણુવટાને જીવન્ત રાખી તેને પગભર બનાવ્યુ હતુ. વાલચંદભાઈના એ મહાન પરાક્રમની મહત્તા ભારતવાસીઓ સમજે તે માટે, વાલચદભાઈના માનમા, પ્રાણુલાલભાઈએ, ૧૯૪૦ના જાન્યુઆરીમા એક ભોજનસમારંભ યોજ્યો હતો. મિત્ર તરીકે વાલચંદભાઈની હિન્દી વહાણુવટાની અનુપમ સેવાના યશોગાન ગાયા આર્થિક સ્વતત્રતાનુ આવાહન કરતા ઉદ્યોગપતિ તરીકે હિન્દી માલિકીનુ–હિન્દીઓના વહીવટવાળુ અને હિન્દીઓના અંકુશ નીચે જ ચાલતુ વહાણુવટુ, હિન્દની આબાદી અને આઝાદી માટે આવશ્યક છે એવો અનેરો મત્ર ભારતવાસીઓને શીખવી દીધો. હિન્દી વહાણુવટાની આઝાદીના ઇતિહાસમા આ ભોજનસમારભ, ગન્તવ્ય દિશાના માર્ગસૂચન તરીકે, હમેશા યાદ રહી જશે. પ્રાણુલાલભાઈ જેવા મિત્ર ન હતે તો બ્રિટિશ સલતનતના સમયમા આવો ભવ્ય પ્રસંગ ભાગ્યે જ યોજાતે !

બોમ્બે સ્ટીમ નેવિગેશન કમ્પનીનો વહીવટ કિલિક નિક્સનની પેઢી ચલાવતી હતી. કરાચીથી મેગલોર સુધીના જળમાર્ગની આગળ આ કમ્પનીની સ્ટીમરો નહિ જાય એવો કરાર કિલિક નિક્સનની પરદેશી પેઢીએ બ્રિટિશ વહાણુવટાની કમ્પની બી આઈ.ની સાથે કર્યો હતો. આ કરાર બ્રિટિશ વહાણુવટાના વિકાસમા ભારે અંતરાયરૂપ હતો. વહાણુવટાનુ શોણિત એથી શોષાતુ હતુ. વાલચદભાઈએ, બોમ્બે સ્ટીમ નેવિગેશન કમ્પની, પોતાના દેશના જ જળમાર્ગ પર, ઇચ્છે ત્યા, આઝાદીથી ફરી શકે તેવી સ્થિતિ ઊભી કરવાને બીડુ ઝડપ્યુ. પ્રાણુલાલભાઈને એમના પિતાશ્રી તરફથી હિન્દી વહાણુવટાની પ્રવૃત્તિઓને પગભર કરવાનો અને તેનો વિકાસ કરવાનો વારસો મળ્યો હતો. પ્રાણુલાલભાઈ તેથી એક સાચા મિત્ર તરીકે વાલચંદભાઈને

પડખે ઊભા રહ્યા. અસીમ ધીરજથી, અજોડ કુનેહથી અને સતત પ્રયત્નોથી, પ્રાણુલાલભાઈએ બોમ્બે સ્ટીમ કમ્પનીના શેરો સિંધિયા કમ્પની માટે મેળવી આપ્યા. પરિણામે, બોમ્બે સ્ટીમ નેવિગેશન કમ્પની, ૧૯૩૯ની ૨૦મી ડિસેમ્બરે, સિંધિયાના હાથમા આવી. હિન્દી વહાણવટાની એક સ્વતંત્ર કમ્પની તરીકે ત્યારથી તેનો નવો જન્મ શરૂ થયો. એકબીજાના સમજણભર્યા સક્રિય સહકારથી, આ બે મિત્રોએ આથી હિન્દી વહાણવટાની જે અમૂલ્ય સેવા કરી છે તે હિન્દની આઝાદીના ઇતિહાસમાં હમેશને માટે અમર રહી જશે.

વ્યાપારી આલમના જીવનમા ઘણી વખત ગંભીર અને કટોકટીના પ્રસગો ઉત્પન્ન થાય છે. આવા પ્રસગોને પહોચી વળી, તેમાથી વ્યાપારી આલમનુ હિત જળવાય એવી ઘટના યોજવાના નિશ્ચયબળ અને સામર્થ્ય-વાળા નેતાઓ ઘણા વિરલ હોય છે પ્રાણુલાલભાઈએ એ વિરલ વીરોની નામાવલિમા ઊંચુ સ્થાન પ્રાપ્ત કર્યું છે. ૧૯૪૪મા, હિંદી વ્યાપારી મડળના એ પ્રમુખ હતા મુબઈની ગોદીમા દારૂગોળાના ધડાકાથી વ્યાપારી કોમને અસહ્ય નુકસાન થયુ. મુબઈ શહેર પર અણધારી આફત આવી પડી. ચેમ્બરના કેટલાક અગ્રગણ્ય સભાસદોએ પ્રાણુલાલભાઈને આવીને કહ્યું, 'આપણે બધા અસમર્થ છીએ આપણે વ્યાપારી આલમનુ હિત જાળવી નહિ શકીશુ આપણે તો શ્રી   ને આપણા નેતા અને અગ્રેસર તરીકે આમત્રી, તેના અનુયાયીઓ બની, ગવર્નર પાસે જવુ અને વ્યાપારી કોમને નુકસાનમાથી કેમ ઉગારવી તેની સર્વ સત્તા ચેમ્બરે શ્રી.. ને આપવી ' મીઠી વાણી, મૃદુતા અને સૌજન્યથી ભરેલા પ્રાણુલાલભાઇએ, આવે અણીને પ્રસગે, હિદી વ્યાપારી મડળના પ્રમુખનુ ગૌરવ ઘટે, અને તેનુ માનભગ થાય તેવી લેશ પણ રચના થવા ન દીધી. પોતે પ્રસગને પહોચી વળ્યા. ગવર્નરને પોતે મળ્યા. ચેમ્બરે વ્યાપારીઓને પૂરતો સાથ અને સહકાર આપ્યો. વ્યાપારી આલમનુ હિત સચવાય એવી બધી પ્રવૃત્તિઓને નવુ જોમ અને ચાલુ પ્રેરણા આપ્યા. પરિણામે, વ્યાપારી કોમને તેના નુકસાન બદલ લાખો રૂપિયા અપાવી પ્રાણુલાલભાઈએ વ્યાપારી કોમની અનુપમ સેવા કરી.

કટોકટીને અન્ય પ્રસંગે, હિંદી વ્યાપારી મડળે પ્રાણુલાલભાઇને એક વખત ફરીથી એ મડળનુ સુકાન હાથમા લેવાને, ૧૯૫૨મા, આગ્રહ-

પૂર્વક વિનંતિ કરી. વેચાણવેરાએ વ્યાપારી કોમમા અપૂર્વ ચળવળ જગાવી હતી. એક નાના પ્રતિનિધિમંડળની સાથે તેના નેતા તરીકે પ્રાણલાલભાઈ પૂને ગયા. મુખ્ય મંત્રી માનનીય શ્રી મોરારજીભાઈ તથા બીજા મંત્રીઓ આગળ કલાક સુધી, માનપૂર્વક, નીડરતાથી, વેચાણવેરાની વિરુદ્ધ સચોટ અને અનુત્તરીય દલીલો રજૂ કરી. પણ સૌ નિરર્થક નીવડ્યું. જ્યારે રિપોર્ટરોએ એમને પૂછ્યુ, 'શુ થયુ?' ત્યારે એમણે પોતાની લાક્ષણિક રીતે જવાબ આપ્યો, 'મંત્રીઓએ અમારૂ કથન ધીરજથી સાભળ્યુ.' મારાથી હસ્યા વિના ન રહેવાયુ. પ્રાણલાલભાઈએ મને પૂછ્યુ, 'ત્યારે મારે શુ કહેવુ જોઈતુ હતુ?' મારાથી બોલાઈ ગયુ કે, 'મને પૂછતે તો હું એમ કહેતે કે, મંત્રીઓને અમે બધા, ધીરજ ખોયા વિના, સાભળી રહ્યા.' પણ પ્રાણલાલભાઈના મુખારવિંદના ભાવો ઉપરથી હુ સમજી ગયો કે 'રાજાપ્રજાના ઉરમેળનો અંતરાય ન વધે એ રાજ્યનીતિનો હુ ભક્ત છુ, તો પછી એવુ હુ કેમ કહી શકુ?'

સંગઠન, સહકાર અને સવાદી સૂરથી કેટલાક અગત્યના ઉદ્યોગોનુ સંરક્ષણ કરવા માટે તથા તેનો વિકાસ વધારવા માટે કેટલાક ખાસ અલાયદા મંડળો ઊભા કરવામા આવે છે. સસ્થાઓની પ્રવૃત્તિઓમા પ્રાણ પૂરવા ઉપરાત, પ્રાણલાલભાઈ નવી સસ્થાઓના સર્જક થયા છે. ૧૯૪૪મા, હિંદી બેન્કોના હિત જળવાય અને હિંદી વ્યાપારી આલમની તે વધારે ને વધારે સેવા કરી શકે, એવી ઘટના રચી શકાય, તે માટે જોઈતુ પીઠબળ પૂરુ પાડી શકે અને બેન્કોનો કેસ સબળ રીતે મૂકી શકે એવુ કોઈ પણ મંડળ ન હતુ. આવી કલ્પના પર પણ જો તે વખતે કટાક્ષ કરવામા આવે તો આવા મંડળના સર્જનમા તો હૃદયપૂર્વક સાચો સાથ કોણ આપી શકે? પ્રાણલાલભાઈ આવી વિષમ સ્થિતિથી હતાશ નહિ થયા. તેમની શ્રદ્ધા અને તેમનુ નિશ્ચયબળ અડગ રહ્યા. प्रारब्ध उत्तमजना न परित्यजन्ति એ અનુભવ સૂત્ર તેમનુ કર્તવ્યસૂત્ર બની રહ્યું. હિન્દી બેન્કોનુ મંડળ સ્થપાયુ—સ્થાપ્યુ. તેનુ કર્તવ્યક્ષેત્ર વિકસાવ્યુ. તેનુ ગૌરવ વધાર્યું. તેના વિચારો માટે આદર ઉત્પન્ન કર્યો. તેના મંતવ્યો માટે સંમતિના સૂરો જગાવ્યા. તેની સૂચનાઓ સ્વીકારાય તે માટેનુ વાતાવરણ ઊભુ કર્યું. અને આજે હિન્દી બેન્કોનુ મંડળ જે કાંઈ કહે છે તેને રિઝર્વ બેન્ક તેમજ વડી સરકાર માનથી સાભળે છે અને તે ઉપર સમભાવથી વિચાર કરે છે. સાચા દેશસેવકના

સર્જનમા દેશહિત જાળવવાનુ અને તેને વિકસાવવાનુ કેવુ સામર્થ્ય અને કેવો પ્રભાવ રહ્યા છે, તે હિન્દી બેન્કોના મ ડળની કાર્યસિદ્ધિથી સમજાય છે. આ મ ડળના સર્જન માટે તથા તેના વિકાસ માટે પ્રાણલાલભાઈએ જે ભગીરથ પ્રયત્નો કર્યા છે તથા જે તપો તપ્યા છે તેમા જ તેમની યશ-ગાથા લખાઈ રહી છે. આવા મ ડળના સર્જનથી પ્રાણલાલભાઈની દીર્ઘ-દષ્ટિનુ, દેશસેવાનુ અને આવતી કાલની જરૂરિયાતોને આજે સમજી શકવાની શક્તિનુ માપ અને મૂલ્ય કેમ આકવાં તે સૌ કોઈ સમજી શકે છે.

'સ્વદેશી લીગ' એ પ્રાણલાલભાઈનુ નૂતન સ તાન છે. માતાના સમર્પણથી અને પિતાના પુરુષાર્થથી એને ઉછેરી, મોટુ કરી, જનતાના કલ્યાણ માટે જોઈતી વૃત્તિ અને સામર્થ્ય તેને મળે તે માટે બને તેટલી જહેમત તેઓ ઉઠાવી રહ્યા છે. પણ 'પારકુ અને પોતાનુ' એ ઉભયને સમાન ભૂમિકા પર મૂકવાના સમાન ઢબના સમાજ ગ્ચવાના સિદ્ધાતમા 'સ્વ' પર ભાર મુકાય અને 'દેશ'ની અવગણના થાય તો તેમા વિધિ સિવાય કોનો આપણે દોષ કાઢી શકીશું?

કુટુમ્બી તરીકે, મિત્ર તરીકે, વ્યાપારી આલમના નેતા તરીકે પ્રાણલાલભાઈની પિછાણ કરવાથી પ્રાણલાલભાઈને આપણે પૂરા ઓળખી શકતા નથી એક સ સ્કારી આત્મા તરીકે જ્યારે આપણે એમને નિહાળીએ છીએ ત્યારે જ એ મહાનુભાવની સાચી મહત્તા અને એના અ તરના ભાવો આપણને સમજાય છે. ભાષામા મીઠાશ, વાણીમા સ યમ અને વર્તનમાં સમભાવ આ તો જે કોઈ એને મળે છે તે સહજ જોઈ શકે છે. વ્યાપાર-ઉદ્યોગને પ્રાણલાલભાઈ પોતાનુ જીવનસર્વસ્વ લૂટી લેવા દેતા નથી. લલિતકળાઓ, નાટકો, નૃત્યો, સ ગીત અને સાહિત્યસર્જન, અન્ય પ્રવૃત્તિઓથી અધૂરા લાગતા એમના જીવનને પૂર્ણ બનાવે છે અને એમના આત્મામા તેથી આન દનો સતત ઉત્સવ ઊજવાઈ રહે છે.

નાટકો અને નવલિકાઓ એમણે લખ્યા છે. સ્નેહની સાર્થકતા સ્નેહની તૃપ્તિમા કે સ્નેહનો સ્વીકાર કરાવવામા નથી, પણ સ્નેહની અમરતા ત્યાગમાં અને સમર્પણમા છે, એવો ઉન્નત પ્રસાદ એમના વાચકોને આપી રહેવા પ્રાણલાલભાઈ પોતાની શૈલીમા અને વસ્તુગૂ થણીમાં પોતાનો અ તરાત્મા

રેડી રહે છે. 'સ્વપ્ન કે સત્ય?'માં 'મારી પાપની કાળી રાત્રીમા એક આટલો તારલો ઉદય પામે' એવા અંતરવલોવતા ભાવથી ગણિકા ગોહનને જે અધઃપાતથી બચાવે છે અને 'રાધામાધવ'માં પિતાની આબરૂ સાચવવા માટે રાધા જે રીતે પોતાના જીવનસર્વસ્વનુ બળિદાન કરી એના 'જીવનઆધાર' માધવના પત્રમા અંતરનો કરુણ-ભીડો સૂર કાઢી કહે છે, 'મને ભૂલી જાઓ! આપણે કેવલા સંકેત મિથ્યા હતા. જે પદ પ્રાપ્ત કરવા અધીરુ હૈયુ ઝંખતુ, તે મારે માટે હવે અશક્ય બન્યુ. હાય! વિધાતાએ મને મારી નાખી'—આ બન્ને પ્રસંગોમા પ્રેમની મોહિનીની મસ્તી ક્ષણિક છે, પણ ત્યાગ અને સમર્પણમાં મનુષ્યજીવનની સાચી કસોટી અને મુક્તિ છે એવા સૂરો સંભળાઈ રહે છે. એમ જનાં પ્રેમજીવનમા સખી જોઈએ, માત્ર સન્નારી નહિ, એનુ રસમયુ ચિત્ર 'સખી કે સન્નારી?'ની નાટિકા આબેહૂબ ઊભુ કરી શકે છે. 'ભાવના કરતા કર્તવ્ય મહાન છે, એ તારો મુદ્રાલેખ તને મુબારક હો', એ એક વાક્યમા હૃદયના સર્વ ભાવો ઠાલવી નાખતો, ચન્દ્રકાન્તે ચિગતે અંતરે લખેલો પત્ર જ્યોતિના હૃદયમા પતિભક્તિની પ્રચંડ જ્વાલા પુન ઉત્પન્ન કરે છે અને તેનો અતરાત્મા કકળી ઊઠી કહી નાખે છે: 'કોમળ સુગધી પુષ્પને મસ્તક પર ચડાવવાને બદલે પગથી છૂંદયુ, કૂણા દિલને શબ્દોના પ્રહાર માર્યા, સાહચર્ય ઝખતા હૃદયને કટાક્ષોના વાક્બાણથી વીંધી નાખ્યુ, મૈત્રી માગનારને અપમાન આપ્યુ, બંધુતાને બદલે બેપરવાઈ બક્ષી, પ્રેમને સ્થાને ઉપદેશની પરપરા છોડી. ક્રૂર કોણ?'

આવી અંતરપરીક્ષાથી દાપત્યજીવનની સાચી કસોટી થાય છે અને તેના સુખ અને ધન્યતાના સંવાદી સૂરો તેના ગૃહમંદિરમા સતત ગુજન કરી રહે છે.

ગુજરાતી નાટ્યશતાબ્દી ઊજવવામા અને ગુજરાતી નાટ્ય મડળ સ્થાપવામા પ્રાણલાલભાઈએ જે પ્રેરણા આપી, જે ભાગ ભજવ્યો, જે માર્ગદર્શન બતાવ્યુ, જે વ્યૂહરચના રચી, જે અમીરાઈ દાખવી તથા તેના સાધ્યોની સિદ્ધિને માટે જે મત્રો ઉચ્ચાર્યા તેથી સાહિત્યક્ષેત્રમા તથા સાક્ષરોના હૃદયમા એમને માટે આદર, ભાવ અને મમતા વધ્યા છે, તથા એ સંસ્કાર અને સસ્કૃતિની સતત લહાણીના ક્ષેત્રમા 'માનનીય મુરબ્બી' તરીકેનો એમનો કીર્તિકળશ અમર બની ગયો છે

સ્નેહ, સેવા અને સમર્પણના ત્રિવેણીસંગમથી શોભતા આ સંસ્કારી આત્માને, ભારતમાતાની અનેક ક્ષેત્રોમા ઉન્નત્તિ કરવાની સર્વ સાનુકૂળતાઓ અને શક્તિ મળો, તે જીવંત રહો અને વિકસો એવી જ એમના મિત્રોની શુભેચ્છાઓ અને પ્રાર્થના હોઈ શકે.

મનમુખલાલ એ. માસ્તર



# ચારિત્ર્યવાન વેપારી : સહૃદયી મિત્ર

## શ્રી ઉછરંગરાય એન. ઢેબર
## પ્રમુખ : ઈન્ડિયન નેશનલ કોંગ્રેસ

મુરબ્બીશ્રી પ્રાણલાલભાઈના પ્રસંગમાં હું બહુ જ થોડો આવ્યો છું. ઘણી વસ્તુઓને વિષે મનમાં પશ્ચાત્તાપ રહી જાય છે તેમ મને આ વિષે રહી ગયો છે

એક પ્રસંગ હતો. સૌરાષ્ટ્રનું નવું રાજ્ય સ્થપાયું. દેના બેન્કની શાખા ખોલવા માટે માગણી કરવામાં આવી. સરકારની નીતિને અંગે તે મંજૂર ન થઈ શકી. સ્વ. મુરબ્બીશ્રી અમૃતલાલભાઈનો પત્ર આવ્યો. તેમાંથી મુરબ્બીશ્રી પ્રાણલાલભાઈનો પરિચય થયો. મને નવાઈ તો એ લાગી કે મુરબ્બીશ્રી અમૃતલાલભાઈએ દર્દ વ્યક્ત કર્યું હતું. મુરબ્બીશ્રી પ્રાણલાલભાઈ તે સંબંધે શબ્દ પણ ઉચ્ચારતા ન હતા. સરકારની નીતિ વિષે ન તો તેમણે ફરિયાદ કરી, ન તો તેમણે પોતાના દુઃખની લાગણી વ્યક્ત કરી! અને પછી તો જેમ તેમની નિકટ આવતો ગયો, તેમ તેમના અનેક ગુણોનો પરિચય થતો ગયો.

સૌરાષ્ટ્ર પ્રધાન-મંડળના મુખ્ય માનનીય શ્રી મનુભાઈ શાહનું સન્માન કરવા માટે, રાજકોટમાં, તા. ૧૧ મી એપ્રિલ ૧૯૫૬ ને દિને યોજાયેલા સમારંભમાં



કોંગ્રેસ પ્રમુખશ્રી ઉછરંગરાય ઢેબર, સમારંભના પ્રમુખશ્રી પ્રાણલાલ દેવકરણ નાનજીનો પુષ્પહારથી સત્કાર કરે છે તે વેળાની તસવીર



શ્રી પ્રાણુલાલભાઈ અને શ્રી ઢેબરભાઈ
(રાજકોટ, ૧૯૫૬)

શ્રી પ્રાણુલાલભાઈને મળવું એટલે એક બેન્કરને મળવુ એમ કદી લાગતુ જ ન હતુ. એક સૌજન્યશીલ સદ્‌ગૃહસ્થને મળવામા જેટલુ આકર્ષણ હોઈ શકે તેટલુ શ્રી પ્રાણુલાલ-ભાઈનુ આકર્ષણ રહે છે.

શ્રી પ્રાણુલાલભાઈ જીવનપર્યંતના ધર્મ-શાસ્ત્રોના અભ્યાસી રહ્યા છે. તેમનો સંસ્કૃતનો અભ્યાસ, તેમનો શાસ્ત્રનો અભ્યાસ, તેમનો સાહિત્યનો અભ્યાસ, તેમનો ભારતીય કલા વિષેનો રસ, તેમના સફળ વેપારી તરીકેના જીવનન પાસાંને એક પ્રકારનુ સમત્વ આપે છે, એક પ્રકારનુ ઓજસ આપે છે, એક પ્રકારનુ ચૈતન્ય આપે છે; તેથી પ્રાણુલાલભાઈ પાસે શુષ્કતા ટકતી નથી, વેપારની વાતોમાં પણ ધર્મ-વિવેક તરી આવે છે, તેમ જ શાસ્ત્રીય વાતોમાં બુદ્ધિજડતાનો અભાવ તરી આવે છે. તેમની નમ્રતા આથી ઉપરછલ્લી દેખાતી નથી, તેમનુ સૌજન્ય કૃત્રિમ જણાતું નથી. તેમની મૈત્રીમા મીઠાશ છે

પ્રાણુલાલભાઈ એક ઉદારચિત્ત, સૌજન્યશાળી, ચારિત્ર્યવાન વેપારી તરીકે અને સહૃદયી મિત્ર તરીકે દીર્ઘકાળ સુધી આપણી વચમા રહે તેવી પ્રભુ પાસે પ્રાર્થના કરીએ

## સ્નેહાંજલિ

શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી

શ્રી બાબુભાઈ એમ. ચીનાઈ

શ્રી સર હરસિદ્ધભાઇ વિ. દિવેટિયા

દીવાનબહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

શ્રીમતી ગંગાબહેન ગોરધનભાઈ પટેલ

કવિશ્રી મૂળશંકર હરિનન્દ મૂલાણી

શ્રી મોહનલાલ મહેતા 'સોપાન'

ડૉ. એસ. જી. પનાન્દીકર

શ્રી રવિશંકર મ. રાવળ

શ્રી એ. સી. રામલિંગમ્

પ્રો. બી. આર. દેવધર

શ્રી વૃન્દાવનદાસ એચ. ભગત

શ્રી જયશંકર ભૂ. ભોજક 'સુંદરી'

શ્રી પૃથ્વીરાજ કપૂર

## જીવનરેખા

પ્રા. મધુકર આર. રાદેરિયા



# રસિકતા અને ભાવનામયતા


શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી

રાજ્યપાલ, ઉત્તર પ્રદેશ


મનુષ્યોના આચાર ને એની સિદ્ધિઓ સંયોગો અને સંઘર્ષોથી ઘડાય છે. તેમા એની મૌલિક માનવતા કે વ્યક્તિત્વના દર્શન થોડેક અંશે જ થાય છે તેથી જ 'થવુ' એ 'દેખાવા'' કરતા મહત્ત્વનુ છે.

પ્રાણલાલભાઈ એ સફળ 'વ્યવહારિયા' છે, કુશળ ધંધાદારી છે. કલાના અને સેવાના અનેક ક્ષેત્રો એમણે ખેડ્યા છે. ઘણાઓએ એ પ્રમાણે કર્યુ છે, તો એમની આગવી વિશિષ્ટતા શી?

નિકટ પરિચય વિના ખરું વ્યક્તિત્વ સમજાતુ નથી. સાથે એ પણ ખરુ છે કે વર્ષોના સાહચર્ય અને સ્નેહસંબંધથી દૃષ્ટિ પક્ષપાતી બની જાય છે. પ્રાણલાલભાઈનો નિકટ પરિચય, એમનુ સાહચર્ય અને એમનો સ્નેહ-સંબંધ–બધાનો અધિકાર મેં ભોગવ્યો છે. એટલે મને એમનુ



શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી

વ્યક્તિત્વદર્શન અધરુ થઈ પડે એ સ્વાભાવિક છે..

પ્રાણલાલભાઈની પ્રવૃત્તિનુ સમગ્રદર્શન કરીએ તો એક લક્ષણ તરી આવે છે, તે એમની વિશ્વવસનીયતા. દેના બેંકની પ્રગતિનો આધાર એ લક્ષણ પર રહ્યો છે. 'ઈન્ડિયન મર્ચન્ટ્સ ચેમ્બર' એમના પ્રત્યે સદ્ભાવ સેવે છે, તેનુ મૂલ પણ એ જ, જ્યારે જ્યારે એનુ નાવ ડામાડોળ થયુ છે ત્યારે ત્યારે એ સુકાની તરફ એની દૃષ્ટિ પડી છે. મિત્રોની એમના પ્રત્યેની પ્રીતિનુ મૂલ કારણ પણ એ જ એમને જે કામ સોપ્યુ હોય કે એમના પર જે વિષયમા આધાર રાખ્યો હોય તેમા આપણે નિશ્ચિત જ રહેવાનુ. પ્રાણલાલભાઈએ જે વચન આપ્યુ હોય કે આશા આપી હોય તે ફળવાના જ.

વ્યવહારિયાઓ અને વ્યાપારીઓમા લગભગ અદૃષ્ટ થવા આવી છે, એવી સસ્કારિતા એ પ્રાણલાલભાઈની બીજી વિલક્ષણતા. ધર્મિષ્ઠ ને ઉદાર, સસ્કૃતના અભ્યાસી અને જૂના સંસ્કારમા ઘડાયેલા પિતાનો પૂરો વારસો પ્રાણલાલભાઈને મળ્યો. પરિણામે અગ્રેજી કેળવણીનો લાભ એમને મળ્યો, છતા જૂના સસ્કારના સુઘડ અને અસંકુચિત લક્ષણો પણ એ કેળવી શક્યા સ્વભાવજન્ય સૌજન્યની મદદથી કુટુબ-વત્સલતા, સ્નેહભૂખ, નમ્રતા, વિદ્યાપ્રેમ, સત્યનિષ્ઠા એમણે કેળવ્યા છે. કુટુબ પર આવેલા કેટલાક આઘાતો એમણે કઠણ હૃદયે સહ્યા છે, સાથે પોતાને વેરી ગણનારાઓને પણ ઉદારતાથી એમણે મદદ કરી છે!

ધંધામા રસાકસીને સ્થાન છે, ચંચલતાને પુષ્કળ અવકાશ છે. પણ તે ઉપરાત નિખાલસતા અને સરલતા પણ એમાં શક્ય છે, એ પ્રાણલાલભાઈનુ જીવન બતાવી આપે છે 'Sharp Practice'—ઊંધા ભણાવવાની કલા જે સામાન્ય રીતે જીવનના ધનસેવી ઘણા ક્ષેત્રોમા નજરે પડે છે, તેનાથી એ અણજાણ રહ્યા છે.

જે પુરુષને સિદ્ધિઓ વરે છે, તેનામા રસિકતાના અશ છે કે કેમ તેની કોઈ પરવા કરતુ નથી, તે પોતે પણ તેની કિંમત કરતો નથી. ધધાદારીમા રસિકતા ન હોવી જોઇએ અને હોય તો દૂર રાખવી જોઈએ

એમ પણ સામાન્ય માન્યતા છે પણ મારે મન તો દરેકની માનવતાનું માપદંડ એની રસિકતા ને ભાવનામયતા છે સફળ વ્યવહારિયો જડવાદી જીવનમાંથી કેટલે અંશે ઉપર જઈ શકે છે કે સ્થૂલ વૃત્તિઓને કેવી રીતે એ સૂક્ષ્મ બનાવી શકે છે, આ જ ખરેખરાં મૂલ્યાંકનનાં ધોરણ છે. આ દૃષ્ટિએ હું પ્રાણલાલભાઈને સન્માનું છું. પ્રાણલાલભાઈનું ને જયાવતીબહેનનું દામ્પત્ય એક આત્મીયતાથી પ્રેરાયેલું છે. બન્ને યુવાવસ્થાની ઊર્મિલ રસિકતાનો પરિપાક અનુભવે છે. બન્નેને સાહિત્યના વાચનલેખનનો શોખ છે. બન્ને જોડે રસમય વાર્તાલાપ આજે પણ કરી શકાય છે. પતિમાં જેવો વિનય છે, વિવેક છે, પત્નીમાં તેવી જ સુઘડ આતિથ્યસત્કાર કરવાની હોંશ છે, અને બન્ને ઉંમર, અનુભવ ને દુનિયાદારી ત્રણેથી પર થઈ રસિક વૃત્તિઓને સતેજ રાખી શકે છે.

જગતથી અણજાણ એક ક્લબ છે. એમાં સભ્યો વધતા નથી અને ઘટતા નથી. એમાં ચૂંટણીની ધમાલ નથી અને અધિકારોની ભાંજગડ નથી. એ ક્લબ જ્યારે સમય હોય ત્યારે મળે છે. એનું બંધારણ પરસ્પર સ્નેહસંબંધ પર ઘડાયું છે. એની સ્થાપનાને આજે અઢાર વર્ષ થયાં. એ ક્લબમાં પહેલેથી તે આજસુધી ૭ સભ્યો છે · ચાર પુરુષો ને બે સ્ત્રીઓ, બે દમ્પતીઓ ને બીજા બે ગૃહસ્થો એમાંના એક દમ્પતી તે પ્રાણલાલભાઈ અને જયાવતીબહેન.

જ્યારે આ ક્લબનું સંમેલન મળે છે ત્યારે પહેલાં જમણ થાય છે, દરેક વિષયની વાતો થાય છે પછી તબલાં ને હાર્મોનિયમ આવે છે. સંગીતના વિષયમાં ક્લબમાં બે શ્રેણી છે. તેમાંની એક શ્રેણી શિષ્ટ સંગીતથી કાર્યક્રમ શરૂ કરે છે. તેમાં પેલા બે ગૃહસ્થો અને એક સ્ત્રીસભ્ય, જયાવતીબહેન નહિ!

પછી જ્યારે વાતાવરણમાં રસિકતા જામે છે ત્યારે પ્રાણલાલભાઈ ને જયાવતીબહેન આગળ આવે છે. સાથે બીજા યુગલમાંનો પુરુષ પણ જોડાય છે. 'સૌભાગ્ય સુંદરી' શ્રેણીનો ક્રમ શરૂ થાય છે. તેમાં બધા સામેલ

થાય છે. 'મારા તનમાં મનમા ભર્યો છે, હર્યો છે' ના સંધગાનથી પચાસ વર્ષનો પડદો ચિરાઈ જાય છે અને બધા સભ્યો, આવના વાર્ધક્યનો ભાર ફેંકી દઈ, યુવાવસ્થાનો અનુભવ તાજો કરે છે અને પરસ્પર સેવેલા સ્નેહને નવો ઓપ દે છે. આ સંસ્થાનુ નામ 'નાસિકદેવલાલી ક્લબ' છે કારણકે જેમ જમીનમાથી વનસ્પતિ ઊગે તેમ એ સ્થળોમા આપોઆપ એ સ્થપાઈ ગઈ. મે કહ્યુ તે પ્રમાણે એના સભ્યગણમા એક યુગલ તે પ્રાણલાલભાઈ ને જયાવતીબહેનનુ. બીજું કયુ તે જાણવાની ઈચ્છા થાય છે? એ અમારુ

વૃદ્ધ થવુ સ્વાભાવિક છે, પૈસા અને પ્રતિષ્ઠા મેળવવાં આકસ્મિક છે પણ વર્ષો વહી જતા હોય તોય હૃદયની રમણીયતામા કેટલી 'નવતા' રાખી શકાય છે, તેના ઉપર મનુષ્યની ખરી માનવતાનો આધાર છે.

પ્રાણલાલભાઈની મૈત્રીનો લહાવો મને ઘણા વર્ષો થયા મળતો આવ્યો છે, અને જેમજેમ મારા મિત્રોનુ જગત કાળક્રમે નાનુ થતુ જાય છે, તેમ તેમ જે તેમા રહ્યા છે, તેની કિંમત વધતી જાય છે અમારા બન્નેનો સંબધ મારી એક મોટી મૂડી છે. એને સાચવી શકુ એ જ સૌભાગ્ય હુ યાચુ છુ

પ્રાણલાલભાઈ ને જયાવતીબહેન બન્ને સો વર્ષનાં થાય એ અંતિમ પ્રાર્થના સાથે વિરમું છું.





ઇન્ડિયન મરચન્ટ્સ ચેમ્બરના પ્રમુખ શ્રી બાબુભાઈ ચીનાઈના માનમા તા ૧૬ મી ફેબ્રુઆરી
૧૯૫૫ ને દિને શ્રી પ્રાણલાલભાઈએ યોજેલા ભોજનસમારભમા
શ્રી બાબુભાઈ અને શ્રી પ્રાણલાલભાઈ

# શ્રી પ્રાણલાલભાઈ—અનોખા વેપારી અગ્રણી


**શ્રી બાબુભાઈ એમ. ચીનાઈ**

પ્રેસિડન્ટ : ઈન્ડિયન મર્ચન્ટ્સ ચેમ્બર–૧૯૫૫;
વાઈસપ્રેસિડન્ટ : ફેડરેશન ઓફ ઇન્ડિયન મર્ચન્ટ્સ ચેમ્બર ઑફ કૉમર્સ એન્ડ ઇન્ડસ્ટ્રીઝ;
પ્રેસિડન્ટ : સ્વદેશી લીગ.


હું નાનો હતો ત્યારથી જ શ્રી પ્રાણલાલભાઈનું નામ સાંભળતો. વિદ્યાર્થી આલમમા તો તેમનુ નામ ખૂબ લોકપ્રિય હતુ મે વેપારી આલમમા ને જાહેરજીવનમા પ્રવેશ કર્યો ત્યારે મને ખબર પડી કે શ્રી પ્રાણલાલભાઈનુ નામ આ ક્ષેત્રમાં તો સવિશેષ લોકપ્રિય છે. ૧૯૪૪ મા હું શ્રી પ્રાણલાલભાઈના સંપર્કમાં આવ્યો અને ત્યારથી તેમની પ્રત્યેના મારા આદરભાવ ને સ્નેહભાવ વધતા જ ગયા છે, અને પછી તો ધીમે ધીમે અમે બન્ને એટલા ગાઢ નિકટ આવતા ગયા કે અત્યારે તેઓ મારે મન મારા એક વડીલ છે, અને મારી પ્રત્યેનો તેમનો પક્ષપાત એક મોટાભાઈનો પોતાના લઘુબન્ધુ પ્રત્યે હોય તેવો છે.



શ્રી બાબુભાઈ ચીનાઈ

૧૯૪૪ મા જ્યારે શ્રી પ્રાણલાલભાઈ ચેમ્બરના પ્રમુખ હતા, ત્યારે ગોદીમાં થયેલા ધડાકા પછી જે પારાવાર ખુવારી થઈ હતી તે વખતે તેમણે જે

કામગીરી બજાવી હતી તે ખરેખર પ્રશંસનીય હતી. આવી ખાનાખરાબી મુબઈ માટે અભૂતપૂર્વ હતી, જાનમાલનુ નુકસાન બેસુમાર થવા પામ્યુ હતુ, વેપારરોજગારને સખત ધક્કો લાગ્યો હતો. આ કટોકટીને પહોચી વળવા મુબઈના જાગૃત નાગરિકબળોએ કમ્મર કસી અને શ્રી પ્રાણુલાલભાઈએ ધીરજથી અને કુનેહથી આ કાર્ય સુદર રીતે પાર પાડ્યુ. તેમની સેવાઓ મુબઈની વેપારી આલમ ભૂલે એમ નથી. આ જ વખતે યુદ્ધસમયની આર્થિક સમસ્યાઓ વેપારી આલમ સમક્ષ હતી. સર પુરુષોત્તમદાસ, શ્રી જે. આર. ડી. તાતા, શ્રી જી. ડી. બીરલા અને બીજાઓએ એક આર્થિક વિકાસની યોજના બહાર પાડી હતી, રાજકીય વાતાવરણમા નિરુત્સાહ જણાતો હતો, સ્ટર્લિંગ પુરાંતો અગે અનેક મુઝવણો ઊભી થઈ હતી અને આ બધા પ્રશ્ન અગે શ્રી પ્રાણુલાલભાઈએ વેપારી આલમને યોગ્ય માર્ગદર્શન આપ્યુ હતુ.

૧૯૫૨નુ વર્ષ ચેમ્બરની તવારીખમા કાઈક મુશ્કેલીભર્યું હતુ અને અસાધારણ પરિસ્થિતિમા શ્રી પ્રાણુલાલભાઈને ચેમ્બરનુ સુકાન ફરી વાર સ્વીકારવુ પડ્યુ. તેમની નાદુરસ્ત તબિયત અને અનિચ્છા છતા, મુરબ્બીઓ અને મિત્રોના આગ્રહને વશ થઈ તેમણે આ વિનંતિ સ્વીકારી એ પોતાની ફરજના ઉચ્ચ ભાનનુ પ્રતીક છે. આ વખત દરમ્યાન જ બહુમુખી વેચાણવેરા અગે વેપારી આલમમા અસતોષ અને રોષ પેદા થયા હતા. કરવેરાની આવશ્યક્તા જણાતા, આવી દરખાસ્તો લાવનારી સરકાર કોગ્રેસી હતી અને મુબઈ સરકારના પ્રધાનોમા પણ કેટલાક તો શ્રી પ્રાણુલાલભાઈના અગત મિત્રો હતા, આમ છતાં, આવી વિકટ પરિસ્થિતિ ઉપર કાબૂ મેળવી શ્રી પ્રાણુલાલભાઈએ પોતાની કાર્યકુશળતા અને સચાલનશક્તિનો સુદર પુરાવો આપ્યો. ચેમ્બરના એસોસિયેશનના પ્રતિનિધિઓની એક સભામા તેમણે આ પરિસ્થિતિનુ દર્દભર્યા શબ્દોમા વર્ણન કર્યું હતુ તે પ્રસગ હજી મારી આખ સામે તરવરે છે વેપારી આલમનો કેસ તેમણે મજબૂત રીતે અને છતા વેપારીઓના મોભ્ભાને છાજે એવી રીતે સરકાર સમક્ષ રજૂ કર્યો, અને ધીમે ધીમે સરકારને પણ સાચી પરિસ્થિતિનુ દર્શન થયુ. શ્રી પ્રાણુલાલભાઈ આ સમય દરમ્યાન અથાગ પરિશ્રમ ઉઠાવતા, એ મે નજરે

જોયુ છે. સૌજન્ય અને શાન છોડ્યા સિવાય પણ ગજબ કુનેહથી સરકારી નીતિની સચોટતાથી છણાવટ કેવી રીતે થઈ શકે તે શ્રી પ્રાણલાલભાઈએ આ દાખલામાં બનાવ્યુ છે.

૧૯૪૪મા અને ૧૯૫૨મા શ્રી પ્રાણુલાલભાઈના જ પ્રયત્નોને અને કામગીરીને પરિણામે વેપારી આલમને બે સંસ્થાઓ સાપડી–ઇન્ડિયન બેન્કસ એસોસિયેશન અને સ્વદેશી લીગ. છેલ્લા કેટલાક વર્ષોથી ભારતીય બેંકોના સામૂહિક અને વ્યવસ્થિત કાર્યોમા આ એસોસિયેશનનો સુદર ફાળો રહ્યો છે ને તેનુ સુકાન શ્રી પ્રાણુલાલભાઇએ ઘણા વર્ષો સુધી સભાળ્યુ તેમની પાછળ તેઓ પોતાના કલાકોના કલાકો ગાળતા. સ્વદેશી માટેની શ્રી પ્રાણુલાલભાઇની લગની અજોડ અને અનોખી છે. ૧૯૪૪ના ચેમ્બરના પ્રમુખ તરીકેના પ્રવચનમા પણ તેમણે આ બાબતમા યોગ્ય માર્ગદર્શન આપ્યુ હતુ સ્વદેશીની ભાવનાના ઓસરતા જતા પૂરને ખાળવા ૧૯૫૨મા તેમના જ નેતૃત્વ નીચે આ નવી સંસ્થા શરૂ થઈ અને તેમણે ત્રણ વર્ષ સુધી આ સસ્થાને પોતાની ચીવટભરી, મમતાભરી અને સતત સેવાઓ આપી. તેમણે માગ જેવા કેટલાયે સહકાર્યકરોને આ સુદર કાર્યમા રસ લેતા કર્યા અને આ બધા પ્રયાસોને પરિણામે ‘સ્વદેશી’ શબ્દ ફરી એકવાર દેશભરમા ગુંજતો થયો છે ને તેના પડઘા ઇન્ડિયન મર્ચન્ટ્સ ચેમ્બર, બીજાં વેપારી મંડળો અને ફેડરેશન ઑફ ઈ. મ ચેમ્બર ઑફ કોમર્સ એન્ડ ઇન્ડસ્ટ્રીઝમા, તથા મધ્યસ્થ સરકારમા અને રાજ્ય સરકારોમા પણ પડ્યા છે

શ્રી પ્રાણુલાલભાઈના ઉન્નત અને કાર્યરત જીવનના અનેક પાસા છે તે બધાને સ્પર્શવાનુ કાર્ય આ નાના લેખમા મારે માટે મુશ્કેલ છે. તેમણે વેપારી-ઓને નવયુગના એંધાણુ ઓળખીને અને પુરાણા વિચારો તજીને સમાજના એક ઉપયોગી અંગ તરીકે ઘડાઈને તૈયાર થવા સચોટ અનુરોધ કર્યો છે. વેપારી આલમ સામે બિનપાયાદાર આક્ષેપો કરવાની અણછાજતી રીતને તેમણે પડકારી છે ને વેપારીઓને ચેતવા, જાગૃત થવા અને પોતાના હિત અને સરક્ષણ અર્થે કટિબદ્ધ થવા હાકલ કરી છે. શ્રી પ્રાણુલાલભાઇના આ મનનીય

વિચારો, હજી પણ આપણા મનમા નહીં વસે તો પોતાના અહિત માટે વેપારી વર્ગ જ જવાબદાર ગણાશે એ નિશ્ચિત છે.

સ્વ શ્રી ચૂનીલાલભાઈ અને શ્રી પ્રાણલાલભાઈ દેના બેંકના સંસ્થાપકો છે. બેંકિંગ સિવાય વિવિધ ક્ષેત્રોમા તેમની કીર્તિ ને પ્રતિષ્ઠાની સુવાસ પ્રસરી છે. સ્વ. ચૂનીલાલભાઇનો સ્ટેમ્પનો શોખ તો ખૂબ જાણીતો છે શ્રી પ્રાણલાલભાઈ માટે કોઈ વિદ્વાને એક પ્રસગે કહ્યુ હતુ તે મને યાદ છે કે, 'તેઓશ્રી ઉદ્યોગપતિ કે વેપારી છે તે તો એક અકસ્માત માત્ર છે, મુખ્યત્વે તો તેઓશ્રી લલિતકલા, સાહિત્ય ને નાટકના અખડ અભ્યાસી ને ઉપાસક છે '

શ્રી પ્રાણલાલભાઇની સાલસતા, નિખાલસતા, વિચક્ષણતા અને દૂરદેશી, મીઠાશભરી ભાષા પણ સાથે મક્કમતા વગેરે વિષે તો ખૂબ ખૂબ લખી શકાય તેઓ એક સાચા મિત્ર છે અને કર્તવ્યપરાયણતા તો તેમનામાં ભારોભાર ભરી છે પ્રાણલાલભાઈની, મીઠાશથી સામા માણસને મહાત કરવાની ખૂબી હરકોઇમા આવે તો કેવુ સારુ ? અવિરત પ્રવૃત્તિ પછી તેમણે નિવૃત્તિમય જીવન ગાળવાની ઇચ્છા પ્રદર્શિત કરી છે, પણ મને તો લાગે છે કે એમના જેવી વિરલ વ્યક્તિઓ નિવૃત્તિમા પણ પ્રવૃત્તિ આદર્યા જ કરશે. શ્રી પ્રાણલાલભાઈ એક અજબ વ્યક્તિત્વવાળા વેપારી આલમના અનોખા અને પીઢ અગ્રણી છે ને તેમને હાથે વેપારી આલમની જ નહીં પણ બહુજનસમાજની પણ સેવા થઈ છે. તેમના સસ્કારી વ્યક્તિત્વનુ દર્શન ધન્ય છે.



# સાંસ્કૃતિક વિકાસના પુરસ્કર્તા

સર હરસિદ્ધભાઈ વિ. દિવેટિયા
ઉપકુલપતિ, ગુજરાત યુનિવર્સિટી

વ્યાપાર અને સંસ્કાર, શ્રી અને સરસ્વતી એ બન્નેનો સુભગ સયોગ શ્રી પ્રાણલાલભાઇના જીવનમા થયો છે એ એમની ખાસ વિશિષ્ટતા છે. વિત્ત અને વિદ્વત્તા વચ્ચેનુ અંતર એમના માનસમા ઘણુ ઓછુ છે. બેંકિંગ, વીમો, સ્વદેશીબનાવટને ઉત્તેજન વગેરે ક્ષેત્રોમા એમણે બેંકિંગ એસોસિયેશન, દેના બેંક મેગેઝીન, સ્વદેશી લીગ અને બીજી સસ્થાઓની સ્થાપના કરી પોતાના જ્ઞાન અને અનુભવ વડે તેમનુ સફળતાપૂર્વક સચાલન કર્યું છે. પોતાની દોરવણી તળે કાર્ય કરનારા અમલદારો તથા કારકુનો તરફ સમભાવ અને સહાનુભૂતિ દર્શાવી તેમને ઉત્સાહપૂર્વક પ્રેરણા આપી છે. ઇન્ડિયન મર્ચન્ટ્સ ચેબરના પ્રમુખ તરીકે પણ એમણે કુશળતાપૂર્વક કાર્ય કરી વ્યાપારી જગત તેમજ સરકારમા પ્રતિષ્ઠા સંપાદન કરી છે



સર હરસિદ્ધભાઈ દિવેટિયા

આ બધી સિદ્ધિઓ મુબઈ જેવા શહેરમા મહત્ત્વની ગણાય, પરંતુ

એમનુ વ્યાપારી જીવન આર્થિક ક્ષેત્રમા જ સકુચિત થઈ ગયુ નથી. મને તો એમ લાગ્યુ છે કે પ્રાણુલાલભાઈનુ મન જેટલુ ધધામા છે તેના કરતા પણ સાસ્કૃતિક ક્ષેત્રમા વધારે આકર્ષાય છે. એમના પિતા તરફથી વારસામા મળેલા સંસ્કૃતના અભ્યાસનો પ્રેમ એમણે વાચન અને ચિંતનથી વિકસાવ્યો છે, અને તેને લીધે ગુજરાતી સાહિત્યની વિવિધ શાખાઓમા પણ તે પ્રસરેલો છે. આ ગ્રન્થમા પ્રગટ થયેલા એમના લેખો આ હકીકતનુ સબળ રીતે સમર્થન કરે છે. વ્યાપારની અનેક કડાકૂટભરેલી પ્રવૃત્તિઓમાથી વાચન અને મનનનો સમય કાઢ્યાથી જ આ સિદ્ધિ મેળવી શકાય છે. અને સાહિત્યના ઊંડા પ્રેમ વિના કોઈ પણ મોટા વ્યાપારીને માટે આવી રીતે સમય કાઢવો એ ઘણુ કઠિન છે. એમા સાધનસપત્તિ, શક્તિ અને વૃત્તિ એ સર્વેની જરૂર રહે છે એ સર્વે એમનામા છે એ એમનુ તેમ જ આપણી જાહેર જનતાનુ સદ્‌ભાગ્ય છે.

ગુજરાતી નાટ્યસસ્થાઓ અને તેમના પુનરુદ્ધાર માટે એમની કેટલી ઉત્કઠા છે તે તો આપણે સર્વે જાણીએ છીએ ગુજરાતી નાટ્યશતાબ્દી મહોત્સવ પ્રસગે મુબઈમા આપણી નાટ્યકળાને ઉન્નત બનાવવા માટે એક કાયમી સસ્થા સ્થાપવી એમ પ્રાણુલાલભાઈનો તથા કેટલાક મિત્રોનો વિચાર થયો. પ્રાણુલાલભાઈએ તેને ઉત્સાહથી આગળ ધપાવ્યો. શતાબ્દી માટેના ફડમાથી ખર્ચ બાદ જતા વધેલી રકમમા એમણે પોતે તથા બીજા મિત્રોએ આર્થિક ઉમેરો કરી નાટ્યમડળની સ્થાપના કરી પ્રાણુલાલભાઈએ પોતાની બેકના મકાનમા જ મડળની વ્યવસ્થાકચેરી રાખી અને તે ઉપરાત પ્રમુખ તરીકે અનેક રીતે તેને માર્ગદર્શન આપ્યુ. ઊગતા સાક્ષરો અને લેખકોને એમણે વારવાર મદદ આપી છે. પુષ્કળ પ્રવૃત્તિમય ધધાર્થી જીવનમાથી વખત કાઢીને વાચન અને લેખન એમણે ચાલુ રાખ્યુ છે. આ બધાનુ મૂળ કારણ તો એમનો આપણા સાસ્કૃતિક વિકાસ માટેનો ધગશથી ભરેલો રસ એ જ હોઈ શકે.

ગુજરાતી શ્રીમતો પૈસો કમાઈ જાણે છે પણ આવા ઘણા શ્રીમતો પૈસો સારી રીતે ખરચી પણ જાણે છે, એ પ્રાણુલાલભાઈ અને એમના

જેવા પુરૂષોએ બતાવી આપ્યુ છે. આવા પરોપકારી ગુણ ઉપર ગુજરાતનુ ગૌરવ ટકી રહ્યુ છે. મધ્યમમાર્ગી ગુજરાત આર્થિક તેમજ સાસ્કારિક પ્રવૃત્તિઓમા સમતોલન સાચવી શકે છે. આપણી શાંતિપ્રિય અને સહિષ્ણુતાપ્રિય પ્રજા ઉગ્ર આંદોલન કરવા કરતા નમ્રપણે સગીન સેવામા વધારે માને છે તથા સાર્વજનિક સેવામા વ્યાવહારિક દૃષ્ટિ સાચવે છે. પ્રાણુલાલભાઈ આવા એક નમ્ર, વિવેકી અને સૌજન્યથી ભરેલા કાર્યકર છે. એમનાં પત્ની સૌ. જયાબહેન પણ એવી જ સાસ્કારિક વૃત્તિથી પ્રેરાયેલા છે અને મુબઈના ગુજરાતી સ્ત્રીસમાજના સેવાક્ષેત્રમા રસપૂર્વક કાર્ય કરે છે

પ્રાણુલાલભાઈ જે સામાજિક સેવાઓ આપી રહ્યા છે તે હજી અનેક વરસો સુધી આપ્યે જાય અને ગુજરાતની પ્રતિષ્ઠા વધારે એ આપણી શુભેચ્છા.



# નિરંતર પ્રવૃત્તિશીલ

## દીવાનબહાદુર શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

પ્રાણલાલભાઈના પિતાશ્રીના વખતથી મારે ને એમના કુટુંબને સંબંધ. સ્વ. દેવકરણભાઈ પિકેટ રોડ પરની મહાજનવાડીમાંની ગીતાપાઠશાળામાં હમેશાં જતા અને હું પણ ત્યાં જનારામાંનો એક હતો, એટલે અમને એકબીજાના પરિચયમાં આવવાનો પ્રસંગ મળતો. પોતે બહુ ધાર્મિક વૃત્તિના હતા.

પ્રાણલાલભાઈએ પુખ્ત વયે પિતાનો વ્યવસાય સંભાળી લીધો, તે તો બરાબર હતું, પણ એમને એટલાથી સંતોષ થયો નહિ. એને કેમ વિકસાવવો તેની કાળજી એમને રહ્યા કરતી. કોટના ધંધાદારી લત્તામાં દેવકરણ નાનજી બિલ્ડીંગ એમનાં વપરાશ માટે તૈયાર હતું, એટલે એમને વિચાર સૂઝયો કે જેમ બીજી અંગ્રેજ સંસ્થાઓ મોટી બેંકો કાઢી હજારો રૂપિયાનો નફો કરી તે નફો પરદેશ લઈ જાય છે, તો તેમને ધોરણે એક સદ્ધર બેંક કાઢી તેનો નફો દેશમાં જ રહે, એમ કેમ ન કરું? એમણે તેમ કર્યું અને આજે જગજાહેર દેના બેંક કાઢી, કાઢી એટલું જ નહિ, તેને વિકસાવી, વિસ્તારી, એટલે કે



દીવાનબહાદુર ઝવેરી

ખુદ મુંબઈ શહેરમા ને ગુજરાત, કાઠિયાવાડ અને મહારાષ્ટ્રમા તેની શાખાઓ ખોલી એ શાખાઓની સખ્યા લગભગ સાઠની થવા જાય છે દિલ્હી ને કલકત્તામા પણ દેના બેંક ખરી. સાથે સાથે દાગીના, કીમતી દસ્તાવેજો વગેરે રાખવાના ખાના Safety Vaults પણ ખરા. એમા એમને મદદ માટે વિશ્વાસુ માણસ જોઈએ. તે પણ ભાઈ પ્રવીણચંદ્ર વ. ગાધી જેવા એમના પાસેના સગા—એમના ભાણેજ જ. આ બધી એ દિશામાની પ્રવૃત્તિ જોઈ અને શાખા પછી શાખા ખૂલતી જોઈ મને ફિકર થઈ કે આ બધી શાખાઓ પર પોતે જાતે જોઈએ તેટલુ ધ્યાન આપી શકશે નહીં. અને એ સાહસમા—એ મારા મત પ્રમાણે સાહસ જ હતુ—ઘણુ જોખમ રહેલુ હતુ, કારણ શાખાઓના કામકાજ સબધે વિશ્વાસ તો અતે પારકાઓ પર જ રાખવાનો. આ મારો અભિપ્રાય એમને દર્શાવતા એક દહાડો પોતે મને કોટની બેંકની ઓફિસમા લઈ ગયા, અને શાખાઓ તરફથી જે કાગળો, આવકજાવકના હિસાબો, પ્રમાણપત્રો, ફાઈલો વગેરે આવતા ને તપાસાતા તે બતાવ્યુ ને મારી ખાતરી થઈ કે કામકાજ તો બરાબર ચાલે છે

પણ એમના જેવા વેપારીને એક જ ધધો કરવાથી સંતોષ કેમ થાય? એમણે વીમા પર ધ્યાન દોડાવ્યુ અને વીમા કપની કાઢી. અને તે ક્ષેત્રમા પણ તેમની પૂર પ્રવૃત્તિ ચાલી રહી છે

પ્રાણલાલભાઈ મારી જ જ્ઞાતિ—મોઢ ધાણિયા—નુ ભૂષણ છે. અને પોતાના હાથ તળેના ખાતાઓમા નોકરી રાખતા, હમેશા મોઢ બધુઓને ઉત્તેજન આપ્યા કરે છે

વેપારધંધો એ એમના જીવનની એક બાજુ, બીજી બાજુ, સાહિત્યક્ષેત્ર. એ ક્ષેત્રમા એમણે બહુ કામ કર્યું છે, અને એની અનેક દિશાઓના વિકાસ માટે તન, મન ને ધનથી મદદ અને સહકાર આપ્યે જ જાય છે. વેપાર-ક્ષેત્રમા ટોચે ચડી, મુબઈના હિન્દી વેપારી મંડળના પ્રમુખ ચૂટાયેલા. એ મંડળમા વ્યાખ્યાન આપતા તેમાયે સાહિત્યનો ઊંડો ઊંડો ધ્વનિ ખરો. ગુજરાતી નાટ્ય મડળના એ પ્રાણ અને આત્મા. એમનો સમભાવ,

સહકાર હોય નહિ ને ભાઈ મધુકર રાંદેરિયા એ મંડળ અસ્તિત્વમાં લાવી શકે નહિ. આ સિવાય મુંબઈ યુનિવર્સિટીની સેનેટના પોતે સભ્ય છે. ત્યાંપણ જરૂર પડ્યે ભાષણ આપી માર્ગદર્શન કરે છે. જ્યારે જુઓ ત્યારે સાહિત્ય સંબંધે કાંઈ ને કાંઈ વિચારતા જ હોય ને મુંબઈબહાર રાજકોટ, પોરબંદર વગેરે જગાએ તેનો લાભ આપતા જ હોય.

પ્રાણલાલભાઈ સ્વદેશીભક્ત છે સ્વદેશી કાપડનો સફેદ લાંબો ડગલો ને સફેદ ટોપી એ એમનો હંમેશનો પોશાક

ઈશ્વરે એમને સહચારિણી પણ એમના લાયકની જ આપી છે. સૌ. જયાવતી (મારે મન જયા) બહેન શ્રી કોટ હિંદુ સ્ત્રી મંડળના પ્રમુખ તરીકે આજે કેટલાયે વર્ષ થયા, એમના નંણદ અને બીજી બહેનોને સાથમા રાખી સ્ત્રીસમાજના સુધારા માટે કેવું ઉમદા કામ કરી રહ્યા છે, તે જાત માહિતીથી હું જાણુ છું, કારણ કોઈ કોઈ વખત એમના સમારંભોના પ્રમુખપદ માટે એઓ મને લઈ જાય છે. કામ કરતા થાકતા નથી સાથે સાથે ધર્મિષ્ઠ બહુ છે. કાંદાવાડીમા રાધાકૃષ્ણના મંદિરમા દર્શન કરવા આવે ત્યારે મને મળ્યા વગર જાય નહિ. પોતે સુંદર લેખો, નાટિકાઓ ને કવિતાઓ પણ લખે છે.

એ દંપતી ઘણુ જીવો, અને સમાજ અને સાહિત્યની સેવા કરતા રહો એવી શુભેચ્છા અને શુભાશીર્વાદ.



# કુટુંબવત્સલ પ્રાણલાલભાઈ

## શ્રીમતી ગંગાબહેન ગોરધનદાસ પટેલ

કેટલાક માણસોનું વ્યક્તિત્વ જ એવું પ્રતિભાશાળી અને આકર્ષક હોય છે કે નાનામોટા સૌ કોઈ તેમની મૈત્રી ઝંખે અને મેળવીને આનંદ પામે. ભાઈશ્રી પ્રાણલાલભાઈ એવી ભાગ્યશાળી વ્યક્તિઓમાંના એક છે, એટલું જ નહીં પણ માત્ર ઉપરછલ્લા અનુભવ વડે પડેલી તેમને વિશેની છાપ તેમનો પરિચય જેમ ગાઢ થતો જાય તેમ તેમ વધારે ઉત્તમ થતી જાય છે, અને તેમના વ્યક્તિત્વના કેટલાંયે નહીં જણાયેલા પાસાનું દર્શન થતા સાનંદાશ્ચર્યની લાગણી ઉત્પન્ન થાય છે. કેટલોક સમય પહેલા દેના બેન્કના પ્રધાન કાર્યાલયમા તેમની પ્રતિમાનો અનાવરણવિધિ થયો ત્યારે તેમા કારણભૂત બનેલા મિત્રો ને સહવાસીઓનો ઉમળકો જેમણે જોયો હશે તેમને આ વાતની ખાતરી થશે.


શ્રીમતી ગંગાબહેન પટેલ

અતિ નિકટ અને દીર્ઘ પરિચયમા આવ્યા પછી પણ જો કોઈને માટે લોકોના સ્નેહ, આદર ને સદ્ભાવ ટકી રહે તો જરૂર એ વ્યક્તિ લોકોત્તર છે એમ માનવું ભાઈશ્રી પ્રાણલાલભાઈમા એવા

લોકોત્તર ગુણો છે. અને તેમના મિત્રોની લાગણીના ફળ જેવા આ અભિનન્દનગ્રન્થમા વાચકને દેખાઈ આવશે તેમ, એમના અનુભવસમૃદ્ધ જીવનમા જે જે ક્ષેત્રના મિત્રો આવ્યા તેમણે પોતપોતાની દૃષ્ટિ અનુસાર એ ગુણો જોયા છે, મૂલવ્યા છે, અને તેમને આ ગ્રથમા અક્ષરદેહ આપ્યો છે. આ પુસ્તકની કાચી નકલ જ્યારે મારા હાથમા મૂકવામા આવી ત્યારે વાચીને મને આનદ થયો હતો નકલ પાછી આપતા એ જ મિત્રો તરફથી કંઈક લખાણની માગણી થઈ ત્યારે ઘડીભર તો મને ક્ષોભ થયો. શ્રી પ્રાણલાલભાઈને એક બાહોશ વ્યાપારી તરીકે, જાહેર જીવનમા અવારનવાર નજરે ચડી આવતી વ્યક્તિ તરીકે, સંસ્કારી કલાપ્રેમી તરીકે ને ઉદાર સજ્જન તરીકે તો જેમ સૌ કોઈ જાણે છે તેમ હુ પણ જાણુ છુ, એ વિષયમા મારે નવુ શુ કહેવાનુ હોય ' ! પરંતુ માગ પતિના બહુ જ થોડા નિકટના મિત્રોમાના તેઓશ્રી એક છે, એટલુ જ નહીં, પણ તેમના પત્ની સૌ. જયાવતીબહેન અને હુ ભગિનીપ્રેમને પણ વિસરાવી દે તેવી સ્નેહભરી મૈત્રીથી સકળાયેલા છીએ, એ જોતા ભાઈશ્રી પ્રાણલાલભાઈના કૌટુંબિક જીવન વિશે, એ જીવનમા જડી આવતી વિરલ સુજનતા અને મહાનુભાવતા વિશે હુ જરૂર કઈક કહી શકુ. વળી તેમના વ્યાપારી કે જાહેર જીવનની કાર્યદક્ષતાના ગુણો તો સૌ કોઈ ન અપનાવી શકે, તેમનો સાહિત્યપ્રેમ કે લલિતકલાઓનો શોખ પણ કદાચ સહેલાઈથી ન ઝીલી શકે, પણ કુટુબભાવનાના તેમના આદર્શો તો એવા ઉત્તમ છતા એવા સરળ છે કે તે જાણનાર અને પસદ કરનાર જરૂર પોતાના જીવનમા ઉતારી શકે. તો અગત લખાણ થઈ જવાનો ભય હોવા છતા હુ ભાઈશ્રી પ્રાણલાલભાઈના જીવનની એ દિશા તરફ જ લક્ષ ખેચીશ

કૌશલ્યા અને સુમિત્રાને ખોળે જન્મ લેવા છતા જેમ રામલક્ષ્મણની બધુબેલડી ભ્રાતૃપ્રેમના જ્વલત ઉદાહરણ સમી બની છે તેમ જ સ્વ પૂ. ચૂનીભાઈ તથા ભાઈશ્રી પ્રાણલાલભાઈનો એકબીજા માટેનો પ્રેમ આજના યુગમા ભાગ્યે જ જોવા મળે એવો વિરલ અને અનુકરણીય હતો. ગમે તેવા મોટા પદે વિરાજવા છતા ભાઈશ્રી પ્રાણલાલભાઈ મુબઈમા હોય

'છાયા તો વડલા જેવી, ભાવ તો નદના સમ'



ઊભેલા  શ્રી હર્ષદરાય પારેખ, શ્રી હિંમતલાલ ગાધી
બેઠેલા : શ્રી લલિતચન્દ્ર ચૂનીલાલ, શ્રી પ્રાણલાલભાઈ, શ્રી પ્રવીણચન્દ્ર ગાધી

## ‘દેવોના ધામના જેવું હૈડું જાણે હિમાલય’



શ્રી પ્રાણલાલભાઈ, શ્રી લલિતચન્દ્ર, શ્રી જ્યોત્સ્નાબહેન તથા તેમના પુત્રી અને પુત્ર બહેન જ્યોતિર્મયી અને નિર્મળચન્દ્ર સાથે (દેવલાલી, ૧૯૫૬).

ત્યારે તો ઠીક પણ બહારગામથી ટેલિફોન કરે તો પણ, 'ભાઇ, હુ પ્રાણલાલ, પ્રણામ કરું છુ,' કહેવાના અને સ્વ. શ્રી ચૂનીભાઈ 'સુખી રહો!'નો આશીર્વાદ આપવાના આજના પ્રગતિશાળી સુધારા યુગમા આ વાત કદાચ જૂનવાણી લાગે, પણ આર્ય સસ્કૃતિનુ જેમને અભિમાન છે તેમને તો ઉભય બાધવ ધન્યવાદને લાયક લાગશે જ. વળી આનંદની વાત તો એ છે કે આ માત્ર ઔપચારિક વિધિ નહોતો, પણ સસારની, વ્યાપારની ઝીણામા ઝીણી વાતમા એ ભાઈઓને અરસપરસ સલાહ અને સહકાર વિના ચાલતુ નહીં. મોટી ઉમર હોવા છતા બન્નેને એકબીજા માટે અજબ પ્રેમ અને આદર હતા

ધંધામા તેમ જ સામાજિક જીવનમા પૂરતુ ધ્યાન આપવા છતા કુટુંબની એકેએક વ્યક્તિમા રસ લેવાનો, મમતાથી, કાળજી લઈને ઊંડો ને અગત સંબંધ બાધવાનો ભાઇશ્રી પ્રાણલાલભાઈને હમેશા વખત મળી રહેતો. 'સમય નથી'ના આ જમાનામા આવી ઝીણવટ ભાગ્યે જ જોવા મળે છે, અને વિશેપ અનુભવે સમજાય છે કે એ ઝીણવટ કેટલી જરૂરની છે, કેટલી કીમતી છે, અને પ્રત્યેક કુટુંબના વડાએ કવી અપનાવવા જેવી છે.

સ્વ ચૂનીભાઈના તેમ જ પોતાની બહેનોના બાળકોને કેળવવામા ભાઈશ્રી પ્રાણલાલભાઈએ જે રસ લીધો છે તે તો જાતે જોનાર જ સમજી શકે. નાની વયથી જ દરેકની કારકિર્દી નક્કી કરી તેને અનુસરવાનુ શિક્ષણ આપવુ, ઉત્તમ પુસ્તકોમાથી ચારિત્ર્ય ઘડનારા ફકરા મોએ કરાવવા, યોગ્ય લાલનપાલન ને સ્વતત્રતા આપવા છતા બરોબર તપાસ રાખવી ને શિસ્તપાલનની બચપણથી જ ટેવ પાડવી એ બધુ કહેવુ સહેલુ છે, કરી બતાવવુ મુશ્કેલ છે. અને એ બધુ કરવા છતા છોકરાઓને મામા કે કાકા પ્રિય તો લાગવાના જ એ શ્રી પ્રાણલાલભાઈના સૌમ્ય, શીળા વ્યક્તિત્વની ખૂબી છે

શિસ્ત, કડકાઈ અને નીતિનિયમોના પાલનમા આગ્રહી એવા શ્રી પ્રાણલાલભાઈનુ હૃદય ઘણુ કોમળ છે. સ્વ. નાનાભાઇ

શ્રી મનુભાઈના જીવનપ્રસગોને, અને ગુણોને યાદ કરતા આજે પણ એમના વાણી દ્રવી જાય છે. એ ભાઈના પત્ની ગુલાબબહેનને માટે પુત્રી જેટલો સ્નેહ અને માતા જેટલુ સન્માન તેઓશ્રીએ જીવનભર રાખ્યુ છે. એ બહેનનો મોભ્ભો અને સ્વતત્રતા જળવાય એ માટે પ્રાણલાલભાઈ હંમેશ સજાગ રહ્યા છે. અને પોતે ઘડેલા નિયમોનુ પોતે જ એટલી ચીવટથી પાલન કરે છે કે બહાર જવુ હોય અને ગુલાબબહેનની મોટર ખાલી પડી હોય છતા રજા સિવાય વાપરે નહીં. જે કુટુબમા સર્વથી મોટી વ્યક્તિ આ પ્રકારે નારીસન્માન અને નારીસ્વાતંત્ર્ય જીવનમા વણી લે તે કુટુબના નાનેરાઓ આપમેળે જ એ ભાવનાઓ ઝીલે તેમા શુ આશ્ચર્ય છે? વળી આમા તો દુભાઈ ગયેલા હૃદયને અજાણ્યે પણ જરાયે આઘાત ન લાગે તેની જે સ્નેહભરી કાળજી દેખાઈ આવે છે તે મારા મનથી તો એમના ચિત્રોના, સગીતના કે નાટ્યકલાના શોખ કરતા પણ વધારે સુદર રીતે એમની સસ્કારિતાનુ દર્શન કરાવે છે.

ભાઈ પ્રાણલાલભાઈની એ સસ્કારિતા, સુજનતા અને ઉદારતા જયાવતી બહેન જેવા પત્નીને મેળવીને વિશેષ દીપી નીકળી છે છાયાની પેઠે પતિને અનુસરનાર, ઝીણામા ઝીણી બાબતમા પ્રાણલાલભાઈના ગમાઅણગમાનો સપૂર્ણ ખ્યાલ રાખનારા, તેમની વિશાળ અને કેટલીક વાર તો મૂંઝવી નાખતી અતિથિસત્કારની ભાવનાને અકળાયા વિના પહોચી વળનાર સૌ. જયાબહેનનુ મધુર સ્મિત અને આનદી વર્તન પ્રાણલાલભાઈની લોકપ્રિયતા અને બહોળા મિત્રમડળને માટે કેટલે બધે અશે કારણભૂત બન્યુ હશે તે કલ્પવુ મુશ્કેલ છે! પોતાનુ સ્વતંત્ર અને તેજસ્વી વ્યક્તિત્વ જાળવી રાખવા છતા સૌ જયાબહેન શ્રી પ્રાણલાલભાઈની અનેકવિધ પ્રવૃત્તિઓમા અને શોખમા હમેશ સાથ આપતા આવ્યા છે, અને આદર્શ ગૃહસ્થજીવન ઘડવામા તેમણે પોતાનો ફાળો બહુ ઉલ્લાસભેર આપ્યો છે તે ઉપરાત પોતાની આગવી પ્રવૃત્તિ તરીકે તેમણે 'શ્રી કોટ હિન્દુ સ્ત્રી મંડળ' સ્થાપ્યુ છે અને તેને સદ્ધરતા અને પ્રગતિને પંથે દોરી રહ્યા છે લેખિકા તરીકે તેમનુ નામ જાણીતુ છે, અને 'સુમન-સારથિ' તેમ જ 'શ્રેયસી'

નામના તેમના બે ગ્રંથો લોકપ્રિય નીવડ્યા છે. પતિપત્નીની એકબીજાની પ્રગતિના ભાગભાગી આપોઆપ જ બને છે એ ન્યાયે સૌ. જ્યાબહેનની આ સાહિત્યસાધના શ્રી પ્રાણલાલભાઈના સાહિત્યપ્રેમનો એક સચોટ પુરાવો બની શકાય !

તેઓશ્રીની પોતાની લેખનપ્રવૃત્તિ જો સતત ચાલુ રહી હોત તો કેવી કક્ષાએ પહોંચતે એનુ ઝાંખું છતા મનોહર દર્શન આ અભિનન્દન-ગ્રન્થમાંથી મળશે.

આ બધા ઉપરાંત તેમની એક વિશિષ્ટ સિદ્ધિ એ છે કે દરેક જાતના માણસોને કુશળતાપૂર્વક તેઓ નભાવી શકે છે. અકળાયા વિના, મુખભાવ બદલાવા દીધા વિના, ગમે તેવી વિષમ પરિસ્થિતિમાથી સિફતભેર રસ્તો કાઢવાની તેમની કળા, દુશ્મનો ઊભા કર્યા સિવાય, ધાર્યું કામ પાર પાડે છે. જે જાતના માણસને જેવો વર્તાવ ઘટે તેવો તેઓ આપે છે, દરેકના ગુણદોષ સારી પેઠે જાણવા છતા કોઇને માનહાનિ ન લાગે એ રીતે યોગ્ય વ્યક્તિ પાસે યોગ્ય કામ લઈ શકે છે આ દેખીતી રીતે સાધારણ લાગતી વાતમા ઘણા મોટા ગુણો છુપાયા છે. અત્યંત સહનશીલતા, જાત પરનો સયમ અને ગણતરી તથા આત્મશ્રદ્ધા ન હોય તો આવુ કૌશલ્ય આવે નહીં, ટકી શકે નહીં

આર્ય સસ્કૃતિ તરફના અને ખાસ કરીને સસ્કૃત ધર્મગ્રંથો તરફના તેમના અત્યંત પ્રેમનો ઉલ્લેખ કર્યા વિના આ નાનો લેખ અધૂરો જ રહી જાય. પિતાના ભૌતિક વારસાને તેમણે જેમ જાળવ્યો છે ને વધાર્યો છે તેમ આ ધર્મપ્રીતિના વારસાને પણ ઝીલ્યો છે. કઈક મનદુખનો પ્રસગ બન્યો હોય કે શરીર અસ્વસ્થ હોય છતા પ્રાણલાલભાઈ જો કોઈ સંસ્કૃત ગ્રંથની ચર્ચાએ ચડી જાય તો જોતજોતામા તેમની અસ્વસ્થતા ભુલાઇ જાય. પ્રફુલ્લિત મનથી, રસજ્ઞ ચાહકની ઊંડી ઝીણવટથી તેઓ વિચારોનુ, ભાષાનુ, શબ્દોનુ વિશ્લેષણ કરે, માર્ગદર્શન આપે, અને નાનામા નાની વ્યક્તિ પાસેથી યોગ્ય લાગે તો મેળવે પણ ખરા. એવે પ્રસગે તેમને જોવા એ પણ એક અનુભવ છે, કદાચ એ અનુભવ વિના તેમની ઓળખ

સંપૂર્ણ બની ન પણ કહી શકાય. એ રસ અને એ પ્રેમ માત્ર સામાન્ય શોખ નથી, પંડિતાઇનુ દર્શન નથી પણ જીવનની ઊંડામા ઊંડી ફિલસૂફીની અભિવ્યકિત છે.

કેવળ સંસ્કૃત નહિ પણ ગુજરાતી તેમજ અંગ્રેજી પુસ્તકોનો પણ તેમણે ઊંડો અભ્યાસ કર્યો છે. આપણા અગ્રગણ્ય લોકલાડીલા સાહિત્યકાર શ્રી મુનશીજીને સાઠ વરસ પૂરા થયા ત્યારે અભિનંદન આપતા તેઓએ જે પ્રવચન કરેલુ તેના સાભળનારાઓને ખબર પડી હશે કે બહારથી કેવળ વ્યાપારી જણાતા શ્રી પ્રાણલાલભાઈએ સાહિત્યની કેવી મર્મજ્ઞતા કેળવી છે.

વળી તેઓ માત્ર સાહિત્યના ચાહક નથી પણ તેની ઉન્નતિમા સક્રિય ભાગ લેનારા છે તેની સાક્ષી 'ગુજરાતી નાટ્ય' માસિકનુ પુનર્જીવન આપે છે. આપણી નાટ્યપ્રવૃત્તિના પુનરુત્થાનમા તેમણે ભજવેલો ભાગ આગામી પેઢીઓ કૃતજ્ઞતાપૂર્વક સંભારશે.

શિક્ષણ વિષેના તેમના મંતવ્યો પણ સમાજને માર્ગદર્શન આપે તેવા છે, તે આ ગ્રંથના વાચકોને સહેલાઈથી દેખાઈ આવશે વળી 'દેના બેંક'ના સુવિચારો દ્વારા તેમજ બીજી રીતે પ્રજાના નૈતિક ઘડતર પર તેમણ વારવાર મૂકેલો ભાર પણ વિચારવાયોગ્ય છે. 'ડો. સેમ્યુઅલ સ્માઈલ્સ' તેમનો પ્રિય લેખક ગણી શકાય તેનુ વાસ્તવદર્શી અને આશાવાદી તત્ત્વચિંતન તેમને જીવનમા ઝીલવાસરખુ જણાયુ છે અને તેમના સંસર્ગમા આવતી યુવાન વ્યક્તિઓને તે સંબંધી અંગુલિનિર્દેશ પણ તેમણે કર્યો છે

આમ સાહિત્ય અને ફિલસૂફીના ક્ષેત્રના રસજ્ઞ ચાહક એવા ભાઈશ્રી પ્રાણલાલભાઈ હવે સક્રિય ધંધાદારી અને જાહેર જીવનમાથી નિવૃત્ત થઈ પોતાની મનગમતી પ્રવૃત્તિઓ માટે જોઈતો અવકાશ મેળવે છે તે પ્રસંગે તેમને શુભેચ્છાઓ સાથે બહેન તરીકે આશીર્વાદ આપતા આનંદ પામુ છુ.



# સૌજન્યમૂર્તિ ભાઈશ્રી પ્રાણલાલભાઈ

## કવિ નાટ્યકાર શ્રી મૂળશંકર હરિનંદ મૂલાણી

'દૈના જ્યોતિ'ના ડિસેમ્બર ૧૯૫૫, પુસ્તક ૨, અંક ૩ ને ૧૩ મે પાને શ્રીયુત શેઠ પ્રાણલાલભાઈને શુભ હસ્તે લખાયેલાં એમના પિતાશ્રી વિશેના પુનિત સ્મરણો વાચતા, "સત્ય વચન અને સત્ય કર્મ"ના જીવંત પ્રતીકશા પૂજ્ય સ્વ. દેવકરણ નાનજીની છબી જોઈ અનેક સ્મરણો તાજાં થઈ આવ્યા.

આ પરમ પવિત્ર વૈષ્ણવ કુટુમ્બના એ વડીલશ્રી સાથેનો અમારો સંપર્ક બહુ જૂનો–પ્રેમ વાત્સલ્યથી ભરેલો–તે યાદ આવી જતા કંઈ કંઈ ઊર્મિ હૃદયમા જાગૃત થઈ આવી મારા શ્વસુર પ્રજારામ ભટ, કુંડલા (સૌરાષ્ટ્ર)ના વતની, પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ, એક આદર્શ વૈષ્ણવ હતા અને એ જમાનાના સસ્કાર પ્રમાણે આગગાડીમા પ્રવાસ કરતા તો નિર્જળ ઉપવાસ ખેચી કાઢતા.



કવિશ્રી મૂલાણી

મુરબ્બી શ્રી દેવકરણ નાનજીનો એમના પ્રત્યે ખૂબ આદરયુક્ત આત્મીય ભાવ,

એટલે જ્યારે મુબઈ આવવાનુ થાય ત્યારે દીકરીનુ ઘર છોડી શેઠને ત્યા જ ઊતરતા. દીકરીને ઘેર જમાય નહિ અને બીજા બ્રાહ્મણના હાથની રસોઈ પણ ખપે નહિ, એટલે એમની રસોઈ માટે દીકરીને ક્યારેક શેઠને ઘેર જવુ પડતું પણ એ સ્થિતિ કંઈ લાબો વખત ચાલે નહિ અને પોતાને ભૂખ ઘણી વહેલી લાગે, એટલે એ સગવડ ખાતર દીકરીને ઘેર ન જમવાની ટેક બાજુ મૂકી અમારે ત્યા જમવા આવતા, અને વહેલા જમીને પછી મદિરે જતા. નાટકોના રિહર્સલ (ગિયાઝ)નુ કામ એ વખતે મારા હાથમા હતુ. એટલે એ જમે ૯ વાગે ને હુ જમુ ૧ વાગે, એમ બન્નેને ગરમ રસોઈ પીરસવાની બેવડી જવાબદારી એમની દીકરી પર આવી પડતી, જે તે કુશળતાથી સભાળતી. પણ ખાસ પ્રસગે, જેમકે પારાયણ બેઠુ હોય ત્યારે તો, એમની તબિયતની ખાસ કાળજી રાખવી પડતી; અને પૂર્ણાહુતિને દિવસે અમે બધા જ શેઠની ભાવભીની મહેમાનગતિ માણતા.

આમ આ સસ્કારી, શ્રીમત, પરમવૈષ્ણવ કુટુમ્બનો મારો પરિચય શ્રીમાન દેવકરણ નાનજીના વખતથી શરૂ થયેલો તે આજે પચાસસાઠ વર્ષે પણ એમની બીજી પેઢીને શોભાવતા, હવે વયોવૃદ્ધ થઈ મુરબ્બીપદે વિરાજતા એમના સુશીલ અને સયમી સ્નેહાર્દ્ર પુત્ર શ્રીયુત પ્રાણલાલભાઇ સાથે એવોને એવો દૃઢ સ્નેહસાકળે પરોવાયેલા પરસ્પર હૃદયને બાધી રહ્યો છે.

> કોણે કહ્યું પ્રીતિતંતુ કાળથી જ ઘસાય છે?
> વ્હેતા કાળ અરે, એ તો અતિ સુદૃઢ થાય છે.

પ્રસ્તુત લેખમા જ શ્રી પ્રાણલાલભાઈએ પિતાની 'સત્યવાદી' તરીકે મોટા અમલદારોમા જામેલી પ્રતિષ્ઠાની ઝાખી એક કુશળ કારીગરની કુમાશભરી પીંછીથી આલેખી બતાવી છે પુત્ર પ્રત્યેની સ્વાભાવિક મમતા, અને ઠપકો આપવાને બદલે એ પુત્રમા રહેલી નૈસર્ગિક શક્તિને બહાર લાવી તેનો વિકાસ સાધવાની વૃત્તિ—એ એમનામા રહેલી વ્યાપારી દીર્ઘદૃષ્ટિ, ન્યાયબુદ્ધિ, અને પુરુષપરીક્ષણશક્તિનુ નાનુ સરખું પણ ઉત્તમ ઉદાહરણ છે. સ્વ. સાક્ષરવર્ય શ્રી ગોવર્ધનરામભાઈએ વિદ્યાચતુરના હાથમા રાજકુવર મણિરાજનો અભ્યાસભાર મૂકતા રાજાના મુખમા શબ્દો મૂકયા છે કે

'રાજાનું કર્તવ્ય પુરુષપરીક્ષા છે.' જેના હાથમાં રાજ્યની દોર છે તેનામાં માણસ પારખવાની અદ્‌ભુતશક્તિ આવશ્યક છે. જેની પાસેથી ધાર્યું કામ સારી રીતે લઈ શકાય, અને જેના કામ પર અચૂક શ્રદ્ધા મૂકી શકાય એવા માણસોને પસંદ કરીને જેમ રાજા નિર્ભય અને સ્વસ્થચિત્ત બને છે, તેમ જ મોટી વ્યાપારી પેઢી ચલાવનારા લક્ષાધિપતિઓ પણ એવા ભરોસાપાત્ર કુશળ સેવકોને ગણીને જ પોતાનું નાવ સલામત રાખે છે. દુનિયાના મોટા વ્યાપારીઓની હરોળમાં મૂકી શકાય તેવા આ એક લક્ષણની પિતામાં ઝાંખી કરાવીને શ્રીયુત પ્રાણલાલભાઈએ પરોક્ષ રીતે એ પણ બનાવ્યું છે કે એવા કુશળ અને વત્સલ પિતાને હાથે પોતાના બાળપણથી જ વિમલ સંસ્કારબીજ રોપાયા હતા. પુત્રના લક્ષણ પારણામાંથી. તેમ શ્રીયુત પ્રાણલાલભાઈના બાલજીવનના સ્મરણો પણ રસપ્રદ છે.

જેમ પિતાએ એમના બાળપણમાં ઉચ્ચ આદર્શના બીજ નાખ્યા અને પોષ્યા, તેમ જ એમના શિક્ષકોએ પણ એમનામાં રહેલી નૈસર્ગિક શક્તિને પિછાણી, અને એ શક્તિનો પૂર્ણ વિકાસ કેમ થાય તેની મમતાભરી કાળજી બતાવી તેનું રસપ્રદ વર્ણન 'દેના જ્યોતિ'ના ૧૯૫૬ના ફેબ્રુઆરી અંકમાં શ્રીયુત પ્રાણલાલભાઈએ જ પોતાની લાક્ષણિક શૈલીમાં અંગ્રેજી વિભાગમાં કર્યું છે. તેમાં ચોકસીમાસ્તરે આપેલ શિસ્તનો પાઠ તો ખૂબ રમૂજ આપે તેવો છે, પણ શેઠનામાસ્તરે પોતાના પ્રિય શિષ્યને પુસ્તકોની ભેટ આપતા લખેલી નોંધ ખૂબ ધ્યાન ખેંચે તેવી છે "The undersigned has great pleasure in awarding this book (Woodstock) as a prize to his most beloved pupil, Pranlal Devkaran Desai, who on the whole is perhaps without a rival in the whole Institution, and in stating that his progress was so highly creditable that the examiner thought fit to give him cent per cent marks in the History Paper—M A Sethna, Esplanade High School 14–7–1909"

આગળ ચાલતા પ્રાણલાલભાઈ લખે છે કે પાવરીસાહેબ પાસેથી અંગ્રેજીનું જે જ્ઞાન મળ્યું તે ખરેખર ઊંચા પ્રકારનું હતું – જેવું કોલેજમાં

પણ ભાગ્યેજ મળે છે. પાવરીસાહેબે એમને જે પુસ્તકની ભેટ આપી તે પુસ્તકનુ નામ "Men Who Win" ઘણુ સૂચક છે; અને તે પુસ્તકના વાચને એમના જીવનમા ઊંડી છાપ પાડી. તેમા ઘણા મોટા માણસોના જીવનચરિત્ર અને એ મોટા કેમ થયા તેનુ વર્ણન છે. તેમાનુ એક વાક્ય શ્રીયુત પ્રાણલાલભાઈએ પોતાના વ્યાપારીજીવનમા આબાદ ઉતાર્યુ હોય તેમ લાગે છે "If men waited for opportunities to occur, they would perhaps never occur We should create opportunities", અને શ્રીયુત પ્રાણલાલભાઈએ વ્યાપારઉદ્યોગકલાના વિવિધ ક્ષેત્રોમા ઝુકાવી જે સફળતા મેળવી છે તે આવા સૂત્રોના વાચનથી, અને આવી કેળવણીથી ઘડાયેલા આદર્શોથી સાધેલા જીવનવિકાસનો પરિપાક જ નથી તો બીજુ શુ છે?

એમની દેના બેંકનો વિકાસ જુઓ. એમણે જમાવેલી સદ્ધર પ્રતિષ્ઠા કોના અવિરત ધ્યાનને આભારી છે? મુબઈના ઇન્ડિયન મર્ચન્ટ્સ ચેમ્બરના પ્રમુખ તરીકેની એમની કાર્યવાહી જુઓ એ પ્રમુખપદેથી આપેલા માર્ગદર્શન અને સૂચનાઓને યાદ કરો સૌરાષ્ટ્ર તેલ મિલ એસોસિયેશનને પ્રમુખપદેથી રાજકોટમા ઉચ્ચારેલુ એક જ વાકય તેમની ઉદારતા અને સમયસૂચકતા બતાવે છે. "વ્યાપારીઓ હવે કાળબળને ઓળખે અને હદ ઉપરાંત નફાખોરીનો મોહ મૂકી ભાવનિયમનમા ફુગાવા પર અકુશ રાખે." એમની સ્વદેશીની ભાવના જોવી હોય તો 'દેના જ્યોતિ'ના ફેબ્રુઆરી ૧૯૫૫ના અંગ્રેજી વિભાગમા એમનો 'The Spirit of Swadeshi' નો લેખ વાચો. એમના જીવનના અનુભવમાથી મોતી વીણી લેવા હોય તો જુન ૧૯૫૫ ના 'દેના જ્યોતિ'માં તેમણે આપેલા સૂત્રો વાચો ને તેનુ મનન કરો

વ્યાપારઉદ્યોગની આટલી જ જાળમાથી એમને વિદ્યા અને કલાની સાધના કરવાનો અવકાશ કયાથી મળતો હશે તે એક આશ્ચર્ય જ છે. પણ ખરેખર એમનામા લક્ષ્મી અને વિદ્યાનો ખૂબ સુરેખ સહકાર દેખાય છે. રંગભૂમિનુ પુનરુત્થાન, ગુજરાતી રંગભૂમિની નાટ્યશતાબ્દીનો સમારંભ, ગુજરાતી નાટ્ય મંડળની સ્થાપના, અને 'ગુજરાતી નાટ્ય' જેવા માસિકનો

## સૌજન્યમૂર્તિ ભાઈશ્રી પ્રાણલાલભાઈ

જન્મ અને સંચાલન, એ એમની પ્રેરણાશક્તિની જેવી તેવી સિદ્ધિ નથી. 'ગુજરાતી નાટ્ય'મા છપાયેલા એમના 'અધ:પાત' નાટકના બે પ્રવેશોમા એમની નૈતિક દૃષ્ટિ અને કુટુમ્બ—ભાવનાનાં દર્શન થાય છે; એવી જ દૃષ્ટિ 'દેના જ્યોતિ'માં આ લેખકની નમ્ર કૃતિઓ નંદબત્રીસી, શ્રીકૃષ્ણચરિત્ર, અને દેવકન્યાના દશ્યો પ્રકટ કરીને તેમણે બતાવી છે.

જે કુટુમ્બમાં મૂળપુરુષ આવા સંસ્કારી, ધર્મપ્રેમી અને નીતિમા દૃઢ હોય છે, તેમના સંપર્કમા આવનાર કુટુમ્બીઓ અને મિત્રો પણ એવા જ સંસ્કારી થઈ જાય છે. આથી જ તો અ. સૌ. જયાવતીબહેને જુલાઇ ૧૯૫૫ ના 'દેના જ્યોતિ'માં 'यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता.' જેવો લેખ આપ્યો છે, અને શેઠ ચૂનીલાલ દેવકરણ નાનજીએ સપ્ટેંબર ૧૯૫૫ના 'દેના જ્યોતિ'મા "Some Gems to Treasure" આપ્યાં છે.

આ બધું જરા વિસ્તારથી લખવાનો ઉદ્દેશ એક જ છે, કે શ્રીયુત પ્રાણલાલભાઈને જન્મથી જ કુટુમ્બના સારા સસ્કાર મળ્યા. તેમનામા રહેલી નૈસર્ગિક તેજસ્વિતાને પારખી તેને યોગ્ય ઉત્તેજન આપનારા પિતા અને ગુરુઓ મળ્યા અને એ ઉત્તેજનની દોરને ઝાલી આદર્શને ઉચ્ચ શિખરે પહોંચવાની પૂરેપૂરી તમન્ના એમણે પોતે બતાવી. શ્રીયુત પ્રાણલાલભાઈનુ આપણને આકર્ષતું અને સૌને પ્રિય થઈ પડેલું વ્યક્તિત્વ મૂળમાં કેવાં મીઠા જળથી સીંચાયુ હતુ તે બતાવવાનો નમ્ર પ્રયત્ન મેં અહીં કર્યો છે.

પણ સ્વપ્રયત્નથી આગળ વધેલો સજ્જન વિનય વિવેક, વાત્સલ્ય, પ્રેમ, દયાને ભૂલતો નથી, એટલે એ બધા ગુણોથી વિભૂષિત પ્રાણલાલ-ભાઈનો આપણને પરિચય થાય છે.

'દેના જ્યોતિ'ના એપ્રિલ ૧૯૫૬ ના અંકમાં દૈનિક સુવિચારમાં આપેલાં એટબે સૂત્રો અહીં ટાકીશું તો યોગ્ય જ થશે.

૧ : 'સમયને કેમ વાપરવો, કાર્યની કેમ વ્યવસ્થા કરવી, કેમ સાવધાનતા રાખવી ઈત્યાદિ પ્રવૃત્તિમાન માણસને સહજ રીતે સ્ફુરી આવે

છે'—અને આ સૂત્ર તો જાણે પ્રાણલાલભાઈના વ્યાપારિક જીવનમા વણાઈ ગયેલુ લાગે છે!

૨. 'સૌજન્ય અધિકારને શોભાવે છે, વાક્‌સયમ શૌર્યને, શાતિ જ્ઞાનને, વિનય અભ્યાસને, સત્પાત્રે ઉપયોગ ધનને, અક્રોધ તપને, ક્ષમા સમર્થને, નિષ્કપટતા ધર્મને અને શીલ સર્વે ગુણોને શોભાવે છે'—અને આ સર્વે ગુણોનો સમૂહ શ્રી પ્રાણુલાલભાઈના સૌજન્યને શોભાવે છે એમ કહીશુ તો જરા પણ મર્યાદાનો અતિક્રમ નહીં થાય.

આવા પ્રિય સસ્કારમૂર્તિ સ્નેહીનો પુનમેળાપ ૧૯૪૭મા થતા મને અદ્‌ભુત આનદ થયો. ૧૯૪૪ સુધી તો હુ મારા મોટા પુત્ર હરિલાલ સાથે કાનપુરમા નિવૃત્ત જીવન ગાળતો હતો ૧૯૪૫મા મારા નના પુત્ર મણિલાલને ભાવનગરમા નોકરી મળતા હુ દેશમા આવ્યો. ૧૯૪૬ થી ૧૯૪૮ સુધીમા ભાવનગર, અમદાવાદ, વડોદરા અને છેવટ મુબઈની નાટ્ય-રસિક જનતાએ મારા માનસમાર ભો યોજ્યા, તે અરસામા મુબઈમા મૂળજી જેઠા માર્કિટના હનુમાન ગલીના દરવાજા પાસેના મારા ભાણેજ જયકૃષ્ણ હરિલાલ ભટને ઘરે હુ રહેતો હતો તે અરસામા પ્રાણુલાલભાઈનો મને ફરી મેળાપ થયો વર્ષો વહી ગયા હોવા છતા એઓ મને—અને મારા નાટકોને—ભૂલ્યા નહોતા, અને ખૂબ આત્મીય ભાવથી અને ઉમળકાથી તેમણે મારુ સ્વાગત કર્યું.

પ્રાણુલાલભાઈને સગીતનો સારો શોખ છે અને હાર્મોનિયમ પણ બહુ સારી રીતે વગાડી શકે છે મારા નાટકોના તેઓ પ્રશસક છે અને એમના જેવા મર્મગ્રાહી રસિક પ્રેક્ષકના અભિપ્રાયને હુ હમેશ મૂલ્યવાન ગણુ છુ મારા નાટકોના ગીતો એમને આજેય કઠસ્થ છે અને એ ગીતો, જે રીતે, અસલ જે ઢાળમા રગમચ પર ગવાતા તેજ રીતે આજે અણિશુદ્ધ તેઓ ગાય છે એ જાણીને મને આનદ અને સતોષ થાય છે. પ્રાણુલાલભાઈએ જે પ્રગતિ સાધી છે તે જોતા ક્ષણુભર તો આશ્ચર્ય થાય છે કે એમને આ બધી સાધનાનો વખત ક્યારે મળ્યો હશે? અને છતા એમના મો ઉપર જે નમ્રતા અને વિવેકનુ સૌમ્ય તેજ દેખાય છે, અને

## સૌજન્યમૂર્તિ ભાઈશ્રી પ્રાણલાલભાઈ

કરુણાના ઝરણુ જે એની આંખમા છલકાય છે તે જોતા તો એમ જ લાગે છે કે આજના પૂજ્ય રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીનુ પ્રિય નરસિંહ મહેતાનુ પદ તેમણે વાસ્તવિક જીવનમા અંશે અંશ ઉતાર્યું છે:

વૈષ્ણવ જન તો તેને રે કહીએ જે પીડ પરાઈ જાણે રે,
પરદુઃખે ઉપકાર કરે પણ મન અભિમાન ન આણે રે.

×

આવા મિત્રોને અને આપ્તજનને પ્રિય એવા સૌજન્યમૂર્તિ શ્રી પ્રાણલાલભાઈના વિચારો આ પુસ્તકરૂપે પ્રગટ થાય છે એ ઘણા જ આનંદની વાત છે. એથી જનતાને એમની શક્તિ, વિચારશ્રેણી અને ઉદાર ચારિત્ર્યનો પરિચય થશે પ્રભુ એમને આવા સુવિચાર અને સત્કાર્યમાં આગળ વધારવા દીર્ઘાયુ કરે અને એમનાં કલ્યાણ કાર્યોમા ઈશ્વર સદા સાથે રહો એ જ મારી અંતઃકરણની પ્રાર્થના.



# સંસ્કાર અને સૌજન્ય

## શ્રી મોહનલાલ મહેતા 'સોપાન'

તંત્રી : 'જન્મભૂમિ', 'પ્રવાસી' અને 'અખંડાનન્દ'

સામાન્ય પરિચય હોય તોપણ શ્રી પ્રાણલાલભાઈના સૌજન્યથી કોઈ અજાણ્યા રહે નહિ ફૂલ ને ચદન જેમ આપોઆપ મહેકે તેમ શ્રી પ્રાણલાલભાઈનુ વ્યક્તિત્વ સ્વય મહેકતુ હોય છે. એમના વિનયવિવેકથી નાના માણસો ઘણી વાર અકળાઈ જાય, એમ થઇ આવે કે પ્રાણલાલભાઈ એમને સમજવામા—ઓળખવામા કઇ ભૂલ તો નથી કરતાને? કોઈ મોટા માણસને એટલે કે જેને સત્તા, ધન ને કીર્તિ મળ્યા હોય તેને પ્રથમ અનુભવે એમ પણ લાગે કે શ્રી પ્રાણલાલભાઈના સ્વભાવ ને વર્તનનુ આ માધુર્ય સ્વાભાવિક હશે કે એ દ્વારા કઈક મેળવવાની ઇચ્છા હશે, એમના મનમા નિકટનો પરિચય થાય તો તરત જ અને નહિ તો થોડો સમય વીત્યા પછી ખાતરી થાય કે આવિનય-વિવેક ને માધુર્ય પ્રાણલાલભાઈની પ્રકૃતિનો જ એક મહત્ત્વનો અશ છે ને તેની પાછળ બીજો કોઈ હેતુ કદી હોતો નથી. આવી ખાતરી થતા



શ્રી સોપાન

સ્નેહ ને આદરની લાગણી જન્મે જે તે ચિરકાળ ટકી રહે એ સ્વાભાવિક છે. પ્રાણલાલભાઈ વિશાળ મિત્રમંડળ ને સ્નેહીવર્ગ ધરાવે છે તેનાં બીજાં અનેક કારણો હશે, પરંતુ સંભવ છે કે એમની નમ્રતા ને સજ્જનતા પ્રધાન કારણરૂપ હોય.

શ્રી પ્રાણલાલભાઈ સફળ ને કુશળ ઉદ્યોગપતિ છે. સાંસ્કારિક પ્રવૃત્તિઓમાં ઊંડો ને સક્રિય રસ લે છે. લોકહિતના કાર્યોમાં સહાય આપવા હમેશાં તત્પર હોય છે સામાન્ય પરિચયથી પણ એમના આ ગુણો તો જાણી શકાય છે, પરંતુ જીવનના કે વ્યવહારના કોઈપણ ક્ષેત્રે એમની નજીક આવવાનું જો સદ્ભાગ્ય સાપડે તો આ ગુણોની પાછળ કયાં બળો કામ કરી રહ્યાં છે તેનો પણ પરિચય થાય ને ત્યારે એમના પ્રત્યેનો આદર વધી જાય. શ્રી પ્રાણલાલભાઈ પ્રસન્ન છતાં ગંભીર પ્રકૃતિના ચિંતનશીલ માનવી છે એમને અચ્છા મુત્સદ્દીની હરોળમાં પણ મૂકી શકાય, પરંતુ સત્ય ને ન્યાયના આગ્રહી ને સૌજન્યશીલ પ્રકૃતિ હોવાને કારણે એમને યથાર્થ રૂપમાં ઓળખવામાં મુશ્કેલી આવતી નથી એ રીતે તેઓ સરળ પ્રકૃતિના છે. એમના મનના ભાવો વાણીમાં વ્યક્ત ન થાય તોયે મુખની રેખાઓ ઉપર તો આવી જ જાય. આ રીતે એમનો પરિચય કરવાનું પ્રમાણમાં સહેલું છે.

આવા નિકટના પરિચયથી ખાતરી થાય છે કે શ્રી પ્રાણલાલભાઈ માટે સફળ ને કુશળ ઉદ્યોગપતિ થવામાં શક્તિશાળી પિતાનો વારસો ને તેમના અનુભવજ્ઞાનનો હિસ્સો તો છે જ, પરંતુ શ્રી પ્રાણલાલભાઈનો પોતાનો પરિશ્રમ પણ ઓછો નથી પ્રત્યેક વ્યવસાયનું અદ્યતન જ્ઞાન મેળવવા માટે વાચન, અવલોકન અને આવશ્યક સંપર્કો તેઓ હમેશાં રાખે છે. એકનો જ દાખલો લઈએ તો તેમાં છેલ્લામાં છેલ્લા જે વૈજ્ઞાનિક સુધારા થયા હોય તેની એમને માહિતી હોય. ઉદ્યોગને સ્પર્શતા દરેક કાયદાનું ઝીણવટભર્યું જ્ઞાન તેઓ મેળવી જ લે. જગતના આગળ વધેલા દેશોના અર્થ ને નાણાતંત્રથી પૂરા પરિચિત રહે. એક બાજુ તેઓ ઈતિહાસનો શોખ ધરાવે એટલે કે પાયાની બધી બાબતો જાણી લે ને બીજી બાજુ છેલ્લામાં છેલ્લા પ્રવાહોથી પરિચિત રહે. આવું જ એમના વ્યવસાયની બધી બાબતો વિષે

કહી શકાય વહાણવટુ, રૂ ને સોનાબજાર, શેરબજાર ને એવા બધા જ વિષયોમાં તેઓ તાત્ત્વિક ચર્ચા કરી શકે એટલુ જ નહિ, એના વર્તમાન-પ્રવાહોનુ પણ પૂરેપૂરુ જ્ઞાન તેમને હોય.

શ્રી પ્રાણલાલભાઈ સંસ્કાર ને સમૃદ્ધિનો વારસો પામેલા માનવી છે, પરંતુ એમણે તે વારસો અનેકગણો વધાર્યો છે. સતત અભ્યાસ અને ચિંતન, સાથોસાથ સક્રિય અનુભવ એ છે એમની સફળતાના સાચા કારણો. કેવળ ઉદ્યોગના ક્ષેત્રમા નહિ, જાહેર પ્રવૃત્તિમા પણ એમની આવી જ દષ્ટિ ને પ્રકૃતિ રહી છે. હિંદી વેપારી મંડળના પ્રમુખ તરીકેની કે બેંક મહામંડળના અધ્યક્ષ તરીકેની એમની કારકિર્દીમા પણ આ જ ગુણો આગળ તરી આવ્યા છે. વિચારોની સ્પષ્ટતા, આખરી ધ્યેય વિષે કશી અનિશ્ચિતતા નહિ, ધ્યેયપ્રાપ્તિના માર્ગોનો પણ સંપૂર્ણ નકશો, બધુ જ પદ્ધતિસર ને વિચારપૂર્વક કરવાની એમની પ્રકૃતિ આ સ્વભાવને કારણે એમનામા ભાગ્યે જ ઉતાવળ કે ઉશ્કેરાટ દેખાય. કોઈને તેઓ ટંડા પણ લાગે એમનો સ્વભાવ એ રીતે પાણી જેવો છે—શાંત, શીતળ પણ સહેજ માર્ગ મળતા આગળ વધ્યા વિના રહે જ નહિ ને માર્ગ ન મળે ત્યાસુધી શક્તિ એકત્ર કરતા ધૈર્ય પણ જાળવી રાખે.

શ્રી પ્રાણલાલભાઈ સર્જક, વિચારક ને યોજક તરીકે કેવા છે તેનો કંઈક પરિચય આ ગ્રંથમાથી મળી રહેશે હિંદી વેપારી મંડળે અને બીજાં ઘણા મંડળોએ ભીડને પ્રસંગે એમના ઉપર નજર નાખી છે. અનેક શુભ પ્રવૃત્તિઓમા તેઓ સહાયક બન્યા છે. એમની યોજનાશક્તિ તેમા દેખાઈ છે. એમની વિચારધારા પ્રાચીનઅર્વાચીન પ્રવાહોના સંગમમાથી પ્રગટેલી છે છતા પ્રાચીનતા તરફ એમનુ વિશેષ વલણ છે પલટાતા યુગના તેઓ પ્રખર પુરસ્કર્તા નથી છતા પ્રાચીન પ્રણાલિકાના શુભ અંશો જાળવી નવા યુગપ્રવાહોને અનુકૂળ થવા તેઓ સદા તત્પર હોય છે. પલટાતા યુગની અવગણના કરનારા અથવા તો પરિવર્તન સામે આખ મીચી જનારા તેઓ રૂઢિચુસ્ત નથી. આ પુસ્તકમા આર્થિક બાબતો અંગે એમના જે વિચારો પ્રગટ થયા છે તે બધા કેટલાકથી સ્વીકારી શકાય



શ્રી મોહનલાલ મહેતા 'સોપાન' અને શ્રી પ્રાણલાલભાઈ (દેવલાલી, ૧૯૫૫)

નહિ છતા તેમા જે વ્યવહારદષ્ટિ અને સમાજહિતની ભાવના છે તથા વ્યાપારીઓ ને ઉદ્યોગપતિઓને લોકહિતકારી વિશાળ દૃષ્ટિ કેળવવાની ને ક્ષણે ક્ષણે પરિવર્તન પામતી પરિસ્થિતિ સાથે કદમ મિલાવવાની જે અપીલ છે તેની અસરમાથી મુક્ત પણ રહી શકાય નહિ. શ્રી પ્રાણલાલ-ભાઈનુ જ્ઞાન, વ્યવહારદષ્ટિ ને યોજનાશક્તિ આ વિષયોના ક્ષેત્રોમા સ્પષ્ટ રીતે જોઈ શકાય છે.

શ્રી પ્રાણલાલભાઈ નાટકોના ભારે રસિયા છે એમ તો હવે જાહેર થઈ ચૂક્યું છે. એમનામા રસજ્ઞતા અને સર્જકતા પણ છે, તેની ખાતરી અહીં એકત્ર થયેલા નાટકો, વાર્તાઓ, પ્રસંગચિત્રોથી મળી રહેશે. એમના સર્જક માનસ ઉપર પ્રાચીન પદ્ધતિની જબ્બર અસર રહેલી છે એની છાયા ભાષા, શૈલી, વિચારો ઉપર પડેલી છે આ લખાણોમા જે છે તેથી ઘણુ વધારે, એમ કહુ કે અનેકગણુ વધારે એમની સાથેની વાતોમાથી મળી શકે. સર્જનપ્રવૃત્તિ માટે જે શાતિ ને એકાગ્રતા જોઈએ તે એમને ભાગ્યે જ મળી શકે. પ્રયોગો કરવાની નિરાત તો એમને હોય જ નહિ, પણ એમની પાસેથી વાર્તા, નવલકથા ને નાટકનુ વસ્તુ જોઈએ તેટલા પ્રમાણમા મળે. માત્ર પ્રસંગો જ નહિ, સુવ્યવસ્થિત સંકલના ને કલાદૃષ્ટિનો પણ લાભ મળી જાય એમનુ વાચન વિશાળ છે, એના વૈવિધ્યનો પણ પાર નથી. સંસ્કૃત ને અંગ્રેજી સાહિત્યનો એમને સારો પરિચય છે નાટકો–બોલપટો પણ ઠીક પ્રમાણમા જુએ છે. સર્જકો, કલાકારો, વિદ્વાનોના પરિચયમા એમને ખૂબ રસ આવે છે ને એવી તક તેઓ જવા દેતા નથી. શ્રી ને સરસ્વતીના યોગની જે વાત થાય છે તે ઘણે અંશે એમનામા તો જોવા મળે જ છે, પરંતુ એનુ સુભગ મિલન સર્વ કોઈના જીવનમા થાય એવી ભાવના તેઓ સેવતા હોય છે, એ દિશાના પ્રયત્નો પણ તેઓ કરે છે.

શ્રી જયાવતીબહેનના પરિચય વિના શ્રી પ્રાણલાલભાઈની ઓળખાણ અધૂરી જ ગણાય. તેઓ સાચા અર્થમા આર્ય નારી છે, આદર્શ પત્ની ને પ્રેમાળ તથા કુશળ ગૃહિણી છે. એમનુ પોતાનુ સ્વતંત્ર વ્યક્તિત્વ છે શ્રી પ્રાણલાલભાઈથી તેઓ શોભે છે ખરાં, પરંતુ

શ્રી પ્રાણલાલભાઈની શોભામા પણ એમનાથી અનેકગણી વૃદ્ધિ થાય છે. તેઓ સમાજસેવાની અનેકવિધ પ્રવૃત્તિઓમા અત્યત નમ્રતાપૂર્વક સક્રિય રસ લે છે સાહિત્યકલાનો એમનો રસ બહુ ઊંડો છે. લેખન એમની પ્રિય પ્રવૃત્તિ છે. ધર્મપરાયણતા એ એમના સમગ્ર જીવનનો પાયો છે એમ કહી શકાય શ્રી પ્રાણલાલભાઈ ને શ્રી જયાવતીબહેનનુ દાપત્ય સાચે જ આદર્શ-રૂપ છે બને એકબીજાંને સર્વ સમર્પણ કરી ચૂક્યા હોય એમ લાગ્યા વિના રહે નહિ અલબત્ત, એમા શ્રી જયાવતીબહેનનુ સમર્પણ તો પ્રાચીન સતીઓનુ જ પવિત્ર સ્મરણ પ્રગટાવે શ્રી પ્રાણલાલભાઈની સાહિત્યકલાની રસવૃત્તિ શ્રી જયાવતીબહેનના સપર્કથી પ્રગટ થાય અને શ્રી જયાવતીબહેન એ ક્ષેત્રે સદાય શ્રી પ્રાણલાલભાઇની પ્રેરણા મેળવતા રહે એવુ સુભગ મિલન એમના જીવનરસોનુ થઈ ગયુ છે.

શ્રી પ્રાણલાલભાઈ એક વિશાળ કુટુબના વડલા સમા છે. એમના બહેનો અને તેમના બાળકો, ભાઈ-ભાભી, ભત્રીજા ને એમનુ કુટુબ, બીજા સગા ને વહાલાઓ, એ બધાની વચ્ચે શ્રી પ્રાણલાલભાઈ અને શ્રી જયાવતીબહેનને જોઈએ ત્યારે એમ થાય કે આપણી પ્રાચીન સભ્યતા સાકાર ને સજીવ બની અહીં બિરાજમાન થયેલી છે એમના આતિથ્ય-સત્કારની ભાવનામા પણ એ જ સભ્યતાના દર્શન થાય છે. આવા શ્રી પ્રાણલાલભાઈ અને શ્રી જયાવતીબહેન એમના કુટુબના ને સ્નેહી-વર્ગના જ નહિ, સમગ્ર સમાજના મહામૂલા રત્નો છે. એમને જોતા ને એમના પરિચયમા આવતા એમ થઈ આવે કે જે પેઢીએ ઘણા સમય પહેલા વિદાય લઈ લીધી છે તેના સદ્અશો જાળવીને તેઓ બેઠા છે ને પોતાના જાગૃત પુરુષાર્થ વડે, એમના સપર્કમા જે કોઈ આવે છે તેમનામા એ સસ્કારોનુ તેઓ સિંચન કરે છે

શ્રી પ્રાણલાલભાઈ અને શ્રી જયાવતીબહેન સસ્કાર ને સભ્યતાની સુવાસ ફેલાવતુ લાબુ ને નીરોગી આયુષ્ય ભોગવો એવી ભાવના સાથે અહીં વિરમું છુ.



★

# Character ! Thy Name Is Pranlalbhai

**Dr. S G. Panandikar**
M.A , PH.D.,D.SC.(LON.),I.E.S.(Retd.)
Secretary,
INDIAN BANKS ASSOCIATION

I was in close, almost daily touch with Pranlalbhai for nearly eight years, from 1947 when I became Secretary of the Indian Banks Association up to 1955 when he retired as Chairman of the Association. The longer I knew him, the more I admired his qualities of head and heart and the more I respected the strength of his character. Although I came to the Association as a mature person, having served Government for 32 years in different parts of the country and come into touch with all sorts of men and affairs, I learnt a lot to my benefit from my contact with Pranlalbhai. He used to discuss not only the affairs of the Association, but also many of his other activities, with me.



*Dr Panandikar*

It was he, who, with his farsightedness, realised the necessity of forming the Indian Banks Association and, with the help of Sir Homi Mody, removed the various difficulties which stood in the way and succeeded in forming the Association in 1946. As Deputy Chairman of the Association for the first three years and as its Chairman for the next five years, he established the Association on a solid basis, secured the recognition of all the authorities for it and built up sound traditions for it.

I have not met any person more shrewd, more tactful and more farsighted than Pranlalbhai. In all his dealings with persons in power in the public as well as the private sectors, he knew how far to proceed, where to stop and how to get things done. His judgment of men and affairs was remarkably sound He could fathom quickly the strong and weak points of the persons he had to deal with and took them fully into consideration while dealing with those persons I was often surprised at the farsightedness which he showed. Long before a person in authority acted in a particular way, he would tell me that the person would act in that way. Long before an affair took a particular turn, he would tell me that it would take that turn.

Pranlalbhai was always fairminded and constitutional in dealing with others. Al-

though he knew that all bankers respected his judgment, he would not take any decision without consulting Members of the Managing Committee of the Indian Banks Association beforehand, whom he always kept fully informed of the progress of matters pertaining to the Association. I was often surprised at the patience which he showed in telephoning personally to different Members of the Managing Committee and keeping them informed of what he was doing with regard to the matters pertaining to the Association, by giving full explanations.

Pranlalbhai's generosity is well known. As Chairman of the Indian Banks Association and President from time to time of various other organisations, he spent money freely in entertaining, so as to further the cause of all the organisations. He was also very kind to his friends and subordinates and was always ready to give them whatever help he could in their difficulties.

Coolness of temper in dealing with people was another characteristic which I noticed in Pranlalbhai. On a few occasions I noticed that some persons wrote or spoke to him in a manner which would have made any one else lose his temper. Pranlalbhai, however, kept his temper and replied with courtesy, which was always an important aspect of his character.

I have been much impressed by the creative spirit which Pranlalbhai possessed. He not only created the Indian Banks Association and the Swadeshi League, but several other organizations in the literary and dramatic fields Pranlalbhai is a great lover of books. He is very methodical in all that he does and has a great command over the English and Gujarati languages, in which he has written much. He is a patron of learning, drama and fine arts.

I do not think there is any businessman who is respected more in commercial as well as official circles than Pranlalbhai, for his integrity and judgment It is a great loss to the country that he did not enter politics Had he done so and had he been elected either to the Bombay Legislative Assembly or to the Lok Sabha, there is no doubt that he would have made an excellent Finance Minister or Commerce and Industries Minister

I wish Pranlalbhai many more years of good health and active work in the nation's welfare



# પ્રાણલાલભાઈ : કલારસિક આત્મા

## કલાગુરુ શ્રી રવિશંકર મ. રાવળ

પૂર્વના જરાપણ અંગત પરિચય વિના, ૧૯૪૫મા, અમદાવાદમા ભારત કલા મંડળનુ વાર્ષિક ચિત્રપ્રદર્શન ખુલ્લુ મૂકવાને શેઠશ્રી પ્રાણલાલભાઈને મેં તેમની સ્વદેશી ભાવના પર જ વિશ્વાસ રાખી વિનતિ કરી હતી. તેના ઉત્તરમા તેમણે તુરત ઉત્સાહપ્રેરક વચનો સાથે સગવડની તારીખો જણાવી, અને ૧૪મી ઑક્ટોબર ૧૯૪૫ની સાંજે અમદાવાદમા ચિત્રપ્રદર્શનનુ ઉદ્ઘાટન કરતા તેમણે ચિત્રકળા માટેનો અંતરનો શોખ અને આદર દર્શાવતુ વ્યાખ્યાન આપ્યુ ત્યારે શહેરની ધંધાપરાયણ જનતાએ એક નવો જ અચંબો અનુભવ્યો. એમણે કહ્યું, 'શ્રી અને સરસ્વતીનો યોગ આપણે વિરલ ગણીએ છીએ પણ શ્રી એટલે દ્રવ્ય નહિ શ્રી એટલે વસ્તુનુ સૌંદર્ય અથવા કળા અને તેની સાથે બુદ્ધિનો પ્રકાશ મળે એટલે સમૃદ્ધિ કે સંવૃદ્ધિ આપોઆપ નિષ્પન્ન થાય છે' એમના આ વાક્યની સાથે 'Industry without art is brutality'—કળા વિના કરેલો પરિશ્રમ કે ઉદ્યમ માત્ર પશુકાર્ય



શ્રી રવિશંકર રાવળ

છે એવુ પશ્ચિમનુ વાક્ય વિચારતા શ્રી અને સરસ્વતીના યોગની માનવીને કેટલી જરૂર છે તે સ્પષ્ટ થશે. એમના એ વ્યાખ્યાને અમદાવાદના શ્રીમતોને સજાગ કર્યા હતા એમણે કહ્યુ હતુ કે 'ઉદ્યોગોમા કળાકારોની ડિઝાઈનોનો જેટલો મહત્ત્વનો ફાળો છે એવુ જ મહત્ત્વ જીવનમા કળાને આપવુ જોઈએ.'

આવા વિચારો દર્શાવનાર એક શરાફી અગ્રણીના જીવનમા પૂર્વભૂમિકા કેવી હતી તે એમણે જ તે દિવસે આત્મકથારૂપે કહી દીધુ.

'ચિત્રકળા વિશે હુ કઈ મહત્ત્વનુ કહી નાખીશ એવી અપેક્ષા રાખશો નહિ. તે વિશે બોલવાનો મારો અધિકાર એટલો જ છે કે નાનપણમા અગ્રેજી નિશાળે ભણતો ત્યારે ડ્રૉઇંગ માસ્તરે મારા પિતાશ્રીને કહેવરાવ્યુ કે આ વિદ્યાર્થી ડ્રૉઇંગમા આગળ વધી શકે તેમ છે માટે તેને ડ્રૉઇંગની પરીક્ષામા બેસાડજો. મારા પિતાશ્રી એ વાત સાભળીને હબકી જ ગયા. એમને થયુ કે હુ જો ચિત્રો દોરીશ તો એમનો વેપાર કોણ સભાળશે? એમણે તો હેડમાસ્તરને સીધુ લખ્યુ કે પોતાના જેવા વેપારીના છોકરાને ચિત્રો દોરવા પોસાય નહિ એને નિશાળે ભણવા માટે મૂક્યો છે—ચીતરવા માટે નહિ, એટલે ઊંધે રસ્તે ન ચડાવશો વગેરે .. આથી ઊંડે ઊંડે શોખ રહી ગયો તેની અતૃપ્તિ ટાળવા ચિત્રોના આલબમો–ચિત્રો અને ચિત્રકળા વિશેના પુસ્તકો મે વસાવેલા અને આ દેશની તેમ જ પરદેશની ચિત્રકળાનો થોડોક અભ્યાસ કરેલો તે સંસ્કારને લઈને આજે સમજાય છે કે કોઈ પણ પ્રવૃત્તિમા કળાને સ્થાન છે જ. અને એક વેપારી કળામા રસ કેમ ન લઈ શકે?'

વેપારી, ગજદારી સૈનિક કે સદ્‌ગૃહસ્થ સમાજના સર્વ પ્રકારના થરોમા કળાનો રસ વ્યાપક બને તો સમાજના વ્યવહારમા લાલિત્ય અને માર્દવ જરૂર પ્રગટે અને સમાજના અગોમાં એક ભાવના, એક સસ્કૃતિ અને એકતાની લાગણી વધે આ સૂત્રને જીવનમા પ્રત્યક્ષ કરવા મથી રહેલા ગરવા ગુજરાતી નરોમા શ્રી પ્રાણલાલભાઈ દૃષ્ટાતરૂપ બન્યા છે તે સમજવુ કે સમજાવવુ મુશ્કેલ નથી અમદાવાદના ચિત્રપ્રદર્શન પછી કળાપ્રવૃત્તિ માટે તેમની ઉત્સુકતા જાણવાના બીજા પ્રસગો મળ્યા ચિત્રપ્રદર્શનને

## પ્રાણલાલભાઈ : કલારસિક આત્મા

બીજે દિવસે સૂચન કે સંકેત વિના તેમણે પોતાની મેળે જ મંડળના આશ્રયદાતાનો ચેક મોકલી આપ્યો હતો. અને બીજી મુલાકાત વખતે મારી ચિત્રશાળામાં આવી તરુણ કળાકારોના ચિત્રો નિરાતે જોયા અને કેટલાકની પસંદગી કરી સાથે લઈ ગયા કિંમતની પૂછપરછ કર્યા વિના દરેકની પૂરી કિંમત મોકલી આપી. આ જાતનો વ્યવહાર આપણા દેશના શ્રીમંતોમાં અપવાદરૂપે જ જોવા મળે. એ જ પ્રમાણે એમણે મુબઈમાથી પણ નવા ચિત્રકારોના ચિત્રોનો આદર કર્યો છે અને આ બધા ચિત્રો એમના ઘરની દીવાલોને શોભાવે છે. એમની રુચિ ભારતીય સંસ્કૃતિ અને ભારતીય સ્વરૂપો તરફ ઢળતી હોય તેમા નવાઈ નથી. ભારતની પ્રાચીન પરિપાટી અને લક્ષણો ધરાવનાર ચિત્રો અને ભારતીય આદર્શો રજૂ કરતા ચિત્રો તેમજ ભારતીય રસિકતા બતાવતા ચિત્રો જ એમની વિશેષ પસંદગી પામે છે અને એમના જીવનઘડતરની સાથે સંપૂર્ણ સુમેળ સાધે છે.

ગુજરાતના તરુણ ચિત્રકારોની કૃતિઓનો આદર કરનાર એમના જેવા બીજા કોઈ ગુજરાતી શ્રીમંત ભાગ્યે જ મળશે. લાખ્ખોના મકાનો બાધનારા, લાખ્ખોના વેપાર કરનારા શ્રીમંતો ગુજરાત-મુબઈમા છે. પરંતુ સારુ ચિત્ર કે સારી તસવીર માટે કળાકારની યોગ્ય પસંદગી અથવા સારી કૃતિની શોધ કરી કુટુંબ અને અતિથિઓની રુચિ અને આનંદ વધારનાર કૃતિઓ ખરીદી ધનની સાર્થકતા કરનાર તો પ્રાણલાલભાઈ એક વિરલ વ્યક્તિ છે.

તેઓ કલાવિવેચક અથવા કલાસંશોધક કે સંગ્રાહકની કીર્તિ માટે ચિત્રો ભેગા નથી કરતા, પણ સ્વાન્ત સુખાય આત્માને રસથી સમૃદ્ધ કરવા ભાવનાયુક્ત સંસ્કારપ્રેરક ચિત્રોથી આનંદલહરીઓનો અનુભવ કરે છે.

કળાનો નિર્વાહ કરનાર બે વર્ગો છે કળાપોષક શ્રીમાનો અને ચિત્ર-રસ સમજનાર સમાજ. આખા સમાજને સારા ચિત્રો પ્રાપ્ત થવાં મુસ્કેલ છે અને તે કારણે યૂરોપના વૈભવશાળી કુટુંબોએ સારા ચિત્રોના સંગ્રહ કરી સમાજ કે પ્રજાને માટે તેમના ચિત્રાલયો ખુલ્લા મૂક્યા છે ફ્લોરેન્સના મેડીસી કુટુંબો, ઇંગ્લંડના અમીરો, અમેરિકાના માતબર ઉદ્યોગપતિઓ

બધાએ પોતાના સગ્રહોની સાર્થકતા, આમજનતા માટે કલારસ વહેતો કરવામા માની છે

શ્રી પ્રાણલાલભાઈએ ‘આત્મવત્ સર્વભૂતેષુ’ની દૃષ્ટિથી પોતાનો ચિત્રસગ્રહ ‘દેના જ્યોતિ’ના પ્રકાશનદ્વારા અન્યજનોની સતૃપ્તિ અને રસવૃદ્ધિ માટે આપવા માડ્યો છે એટલુ જ નહિ પણ દરેક ચિત્રના ચિત્રકારને પત્રમ્ પુષ્પમ્ પુરસ્કારથી સત્કારીને તેમની પ્રતિ પોતાની સદ્ભાવના વ્યક્ત કરી છે. ઘણાયે સમૃદ્ધ સપાદકો અને તંત્રીઓ ચિત્રકારના ચિત્રો પ્રકાશિત કરી લોકપ્રિયતા અને પત્રની લોકપ્રિયતા ને પ્રચાર વધારે છે, પણ કળાકારને પુરસ્કાર આપવામા સંકુચિત વૃત્તિ દાખવે છે. તેમને ‘દેના જ્યોતિ’ બેશક ઉદારતાનુ ઉદાહરણ પૂરૂ પાડે છે અને બેંકિંગ યા શરાફી જેવી દ્રવ્યની પ્રવૃત્તિની સાથે માનવીની મૂળ સંસ્કારભાવનાને ઉન્નત અને ઊર્ધ્વગામી કરવાનો પરમ પુરુષાર્થ આગળ રાખી સમાજને અર્થ ઉપરાત ઊંચી ભાવસતૃપ્તિ આપી રહેલ છે. આ ઉપરાત સર્વ કલાઓનુ સયુક્ત રૂપ નાટ્ય પણ તેમના અગત પક્ષપાતનુ પાત્ર બની ગુજરાતી નાટ્યકલાના અભિનવ પ્રયત્નોમા કેટલુ ઉદાર પ્રોત્સાહન પામી રહ્યું છે તે સર્વવિદિત છે



# Humanity Personified

**Shri A. C. Ramlingam**

Secretary · Indian Merchants Chamber;
Hon. Secretary : Swadeshi League

I have the pleasure and privilege of knowing our respected and beloved Shri Pranlalbhai for several years and therefore do I earnestly feel that his rich, eventful and inspiring life has great many lessons to teach us.

One may ask what exactly it is which has made Shri Pranlal so unique in the popularity, regard, affection and confidence which he enjoys among bankers, businessmen, industrialists and workers — indeed, among all classes of our countrymen. The answer to this question is to be seen in the fact that Shri Pranlalbhai has always emphasised the



*Shri Ramlingam*

importance of the "human element" in business as well as in his conduct towards his associates however subordinate their position in the undertakings may be. It is this innate "humanity" of the man which makes him so outstanding among the men of affairs in our country to-day.

Shri Pranlalbhai is first and foremost a great "gentleman", a "purusha" (पुरुष) who is constantly and diligently striving to follow the ideals practised by Lord Sri Rama, the "Purushottama" (पुरुषोत्तम) It is this faith in the inherent goodness of human nature and in its capacity to rise to heights of noble endeavour which binds like a golden thread all the facets of his varied activities It is because of this "human approach" to all questions that at his hands any problem becomes an opportunity'

As was the father, so is the son Born on the 11th June 1894, as the second son of the late Seth Devkaran Nanjee, J.P., young Pranlal had the good fortune of being brought up in ideal environment by a person known for his sterling qualities of moral character and business acumen Shri Pranlalbhai received his education in the Esplanade High School and the St Xavier's College. It was not for nothing that Milton said that

"The childhood shows the man
As morning shows the day"

Shri Pranlalbhai achieved as many successes in his career as a student as he has performed acts of renown and benevolence in his later years. He received as many as 40 books as prizes in his scholastic career! He joined his father's firm at the young age of 18.

MELLOW WISDOM

That was as a teenager Since then, how many acts reflecting business flair, intellectual skill and spiritual uplift has Shri Pranlalbhai packed into his rich career! He is sixty-three years young now. The country, therefore, looks forward to many more years of similarly fruitful activity, particularly because men of his mellow wisdom are as acutely scarce as they are urgently needed in our infant but sovereign Republic.

To-day he is the distinguished and beloved head of the well-known house of 'Devkaran Nanjee,' engaged in Banking, Insurance, Investment, Shares, Securities, Cotton, Bullion, etc. As the Founder-Chairman of the popular Dena Bank, which he established in 1938, he has seen it grow, brick by brick, till-to-day it has risen to the position of being a sound and lofty edifice in the structure of Indian banking. Truly can he say in the words of Goethe ''I am not weary; so long as I live on earth, I intend to conquer at least my own little foot of territory afresh every day ''

These attainments, impressive as they undoubtedly are, constitute, however, only one aspect of the many-sided greatness of Shri Pranlalbhai. There are businessmen and businessmen. Quite a number of them are very successful too. Not many however can be found who have showed themselves willing to spend their time and energy for work which will not yield any personal gain Even if some were found willing to do this, it would be difficult to find in them the wisdom, understanding, tact, discretion and judgment needed for successfully carrying out the many onerous duties which public work of this kind involves.

## SWEET CIVILITIES

It is Shri Pranlalbhai's great distinction that he has given so freely of his abundant and undoubted gifts of comprehension and persuasion for the benefit of his countrymen in general and of the business community in particular. He was the President of the Indian Merchants Chamber twice, first in 1944 and again in 1952. He had been the Chairman of the Indian Banks Association for last year, the sixth time in succession. He is also the Chairman of the Saurashtra Financial Corporation, and was upto recently a member of the Government of India's Advisory Committee on Capital Issues. He is a Trustee of the Indian Merchants Chamber and is on

several of its Committees. Above all, he is the Founder-President of the Swadeshi League.

Remarkably big and varied as the list of public institutions whose work he has been guiding is, what is even more outstanding is the special "Pranlalbhai touch" which he has given to every one of these. There is nothing which he has taken on hand which he has not adorned. As the poet Dryden used to say, it is "the sweet civilities of life" which Shri Pranlalbhai has brought to bear on every one of the many aspects of his public work.

Shri Pranlal decided to organize and develop a banking institution at a time when this particular sphere of economic activity in India was largely dominated by non-national undertakings. And why did he venture on this untrodden path strewn with so many risks? First, because he loves his country and his countrymen so intensely and has such confidence in their future that he wants to bring practically every aspect of our economic life under the all-embracing influence of "Swadeshism"; secondly, because "Pitru Vakya Paripalanam" (पितृवाक्यपरिपालनम्) is regarded by him as being of supreme significance; his revered father exhorted him from his death-bed that he should start a bank and that he would succeed in this if "truth and

honesty'' were his watchwords The secret of Shri Pranlalbhai's success not only in having brought the Dena Bank to its present position of prestige, strength and public goodwill, but also in all his several other undertakings is to be found in his efforts to adhere to these two priceless legacies left by his father—Truth and Honesty.

Again, it is these two guiding principles which have made Shri Pranlal not only a leading businessman but also a friend, philosopher and guide to many who have sought his assistance and guidance. Wherever he found talent, loyalty and character, he has encouraged them most generously. In his own personal business-house as well as in the several public institutions which he has guided and influenced, he has created, encouraged and nurtured a band of workers who bear the stamp of quiet efficiency, indubitable loyalty and high character. Among the leaders of the nation he is held in high esteem because of the great nation-building services in which he has been tirelessly engaged. ''To have reverence for the highest and to have patience with the lowest''—that is a motto, the practice of which has made Shri Pranlalbhai beloved of all.

## CULTURAL VERSATILITY

However, the well-springs of his strength are his belief in the higher values

''has sought elegance but has avoided luxury he has sought refinement but not fashion.'' Shri Pranlal has always preferred to study hard, think silently and act frankly

SAVING COMMONSENSE

It is, however, a rare and beautiful combination of gentleness and polish on the one hand, with firmness and resourcefulness on the other hand, which has made Shri Pranlal so popular and at the same time so effective and powerful a force While being extra-ordinarily courteous and mild, he can be and has often been (when the interests of the community demand it) firm as a rock. Like Oliver Cromwell he believes in doing every-thing in a '' thorough '' way. Discipline he values very highly no doubt These, however will never affect the serenity of his out-look nor the cheerfulness of his temper. At no moment can Shri Pranlal ever be kill-joy; at no time will he be morose or gloomy He never gets excited or ruffled That is why it has been easy and natural for him to be a benevolent patriarch, pouring oil over troubled waters, acting as a breath of fresh air, bringing in hope, cheer, peace and unity to the counsels of the business community. It is a concrete expression of this profound appreciation on the part of the public that, in response to the invitation of 54 well-known men in the public life of this city,

over a thousand guests drawn from all walks of life and representing the "aristocracy of intellect, service, wealth and birth" gathered at the Taj Mahal Hotel on 19th February 1953 to honour Shri Pranlalbhai. And, similarly, it was for the purpose of expressing their appreciation and affection for Shri Pranlal that on his 60th Birthday in June 1953, the Bombay Bankers invited him to a Dinner at the Taj where the cream of the banking community of the country had assembled.

On a memorable occasion, the poet Tennyson said of the Duke of Wellington that he was

"Rich in saving commonsense,
And, as the great only are,
In his simplicity sublime".

Those who have the privilege and pleasure of knowing Shri Pranlalbhai will readily see how completely and aptly this beautiful tribute will apply to him



# संगीतज्ञ शेठश्री प्राणलालभाई

प्रॉ. वी. आर. देवधर
प्रिन्सिपाल स्कूल ऑफ इन्डियन म्युझिक

शेठ प्राणलाल याची आठवण झाली कीं मनात त्याचेबद्दल एकदम आदरभाव उत्पन्न होतो व त्याचे सानिध्यात आपण एका प्रेमळ, सद्शील, मनमोकळ्या व प्रामाणिक व्यक्तिशी बोलत आहो याची जाणीव झाल्याशिवाय रहात नाही ते अत्यत रसिक असल्यामुळें सगीतकलेचे मोटे आश्रयदाते व भक्त आहेत

१९३७ पूर्वी सार्वजनिक कार्यात ते भाग घेत नसत 'स्कूल ऑफ इडियन म्यूझिक' या माझ्या सस्थेच्या मदती साठी ता ६ सप्टेंबर १९३७ रोजी आम्ही एक जलसा करण्याचे ठरविले होते या जलसाच्या अध्यक्षपदासाठी कोणा योग्य व्यक्तिच्या शोधात आम्ही होतो देवकरण नानजी कुटुबाशी माझा थोडा फार सबध झाला होता व प्राणलाल शेठ याच्याच अध्यक्षतेखाली हा जलसा साजरा व्हावा असे माझ्या मनानें घेतले त्याच्याशी घनिष्ट सबध असलेल्या काही लोकाना



प्रॉ. देवधर

## સંગીતસમારંભમાં



પ્રો બી. આર દેવધરની સ્કૂલ ઑફ ઇન્ડિયન મ્યુઝિકને ઉપક્રમે યોજાયેલા વાર્ષિક સમારંભમા શ્રી પ્રાણલાલભાઈ, શ્રી બી જી ખેર અને પ્રો બી આર દેવધર તથા સંગીતશાળાના કેટલાક વિદ્યાર્થીઓ

## संगीतज्ञ शेटश्री प्राणलालभाई

भेटून या विषयी मी विनंतीपूर्वक रेवी तो करणेकामी मन असे पडले की प्रामाणिक शेठ तुमच्या विद्यार्थ्यांना मदत करतील पण अध्यक्षस्थान स्वीकारणार नाहीत कारण सार्वजनिक कार्यात ते भाग घेत नाहीत पण मी मात्र मनाशी ठरविले की आपण जाऊन त्यांना भेटायचेच ! त्याप्रमाणे त्यांचेशी वेळ निश्चित करून मी त्यांना त्यांचे ऑफीसात भेटलो व अध्यक्षस्थान स्वीकारण्याची विनंति केली. माझ्या विद्यालयाविषयी त्यांनी आस्थापूर्वक चौकशी केली त्यांनी मोठेपणाने आटेपेठे घेतले पण शेवटी त्यानें आपल्याशीच निर्णय घेऊन मला उत्तर दिले की 'मी सार्वजनिक कार्यात भाग घेत नाही पण मला संगीताविषयी प्रेम आहे व अशा माझ्या आवडत्या कलेची सेवा तुम्ही करीत आहा तेव्हा तुम्हाला माझ्याने नकार देववत नाही' हे ऐकून मला फार आनंद झाला. शेठ प्राणलाल देवकरण नानजी सार्वजनिक कार्यात भाग घेऊ लागले ते आमच्या ह्या १९३७ सालातील जल्सापासूनच. हा जलसा माझ्या कल्पने बाहेर यशस्वी झाला व शेठ प्राणलाल यांनी रु ३०१ ची देणगी त्या काळी दिली याची गोड आठवण माझ्यात सदैव जागृत असते. शेठ प्राणलाल स्वत अत्यंत प्रामाणिक व चाणाक्ष व्यापारी असल्यामुळें पहिल्या भेटीतच ते कोणाचीही पारख उत्तम तऱ्हेने करू शकतात. माझे संगीतविषयक कार्य त्यांना रुचल्यामुळे या वेळेपासून त्यांचा माझ्यावर लोभ जडला व त्याचे प्रत्यंतर मला अनेक वेळा आले. माझा ऑर्केस्ट्रा (वृन्दवादन) लग्नकार्यात भाग घेतो की नाही याचा त्यांनी तपास केला व तो तसा भाग घेतो हे कळल्यानंतर त्यांचे घरातील कोणतेही मंगलकार्य असो, त्यात आमचा ऑर्केस्ट्रा असावयाचाच हा आता नियमच होऊन बसला आहे. पण त्यात त्यांची व्यापारी वृत्ति व दिलदारपणा या दोन्हीचा मला पूर्णपणे परिचय होतो. काही मंगलकार्य निघाले की ते मला भेटण्यास बोलावतात व बिदागी वगैरे अटी एखाद्या कट्टर व्यवहारी माणसाप्रमाणे ठरवितात. शेवटी बजावतात की अमुक इतकी बिदागी मिळेल व येण्याजाण्याची व्यवस्था तुमची तुम्हालाच करावी लागेल. येथपर्यंत त्यांची व्यवहारी वृत्ति झाली पण आम्ही त्यांचेकडे जाण्यास निघण्यापूर्वीच एकदोन मोटारी येतात व ड्राय-व्हर सांगू लागतात की शेटजींनी या मोटारी तुमच्या ऑर्केस्ट्रासाठी पाठविल्या

आहेत परत येतानाही तेच आम्हाला वाहन देतात शेवटी तेथल्या तेथे विदागी देतील व एक निराळें पाकीट हातात देऊन स्मित करून सागतील की देवघर, तुमचे ऑर्केस्ट्रावादन चागले झाले म्हणून हे तुम्हाला वक्षीस आहे त्यात विदागी शिवाय रु ५० तरी असावयाचेच असा त्याचा दिलदारपणा !

मधून मधून त्याना माझी आठवण होते व रात्री जेवणासाठी वोलावणे करतात शेठ प्राणलालजी याचेवद्दल मला फारच आदर असल्यामुळें त्याना भेटण्याची ही सधी मी दवडत नसे जेवणखाण झाल्यानतर ते स्वत हार्मोनियम वाजवितात आम्हाला गावयास लावतात, क्वचित आमची साथही करतात, परत मोटारीतून पाठवितात पण नेहमीप्रमाणे स्मित करून हातात एक पाकीट देतात उघडून पहावे तो त्यात काहीना काही वक्षिस असावयाचेच

एकदा त्यानी मला वोलावून फोर्ट मधील आपल्या घरात एक शिकवणी दिली मी पहातो तो त्याच्या जवळच्या नात्यातील मुलेमुली सगीत शिकण्यास आपापल्या घरून तेथें जमत पण शास्त्रीय सगीताची फारशी आवड मला कोणात दिसेना पण माझी फी मात्र शेठजी महिन्याचे महिन्यास वरोवर देत पण ही 'फी' घेणे मला वरे वाटेना कारण माझे तेथील विद्यार्थीच शिकण्यात टगळमगळ करू लागले शेवटी नाइलाजाने मी त्याचे सानिध्यातील एका व्यक्तिला सागितले की हे विद्यार्थी कधी येतात कधी नाही, कोणी लक्ष देऊन शिकत नाही त्यामुळें मासिक फी घेणे मला अवघड वाटते तेव्हा त्या व्यक्तिने मला सागितले की तुम्ही या विषयी विचार करू नका शेठ प्राणलाल याना तुम्हाला कोणत्या तरी तऱ्हेनें मदत करावीशी वाटते व ती ह्या मार्गाने करीत आहेत त्यानाही माहीत आहे की मुलाना यात फारशी गोडी वाटत नाही

अशा या थोर व्यक्तिचे या प्रसगी मी हितचिंतन करून ईश्वर त्याना दीर्घायुष्य देवो असे प्रार्थितो



# ભાઈશ્રી પ્રાણલાલભાઈ

શ્રી વૃન્દાવનદાસ હેમરાજ ભગત
બી. એ.

ભાઈશ્રી પ્રાણલાલભાઈના 'અભિનન્દનગ્રન્થ'મા કંઈક લખી મોકલવાની ગ્રન્થસમિતિના સભ્યોની પ્રેમભરી સૂચનાનો સ્વીકાર કરતા મને ખરેખર આનંદ થાય છે આ શુભ વિચાર માટે સાથે સાથે તેમને ધન્યવાદ પણ આપુ છુ.

શ્રી પ્રાણલાલભાઈ સાથેનો—બલ્કે સ્વ. શેઠશ્રી દેવકરણ નાનજી અને એમના કુટુમ્બીજનો સાથેનો મારો સંબંધ આજે પચાસ વર્ષ જેટલો જૂનો છે. મારી વયોવૃદ્ધ આંખોએ આ નિષ્ઠાવાન, સત્યપરાયણ, પ્રામાણિક સજ્જનોનો ઉત્તરોત્તર વિકાસ થતો જોયો છે અને તે જોઈ હમેશ આનદ અનુભવ્યો છે


શ્રી વૃન્દાવનદાસ ભગત

શેઠશ્રી દેવકરણ નાનજીની નોકરીમા હુ સને ૧૯૦૫ ના ડિસેમ્બરમા રહેલો. તે વેળા શેઠના જ્યેષ્ઠ પુત્ર ભાઈશ્રી ચૂનીલાલભાઈએ મેટ્રિકની પરીક્ષા આપવાની હતી. તે માટે તૈયારી કરવા મારી સહાયતા

લેવાનુ ઠરાવેલુ અને મને એ સંભારતા હર્ષ થાય છે કે તેમને મારી સંગતિ અનુકૂળ થઈ અને મારા પ્રતિ મિત્રભાવ ઊપજ્યો. નાનાભાઈ પ્રાણલાલભાઈને પણ મારા તરફ સારુ આકર્ષણ થયેલુ. તેઓ તો હમેશ શાળામાથી છૂટે તેવા ઓફિસમાં આવી સાંજે મારી સાથે ફરવાનુ રાખે. મારે ઘરે પણ આવતા ને ક્વચિત અમે સાથે ભોજન પણ લેતા. મારાં માતુશ્રીને પણ પ્રાણલાલભાઈ પર સારો સ્નેહ થયેલો.

પ્રાણલાલભાઈ શાળામા ભણતા હતા ત્યારે જ એમના વેવિશાળનો પ્રસંગ ઉપસ્થિત થયેલો મારા માતુશ્રી અને મારી ભાણેજીએ બહેન જયાવતીને જોયા. પ્રથમ દર્શને જ એ ગમી ગયા ને પછી વાત મારી કને આવી મેં ચૂનીલાલભાઈને કહ્યુ. એમને સબધ યોગ્ય લાગ્યો પ્રાણલાલ-ભાઈને પણ રુચ્યુ, પણ એ તો અતકરણનુ આકર્ષણ અંતરમા જ રાખી રહેલા. શેઠશ્રીને વાત કરી ને તેઓય સમત થયા. પરિણામે, સારે દિવસે, શુભ મુહૂર્તે સગાઈ થઈ, શેઠશ્રીને ઘરે લખન થયુ, ગોળધાણા મારે હસ્તક ખવાયા ને સાંજે ન્યાતને ચાદૂધ માટે નોતરી આનદમંગલ કર્યું. બે વર્ષ પછી બેના લગ્ન પણ રૂડી રીતે ઊજવાયા.

સૌભાગ્યવતી બહેન જયાવતી કલાકુશલ, રસજ્ઞ, સુવિચારી, ધાર્મિક વૃત્તિવાળી, સાહિત્ય પ્રતિ પ્રીતિ ધરાવનાર, કેળવણીપ્રચારમા રસ લેનાર, વૃદ્ધવર્ગ પ્રતિ સેવાભાવી, પોતાના શુદ્ધ જીવનથી પતિના જીવનને ઉજ્જવલ ને સુખી કરનારી, સ્વદેશના શુદ્ધ આશયોની સફળતા સિદ્ધ કરવા પ્રયત્નશાળી આર્ય ગૃહિણી છે એ બહેન વિશે મારા મનમા સ્ફુરેલા ભાવો કાવ્યમાં દર્શાવ્યુ છે

'શ્રી પ્રાણલાલ પ્રિયતમા વિજયા સુનામ જયાવતી,
દિલનું વિશાળપણુ ઉદાર ચરિત થકી દર્શાવતી
ગૃહિણી ગૃહાલંકારિણી, ગૃહશાતિસુખમ સ્થાપિની,
નિજ–પર પ્રતિ એકભાવિની, કુલદીપજ્યોતપ્રકાશિની
હૃદયે સરલ, નયને તરલ, ચ ચલ ગતિથી ચાલતી,
પ્રેમભરી સૌભાગ્યશાળી પ્રાણ સગે મ્હાલતી '

અસ્તુ



શ્રી વૃન્દાવનદાસ ભગત, ચિ. જગવતલાલ વૃન્દાવનદાસ, અને શ્રીમતી જયાકુંવરબહેન વૃન્દાવનદાસ

## ભાઈશ્રી પ્રાણલાલભાઈ

પ્રાણલાલભાઈ મૂળે સંસ્કારી; તે વેળા જુવાન વય, લાગણી-ભરપૂર હૃદય, ધર્મ ને નીતિ પ્રતિ પ્રીતિ, અભ્યાસમા હોશિયાર ને નિતનવું શીખવાની સ્વભાવગત તાલાવેલી—એમના આ ગુણોએ મને પણ તેમના પ્રતિ આકર્ષ્યો. રોજરોજ તેમને નવાનવા રસભર્યા વિષયોમા અવગાહન કરાવવાનુ મનેય ગમતુ. એ થોડા વર્ષોમા એમની સાથે જે ગાઢ સંપર્ક થયો, તે વિશે જણાવતા મને આનંદ થાય છે કે એનુ પરિણામ ખૂબ જ સંતોષકારક આવ્યુ. તેઓ પોતાના ઉમગથી, જે પુસ્તકો હું તેમને વંચાવતો કે વાચવાની સૂચના કરતો, તે સર્વ જ નહી, પણ તેનાથી અનેકગણા બીજાં પુસ્તકોનુ નિયમિત અને આતુરતાપૂર્વક વાચન કરતા ને અનેરી પ્રતિભાથી આ સર્વ વિષયોમા જ્ઞાન સંપાદન કરતા ૧૯૦૯થી ૧૯૧૨ના આ વર્ષો.

આના જ અનુસંધાનમા ધ્યાન ખેચે એવી બીજી વાત એ છે કે મેં પ્રાણલાલભાઈને તેમની નિશાળમા ચાલતા પાઠો કદી શીખવ્યા નથી, કારણ તેમાં તેમને સહાયની લેશમાત્ર જરૂર નહોતી. શેઠ દેવકરણ નાનજીએ મારા પર અત્યંત વિશ્વાસ અને પ્રેમને કારણે, બાહ્ય સંસ્કારો તુરત ઝીલી લે એવા માનસવાળી કુમળી વયના પોતાના પ્રિય પુત્ર પ્રાણલાલભાઈ જોડે રોજ સાંજે ફરવા જવા ને સાથે સાથે ઉચ્ચ પ્રકારનુ ધર્મ, નીતિ અને ઈતર લલિત સાહિત્યનુ વાચન કરાવવાને મને નિયુક્ત કર્યો હતો. આ આશય ખાસ લક્ષમા રાખી, મેં તેમને અંગ્રેજીમા શેક્સપિયરના ઉત્તમ નાટકોમાથી કેટલાક જાણીતા ખંડો તથા ડૉ. સેમ્યુઅલ સ્માઈલ્સના ‘કેરેક્ટર’ પુસ્તકમાથી ઘણા ભાગો કંઠસ્થ કરાવ્યા હતા. સંસ્કૃત સાહિત્યમાથી સુભાષિતના અનેક શ્લોકો સાથે ‘કુસુમમાળા’ માથી ઘણો ભાગ વંચાવ્યો હતો અને કાલિદાસ–ભવભૂતિ ઈત્યાદિ ઉચ્ચ કોટિના કવિઓ સાથે માનસસંપર્ક શરૂ કરાવ્યો હતો. ગુજરાતીમા શ્રી પ્રાણલાલ-ભાઈને સાક્ષરવર્ય શ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીની મહાનવલ ‘સરસ્વતીચન્દ્ર’નુ ઘણુ આકર્ષણ થયુ હતુ ને તેની સાથે સાથે મે

આપણા સંસ્કારી સાહિત્યકારો સાથે પરિચય કેળવાવ્યો હતો.* સામળ ભટ, કવિ નર્મદાશંકર, દલપતરામ, મણિલાલ નભુભાઈ ઈત્યાદિ

આ બધી ભૂમિકા તૈયાર થયા પછી તો તેઓ પિતાશ્રીના વ્યવસાયમા જોડાયા. ૧૯૧૯ના વિશ્વયુદ્ધ પછી પિતાશ્રીનો વહાણવટાનો ધંધો બંધ થયો. ત્યારપછી દેવકરણ નાનજી તથા છગનદાસ એન્ડ કંપનીને નામે ચાલતા બીજા વ્યવસાયોને વિસ્તૃત કરવામા આવ્યા અને રૂબજારનો વ્યવસાય પણ શરૂ થયો. આ નવા ધંધા માટે શેઠ શ્રી દેવકરણ નાનજીએ પ્રાણલાલભાઈને નિયુક્ત કર્યા ને સાથે મને એ ખાતામા ભાગીદાર તરીકે લીધો. પછી ઝવેરીબજારમા સોનાચાદી તરફ ધ્યાન દોરાયુ ને તેનુ કાર્ય લઈ તે મારે હસ્તક ચાલુ કર્યું તે વેળાની અને ત્યારપછીની અનેક સ્મૃતિઓ આજેય મારા અંતઃકરણને આનંદ આપે છે. શેઠશ્રી દેવકરણ નાનજી, ખરેખર પ્રભાવશાળી, પવિત્ર, ધર્મનિષ્ઠ આત્મા હતા. એમના તેજસ્વી, ઉમદા ચરિતની ન ભૂસાય એવી છાપ આજેય મારા માનસપટ પર છે. અન્યત્ર, આ ગ્રંથમા, એમના જીવન વિશે ઉલ્લેખ થયેલો છે એટલે હુ અહીં પુનરુક્તિ નહી કરું. તેઓશ્રી એક સ્વયંપ્રકાશ તારા હતા, તેમનુ તેજ સર્વત્ર પ્રસરતુ એમના જ ઉમદા ગુણો એમના સર્વ સુપુત્રોમા ઊતર્યા હતા એમના શા ગુણાનુવાદ કરુ ?

‘જેની રતિ ગિરિજાપતિ પ્રતિ સર્વદા નિશ્ચલ હતી,
ને નિત્યકર્મ, પવિત્ર નિષ્ઠા અસ્ખલિત નિયમે હતી,
આ લોકમા ધન મેળવી, શુભ ધર્મ કર્મ બહુ કરી,
નિજ નામના આ જગતમા મૂકી ગયા એ નરહરિ
આ પૂજ્ય પ્રતિમાનુ સ્તવન કરતા હૃદય ઊભરાય છે,
ને ભક્તિભાવે નમન કરતા જીવ કૃતારથ થાય છે’

શેઠ દેવકરણ નાનજીનો મુદ્રાલેખ હતો. ‘સત્ય બોલવુ ને સત્ય ચાલવુ.’ જ્યારે સહૃદય પ્રાણલાલભાઇએ પોતાના પિતાશ્રીના એ મુદ્રાલેખને

*આ વાચન કયા પ્રકારનુ હતુ તેનો કંઈક ખ્યાલ આપવા માટે, ખંડ બીજાના પૂર્તિભાગમા કેટલાક અંગ્રેજી, સંસ્કૃત ને ગુજરાતી અવતરણો ટાંકયા છે —(સંપાદક)

અપનાવવા ઉપરાંત પોતાના મુદ્રાલેખ તરીકે 'કોઈનું દિલ ન દુખાવવું' એ ગ્રહણ કરી તેવું આચરણ રાખ્યું હતું.

ધંધામાં જોડાયા પછી અને કંઈક અનુભવ મેળવ્યા પછી પ્રાણુલાલભાઈએ પોતાના પુસ્તકાલયના ખંડમાં કબાટો પર, સોનેરી અક્ષરે, ત્રણ સૂત્રો લખાવ્યાં હતાં જે વાંચી હું હંમેશાં પ્રસન્ન થતો ને ખૂબ સંતોષ અનુભવતો. તેમના ચારિત્ર્યઘડતરમાં તેમના પૂજ્ય પિતાશ્રીનો તો મોટો ફાળો હતો જ, પરંતુ થોડેઘણે અંશે હું પણ તેમાં ભાગીદાર હતો એ સંભારીને આજે તો હું વધુ પ્રસન્ન થાઉં છું આ ત્રણ સૂત્રો હતાં :

'Man is his own star' ( Beaumont and Fletcher )
'आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मन ' ( गीता ) અને
'ભાગ્યનો વિધાતા તું છે' ( કવિશ્રી મૂલાણી )

પ્રાણુલાલભાઈએ પછી તો અનેક વ્યાપારીવ્યવસાયી સિદ્ધિઓ હાસલ કરી. ૧૯૩૮માં પૂજ્ય પિતાશ્રીના આદેશનું પાલન કરી, દેના બેંકની સ્થાપના કરી, જેના ત્રણ પ્રથમ ડિરેક્ટરોમાં બે બંધુઓ—સ્વ. શ્રી ચૂનીલાલભાઈ તથા શ્રી પ્રાણુલાલભાઈએ પોતાની સાથે મને પણ લીધો હતો. આ ઘટનાને હું એ બે બંધુઓની મારા પ્રતિ જે અમાપ લાગણી, વિશ્વાસ અને સહાનુભૂતિ હતાં તેનું જ નિદર્શન માનું છું. એ આદર્શ બંધુબેલડી પ્રતિ કૃતજ્ઞભાવ દર્શાવવાની હું અત્રે તક લઉં છું. પછી ૧૯૪૧માં દેના વીમા કંપની કાઢી, ઈન્વેસ્ટમેન્ટ કંપની શરૂ કરી, જાહેર જીવનમાં પણ અગ્રગણ્ય ભાગ લેવા માંડ્યો, હિંદી વેપારી મંડળના પ્રમુખ થયા, હિંદી બેંક મંડળ શરૂ કર્યું, લલિતકલાઓમાં રસ લઈ, નાટ્ય મંડળના પ્રમુખ થયા, ને સ્વદેશી લીગ સ્થાપી. આવાં અનેક બહુમૂલ્ય કાર્યો કરી, તેમણે જીવનને સફળ કર્યું છે, ને સાચી પ્રતિષ્ઠા પામી, લોકપ્રિય બન્યા છે. એમનો આ ઉત્કર્ષ જોઈ, આજે મારો આત્મા પરમ સંતૃપ્તિ અને આનંદ અનુભવે છે.

ખરેખર પ્રાણુલાલભાઈ પ્રાણરૂપ છે. મનુષ્યના શરીરમાં પાંચ પ્રકારના પ્રાણ છે—પ્રાણ, અપાન, ઈત્યાદિ. આમાં પ્રથમદર્શિત પ્રાણ મુખ્ય છે અને તે શરીરના અણુએ અણુમાં વ્યાપીને રહેલો છે બીજા ચાર પ્રાણો પોતાના નિયત સ્થાનમાં ફરે છે. ભાઈશ્રી પ્રાણુલાલભાઈ મુખ્ય

પ્રાણની માફક સમગ્ર દેના સસ્થામા જીવનરૂપ છે વળી વિશ્વ પચમહાભૂતનુ બનેલુ છે, તે પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આકાશ. આ બધામા જીવન આપનાર પ્રાણ જ છે. પૃથ્વી અને જલને સ્વચ્છ રાખી તે જીવન-સામગ્રી ઉત્પન્ન કરાવે છે, સૂર્યની ગરમી લઈ, તેને મૃદુ કરી સર્વત્ર તે પ્રસારે છે અને આકાશમા પણ તે વહે છે. પ્રાણલાલભાઇ આખા 'દેના' રચનાના આવા નિયામક છે. મને આજે એ જોઈને પણ ખૂબ ગર્વ, સતોષ અને આનદ થાય છે કે પ્રાણલાલભાઈએ 'દેના હાઉસ'ની પ્રતિષ્ઠા વધારી, દેશભરમા 'દેના' નામ ગાજતુ કર્યું છે.

શ્રી પ્રાણલાલભાઈનો મિલનસાર સ્વભાવ, ઉચ્ચ અધિકારીમા હોવી જોઇએ તેવી સર્વ આવડત, કુનેહ, કામ કરવાની ને કરાવવાની શક્તિ, સત્ય ને પ્રામાણિકતા માટે આદર ને આગ્રહ—ટૂકમા 'યોજક' તરીકેની એમની વિરાટ પ્રતિભા સૌને આજે છે ને સૌને આકર્ષે છે. દેના સસ્થાના પુષ્કળ કામકાજમા ઓતપ્રોત રહેવા છતા, વ્યાપારી આલમ, સમાજ તથા દેશ પ્રત્યેની સાર્વજનિક ફરજો તેમણે વિસારી નથી, એટલુ જ નહી પણ સ્વાર્થનો, શરીરસુખનો કે આરામના સમયનો સર્વ વિચાર અળગો કરી, લોકસેવાના બની શકતા બધા કાર્યોમા તેમણે સર્જક સહકાર આપ્યો છે આ કારણે 'પ્રાણલાલભાઈ' સર્વ વતુળોમા આજે 'સૌજન્ય ને સસ્કાર'નો પર્યાય શબ્દ બની રહ્યો છે, અને એ જ એમની અદ્વિતીય અનુપમ સિદ્ધિ છે.

અતમા, આ લઘુ પ્રેમલેખ એક ગુણદર્શક અને શુભેચ્છાદર્શક કવિતથી પૂરો કરુ છુ

'જન મન પ્રકૃતિ ને વૃત્તિની પરીક્ષા કરી,
ઉચિત વર્તન થકી, પ્રીતિ પ્રાપ્ત કરો છો,
જે જે મળે સ્વાર્થે કે નિસ્વાર્થ કેરી ભાવનાથી,
તેની તેની સાથે યોગ્ય સભાષણ કરો છો.
કુદરતી મગલ વિચાર શ્રેણી જાગવાથી,
અભિગત વ્યક્તિને સતોષ ઊપજાવો છો,
એવી અવનવી રીત થકી કામ કરો છો કે,
સહુ જન અંતરમા માન ઊભરાવો છો.
એ શ્રી પ્રિય પ્રાણલાલ પ્રતિ શુભ ભાવ વહુ,
પ્રભુ દિયે સ્વાસ્થ્યપૂર્ણ દીર્ઘ આયુ એ જ ચહુ.'

# કલાનુરાગી પ્રાણલાલભાઈ

નટવર્ય શ્રી જયશંકર ભૂધરભાઈ ભોજક 'સુંદરી'
મુખ્ય નિયામક: નટમંડળ (અમદાવાદ)
એસોસિયેટેડ ફેલો, સંગીત નાટક અકાદમી, દિલ્હી

હીરાને પહેલ પાડ્યા પછી ગમે તે પહેલથી જોઈએ તો હીરો ચમકદાર પાણીવાળો અને ચળકાટ મારતો જણાય છે, તેમ માનવને પણ સંસ્કારના પહેલ પાડ્યા પછી તપાસીએ તો માનવ સંપૂર્ણ માનવ જણાય એમા નવાઈ શી છે? આ ન્યાય આપણા શરાફી વ્યવસાયના અગ્રેસર અને નાણાં પ્રકરણના નિષ્ણાત શેઠ પ્રાણલાલભાઈના જીવનને બરાબર લાગુ પડે છે. એમના જીવનના અનેક પાસામાથી, માત્ર કલાનુરાગના પાસાને અત્રે વિચારીશું. ચારિત્ર્યઘડતરમા કલાઓનો ફાળો નથી એમ કોણ કહી શકશે?



શ્રી જયશંકર સુંદરી

આનો વિચાર કરવા માટે થોડા વર્ષ પાછળ નજર ફેરવી પડશે. એમનુ સમગ્ર ઘડતર શી રીતે થયુ એનો વિચાર બીજાઓ કરશે, આપણે તો ઘડતરનુ પરિણામ જ્યારથી શરૂ થયુ, એટલાનો વિચાર કરીશું.

એમની સાથે પરિચય ૧૯૧૨ની આસપાસ મારા બજારગેટના ઘરના પાડોશી અને મસ્તિષ્કવિદ્યાના અભ્યાસી સ્વ ગિરધરલાલ ગોવિંદજી મહેતાની અગાશીમા પ્રથમ થયો હતો આ દિવસો મારી યુવાનીના અને અભિનય-શિક્ષણની ઝખનાના દિવસો હતા પરિચય કરાવનાર ગિરધરભાઇના પણ માનવશાસ્ત્ર લખવાના અને મસ્તિષ્કવિદ્યા ગુજરાતીમા ઉતારવાના એ દિવસો હતા. પરિચયનાયક પ્રાણલાલભાઈના પણ કૉલેજજીવન પૂરુ કરી સસાર માડવાના અને વેપાર સાથે કલાનુરાગ વિકસાવવાના દિવસો હતા. આમ ત્રણેને એકત્ર કરનાર કલાનુરાગ હતો, છેવટ સુધી ટકાવનાર પણ કલાનુરાગ હતો. તે ત્રણેમા જુદી જુદી રીતે કામ કરતો હતો. એકમા પ્રશસાથી વૃદ્ધિ પામતો અને વધારે ભૂખ જગાડતો હતો, બીજામા ચર્ચા-ઓથી વિકાસ પામતો અને પોતા પાસેનુ આપી દેવા પ્રેરતો હતો, ત્રીજામા એના સહજ સ્વભાવમા વણાઈ જતો અને વેપાર સાથે છૂપી કલાસેવા હતો. ત્રણેમા પરસ્પરનુ આકર્ષણ હતુ ત્રણમા જ સીમા આવી જતી ન હતી. ત્રણની બહાર પણ જ્યા કલા અને એનો અનુરાગ જણાતો ત્યા ત્યા સીમા વિસ્તાર પામતી હતી

આ દિવસોમા કોણ ધારી શકે એમ હતુ કે વેપારની આટીઘૂટીમાથી સમય મેળવી પેલા કલાનુરાગી પ્રાણલાલભાઈ આગળ જતા ચિત્રકલાના પુરસ્કર્તા થશે, સગીતકલાના પ્રોત્સાહક બનશે, સંગીતના નવા જૂના સાધનોનો સગ્રહ કરશે, નાટ્યકલાના માર્મિક વિવેચક બનશે, નાટકની જૂની નવી ઓપેરા બૂકો સઘરશે, અને આ સર્વની પૂર્વ તૈયારી અત્યારથી કરતા હશે? આ વાતનુ સ્વપ્ન પણ કોઇને આવે તેમ નહતુ પણ પેલા મસ્તિષ્ક વિદ્યાના અભ્યાસીએ સહજ વાત નીકળતા પરિચય થવા પહેલા મારા કાનમા કહ્યુ હતુ 'પ્રાણલાલભાઇમા પ્રપૂર્ણ ઉત્કર્ષાભિલાષ છે!' એમના મસ્તિષ્કમા, સાવચેતીના સ્થાનની પાછળ, સ્વમાનની બરાબર લાઇનમા, આત્મનિષ્ઠાની નીચે અને સ્થૈર્યવૃત્તિની ઉપરની જગા બાજુમા, આ વૃત્તિના અવયવનુ સ્થાન આવેલુ છે. આમ કહી સ્થાનદર્શક ચિત્ર પણ બતાવ્યુ હતુ, એનુ આજે મને સ્મરણ થઈ આવે છે મારા પાડોશી થોડી વારમા જ મસ્તિષ્કવિદ્યાના

મારા શિક્ષક થયા હતા. મુખની અને મસ્તિષ્કની રેખાઓ ઉપરથી માનવ નજરે ઓળખાય એવી મુખ રંગવાની કળાનો મારે અભ્યાસ કરવો હતો, રંગમંચ ઉપર તેનો ઉપયોગ કરવાની મારી આકાંક્ષા હતી, પણ શાસ્ત્ર નવુ અસ્તિત્વમાં આવતુ હતુ, આથી એની પ્રામાણિકતા વિશે વારવાર પ્રશ્નો કરતો હતો.

ગિરધરભાઈમા શિક્ષક થવાના ઉત્તમ ગુણો હના. આર્યસમાજની ધર્મ-ભાવના રગેરગમા પચી ગઈ હતી, એના દ્વારા કોઈ સેવા કરવા ઈચ્છતા હતા આથી શાન્તિથી માગ પ્રશ્નોના જવાબો આપતા. મૂળ પારિભાષિક શબ્દોના ગુજરાતી પર્યાયશબ્દો સમજાવતા, ચિત્રો ઉપરથી વૃત્તિઓના સ્થાન દેખાડતા, વિકાસ પામેલી શક્તિઓની અને વિકાસ પામ્યા વિનાનીનુ વર્ણન કરતા અને જાતે તપાસેલા કેટલાક પરિચિત માણસોના ઉદાહરણો આપી શાસ્ત્રની સચ્ચાઈ સાબિત કરતા હના. આમ અભ્યાસનો ક્રમ ચાલુ હતો. એક રજાને દિવસે રાત્રીએ અમે અગાશીમા બેસી ચર્ચા કરતા હતા, ત્યા નાનકડી ડકીબહેને આવી અભ્યાસમા ભગ પાડ્યો અને સમાચાર આપ્યા. ‘બાપુજી, ફુવાજી આવ્યા છે.’

ગિરધરલાલ . આસન પાથરો અને ફુવાજીને તેડી લાવો

હુ વાત પામી ગયો. જયાબહેનના વિવાહની વાત હુ જાણુતો હતો. મે કહ્યુ . ‘કોણ, પ્રાણલાલભાઈ આવ્યા છે? તમને સબધી તરીકે મળવા આવ્યા હશે. કદાચ મારી હાજરી..’

ગિરધરલાલ ના, ના. મે જ એમને જણાવ્યુ હતુ કે, મસ્તિષ્કની જુદી જુદી શકિતઓ વિશે અમે ચર્ચા કરીએ છીએ ત્યારે કહે કે, ‘હું આવુ તો વાધો છે?’ મે કહ્યુ, જરાય નહિ, ઊલટાની મજા પડશે.

‘એમના બહેન કળાવતીબહેનને વાચવાનો શોખ જોઇ મને નવાઈ લાગતી હતી. બાથના મિત્ર તરીકે હું એમનાં પતિ ભગવાનદાસને ત્યા ઘણી વખતે જાઉં છુ તેમા બહેનમા આટલો શોખ જોઈ શકતો છુ. એકંદરે

મહેમાનનુ આખું કુટુમ્બ સસ્કારી લાગે છે. વારુ, પ્રાણલાલભાઈને આપણા વિષયનો શોખ છે ખરો?'

ગિરધરલાલ: ખાસ નહિ! પણ ગમે તે ચર્ચામા રસ લઇ શકે ખરા. એમનામા રંગજ્ઞાન ઉત્તમ છે. તમે મસ્તિષ્ક ઉપર નજર કરશો તો આટલુ તમને પણ સમજાશે.

- એટલામા તો બહેને આવી આસન પાથરી દીધું, અને મહેમાનને લઇને આવી ગયા. એમણે ખુલ્લા કોલરનો રેશમી ડગલો, સ્કીન કલરના મોજા, સફેદ બકના બૂટ અને કાળી ટોપી પહેરેલા હતાં. વિનયથી નમસ્કાર ઝીલી, આસન ઉપર બેઠા પછી ઓળખાણ કરાવતા ગિરધરભાઈએ મને કહ્યું, 'તમે તો પ્રાણલાલશેઠને ઓળખો છો ને?'

મેં કહ્યું, વિદ્યાપ્રિય દેવકરણ શેઠના પુત્રને કોણ ન ઓળખે? એમની પાઠશાળામા મારા સગીતગુરુ ભણતા ત્યારથી ઓળખું છું. ઉપરાત તેઓ અમારા સારા પ્રેક્ષક પણ છે.

પ્રાણલાલભાઈ તમારું નવુ નાટક 'વસંતપ્રભા' મેં ઘણીવાર જોયુ છે. ફ્રેન્ચ નોવેલની છાયા એમા જણાય છે એને આપણા સસારનો સરસ આકાર આપ્યો છે. અને તમારુ 'દેવકન્યા' નાટક તો પહેલા કાઠિયાવાડી નાટક મડળીમા અને ફરી તમારે ત્યા પણ જોયુ. મને 'દેવકન્યા' વધારે ગમે છે. એમા ગીતાનો સિદ્ધાત 'योग कर्मसु कौशलम्' પ્રમાણે પાત્રો નિષ્કામ કર્મ કરતા જણાય છે.

મે કહ્યું આપનુ બીજી એક વાત ઉપર ધ્યાન ખેંચાયુ છે ખરું? કાઠિયાવાડી નાટક મડળીના 'કૃષ્ણચરિત્ર', 'દેવકન્યા' અને 'ચૈતન્યકુમાર'મા લેખકે પ્રસ્થાનત્રયીના જ્ઞાન, ભક્તિ અને કર્મની ચર્ચા કરી નાટકનુ સ્વરૂપ આપ્યુ છે અને ત્રણેમા કોઈ એક સળગ સબંધ છે?

પ્રાણલાલભાઈ. ના, મારું ધ્યાન નથી ખેચાયુ.

મે ચર્ચા આગળ ચલાવી. એમા અમારી ચર્ચાનુ સુકાન મસ્તિષ્ક વિદ્યાને બદલે નાટકના તત્ત્વજ્ઞાન તરફ વળી ગયુ. એમા ગિરધરભાઈ ઓછામા

ઓછુ બોલતા, જાણુતા તે પ્રમાણે જવાબ આપતા અને નાટક નથી જોયુ કહી છૂટી પડતા! કોઈક વેળા પ્રાણલાલભાઈ વકતા થતા. એમાં સસ્કૃત નાટકોની તથા અંગ્રેજી નાટકોની માહિતી આપતા, અને અભિનય, વેશ-ભૂષા અને દૃશ્યરચનાની ચર્ચા કરતા ત્યારે કોઈક વેળા હુ વકતા થતો, અને મારાં વાચન અને અનુભવમાથી એના જવાબો અને ચર્ચા પૂરી કરતો હતો. છેવટે પ્રાણલાલભાઇએ મને કહ્યુ, ' લાબી વાતોમા તમારો અભ્યાસ તો રહી ગયો. '

મેં કહ્યુ, એ એક દિવસમા પૂરો થાય એવો નથી. મારે મુખ રંગવાની કલા માટે મસ્તિષ્કવિદ્યામાથી કેટલાક મુદ્દા અને રેખાઓ તારવવાના છે. તે તો થયા જ કરશે.

અને અધીરાઈથી ઊઠવા પહેલા જવાબ આપતા હોય તેમ કહે : ' ત્યારે તો ગિરધરલાલ, આપણી લાયબ્રેરીના ' ગેટઅપ ' પુસ્તકો એમને ખૂબ ઉપયોગી થશે. એમને આપણી લાયબ્રેરી જોવા લઈ આવજો.'

મેં તે જોવા આવવાનો તુરત જ સ્વીકાર કરી લીધો અને સાહેબ-સલામ કરી અમે છૂટા પડ્યા

× × ×

બીજે દિવસે અમે લાયબ્રેરી જોવા પહોચી ગયા. એમના બજાર-ગેટના ઘરના એક વિશાળ ખડમા આ લાયબ્રેરી આવેલી હતી. તેમાં અગ્રેજી, સસ્કૃત, અને ગુજરાતીના અનેક ગ્રન્થો હતા. એમાથી ચિત્રકલાને લગતા એમણે શોખથી એકઠા કરેલા આલબમો જોઈ હું પ્રસન્ન થઈ ગયો. આની પહેલા આવો સંગ્રહ મે બીજે જોયો ન હતો. તદુપગાત વર્તમાન અગ્રેજી નાટકો ઉપર અગ્રેજી માસિકોમા પ્રગટ થતી સમાલોચનાઓની ફાઈલો જોઈને પણ મનમા લોભ થયો. મેં અભ્યાસ માટે માગણી કરી, અને તેમણે આનંદથી કબૂલી આ તો મારા વિકાસને તેઓ જે રીતે ઉપકારક થયા તેનો એક જ પ્રસંગ નોધ્યો છે. આ રીતે તેઓ વર્ષો સુધી મારી કલાપ્રવૃત્તિના સહાયક અને આજસુધી મારા શુભેચ્છક બની રહ્યા છે.

ઈ. સ. ૧૯૧૪ થી ૧૯૨૨ સુધીમા અમારી મંડળીએ અનેક નાટકો ભજવ્યા. એ બધાયે નાટકોને ગસથી જોનાર, એમા પણ ભાવપૂર્વક મારુ કામ જોનાર તેઓ મારા સહૃદય પ્રેક્ષક હતા. સહૃદય શબ્દ સાભિપ્રાય વાપરુ છુ. એ કેવળ મારા પ્રશંસક નહોતા. વિવેકી ટીકાકાર પણ હતા. પણ એમની દૃષ્ટિ નિરુત્સાહી કરનારી નહીં, પ્રોત્સાહક હતી. એ અર્થમા મે એમને સહૃદય કહ્યા છે. નાટ્યકલાકારને આવો સહૃદય ભાવક મળતા તેની કલા કેવી વિકસે તે વર્ણવવાની જરૂર નથી.

અમારો સદ્ભાવયુક્ત સંબંધ વધતો જ ચાલ્યો. મારામા પ્રાણલાલભાઈએ ખૂબ અંગત રસ લેવા માંડ્યો, પણ તે એટલા માટે નહીં કે હુ કેવળ એક વ્યક્તિ તરીકે તેમને ગોઠી ગયો હતો. હુ એક અભિનેતા હતો અને મારા તેમ જ મારી દ્વારા ગુજરાતની નાટ્યકલાના વિકાસમા એમને રસ હતો માટે જ એ મારામા આટલો બધો રસ લેતા હતા. મારા સિવાય બીજા નામાંકિત કલાકારોને પણ તેઓ પ્રોત્સાહન આપતા રહ્યા છે એ હકીકત મારા ઉપરના વિધાનના ટેકામા હુ રજૂ કરી શકુ. તેમ છતા આવા મમતાળુ કલાનુરાગીનુ પ્રોત્સાહન મને અપાર હૂંફ આપનારુ બની રહ્યુ. પણ મે તો એમને અંગત મિત્ર, વડીલ અને માર્ગદર્શક તરીકે મનથી સ્વીકારી લીધા હતા. એટલે નાટ્યપ્રવૃત્તિ સિવાયની મારા જીવનની જે વિગતો હતી તેમા પણ હુ એમની સહાય મેળવવા લાગ્યો.

એક જ દાખલો નોધુ.

ઈ. સ. ૧૯૩૨મા મે વ્યવસાયી રંગભૂમિમાથી નિવૃત્તિ લીધી ત્યારે પણ આર્થિક વ્યવહારો પરત્વે હુ સાવ બાઘા જેવો હતો મે મારી પૂંજીની જે સ્થિતિ હતી તેની જાણ કરીને એમને એની સરખી વ્યવસ્થા કરી આપવા વિનંતિ કરી લાખ્ખોની ઉથલપાથલમા જે નિત્ય રચ્યાપચ્યા રહેતા હોય તેવા ઉદ્યોગપતિને એક નટની મામૂલી પૂંજીનો વહીવટ સોપવો એ શાલિગ્રામ પાસે મરી વટાવવા જેવુ કામ હતુ! પણ એમણે એ રીતે આ પ્રશ્ન ન વિચાર્યો. એમણે તો એમના નટમિત્રને સહાયરૂપ થવાની દૃષ્ટિથી વિચાર્યું અને મને બધી બરાબર ગોઠવણી કરી આપી.

એથી મને ગદન તો થઈ જ પણ અનાયાસે જે લાભ પણ થયો, તેનું સ્મરણ કરતાં પણ કૃતજ્ઞતા અનુભવું છું

પ્રાણલાલભાઈનો નાટક જોવાનો શોખ કેવળ એક પ્રકારનો છંદ હતો કે એક રસજ્ઞની વિવેકી પ્રવૃત્તિ હતી તે પ્રશ્ન વિચારવા જેવો છે. લગભગ બધાં ગુજરાતી નાટકો એ જોતા. નાટક એ ભાગ્યે જ ચૂકતા. ઉપરાંત ઉર્દૂ, મરાઠી અને અંગ્રેજી નાટકો પણ જોવા જતા. ગુજરાતી નાટકો તો વારંવાર જોતા, એના ગાયનો એમને કંઠસ્થ થઈ જતાં, ફુરસદે હાર્મોનિયમ સાથે ગાતા અને રાગની શુદ્ધતાને કે એની સ્વરસૃષ્ટિને હાનિ ન પહોંચે તેની ખાસ કાળજી રાખતા. આમ ઉપરથી જોતા ચિત્તના વિલાસને માટે એ નાટકનો આશ્રય લેતા હશે એવો આભાસ વખતે ઊભો થાય, પણ એવું નહોતું. એ સૂક્ષ્મ રસજ્ઞ કલાપારખુ હતા. અભિનયના કે આનુષંગી કલાઓના દોષો પણ એમના ધ્યાન બહાર જતા નહીં અને અભિનેતાને એ દોષોથી એ બેખબર પણ રાખતા નહીં. ખરેખર તો એમની દૃષ્ટિ કલારસિક તરીકે પણ ઇતિહાસજ્ઞની હતી. એટલે ગીતોનો, રેકર્ડોનો, નાટકના ઓપેરાઓનો એમણે લગભગ નિઃશેષ એવો સંગ્રહ કર્યો હતો. રંગભૂમિના ભવિષ્યના ઇતિહાસકારને એમણે સંઘરેલી સામગ્રીમાંથી અવશ્ય ઘણાં દિશાસૂચનો મળી રહેશે. એમને ગુજરાતી રંગભૂમિના ઉત્કર્ષની તીવ્ર અભિલાષા હતી અને એ માટે જે કંઈ પોતાથી થાય તે કરી છૂટવા એ સદૈવ તત્પર રહેતા

આવો વિવેકી રસજ્ઞ પ્રેક્ષક મારું નાટક જોવા આવતો ત્યારે એની આંખમાં ભરેલી પ્રશંસાથી હું ઉત્તેજિત થતો અને એમાંની શૂન્યતાથી હું હતાશ થતો.

પ્રસંગો જ આલેખવા છે એટલે ગુજરાતની નાટ્યકલાને આશ્રયે ખીલેલી સંગીતકલા ઉપર એમણે જે મહાન ઉપકાર કર્યો છે તેની નોંધ કરીને હું મારો લેખ સમાપ્ત કરીશ.

રાત્રે એમના બંગલામાં બેસી વાતો કરું છું, તે દૃશ્ય ઉપસી આવે છે

હું : આપને નથી લાગતું કે આપણે આ ભજવાતા નાટકો છપાતાં

નથી, તરજોની સ્વરલિપિ થતી નથી, આથી રંગભૂમિને પારાવાર નુકસાન થયુ છે અને હજી પણ આ સ્થિતિ ચાલુ રહેશે તો થોડા સમયમાં કૃતિઓ નાશ પામશે?

જવાબમા વ્યાવહારિક મુશ્કેલી આગળ મૂકી, યોજનાપૂર્વક બોલતા હોય તેમ પ્રાણલાલભાઈએ જવાબ આપ્યો '

આ બધુ છાપવા ફંડ કેટલુ જોઇએ એનો વિચાર સરકારના લાગતા-વળગતાએ કરવો જોઈએ, પણ મારા મનમા બીજો વિચાર ઘોળાય છે. કવિ મૂળશંકરભાઈના બે સારા નાટકો તમે મેળવી આપો તથા પંડિત વાડીલાલની બસો અઢીસો તરજોની સ્વરલિપિ કરાવો તો આજે છાપવામા વાંધો આવશે નહિ. આ સંબધી સસ્તુ સાહિત્યવર્ધક સસ્થાના આગેવાન શ્રી મનુ સૂબેદારસાહેબને મેં વાત કરી રાખી છે. કાલે સવારે ટેલિફોન કરવાનો છુ. આટલી સેવા તમારા ગુરુઓની તમારે કરવી જોઈએ.

આ જવાબદારી હર્ષપૂર્વક સ્વીકારી લેતા મેં કહ્યું —

હુ મુબઈ ગુજરાતી નાટકમંડળીના આજના માલિક પટેલ ડાહ્યાભાઈ લક્ષ્મણદાસને મળીશ અને પરવાનગી મેળવી આપીશ તેઓ ઉદાર વિચારના છે હવે બીજી વાત આપને જણાવુ. મેં થોડા નાટકો એકઠા કર્યા છે જેમા, અમારે ત્યાના નાટકોમાનુ ‘અજબકુમારી’ પણ છે આપણી રગભૂમિનુ એ ત્રીજુ ગુજરાતી શોકાન્ત નાટક છે. ઈ. સ ૧૮૯૮મા લખાયુ હતુ. પહેલુ શોકાન્ત નાટક રણછોડભાઈ ઉદયરામનુ ‘લલિતાદુખદર્શક’ તે ઇ. સ. ૧૮૬૪-૬૫મા લખાયુ હતુ બીજુ ડાહ્યાભાઈ ધોળશાજીનુ ‘પૃથ્વીરાજ ચૌહાણ’ ઇ સ. ૧૮૯૨મા લખાયુ હતુ અને ક્રમમા ‘અજબ-કુમારી’ ત્રીજુ શોકાન્ત નાટક છે. આવી ઐતિહાસિક દૃષ્ટિ નજર સમક્ષ રાખીએ તો આ નાટક છાપવું યુક્તિસંગત જણાય છે. ઉપરાત પાત્રચિત્રણની દૃષ્ટિએ, નાટ્યસંઘર્ષની દૃષ્ટિએ અને નાટકની અભિલાઈની દૃષ્ટિએ પણ નાટક સુદર છે.

પ્રા.—૧૯૨૨માં તમારી મંડળી બંધ થઈ અને બાપુલાલે ખરીદી એ વખતના છેલ્લાં નાટકોમાં 'અજબકુમારી'ની તમારી ભૂમિકા મેં જોઈ હતી. તેમ તમારા પર્દિકા ભજવનારની પણ જોઈ હતી. મને એ નાટક ગમ્યું હતું. તર્જો પણ સરસ છે.

જયશંકર:—હા, વળી યોગાનુયોગ જોઈ આપને નવાઈ લાગશે કે વાડીલાલભાઈએ તર્જો બાંધવાની શરૂઆત આ જ નાટકથી કરી હતી. તો પછી એની જ પ્રત મોકલી આપીશ. બીજું કયું નાટક આપને ભલામણ કરવા જેવું લાગે છે?

પ્રા.—'પ્રતાપલક્ષ્મી'. એ નાટકની પ્રત મોકલો—એ પણ સરસ નાટક છે—એના ગીતો બહુ સરસ છે.

જ:—વૈવિધ્યની દૃષ્ટિએ અને સંગ્રહની દૃષ્ટિએ 'જુગલજુગારી' ઠીક પડશે. વળી 'પ્રતાપલક્ષ્મી' મેળવવું કઠણ પડશે. લખાયામાંથી શોધી કાઢવાનો મોટો ત્રાસ છે. વળી 'જુગલજુગારી' હમણા જ અમારું નટમંડળ અમદાવાદમાં ભજવવાનું એટલે છે એની પરવાનગી મેળવી લીધી છે. છાપવાની પરવાનગી મેળવી આપીશ. એની બીજી પ્રત મોકલવી સહેલી છે.

પ્રા.—ભલે, બન્નેની પ્રત મોકલી આપજો. હવે તરજોની પસંદગી અને સ્વરલિપિ વિશે શું કરવાના છો?

જ:—હા. અમારા જૂના હાર્મોનિયમ માસ્તર શ્રી બાપુલાલ પૂંજીરામ ભોજક પાટણવાળાને તો આપ ઓળખો છો!

પ્રા.—હા, બાપુલાલ દર વર્ષે દિવાળીમાં મને મળવા આવે છે. ગુણવાન માણસ છે. એ સ્વરલિપિ કરી આપશે એને જ કહેજો. હવે જૂના જાણકારોમાં આ છેલ્લો વૃદ્ધ છે, ખરું ને?

જ.—હા, એ જ વિચાર મને થયો હતો કે કદાચ આ વૃદ્ધ સાથે તરજો પણ નાશ પામશે તો! આથી ગયે વર્ષે સ્વરલિપિ

એમની પાસે તૈયાર કરાવી હતી. એ મારી પાસે છે. મનમા હતુ કે કોઈ નહીં છપાવે તો આટલી સેવા હું મારી ગાંઠથી કરીશ મને ઘણુય થાય છે કે કરીમબક્ષની ('ચતરાબકાવલી' ઇ. ની) તરજો, ઝવેરખાંની (ખટાઉ નાટક મંડળીની) તરજો, હમીરખા ઉસ્તાદની (શ્રી દેશી નાટક સમાજની) તરજો, પંડિત વાડીલાલની (મુબઈ ગુજરાતી નાટક મંડળીની) તરજો, અને બીજા ગરબા—ગરબીઓની સાતસોઆઠસો તરજોની 'સ્વરલિપિ' કરાવી લઉં. આ વૃદ્ધ પછી બીજો કોઇ જ આ કામ કરી શકશે નહિ, પણ હમણા જ આપે કહ્યુ તેમ આ બધુ છાપવા કંઇ કેટલુ જોઇએ એનોય વિચાર તો કરવો પડેને? આથી સ્વરલિપિ કરવા કહ્યુ, કોઇ જાગશે એને છાપવા આપી શકાશે હમણા તેઓ આ જ કામ કરી રહ્યા છે આઠસો તરજો તૈયાર તો કરશે. એમાથી આપે યોજના વિચારી છે તેમા મારી પાસેની એકસો તરજો આપવા મને વાંધો નથી. દોઢસો લેવાની રહી તે હુ એમને અમદાવાદ બોલાવીને પૂરી કરાવી લઈશ હુ તરજ દીઠ જે રકમ આપુ છુ તે એમને ઓછી પડે છે થોડી વધારી આપીએ તો વૃદ્ધ રાજી થશે. અને આપના નામે ઉત્સાહથી કરી આપશે

પ્રા .—કંઈ ચિંતા નહીં એમને આવવાજવાનુ ગાડીભાડું, બીજો ખર્ચ, અને તરજ દીઠ થોડી રકમ વધારી આપજો આવા ગુણવાન માણસને દુભવશો નહીં. હવે અગિયાર વાગ્યા છે. 'પ્રતાપલક્ષ્મી'ના થોડા ગીતો વગાડીએ—તમે ગાશોને?

જ .—ભલે. કસરત છૂટી ગઇ, એટલે હવે ગળુ કેટલી યારી આપશે એ મારે પણ જોવુ છે!

પ્રા .—પોરિયા, હાર્મોનિયમ લાવ.

## કલાનુરાગી પ્રાણલાલભાઈ

પાડોશીઓને તકલીફ ન થાય, એવી રીતે બારીબારણા ગોઠવી, એમણે હાર્મોનિયમ લીધુ એમણે મારી પાસે નાટકોના ઓપેરાઓનો ઢગલો કર્યો. હુ એમાથી 'પ્રતાપલક્ષ્મી'ની ઓપેરા કાઢી ગાવા મંડ્યો. આશ્ચર્ય જેવુ તો એ હતુ કે મારા જ ગીતો હુ ભૂલી ગયો હતો, ત્યારે આ ભાવુક રસિક પ્રેક્ષકને એ બધાં યાદ હતા, એટલુ જ નહી પણ બીજા અંકની, નાયિકા લક્ષ્મીની તરજ ને ગીત—

'મધુરી આ મૂર્તિ તુજ જોઈ લે પ્રિયા !' નો અંતરો મને ફરીથી બેસાડ્યો.

આવા આવા તો અનેક સુખદ, પ્રેરક, સંસ્મરણો મને માનસપટે ઊભરાય છે, પણ વિસ્તારભયે, આ કલાનુરાગી ભાવુક ને રસિક પ્રેક્ષક વિશે આટલુ કહીને જ વિરમીશ.

શ્રી પ્રાણલાલભાઈ કલાને પોષતા, અનેક વર્ષો જીવી રહો એ જ અભ્યર્થના !



# प्रेरणारूप प्राणलालजी

**अभिनयाचार्य श्री पृथ्वीराज कपूर**
मेम्बर ऑफ धी पार्लमिन्ट, सभ्य : सगीत नाटक अकादमी, दिल्ली

**जब जब भीड पडे थियेटर पर तब तब दूर करहे।**

यह मेरे पृथ्वी थियेटर्स का जीवनका इक थीम सॉंग बन गया था। लेकिन १९४५ मे अेक समय ऐसा आया कि थियेटर कुछ कठिनाई में आ गया, और मैं भ्रमण पर भी नही जा सकता था। अब करू भी तो क्या ? ऐसे मौको पर सूरदासजी का एक पद बार बार जबान पर आ जाया करता हैं, जिसको प्यारे मित्र स्व सहगलने अपने मधुरतम कोकिलकठ से गाया है



श्री पृथ्वीराज

**नयनहीन को राह दीखा प्रभो,**
**पग पग ठोकर खाऊ मैं।**

बस, यह अपने कर्कश कठ से गुनगुना रहा था, कि मानो अेक फिल्मका वडा सा क्लोज अप ऑंखो के सामने हवाके रुपैंहले परदे पर आ गया— विशाल मस्तिष्क, बडी बडी रसीली करुणाभरी ऑंखें,

# प्रेरणारूप प्राणलालजी

मुस्कराते होठ, सफेद लहरिया वालोकी चादर ओढे एक मीठा मीठा प्यारा प्यारा चहेरा कौन है यह भव्य मूर्ति ? कही देखा है इसे पहले कही देखा जरूर है। हाँ, कुछ ही वर्ष पहले नॉर्थ हिन्दु जीमखाना, माटुगामें टैनिसकी टूरनामेंटमें मैं रनर अप आया था। कप दिये जा रहे थे। वही भव्य मूर्ति अध्यक्षपद ग्रहण किये थी। मुझे कप देते समय उन्होने कहा —मुझे पहचाना ? मैं प्राणलाल हूँ, प्राणलाल—प्राणलाल देवकरण नानजी।

१९३१. शेठ हरिभाई का वगला, घाटकोपर राजु सात वर्षका था, इधर प्रवीण, जो आज देना वेन्क के मैनेजिंग डायरेक्टर है और उनके भाई हिंमत गाधी भी वालअवस्था में थे। मैं खुद कसरत करता और इन वच्चो को भी कसरत कराता। दौडने की वाजियाँ होती, एक हगामा रहता। प्राणलालजी और उनकी धर्मपत्नी जयावतीवहन उनके इस प्यारे नज़ारेको देखके खुश होते थें।

यह पतिपत्नी और जयावती वहन के वन्धु स्व शेठ हरिभाईजी राजु और शम्मी से वेहद प्यार करते। शम्मी अभी कुछ महिनो का ही था। वह सव प्यारे प्यारे दृश्य आँखो के सामने घूम गयें।

'कभी आइये, कभी मिलिये, वैन्कका चेरमेन हूँ। प्राणलाल देवकरण नानजी—देना वैन्कका चेरमेन प्राणलाल 'वही चेहरा जैसे कह रहा है कभी आईये, कभी मिलिये। मैं गया और मिला—

वही विशाल खीला हुआ माथा, वही प्यारी मुस्कान, वही सकटमोचन दृष्टि, वही मीठी वाणी, दो मिनिटमें ऐसे जान पडा मानो मेरी सव पीडा दूर हो गई। मेरे दर्दको उस भव्य मूर्तिने अपना दर्द वना लिया।

कलाके प्रति ईतना प्रेम है इस व्यक्तिमें—और कलाकार के प्रति ईतनी सहानुभूति—वडा आनद मिला उस मिलनमें।

उसके वाद कई मुलाकातें हुई। हर वार कोई नई वात—एक नवीन प्रेरणा लेके लौटा। उनसे मिलना मेरे लिये वरदान वन गया।

पूर्वी एशिया के दौरे पर जा रहा था, भारतीय सास्कृतिक मडलके साथ। आशीर्वाद लेने गया। वही प्यारभरी मुस्कान, वही मीठी मधुर वाणी। आपकी इस यात्रासे देशका गौरव वढे।

वापस लौटा। सुना तवियत अस्वस्थ है। गया। मिला। माथेपर वही तेज। होटो पर वही मुस्कान। अपने दु ख, अपनी पीडा की परवाह कहाँ थी। मुझसे पूछ रहे थे कैसे है? यात्रा कैसी रही? नया खेल कव आ रहा है? मै देखने आउगा।

आप अवश्य आयेगे। आपका आना मेरे लिये आशीर्वाद रहा है और आगे भी रहेगा। ईश्वर आपको सौ वर्ष की आयु करे। हमे आपकी जरुरत है, देशको आपकी जरूरत है।

उनकी आँखें मुस्कुरा दी। सारा कमरा उस मुस्कानसे भर गया।

पीडा सह कर मुस्कान देना कितनी वडी वात है। अपने दु खकी परवाह नही करते हुये, दूसरे के दु खको दूर करनेकी चेष्टा करते रहना। वाह! तुम जीयो प्राणलाल, तुम जीयो!



# Shri Pranlalbhai As I Have Known Him


## Sir Manilal B. Nanavati

Former Deputy Governor, Reserve Bank of India.


It is said that a man is known by the company he keeps and the surroundings in which he lives and works. This is exemplified in Pranlalbhai's life which is like an open book. Any one can read it if he so desires and profit by it.

Let us just take a glimpse of Pranlalbhai at work in his office in the Dena Bank. The room presents an entirely unusual sight for a Banker's office. It looks more like a temple It is no doubt air-conditioned but there is something unusual about it. But what is so alluring is the mild fragrance and calm which pervades the whole atmosphere. As you inhale this sweet and soothing perfumed air, it sets your mind at



*Sir Manilal Nanavati*

ease and brings a pleasant cheer to the face. The room is not bright but dimly lighted to add to the dignity of the place. Everything in the room is well set in a perfect order—the writing materials on the table are well arranged and are rich in quality.

The walls in the room are adorned with selective pictures and photographs. Among the pictures the most important is that of a full size exquisitely painted Laxmiji. This is the emblem of the Bank—wealth deified. This has a great significance. It unfolds the ancient truth that there is nothing wrong in the earning of wealth provided the means used are highly ethical and in the use of it there is no ostentation or vulgarity and that the best use is made of it in the service of humanity. That is the basic foundation of the Dena Bank.

Dena Bank itself was started with a small beginning with slender resources—not with a splash as in some of the cases in modern Banking. It has steadily built the resources and has expanded. There is a purpose behind and that is to serve the community through an extensive system of branch banking. Many of its branches are working with this main objective wherever they have extended their business. Though the Bank is run on orthodox principles, it combines in it the grace of the old traditional shroff and departs in its operations

where a community has to be served, of course taking no risk—which an ordinary prudent banker would not take.

Besides the painting of Laxmiji, there are several beautiful paintings in his office, some of them classical, and there are a number of photographs of men whom Pranlalbhai has met in his several walks of life and whose friendship he cherishes. He never forgets friends and he wants to keep their memory ever green.

The furniture in the room also shows the exquisite artistic taste of Pranlalbhai and matches with the general setting of the whole room.

In this serene and elegant surroundings you meet the man sitting at the centre of a big table—in spotless white attire from top to bottom, which at once reveals the head and the heart of the man. As you go near the table he stands up and greets you with a broad smile from his cheerful face. You are set at rest and you can immediately talk to him without hesitation and with the fullest confidence. He is always glad to help you to the best of his ability. You will find that none leaves the room with a sad face or with a disappointment, even though his request may not have been complied with—there is no soreness about it.

Pranlalbhai's mind is always immersed in good and noble thoughts. As you enter the Bank

you see on a blackboard a good thought for the day—a rare thing in a business concern. These thoughts are collected and published in a book form or are printed in the Bank's magazine ''Dena Jyoti''. Besides articles of value to the staff in their day to day routine of the conduct of the Bank's business, the journal contains a number of articles of high ethical and spiritual value, with quotations from some of the immortal classics of the world for the benefit of the staff and the Bank's clientele.

Even though his Bank may be called a small Bank, Pranlalbhai has been recognised as a leading Banker. For a number of years he was the President of the newly established Bankers' Association and he served the institution with great credit as also the Banking World of the country. When the Saurashtra Financial Corporation was organised he was invited by that State to be its Chairman and during his career he laid a very solid foundation for the Corporation.

In the Dena Jyoti we come across several contributions from Pranlalbhai on varied subjects indicating the richness of his life and the depth of his thinking. He is a literary man, well read and versed in Sanskrit, English and Gujarati literature and a poet As a lover of Art, he took prominent part in the restoration of the Gujarati Drama. He is a patron of

Indian paintings and in his office, in the general meeting room of the Bank, and if you ever go to his house you can see several paintings by leading Indian artists. Some of these are reproduced on the front page of Dena Jyoti. His house can be called an art gallery and a museum of antiquities, Indian and others

There are other significant features about the man and the Bank.

He displays in himself all that is best in Indian life, her culture and traditions Above all he is a patriot and has taken considerable interest in the national movement. He is a staunch Swadeshist and recently initiated the Swadeshi League. He has expanded his business in the field of Insurance; had started a small Swadeshi Consumers' Store. He is a leading member of the Premier Business Institution, the Indian Merchants Chamber of which he was President for a number of times.

As a man he is very generous; he has never failed to help a good cause. He is always hospitable. He is ably supported in all his endeavours by his highly cultured consort Jayavatiben.

Pranlalbhai is a man of many parts-a man among men—highly respected and always cheerful and endearing. To know him is to love him. He is the living embodiment of 'Mangal Drashti' or, as Shri Arvind Ghosh would put it, **Tranquil Benignty.**

*

# Mild & Courteous; Tough & Firm

## Sir Chunilal B. Mehta

I am pleased to learn that some frie and associates of Shri Pranlalbhai Devka Nanjee have thought of publishing an Abhinan book and I am thankful to them for invit me to contribute my impression about S Pranlalbhai.

I have the pleasure of knowing Shri Pr lalbhai since many years. He comes from noble family of Porbundar (Saurashtra), place of birth of Mahatma Gandhi. Shri Pr lalbhai had many occasions to come in cont with Mahatmaji and Mahatmaji had very h opinion of Shri Pranlalbhai and his family.

He is very well-known as a gentleman very high character, charming personality sweet manners Along with these virtues, he also the ability and capacity of maintai firmness wherever and whenever he feels t for the sake of principle, he has to do tha

I had the pleasure of working with hi the Committee of the Indian Merchants Cham for many years I remember the year 1944, w Shri Pranlalbhai was the President of the Cham At that time the second world war was going

In the afternoon of 14th April 1944 th were explosions in the Bombay harbour, result in fires, which brought about claims of v large amounts on different Insurance Compan



સર ચૂનીલાલ ભાઇચંદ મહેતા સાથે
શ્રી પ્રાણલાલભાઈ (ઈ સ. ૧૯૪૪)

This handling of the situation by Shri Pranlalbhai proves that he is not only mild and courteous but when occasion arises he is also tough and firm.

Again Shri Pranlalbhai was the President of the Indian Merchants Chamber in 1952 when he was good enough to accept the Chair when there was the necessity of having a President in the course of the year, as a result of the resignation of the annually elected President.

During that period of his, there was also the problem of Sales Tax which was changed from single point to multi-point. The Indian Merchants Chamber, being the leading trade body, took up actively the cause of the commercial community and tried its best to persuade the

Government of Bombay to give careful consideration on the subject.

At the special meeting of the Chamber Shri Pranlalbhai placed the whole situation before the meeting, drawing the attention of the Government of Bombay in very courteous but strong language showing the bad effects of multi-point sales tax on the commercial community

Shri Pranlalbhai is not only a shrewd businessman but he has a good knowledge of literature, philosophy and music. He has all the high qualifications of his versatile father.

In the memory of his revered father, Shri Pranlalbhai has established Devkaran Nanjee Banking Co. Ltd., Devkaran Nanjee Investment Co Ltd. and Devkaran Nanjee Insurance Co. Ltd. He is a great financier and has brought success in the abovementioned establishments started by him.

He was successful, after great and persistent efforts, in bringing about into existence the Indian Banks Association During the long period he was at the helm of affairs as the President of the Association, he put it on a sound and permanent footing

I wish him long and healthy life to serve the business community of India.



# Pranlalbhai, A Patriarch Of The Family

(A Study In Duty)

## Shri Shantilal L. Thar

[illegible] promoters of this Abhinandan Granth [illegible] a few lines on Pranlalbhai [illegible] embarrassed. [illegible] my uncle-in-law [illegible] near and dear to me and what I write about him, no matter how much an underestimate of him it may be, is likely to be treated as exaggeration since it comes from one who has vested interest in him.

Men of ability and intelligence there are many, among whom Pranlalbhai is one; successful executives of large organisations are by the legion, and Pranlalbhai is one of them. There are not a few who are honest and full of integrity and Pranlalbhai is distinctly one of them. Lover of fine arts are not wanting and he belongs to that frate-



*Shri Shantilal Thar*

rnity, and may I say that Pranlalbhai in his person has all the attributes mentioned as above but at the same time he has that which many do not have. He lives more for others than for his own self. In a career of strain and stress spreading over forty-five years, more than four decades must have been spent in serving the cause of others and furthering their welfare.

He is a man who has courage, both physical and mental. In the old days, he happened to go in one of the Muslim localities for purchasing carpets, of which he is very fond. One of the persons accompanying him informed him that the riot between the Hindus and the Musalmans had broken out and that they should hurry up with the purchases. Pranlalbhai was cool as cucumber and took his own time. In matters of planning, he shows courage, broadmindedness and vision. He is able to see the world of the morrow and plans accordingly.

An ideal son who stood by his father in prosperity as well as in adversity! An affectionate brother who at the mere mention of his late lamented brothers brings forth tears in his eyes! He extends his wings of protection to all members of his family. Family feeling may be a common phenomenon but Pranlalbhai's solicitude extends beyond family frontiers. He runs an organisation which employs several hundred persons. Pranlalbhai deems it his duty

to make life as easy as he can for his employees. Scholarships are given to children of the staff who deserve it and are in need of it. Rent concessions are given and a health resort is built so that members of his organisation can take advantage of it. Beyond this and at personal pains and inconvenience he has wherever called upon shouldered responsibility for public weal. I remember Mr. A. D. Shroff, a person of international fame, who usually is sparing in his praise, mentioning to me, that Pranlal has raised the prestige of the Indian Merchants Chamber. This refers to his re-election as President of the Chamber in 1952. Recently, talking of Pranlalbhai's illness, Mr. Shroff remarked that the life of Pranlalbhai is very valuable both for the commercial community and the country.

By tradition and heritage he is a hard-boiled businessman, but at heart he is an artist. Money at no time had any awe for him. To him mammon is means to an end. Never has he resorted low to make money, much less touch tainted money. Carlyle in Pranlalbhai's person would have surely found that work is worship.

I now wish to strike a personal note. When he was at Matheran last May I was very worried about his health. After consulting a dear friend I thought of writing a few lines to him to bring to his notice the danger he was running in not being treated properly as we young-

sters conceived it; it was difficult to think of our world without him and I wrote thus'.

"For a long time I wanted to do some thinking aloud in your presence and unburden myself. You have done all you can in your life-time to serve the cause of the family Right from the times of Devkaran Nanjee to the present moment you looked after Choonibhai and Manoobhai Now that they are no longer alive you are extending your umbrella of protection to the members of their families You are looking after the welfare of your sisters and nephews. You have done a good turn to your sons-in-law like me and their children. All this you have done with no thought of reward, you have chosen to live for others, therefore, we have a selfish interest in your longevity and as such I believe I am sharing sentiments of all our family members and worshippers of you like your partners Please give thought to our prayer and when you come to Bombay I hope you will keep an open mind and undertake proper investigation."

Pranlalbhai stoops to conquer. No matter what the provocation may be he is courteous and polite and ever ready to extend his assistance and advice to whomsoever seeking it

I wish him a long life of health and happiness and hope that he will give us an opportunity of serving him as he has served us hitherto.

★

ઓપતી દીપતી નિત્યે મુખડે સ્મિતની પ્રભા



શ્રી પ્રાણલાલભાઈ

# શ્રી પ્રાણલાલભાઈ : એક જીવનરેખા*

પ્રા. મધુકર રં. રાંદેરિયા, એમ. એ.
તંત્રી : ' દેના જ્યોતિ '

મૃગલાની કાળે, થોડાક દાયકાઓ કુદાવીને જઈએ સુદામાપુરી પોરબંદરમા. અહીં શ્રી દેવકરણ નાનજીના પિતાશ્રી શ્રી નાનજી ગોકળજી દેસાઇનો જન્મ. વૈશ્ય મોઢ વણિક જ્ઞાતિમા. આ જ્ઞાતિનુ વતન મૂળ ગુજરાતમા મોઢેરા, પરંતુ કાળના ચક્કરે આ એકમાર્ગી, સરળ, સાહસિક, બુદ્ધિશાળી જ્ઞાતિને, સિદ્ધરાજના જમાના પછી, મોઢેરાનો નાશ થતા, ભારતના જુદા જુદા વિભાગોમા વિખેરી નાખી દેખાય છે અને તેનો એક ભાગ સેંકડો વર્ષ થયા, સૌરાષ્ટ્રમા આવીને વસ્યો જણાય છે.

## શ્રી નાનજી ગોકળજી દેસાઈ

શ્રી નાનજી દેસાઈની સ્થિતિ આર્થિક દૃષ્ટિએ ગરીબ પણ ચારિત્ર્યની નિર્મળતા અને હૃદયની કોમળતાનુ માપ લેતા તવગર હતી. શ્રી નાનજી પોરબંદરમા એક ભાટિયા વેપારીની પેઢીએ ગુમાસ્તાની નોકરી કરતા અને વેતન એટલુ થોડું મળતુ કે ઘણી કરકસરથી, પોતાની પત્ની દેવકોર ઘર ચલાવતા તોય માડમાડ પૂરુ થતુ ! આમ છતા શ્રી નાનજીની અંગત ગુણસમૃદ્ધિ કદી વણસી નહોતી. હમેશા હસતા હસતા સૌના કામ કરી આપે, ને તેમા પોતાને પડતી શારીરિક કે માનસિક આપત્તિની ચિંતા કરે નહિ. આચારવિચારે ખૂબ જ શુદ્ધ હતા, દિલના કોમળ હતા, અને પોતાના પગ પર, સ્વમાનપૂર્વક ઊભા રહેનાર એક સ્વાશ્રયી સજ્જન

* પ્રસ્તુત લેખ શ્રી પ્રાણલાલભાઈની સંપૂર્ણ જીવનકથા નથી, સંપૂર્ણ જીવનચિત્ર નથી, પરંતુ મહત્ત્વના વર્ષો ને નોંધપાત્ર ઘટનાઓની એક કડીબદ્ધ જીવનરેખા માત્ર છે અને એ રેખા દોરતા એમના વ્યક્તિત્વના સર્વ પાસા દર્શાવવાનો નમ્ર પ્રયાસ છે

હતા. શ્રી નાનજીને દેવકોરબાઇથી ત્રણ પુત્રો ને એક પુત્રી થયા શ્રી છગનદાસ, શ્રી દેવકરણ, શ્રી પુરુષોત્તમ, અને મીઠીબાઇ (શ્રી દેવકરણનો જન્મ. ઈ સ. ૧૮૫૮ મા )

મધ્યમ વયે શ્રી નાનજી અવસાન પામ્યા, અને પોતાના પત્ની તથા પરિવાર માટે ધનને બદલે ભલાઈ, સરળતા, શ્રદ્ધા, દયા, સ્વાશ્રય અને સતોષનો અખૂટ અને અમૂલ્ય વારસો મૂકી ગયા. શ્રી નાનજીના અવસાન સમયે સૌથી મોટા પુત્ર છગનદાસનુ વય લગભગ ૧૭–૧૮નુ, અને શ્રી દેવકરણનુ ૯–૧૦નુ

## શ્રી છગનદાસ નાનજી

પોતાની ગરીબ સ્થિતિ સાલતા અને 'સાહસ વિના સપત્તિ નથી', એ સૂત્રમા શ્રદ્ધા રાખી, સાહસિક વૃત્તિના શ્રી છગનદાસ પોરબદર છોડી, વહાણમાર્ગે મુબઇમા નસીબ અજમાવવા આવ્યા આવીને હિકમત, હિંમત અને આત્મશ્રદ્ધાથી દલાલી, મુકાદમી વગેરેનો આશ્રય લઈ, ધીરે ધીરે પગભર થયા પોતાની સ્વભાવગત નિર્ભયતાથી અને નિર્બળોની વહારે ચડવાની સાહજિક મનોવૃત્તિથી તેઓ સૌને પ્રિય થઈ પડ્યા હતા, ને સૌ આદરથી તેમના પ્રતિ જોતા. એમણે, કંઈક સ્થિરતા પ્રાપ્ત થતા, પોતાના નાના ભાઈ શ્રી દેવકરણને અભ્યાસ માટે મુબઇ તેડ્યા. કેવળ ૧૧ વર્ષની કુમળી વયે, સારો સાથ મળતા, શ્રી દેવકરણ મુબઇ આવ્યા

## શ્રી દેવકરણ નાનજી

મુબઈ આવીને તેઓ એલફિન્સ્ટન મિડલ સ્કૂલમા જોડાયા. નિશાળે હમેશ ઊંચો નબર રાખતા ને તેથી વિદ્યાર્થીઓ તથા શિક્ષકોના પ્રીતિપાત્ર બની ગયા હતા. પોતે અંગ્રેજી ત્રીજીચોથીના વર્ગમા હતા ત્યારથી જ પોતાથી નીચેના વર્ગના વિદ્યાર્થીઓને શીખવવાનુ કામ કરતા હતા, ને એમ કરતા માસિક કમાણી રૂપિયા ત્રીસેકની થતી. અને એ તો સન ૧૮૭૦–૭૫ ના વર્ષો કે જ્યારે રૂપિયાની કિંમત આજના કરતા ચારપાચ-ગણી વધુ હતી. આમ, સ્વાશ્રયનો ગુણ આ નાના ભાઈમા પણ ઊતરેલો



## શેઠશ્રી દેવકરણ નાનજી : ૪૩ વર્ષની વયે

જન્મ: સંવત ૧૯૧૪ જેઠ વદ ૮

અવસાન. સંવત ૧૯૭૮, આસો સુદ ૧૩

જોઈ શ્રી છગનદાસને ભારે પ્રસન્નતા થતી. ધીરે ધીરે, બેઉ ભાઈઓએ માતુશ્રીને પણ મુબઈ તેડ્યા. પછી સંગાપુરમા છગનદાસના લગ્ન, એક જ્ઞાતિગૃહસ્થને ત્યા લેવાયા, પણ તે જ અરસામા શ્રી દેવકરણની શાળા-પરીક્ષા હોઈ તેઓ લગ્નપ્રસગે જઈ ન શક્યા.

૧૮૭૬–૭૭મા શ્રી દેવકરણ મેટ્રિક પસાર થયા. જ્ઞાતિમા મેટ્રિક થવામા તેઓ પહેલા. એકવાર તેમનો વિચાર શિક્ષકના વ્યવસાયમા જોડાવાનો હતો. આ માટે મોટાભાઈ છગનદાસની સલાહ માગી સલાહ એવી મળી કે 'આપણે કાઈ નોકરીમા જિંદગી વેચવી નથી', આથી એમના એક પરિચિત ગૃહસ્થની પેઢીમા દાખલ થયા ને પોતીકી કાર્યકુશળતા, બુદ્ધિ અને ખંતથી એમના ધધામા અનિવાર્ય વ્યક્તિ બની આગળ વધ્યા. આ પેઢીનુ કામકાજ પરદેશ ચડતા માલ માટે આગબોટો તથા વહાણોની સગવડ આપી, તેનુ નૂર ઠરાવી, લાભ મળે તે મેળવવાનુ હતુ.

શ્રી દેવકરણ નાનજીએ ત્યારપછી ૧૮૭૯મા છગનદાસ એન્ડ કમ્પની નામે વ્યવસ્થિત પેઢી સ્થાપી, ધંધામા પગભર થયા. દરમ્યાન મિ મોરિસ નામના એક અગ્રેજ સાથે સિક્યૂરિટી ફાઈનાન્સ શરૂ કરેલુ. મિ. બર્ન નામના બીજા અગ્રેજ સાથે બર્ન નાનજી એન્ડ કમ્પની નામે ફ્રેઈટ બ્રોકર્સનુ કામ આરભેલુ. જીવનમા અને વ્યવસાયમા સર્વત્ર તેમનો આચારમત્ર હતો. **સત્ય બોલવુ અને સત્ય ચાલવુ.** મુબઈને કેન્દ્ર-સ્થાન બનાવી એમણે યૂરોપના સર્વ મુખ્ય બદરો સાથેનો નૂરનો વ્યવહાર મોટા પ્રમાણમા જમાવ્યો એમના જ્યેષ્ઠ પુત્ર શ્રી ચૂનીલાલભાઈ પણ કૉલેજનો અભ્યાસ કરી આ કામમા જોડાયા અને શ્રી પ્રાણલાલભાઈએ પણ આને લગતી સ્ટીમર ચાર્ટરની જુદી એજન્સી કમ્પની ચાલુ કરી. પરતુ દુર્ભાગ્યે ૧૯૧૪નુ મહાન વિશ્વયુદ્ધ આરભાયુ, વેપારધધા ખોરવાયા ને શ્રી દેવકરણે ૧૯૧૬મા દેવકરણ નાનજીને નામે શ્રી ચૂનીલાલભાઈની દેખભાળ હેઠળ, શેરબજારનુ કામકાજ વિસ્તાર્યુ. ત્યાર પછી, રૂ અને સોનાચાદીબજારનુ કામ પણ શરૂ કર્યુ, ને તેમા શ્રી પ્રાણલાલભાઈને નિયુક્ત કર્યા. છગનદાસ એન્ડ કમ્પનીને નામે સરકારી જામીનગીરીનુ કામ

પણ વિસ્તૃત કર્યું. આ બધો ધંધો ઈશ્વરના અનુગ્રહથી અને પોતાની સત્ય નીતિરીતિથી સરસ રીતે ચાલ્યો. આમ સાધારણ સ્થિતિમા પણ અભિજાત કુટુબમા જન્મ પામીને શ્રી દેવકરણ નાનજીએ અથાક પરિશ્રમ, ખંત, સત્યપ્રિયતા અને ઉચ્ચ વ્યાવહારિક નીતિરીતિથી અપાર સિદ્ધિ પ્રાપ્ત કરી હતી અને વ્યાપારી આલમમા મહત્તા ને પ્રતિષ્ઠા પ્રાપ્ત કર્યાં હતા

મુબઈ જેવી પ્રવૃત્તિમય નગરીમા રહેવા છતા તથા વ્યાપારમા જોડાયા છતા શ્રી દેવકરણ નાનજીના સસ્કારી હૃદયમા સનાતન ધર્મની જિજ્ઞાસા ઉત્પન્ન થઈ અને તેને પૂર્ણ કરવા માટે તેમણે શાસ્ત્રીજી શ્રી રણછોડજી ઉદ્ધવજી પાસે સસ્કૃત ભાષાનો અભ્યાસ કરવા માડ્યો, ને તેમાય ખાસ કરીને મનુસ્મૃતિનો અભ્યાસ પ્રથમ વધાર્યો. જેમ જેમ એ અભ્યાસ વધતો ગયો તેમ તેમ તેમા વર્ણવેલા વર્ણાશ્રમના ધર્મો તેમના જાણવામા આવતા ગયા તેથી મનુસ્મૃતિ પર તેમની શ્રદ્ધા વધવા લાગી અને નિત્ય તેનો સ્વાધ્યાય કરવાથી તેમને ધર્મશાસ્ત્રનુ પણ જ્ઞાન થયુ.

પોતાની માફક અન્ય ધર્મજિજ્ઞાસુઓને પણ ધર્મજ્ઞાન પ્રાપ્ત થાય અને તેઓ કલ્યાણમાર્ગે વળે એ હેતુથી તેમણે સવત ૧૯૪૮ ના શ્રાવણ વદી ૧૧ ને ગુરુવારે એક ભાટિયા ગૃહસ્થ સ્વ. શેઠ ધર્મસિંહ પુરુષોત્તમ તથા બીજા કેટલાક ધર્મનિષ્ઠ મિત્રોની સહાયતાથી કોટમા 'કોટ સસ્કૃત શાળા' નામની સસ્કૃત શાળાની સ્થાપના કરી આ શાળામા પ્રથમ મુખ્ય આચાર્ય શાસ્ત્રીજી શ્રી રણછોડજી ઉદ્ધવજી હતા. તેમના સ્વર્ગવાસ પછી પડિતજી નથ્થુરામ મહાશકર એ પદે આવ્યા, ને છેવટે પોતે સન્યાસ ગ્રહણ કર્યો ત્યાસુધી એ પદે રહ્યા. આજે ૮૫ વર્ષની વયે તેઓશ્રી સ્વામીશ્રી દક્ષિણામૂર્તિ આનન્દસરસ્વતી એવુ યોગપટ્ટ નામ ધારણ કરી, ત્ર્યંબકક્ષેત્રે વિરાજે છે. (શ્રી દેવકરણ નાનજીને તથા સ્વ. ચૂનીલાલભાઈને અને શ્રી પ્રાણુલાલભાઈને એમની સાથે ખૂબ નિકટનો સબધ હતો ને એમની મોટી ઓથ તે સમયે હતી અને આજેય છે.) આ પાઠશાળામા ત્યારપછી શાસ્ત્રીજી પ્રાણજીવન હરિહર નીમાયા ને સંવત ૧૯૭૯ મા તેમના સ્વર્ગવાસ પછી, આજે શાસ્ત્રીજી મોહનલાલ નિર્ભયરામ મુખ્ય



બેઠેલા • શ્રી કલ્યાણજી અમરચંદ, શ્રી દેવકરણ નાનજી અને શ્રી જીવણદાસ પીતાંબર
ઊભેલા શ્રી પ્રાણલાલભાઈ (વય લગભગ ૭ વર્ષ) અને શ્રી ચૂનીલાલ (વય લગભગ ૧૨ વર્ષ)



શ્રી પ્રાણલાલભાઈનાં ધર્મપત્ની
શ્રી જયાવતીબહેનના પૂજ્ય પિતાશ્રી
સ્વ. શ્રી ગોવિંદજી ઝવેરચંદ અને
પૂજ્ય માતુશ્રી સ્વ. ઊજમબા.



અધ્યાપકનુ કાર્ય કરે છે. આ પાઠશાળા હાલ કોટમા મોદીખાના લત્તામા દેવકરણ નાનજી ચેરિટીઝ બિલ્ડીંગમા આવેલી છે.

પાઠશાળાની સ્થાપનાના ધર્મકાર્ય ઉપરાંત તેમણે પોતાના સ્વર્ગવાસી માતુશ્રી દેવકોરબાઈ તથા સ્વર્ગવાસી પત્ની કપૂરબાઈને પુણ્યાર્થે દાદરમા બે રેલવે સ્ટેશનોની વચ્ચેના ભાગમા શ્રી ધર્મદેવેશ્વર મહાદેવનુ મંદિર બંધાવી ત્યાની ભાવિક જનતાને દર્શનનો લાભ કરી આપ્યો હતો, ને મંદિરની જગામા યાત્રિકો માટે ધર્મશાળા જેવી સગવડ પણ કરાવી હતી. પોતાના સ્વર્ગવાસી પિતાશ્રીને પુણ્યાર્થે પોરબંદરમા એક પુસ્તકાલય સ્થાપન કર્યુ હતુ, તથા પોતાના જ્યેષ્ઠ બંધુ છગનદાસને સ્મરણાર્થે જ્ઞાતિ-આશ્રય ફંડ સ્થાપ્યુ હતુ અને કાઠિયાવાડમા ધોળા તથા પોરબંદરમા ધર્મશાળાઓ બંધાવી, સદાવ્રતનો પ્રબંધ કર્યો હતો.

ધર્મશાસ્ત્રો તથા ગીર્વાણગિરા પ્રત્યેની પ્રીતિથી પ્રેરાઈને દર રવિવારે શ્રી દેવકરણ નાનજી ઘરે શાસ્ત્રીઓની સભા ભરતા તેમા નીતિ, આયુર્વેદ, જ્યોતિષ તથા ધર્મચર્ચા થતી અને તેય બહુધા સંસ્કૃતમા પોતે સંસ્કૃતમા પ્રવચન કરતા ને ચર્ચામા ભાગ લેતા. સંવત ૧૯૫૭મા પોતે સહકુટુંબ યાત્રાએ ગયેલા ત્યારે ત્યાય પંડિતસભાઓ ભરી, ધર્મપ્રશ્નો પૂછી, વિદ્યાવિનોદ કર્યો હતો પાચ વર્ષ પછી પાછા મથુરા ગયા ત્યારે ત્યા પંડિતોની સભા સમક્ષ શાસ્ત્રાનુસાર એક સુંદર ને અસરકારક પ્રવચન કર્યું હતુ પંડિતોએ આ પ્રવચનથી પ્રસન્ન થઈ તેમને પ્રશંસાપત્ર આપ્યુ હતુ

ધર્મશાસ્ત્રના ગ્રન્થોના વાચનમા યાજ્ઞવલ્ક્ય, પારાશર અને મનુભગવાનની સ્મૃતિઓ તેમને અધિક પ્રિય હતી આ સાથે આયુર્વેદ અને નીતિશાસ્ત્ર પર પણ તેમનો અપૂર્વ ભાવ હતો આયુર્વેદના ગ્રન્થમા સુશ્રુત, શારંગધર, વાગ્ભટ્ટ તથા ભાવપ્રકાશ એમણે જોયા હતા, પરંતુ ચરક તથા સુષેણનો તો વિશિષ્ટ અભ્યાસ કર્યો હતો. એટલુ જ નહીં, પણ મુંબઈમાં કેટલાક આયુર્વેદિક છાત્રોને શિષ્યવૃત્તિ આપી, અભ્યાસ કરાવી, પ્રજાને હિતાર્થે સારા વૈદ્યો તૈયાર કર્યા હતા અને આયુર્વેદનુ મહત્ત્વ વધાર્યુ હતુ નીતિશાસ્ત્રમાં શુક્ર-

નીતિને અગ્રસ્થાન આપી તેનો મોટો ભાગ કંઠસ્થ કર્યો હતો આ ઉપગત સમર્થ શતાવધાની ધર્મવેત્તા પંડિત શ્રી ગટ્ટુલાલજીનું સત્ સિદ્ધાન્તમાર્તણ્ડ, શ્રીમદ્ભગવદ્ગીતા, જ્યોતિષશાસ્ત્રના એકબે ગ્રન્થો, શિલ્પગ્રંથ રાજવલ્લભ તથા ઇતિહાસપુરાણોના કેટલાક ભાગનું તેમનું વાચન હતું. જુદા જુદા વિષયોના દોઢહજારથી બે હજાર શ્લોકો તેમને કંઠસ્થ હતા, અને દરરોજ પ્રાતઃકાલે ઊઠીને, સ્નાનાદિક કરીને, સંધ્યાવંદનવેળા, ભોજન કરતી વેળા, સૂતા પહેલા જુદે જુદે સમયે આશરે પાંચસો શ્લોકો બોલતા. આવું ઉત્તમ તેમનું ધાર્મિક જીવન હતું. બ્રિટિશ સરકારે પણ તેમની ઉત્તમ પ્રકારની રહેણીકરણી જોઈ તેમને 'જસ્ટીસ ઓફ ધી પીસ'ના માનવંતા ઈલ્કાબથી નવાજેલા

ધર્મશાસ્ત્રનો સ્વાધ્યાય ચાલુ હતો ત્યારે તેમને વૈદિક સંસ્કારોથી સંસ્કૃત થવાની ઈચ્છા થઈ અને પંડિત ગટ્ટુલાલજીની પાસે તેમણે વિધિપૂર્વક ઉપવીત ગ્રહણ કર્યું તથા બીજા વૈશ્યોને પણ વૈદિક સંસ્કારોથી સંસ્કૃત થવા માટે ઉત્સાહી કર્યા, જેથી બીજા પણ કેટલાક વૈશ્યોએ વિધિપૂર્વક ઉપવીત ગ્રહણ કર્યું. આ પ્રથા આ કુટુંબમાં પછી ચાલુ જ રહી. (શ્રી ચૂનીલાલભાઈએ શાસ્ત્રીજી નથ્થુરામ પાસે શ્રી મનુભાઇ તથા શ્રી પ્રાણલાલભાઈએ શાસ્ત્રીજી પ્રાણજીવન હરિહર પાસે અને શ્રી લલિતચન્દ્ર, હિંમતલાલ, પ્રવીણચન્દ્ર, કુન્દનલાલ, હર્ષદરાય ઇત્યાદિએ શાસ્ત્રી મોહનલાલ પાસે ઉપવીત ગ્રહણ કરેલું )

આ ઉપવીતના વિષયમાં એક પ્રસંગ નોંધપાત્ર છે. પંડિત ગટ્ટુલાલજીએ શ્રી દેવકરણ નાનજીને ઉપવીત આપી, આશીર્વાદ આપ્યા. ગુરુને દક્ષિણા આપવાનો પ્રસંગ આવ્યો ત્યારે પંડિતજીએ કહ્યું 'હું જે માગું તે ગુરુદક્ષિણામાં આપી શકશો?' ઘડીક શ્રી દેવકરણ વિચારમાં પડ્યા. 'હા' પાડવી અને કદાચ માગેલું ન આપી શકાય તો? તેમને વિચારચક્રમણે ચડેલા જોઈ, પંડિતજીએ કહ્યું, 'મને ભૌતિક સમૃદ્ધિ નથી જોઈતી, અથવા તમે ન આપી શકો એવું પણ હું કંઈ નહીં માગું જાણું છું કે જે હું માગીશ તે તમે સહજતાથી આપી શકશો.

બોલો, વચને બંધાઓ, આપશો?' શ્રી દેવકરણે તુરત 'હા' પાડી, અને પંડિતજીએ માગ્યું. 'બસ, કેવળ એક વચન આપો—ગુરુદક્ષિણા તરીકે—કે ગમે તેવા કામના રોકાણ ને દબાણ વચ્ચેયે રોજ એક કલાક ધર્મશાસ્ત્રનો સ્વાધ્યાય કરશો.' શ્રી દેવકરણ આ અકલ્પિત માગણી સાંભળી આશ્ચર્ય-ચકિત થઈ ગયા. તેમને થયું: આ માગણીમાં નકારવા જેવું શું હતું? પોતે તુરત કબૂલાત આપી અને જિંદગીના અંત સુધી આ વચનનું પાલન કર્યું.

લગભગ તેવીસ વર્ષની વયે શ્રી દેવકરણના લગ્ન શ્રી નાગજી ગાંધીના પુત્રી કપૂર સાથે થયેલાં. એ લગ્નજીવન બાર વર્ષ ચાલ્યું. શ્રી ચૂનીલાલભાઈ કપૂરબાઈના એકના એક પુત્ર. કપૂરબાઈના દુઃખદ અવસાન પછી શ્રી દેવકરણે, શ્રી દેવકરણ ત્રીકમજીના પુત્રી કેસરબાઈ સાથે બીજું લગ્ન કર્યું. કેસરબાઈ ઓગણત્રીસ વર્ષની ભરજુવાન વયે અવસાન પામ્યા. માતા કેસરબાઈ તથા માતામહી હરખબાઈના અનેક સુસંસ્કારોનો શ્રી પ્રાણલાલ-ભાઈને વારસો મળ્યો છે.

ઈ. સ. ૧૯૨૨ની ત્રીજી ઑક્ટોબરને મંગળવારે (સંવત ૧૯૭૮ની આશ્વિન સુદી તેરસે), પાસઠ વર્ષની વયે ધર્મશાસ્ત્રના અભ્યાસી, સનાતન ધર્મના અનુયાયી, ધર્મોન્નતિ જોવાને ઉત્સુક, વિદ્વાન બ્રાહ્મણો પર શ્રદ્ધાભક્તિ ધરાવનાર, ચાતુર્વર્ણ્ય પ્રજાની સદ્વ્યવસ્થા જોવાને ઉત્કંઠિત, સત્યવાદી, કુટુંબ તથા જ્ઞાતિવત્સલ, સ્મિતપૂર્વાભિભાષી, શ્રીમંત છતાં નિરભિમાની અને પરોપકારી શ્રી દેવકરણ નાનજી પોતાના કોટના ઘર 'સત્યવિલાસ'માં અવસાન પામ્યા.

અત્રે એક વિરલ સંકેતની નોંધ લેવી જોઈએ કે શ્રી દેવકરણ નાનજીએ પોતાના પ્રિય જ્યેષ્ઠ બંધુ શ્રી છગનદાસ જે તિથિએ વર્ષો પૂર્વે અવસાન પામ્યા હતા, તે જ તિથિએ દેહ છોડ્યો હતો!

અવસાનવેળાનો શ્રી દેવકરણ નાનજીનો આ એક પ્રસંગ નોંધપાત્ર છે

શ્રી દેવકરણ મૃત્યુશૈય્યા પર સૂતા છે, તે વેળા શારીરિક પીડાની એમને ચિંતા નથી, અંતકાળ નજીક છે એનોય વસવસો નથી એમનું

ચિત્ત તો કોઈ જુદા જ વિષયમા રમમાણ છે. તેઓશ્રી પ્રાણલાલભાઈને પાસે બોલાવે છે અને કહે છે "આપણા શુભનામની પ્રતિષ્ઠા જળવાય ને એનુ ગૌરવ વધે એવુ કામ કરજો. એક બેન્ક ખોલજો. સત્યતા, કાર્યકુશળતા, પ્રામાણિકતા ને સદ્ધરતા—આ ચાર શબ્દોને જિંદગીભર ગોખી રાખજો. એને તમારી પ્રવૃત્તિઓના ધ્રુવતારક સમજજો. સગાવહાલાં તથા મિત્રો કહે છે કે બેન્કને આપણુ નામ ન આપવુ મારી સલાહ છે કે આપણુ જ નામ આપવુ, જેથી આપણા નામને હમેશ ઊજળુ રાખવાની આપણને ચીવટ રહે, ને કદી મતિભ્રમ થાય નહિ. સત્યથી વર્તવુ ને લોકોના નાણા વિષે હમેશ પ્રામાણિકતાથી ને સત્યથી વ્યવહાર કરવો. એ એક વાત. બીજી વાત આજના વિદેશી શાસન વિષે. અંગ્રેજ મિત્રોના ગુણોનો હુ મોટો પ્રશંસક છુ, છતા એક વેપારી તરીકે મને લાગે છે કે આપણા દેશનુ તેઓ શોષણ કરી રહ્યા છે એ શોષણમાથી આપણે મુક્ત થવુ જોઇએ, આપણા પર એ પરદેશી શાસન ન હોવુ જોઈએ. આ શાસનને દૂર કરનારી એક માત્ર સસ્થા કોગ્રેસ છે કોગ્રેસ પ્રત્યે હમેશ ભક્તિ રાખજો. આ કોગ્રેસમા મોહનદાસ (ગાધીજી) અદ્ભુત માણસ છે. સત્યના ઉપાસક છે ને સત્યને ઈશ્વર માનનારા છે. હા, વર્ણાશ્રમ ધર્મની બાબતમા એમના વિચારો સાથે હુ સમત નથી, છતા ખાતરીથી કહું છું કે ષડ્રિપુને જીતનાર એકલા એ જ છે એના જેવો બીજો નિષ્ઠાવાળો માણસ મેં જોયો નથી. એને અનુસરજો' અને આટલા શબ્દો પછી, ઉત્સાહપૂર્વક એમણે ૧૦૮ વાર ગાધીજીની જય બોલાવી!

સ્વદેશ પ્રત્યેની આ ભક્તિ, સત્ય પ્રત્યેની આ નિષ્ઠા, દેશોદ્ધારનુ આ સ્વપ્ન, સુપાત્ર વ્યક્તિ પ્રત્યેનો આ આદર અને શુભ નામ માટેની આ કામના—શ્રી દેવકરણ નાનજીએ મૃત્યુની પળે પણ પોતાની સ્વભાવગત મહત્તાનુ આમ દર્શન કરાવ્યુ.

## શ્રી ચૂનીલાલભાઈ

અને એક દૃષ્ટિ સ્વ શ્રી દેવકરણ નાનજીના કુળકુટુબ પર કરી લઇએ. શ્રી ચૂનીલાલભાઈ, શ્રી દેવકરણ નાનજીના જ્યેષ્ઠ પુત્ર. એમનો જન્મ



શ્રી પ્રાણલાલભાઈ, શ્રી ચૂનીલાલભાઈ તથા
શ્રી ભગવાનદાસ પારેખ (નાસિક, ૧૯૧૧)





સ્વ શ્રી મનુભાઈ દેવકરણ નાનજી

જન્મ . ૨૧ મી ઓકટોબર ૧૯૦૩
અવસાન ૫ મી જાન્યુઆરી ૧૯૩૬

[illegible]

# શ્રી પ્રાણલાલભાઈ : એક જીવનરેખા

૧૦ મી સપ્ટેમ્બર, ૧૮૮૯ મા તેમણે ૧૯૦૬ મા મેટ્રિકની પરીક્ષા પસાર કરી, કોલેજમા જોડાઈ, બી.એ. સુધી અભ્યાસ કર્યો. અને એકવીસમે વર્ષે પિતાશ્રીના ધધામા જોડાઈ ગયા

એમના લગ્ન પોરેચા મોઢ જ્ઞાતિના માનવંત શેઠ કરસનદાસ લક્ષ્મીદાસ દારના સદ્‌ગુણી પુત્રી બહેન રામકોરબહેન સાથે થયા હતા એમના સતાનોમા બે પુત્રીઓ સૌ બહેન લીલાવતી અને સુધાબહેન તથા એક પુત્ર શ્રી લલિતચન્દ્ર.

શ્રી ચૂનીલાલભાઈ બાલ્યાવસ્થાથી જ સરળ પ્રકૃતિના હતા. પિતાની છાયામા ઊછરી તેમના ઉચ્ચ સંસ્કાર મેળવ્યા હતા. સસ્કૃતનુ જ્ઞાન સારું હતુ. ધાર્મિક વૃત્તિ ખીલેલી હતી. ને તેથી શ્રી મનુસ્મૃતિની ત્રીજી આવૃત્તિ ગુજરાતી ભાષાન્તર સહિત (સવત ૧૯૮૦ મા) પોતે પ્રકાશિત કરી હતી. દાદરના હિંદુ દેવાલયના પોતે ટ્રસ્ટી હતા, કોટ સંસ્કૃત પાઠશાળા તથા શ્રી દેવકરણ નાનજીની સખાવતોના મેનેજિંગ ટ્રસ્ટી હતા, અને દેસાઈ છગનદાસ નાનજી મોઢ સ્વજ્ઞાતિ ઉદ્યોગ ઉત્તેજક ફડના મુખ્ય ટ્રસ્ટી હતા. શેરબજારના બોર્ડમા ૧૯૧૬–૪૩ સુધી ડિરેક્ટર અને કોશાધ્યક્ષ તરીકે સેવા બજાવી હતી અને તેથી વ્યાપારી મડળો તથા મિત્રોમા સૌની ચાહના યોગ્યતયા જ મેળવી હતી શ્રી ચૂનીલાલભાઈ જેટલા બહારના વર્તુળોમા પ્રિય હતા એટલા જ કુટુબીજનો પ્રત્યે વત્સલ હતા એમની શીળી અને મીઠી છત્રછાયા હેઠળ સૌનો સસ્કારલક્ષી ઉછેર થતો હતો

શ્રી ચૂનીલાલભાઈને સ્ટેમ્પ કલેકશન–ટપાલની ટિકિટો સઘરવાનો ખાસ શોખ હતો, અને લગભગ પચાસ વર્ષ સુધી એકધારો ઊંડો રસ તેમણે એમા લીધો હતો. આવી ટિકિટો સઘરનારાઓમા તેઓ 'મિસ્ટર સી. ડી. દેસાઈ' ને નામે સુવિખ્યાત હતા. ફિલાટેલિક સોસાયટી ઓફ ઈન્ડિયાના પ્રથમ ભારતીય પ્રમુખ થવાનુ માન એમને મળ્યુ હતુ. ટિકિટોના આ વિશિષ્ટ સગ્રહ માટે આતરરાષ્ટ્રીય પ્રદર્શનોમા તેમને ચદ્રકો મળ્યા હતા.

એમના સુપુત્ર શ્રી લલિતચન્દ્રમા પિતાના સર્વ સંસ્કારો ઊતર્યા છે. સ્વભાવે તેઓ સત્યપ્રિય, સરલ, પ્રામાણિક અને કુટુબવત્સલ છે. બેન્ક ઈત્યાદી

દેના સંસ્થાઓના તેઓ વાઇસ ચેરમન તથા ડિરેક્ટર છે અને શ્રી પ્રાણુલાલભાઈના અનુગામી સંચાલક છે. હમણા જ તેઓ પરદેશને પ્રવાસેથી વધુ જ્ઞાનસમૃદ્ધ થઇ પાછા ફર્યા છે

શ્રી ચૂનીલાલભાઈનું માત્ર ઓગણસાઠ વર્ષની વયે ઇ. સ. ૧૯૪૮ ની ૧૦ મી જુને દુ ખદ અવસાન થયુ

## શ્રી મનુભાઈ

શ્રી પ્રાણુલાલભાઈ શ્રી ચૂનીલાલભાઈથી નાના, જ્યારે શ્રી મનુભાઈ સૌથી નાના ભાઈ શ્રી મનુભાઈનુ મૂળ નામ હતુ ત્રિભુવનદાસ, પરંતુ શ્રી દેવકરણ નાનજીની શ્રી મનુ ભગવાન પ્રતિની ભાવનાને કારણે તેઓ આ પુત્રને 'મનુ' નામે સંબોધવા લાગ્યા !

શ્રી મનુભાઈનો જન્મ તા. ૨૧ મી ઓક્ટોબર, ૧૯૦૩ ને દિને. મુબઈમા ધી એસ્પ્લેનેડ હાઈસ્કૂલમા શાળાશિક્ષણ પૂરુ કરી, તેઓ સેંટ ઝેવિયર્સ કૉલેજમા જોડાયા, જ્યાથી ૧૯૨૩ મા છગનદાસ કમ્પનીમા સિક્યુરિટી ડિપાર્ટમેન્ટની પેઢીમા દાખલ થયા, અને પોતાના પિતાશ્રીએ આ કમ્પનીનુ જે શુભ નામ રૂના વેપારમા અહીં તેમ જ વિલાયતમા ઝળકાવ્યુ હતુ તેને તેમણે સરકારી જામીનગીરીઓના વ્યવસાયમા ભારતવર્ષની સર્વ દિશાઓમા પ્રસાર્યું, લડનના બજારોમા પણ ગાજતુ કર્યું, કમ્પનીની પ્રતિષ્ઠા જમાવી, વૃદ્ધિગત કરી અને લક્ષ્મીની પ્રસન્નતા મેળવી

શ્રી મનુભાઈનુ વ્યક્તિત્વ અસાધારણ હતુ. એમની માનસિક તેમ જ આત્મિક શક્તિ અને કાર્ય કરવાની રીતિ અનુપમ અને અદ્ભુત હતી વ્યવસાયમા ધીર પુરુષની માફક, વિશાળ દૃષ્ટિ ને દૂરદેશીથી, બુદ્ધિબળથી અને બાહોશીથી, અનુદ્વિગ્ન રહી, દિનપ્રતિદિન વિકાસ સાધતા. જેઓને એમનો પરિચય હતો તેઓ એમને વિશે '**Brilliant,**' '**Able,**' '**Honourable**' **and** '**Noble**' વિશેષણોથી જ વ્યવહાર કરતા.

તા ૫ મી જાન્યુઆરી ૧૯૩૬ ને દિને માત્ર તેત્રીસ વર્ષની ઊગતી જુવાન વયે તો શ્રી મનુભાઈએ આયુષ્યની લીલા સંકેલી લીધી હતી. છતા



પાછલી હાર · શ્રીમતી કસ્તૂરબહેન ભગવાનલાલ, શ્રી પ્રાણલાલભાઈ,
શ્રી જયાવતીબહેન, શ્રી કલાવતીબહેન પારેખ,

આગલી હાર : શ્રી શાંતિલાલ ઠાર, શ્રી મનોરમાબહેન, રમાબહેન,
શ્રી ઈન્દુમતી હર્ષદરાય અને શ્રી હર્ષદરાય પારેખ.

# થોડાંક કુટુંબીજનો વચ્ચે



ઊભેલા . મનોરમાબહેન, લલિતચન્દ્ર. મધુરીબહેન, પ્રાણલાલભાઈ, જ્યોતિર્મયી,
બેઠેલા } કલાવતીબહેન, રામકોરબહેન, નિર્મળચન્દ્ર, જ્યોત્સનાબહેન,
હારમા } જયાવતીબહેન, ગુલાબબહેન, અને ગુણવંતીબહેન.



ડાબી બાજુથી શ્રી કલાવતીબહેન, શ્રી રામકોરબહેન ચૂનીલાલ દેવકરણ, શ્રી જયાવતી-બહેન, શ્રી ગુલાબબહેન મનુભાઈ દેવકરણ, શ્રી ગુણવંતીબહેન (દેવલાલી, ૧૯૫૫)

વચ્ચેથીરમાં (ડાબા બાજુથી). શ્રી પ્રતાપ કાન્તિલાલ, શ્રી ચન્દ્રકાન્ત કાન્તિલાલ, કુ જ્યોતિર્મયી લલિતચન્દ્ર, શ્રી લીલાવતી કાન્તિલાલ, શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજી, નિર્મળ લલિતચન્દ્ર, શ્રી રંજન ચન્દ્રકાન્ત, શ્રી કાન્તિલાલ માધવદાસ, કુ કિશોરી કાન્તિલાલ અને શ્રી અનિલકુમાર કાન્તિલાલ (વિન્ડી હૉલ, દેવલાલી, ૧૯૫૫)



(ડાબી બાજુથી) શ્રી લલિતચન્દ્ર ચૂનીલાલ, શ્રી જ્યોત્સ્નાબહેન લલિતચન્દ્ર, તથા શ્રી હંસાબહેન પ્રવીણચન્દ્ર અને શ્રી પ્રવીણચન્દ્ર ગાંધી, એર-ઈન્ડિયા ઈન્ટરનેશનલ વિમાન દ્વારા ઈંગ્લેંડ અને યૂરોપના બીજા દેશોને પ્રવાસે તા ૧૫ મી મે ૧૯૫૬ ને દિને વિદાય થયા તે દિને શ્રી પ્રાણલાલભાઈ સાથે વિમાનઘર પર તેમની લેવાયેલી તસવીર

તેજસ્વી પુરુષોની વયથી સમીક્ષા થતી નથી એ ન્યાયે આટલી ટૂંકી અવધિમા એમણે ધંધામા જે વ્યવસ્થા, વિકાસ ને સ્થિરતા સાધ્યા હતા તે તેમના સ્વભાવસિદ્ધ કુનેહ અને અંતઃસ્ફુરણાને જ આભારી ગણવા જોઈએ.

શ્રી મનુભાઈનાં લગ્ન પોરેચા મોઢ જ્ઞાતિના કુલીન, સુશીલ, સુજ્ઞ ને પ્રેમાળ બહેન ગુલાબબહેન સાથે થયેલા.

## અન્ય કુટુંબીજનો

શ્રી દેવકરણ નાનજીના બે પુત્રીઓ—મોટા શ્રી કલાવતીબહેન પારેખ અને નાના શ્રી ગુણવંતીબહેન (બચુબહેન) ગાંધી. આ બે બહેનો પણ શ્રી કોટ હિંદુ સ્ત્રી મંડળને ઉપક્રમે અભિનંદનીય સમાજસેવાનુ કાર્ય કરી ગયા છે. શ્રી કલાવતીબહેનના એક પુત્ર શ્રી હર્ષદરાય પારેખ અને એક પુત્રી સૌ. મનોરમાબહેન શ્રી ગુણવંતીબહેનને ત્રણ પુત્રો . શ્રી હિંમતલાલ, શ્રી પ્રવીણચંદ્ર અને શ્રી કુન્દનલાલ. અને એક પુત્રી બહેન મધુરી. શ્રી હિંમતલાલ ગાંધી એક પ્રતિષ્ઠિત શેરદલાલ તથા સ્ટોક એક્સચેન્જના એક ડિરેક્ટર છે. શ્રી પ્રવીણચંદ્ર ગાંધી દેના બેંકના મેનેજિંગ ડિરેક્ટર છે તથા બેંકિંગ, વ્યાપારી તેમ જ સામાજિક વર્તુળોમા વિખ્યાત છે. હમણા તેઓ પરદેશનો પ્રવાસ ખેડી પાછા ફર્યા છે સ્વ. શ્રી દેવકરણ નાનજીના શુભ નામને, જીવનકાર્યને અને સંસ્કારને છાજે તેવી જ રીતે આ સૌએ પણ પોતાની શુદ્ધ નીતિરીતિ વડે જીવનને ઓપાવ્યુ છે, અને 'સુજનતા'ને આભૂષણ લેખ્યુ છે. આ કુટુંબચિત્રની ઝાંખી કરી, શ્રી પ્રાણલાલભાઈના જીવન અને વિકાસની કથા અવલોકીએ

## શ્રી પ્રાણલાલભાઈ

વાયુમંડળમા આલેખાતા વિધવિધ ચિત્રો પર દૃષ્ટિ ફેરવુ છુ ને આ પહેલી તસવીર, સાલ ૧૯૫૬ની.

દેના બેન્કના બોર્ડરૂમમા, એક વિશાળ કાચના ટેબલ આગળ, દ્વારમાથી પ્રવેશતા તુરત જ દેખાય એવે સ્થાને, વચલી ખુરશીમા બેઠા છે ચેરમેન શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજી સફેદ કોટ અને માથે ઊંચી દીવાલની

સફેદ ટોપી. ડાબે હાથે જુદા ટેબલ પર પડ્યા છે ત્રણ ટેલિફોન: લીલો, સફેદ અને કાળો. ટેબલ પર પડી છે લેખનસામગ્રી ને થોડા પુસ્તકો ને થોડા સામયિકો. સામે શોભે છે લક્ષ્મીની એક નાનકડી કલાત્મક સોનેરી મૂર્તિ અને એક ચાંદીની રૂપાળી નકશીદાર ફૂલદાનીમા તાજા ગુલાબો. નજર આજુબાજુ કરું છુ—ઘાટદાર સુડોળ સુંદર ટેબલખુરશીઓ, સોફાસેટ, બારીબારણાના પડદા, દીવાલો પર જાતજાતની તસવીરો—મિત્રોની અને સમારંભોની; ગાંધીજીની, જવાહરલાલની, સરદારની, ડૉ. રાજેન્દ્ર પ્રસાદની ને લોકમાન્ય તિલકની દરેક સુંદર ફ્રેમમા જડેલી. દીવાલોના ખૂણામા ને આસપાસ છે આરસની પ્રતિમાઓ એક પોતાના સ્વ. પૂજ્ય પિતાશ્રી દેવકરણ નાનજીની એના પર એમનુ જીવનલક્ષણ અંકિત થયેલુ છે '**સત્ય બોલવું ને સત્ય ચાલવું**.' બીજી, સ્વ. બંધુ ચૂનીલાલભાઈની —એમને વિશે લખ્યુ છે '**Intelligent and Unassuming, Straightforward and Affectionate**', ત્રીજી, શ્રી મનુભાઈની છે, તે પર લખ્યુ છે: '**Able and Brilliant and Honourable and Noble**',' અને ચોથી છે પોતાની, એના પર એક જ શબ્દ શોભે છે: **કર્તવ્યપરાયણતા**—જાણે એ એક જ શબ્દમા એમના સમગ્ર જીવનનો મર્મ ભર્યો હોય! દીવાલોની ઊંચાઈને શોભાવી છે પ્લાસ્ટરના પૂતળાથી—ગણિતની શુષ્કતાને જાણે કલાની રસિકતાથી ઓપાવવાનો સફળ પ્રયાસ. આજુબાજુ પડ્યા છે કુંડા, એમાના નાનકડા રોપા વાતાવરણમા સ્ફૂર્તિ અને રંગ પૂરી રહ્યા છે.

અહીં, આ ખંડમા ઝલક છે બેન્કના ભવ્ય ભૂતકાળની; અહીં ચર્ચાય છે બેન્કનો વર્તમાન અને અહીં ઘડાય છે બેન્કનુ ભાવી આ બેન્કના ઘાટઘડવૈયાના મુખ પર સૌમ્ય તેજ રેખા પડેલી છે એનુ આકર્ષણ અનેકોને માટે અનિવાર્ય છે.

બેન્કની સ્થાપના કરનારા, સ્વદેશપ્રેમથી પ્રેરિત પ્રાણલાલભાઈ પ્રથમ ભારતીય વેપારી છે. સત્ય અને પ્રામાણિકતાના સિદ્ધાંતોને લક્ષમાં રાખી,

દેના બેન્કના બોર્ડરૂમની શોભારૂપ

# આરસપ્રતિમાઓ

SETH
DEVKALAN NANJEE
J.P
FOUNDER OF
THE HOUSE OF
DEVKARAN NANJEE
BORN [illegible] DIED 1933

BUST PRESENTED
BY
[illegible] DIRECTORS
AND
OFFICERS OF THE
DENA CONCERNS
1946

સ્વ. શેઠશ્રી દેવકરણ નાનજી




સ્વ. શ્રી ચૂનીલાલ દેવકરણ નાનજી




સ્વ. શ્રી મનુભાઈ દેવકરણ નાનજી



શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજી

બેન્ક સ્થાપવાની પોતાના પિતાશ્રીની મૃત્યુશૈયાએ પોઢતી વેળાની છેલ્લી ઇચ્છાને તેઓ, આમ ૧૯૩૮ ના વર્ષમાં મૂર્ત કરી રહે છે ને દિનપ્રતિદિન એ ‘સેવાપ્રવૃત્તિ’નો ઉત્કર્ષ થતો જોઈ રહે છે.

૧૯૩૮ મા બેન્કની, ૧૯૪૧ મા દેના વીમા કંપનીની તથા ૧૯૪૩ મા દેવકરણ નાનજી ઇન્વેસ્ટમેન્ટ કંપનીની સ્થાપના ને ઉત્તરોત્તર પ્રગતિ પાછળ દેખાય છે એના સ્થાપકપ્રમુખના શાણપણ, સૂઝસમજ, કુનેહ, વિવેક, સંકલ્પબળ અને નિર્ણયશક્તિ.

અને આ એક બીજુ ચિત્ર.

ઇન્ડિયન મર્ચન્ટ્સ ચેમ્બરનો ખડ. ૧૯૪૪ ની સાલ ..ને ૧૯૫૨ ની સાલ. ચેમ્બરના પ્રમુખ છે માનવત શેઠશ્રી પ્રાણલાલ દેવકરણ નાનજી. આ મહાન સંસ્થાનુ બે વાર પ્રમુખપદ શોભાવનાર, વિદ્યમાન એવા આપણા મહાન ગુજરાતી સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ પછી આ છે બીજા મહાન ગુજરાતી.

૧૯૪૪ રાષ્ટ્રપિતા મહાત્મા ગાધી અને જગદબા કસ્તૂરબા આગાખાન મહેલમા બદીવાન છે. જેલમા જ કસ્તૂરબાનો દુખદ સ્વર્ગવાસ થાય છે. કસ્તુરબાના સ્મારક માટે નિધિ એકત્ર કરવાની યોજના ઘડાય છે. મુબઈના કોંગ્રેસી નેતાઓ જેલમા છે. આ નિધિમાં સારાયે દેશને દોરવણી આપવાનુ મુબઈને શિરે આવે છે ને મુબઈની સમિતિનુ સુકાન વગદાર અને પ્રામાણિક હાથમા સોંપવાનુ જરૂરી બને છે. મુબઈમા યોગ્ય પ્રમુખની શોધ ચાલે છે—અનેક ઉદ્યોગપતિઓ છે, અનેક વ્યાપારીઓ છે. પરંતુ યુદ્ધકાળ દરમિયાન તેઓ પોતપોતાના વ્યવસાયોમા વિશેષ રોકાયેલા છે. અને તે જમાનામા, કસ્તૂરબાનિધિ માટે નાણા ભેગા કરવાનુ કાર્ય ઉપાડવુ એટલે સરકારની ખફગી વહોરવી એવી પણ સ્થિતિ હતી.

પૂજ્ય બાપુ માર્ગ કાઢે છે. એમની માણુસપારખુ નજર ‘પ્રાણલાલભાઈ’ પર પડે છે. એમના પિતા શ્રી દેવકરણ નાનજી સાથે તો જૂનો નાતો—બેઉ પોરબદરના, બેઉ મોઢ વણિક—બેઉ સત્પ્રેમી ને ધર્માગ્રણી. પ્રાણલાલભાઈમાયે આ જ સસ્કાર છે એની બાપુને જાણ છે. તેઓ પોતાની ભાણેજના પુત્ર

અને પ્રાણલાલભાઇના પરમ મિત્ર શ્રી મથુરાદાસ ત્રીકમજીને શ્રી દેવદાસ ગાંધી મારફત કહેણ મોકલે છે મુંબઇની સમિતિનું સુકાન પ્રાણલાલભાઇને સોંપવું છે. કહેણ જાય છે, પ્રાણલાલભાઈ સ્વભાવગત નમ્રતા અને સાહજિક વિવેકથી કહે છે: 'આ ભગીરથ કાર્ય માટે મારાથી વધુ મોટી ને વધુ સુપાત્ર અનેક વ્યક્તિઓ મુંબઈમાં છે' પણ તેનો વળતો જવાબ આટલો જ છે, 'એ બધું બાપુએ વિચારી લીધું છે અને બાપુ ઇચ્છે છે કે આ કાર્ય તમે જ પાર પાડો'. અને બાપુના ગુણાનુરાગી પ્રાણલાલભાઈ એ આદેશ શિરે ચડાવે છે.

કર્તવ્યપરાયણ પ્રાણલાલભાઈ અનેક પરિશ્રમશીલ, સ્વદેશભક્ત અને બાપુજી પ્રત્યે ભક્તિભાવ ધરાવનાર મિત્રોની સહાયથી બૃહદ મુંબઈનું રૂપિયા વીસ લાખનું નિર્મિલક્ષ્ય વટાવી પચીસ લાખે પહોંચે છે. સમગ્ર દેશને આ દૃષ્ટાંતરૂપ બને છે ને પંચોતેર લાખનું ભારતનું લક્ષ્ય રમત વાતમાં સવા કરોડની સીમાને આંબે છે

પચીસ લાખનો ચેક લઇને પ્રાણલાલભાઈ બાપુને વર્ધામાં મળે છે બાપુ પ્રસન્ન થાય છે. અહીં એક યાદગાર પ્રસંગ બને છે. બાપુ પોતાંના હરિજનોને કદી ભૂલતા નહીં, ને એમને માટે કાયમી ફાળો એકઠો કરવાનું એમણે આરંભેલું પ્રાણલાલભાઇને બાપુ કહે છે 'પચીસ લાખ તો લાવ્યા, પણ સાથે ગજવામાં બીજું શું લાવ્યા છો?' ને એમ કહેતા બાપુ પ્રાણલાલભાઈનું પાકીટ 'તફડાવે' છે. અને એમાં માત્ર સો રૂપિયા રાખી બીજા બધા પોતે કાઢી લે છે.

આ પ્રેમનો વેરો ચૂકવતા પ્રાણલાલભાઈ પણ પ્રસન્નતા અનુભવે છે

૧૯૪૪ નો બીજો એક પ્રસંગ ગોદીના ધડાકાનો – ૧૪ મી એપ્રિલનો. આ સમયે પ્રાણલાલભાઈએ બજાવેલી કામગીરી ખૂબ જ યાદગાર બની રહી છે. ગોદીધડાકાને કારણે જનતાને અને વેપારીઓને થયેલા નુકસાનનો બદલો અંગ્રેજ સરકારે આપવો જોઈએ એવું પ્રાણલાલભાઈનું મૌલિક મંતવ્ય છે. સરકાર એને નકારે છે. પ્રાણલાલભાઇ મક્કમપણે એનો ઉત્તર

# KASTURBA GANDHI NATIONAL MEMORIAL FUND

**BOMBAY COMMITTEE**
(CITY & SUBURBS)
INDIAN MERCHANTS CHAMBER BLDGS
1 CHURCHGATE RECLAMATION
BOMBAY

*PRESIDENT*
SHRI PRANLAL DEVKARAN NANJEE
*VICE PRESIDENTS*
MRS G M S CAPTAIN
PROF P A WADIA
*TREASURERS*
SHRI RAMNATH A PODAR
SHRI MOTICHAND G KAPADIA

*HON SECRETARIES*
SHRI RATILAL M GANDHI
SHRI CHIMANLAL C SHAH
SHRI M H HASHAM PREMJI
MRS JAISHRI RAIJI

કોપી

મુંબઈ, તા. ૨૨મી મે ૧૯૪૪.

પરમ પૂજ્ય મહાત્માજી,

ઈશ્વર કૃપાથી હવે, મુંબઈ કમીટિએ, શ્રીમતી કસ્તુરબા સ્મારક ફંડની શરૂઆત કરી છે. શ્રી. ઠક્કરબાપાએ મુંબઈ પાસેથી જે આશા રાખી છે તેમાં અમે સફળ નિવડીએ એવા આશીર્વચન માટે હું આપને વિનંતિ કરૂં છું.

લી. આજ્ઞાંકિત,
Sd- પ્રાણલાલ દેવકરણ નાનજી
ના સવિનય પ્રણામ.

પૂ. મહાત્મા ગાંધીજી,
જુહૂ

પૂજ્ય બાપુજીના હસ્તાક્ષરની નીચે આપેલી પ્રતિકૃતિ પરથી જણાશે કે કસ્તૂરબાસ્મારકની મુંબઈસમિતિનું ભંડોળકાર્ય પૂરુ થયા પછી શ્રી પ્રાણલાલભાઈ પૂ બાપુજીની મુલાકાતે ગયેલા. બાપુજીનો એ મૌનવાર હોવાથી એમણે પ્રાણલાલભાઈને પોતાના જ હસ્તાક્ષરોમા લખી જણાવ્યુ કે થેલી અર્પણ કરવા માટે વર્ધા જવાની જરૂર નથી પરંતુ મુંબઈસમિતિનો ચેક બાપુજીને અર્પણ કરવા પ્રાણલાલભાઈને વર્ધા જવાનુ સદ્ભાગ્ય પ્રાપ્ત થયુ હતું

---

૨



પૂજ્ય બાપુજી, એમની સાથે શ્રી પ્રાણલાલભાઈના પરમ મિત્ર શ્રી મથુરાદાસ ત્રીકમજી, પાછળ, સરદાર વલ્લભભાઈ પટેલ અને શ્રીમતી લીલાવતી મુનશી

વાળે છે કે 'સરકાર દમાગા યુદ્ધમા ઉતરી છે, યુદ્ધ ન હોત તો ગોદીમા દારૂગોળો ન હોત, અને દારૂગોળો ન હોત તો આ ધડાકો થવા પામ્યો ન હોત, અને જનતાને નુકસાન પહોંચ્યુ ન હોત એટલે નુકસાનની સંપૂર્ણ જવાબદારી અગ્રેજ સરકારની જ છે'

પોતાની માગણીના સમર્થન માટે એઓ સભા બોલાવે છે—મુબઈના મેયર, ગેરીક, ઇન્ડિયન મર્ચન્ટ્સ ચેમ્બર્સના ભૂતપૂર્વ પ્રમુખો, કોગ્રેસી આગેવાનો, અગ્રગણ્ય વ્યાપારીઓ અને કાર્યકરોની ને તેમની સાથે ચર્ચા કરી, તેમની સપૂર્ણ સમતિ તથા સાથસહકાર મેળવી ઝુબેશ ઉપાડાય છે. વર્તમાનપત્રો દ્વારા પ્રચારકાર્ય આરંભાય છે, એક નક્કર વાયુમડળ પેદા થાય છે ને સરકાર આ પ્રશ્ન ફરી વિચારવા માડે છે. એ જ ટાકણે પ્રાણલાલભાઈ મુબઈના રાજ્યપાલ સર જહોન કોલવિલ તથા વાઈસરોય લોર્ડ વેવેલને મળે છે, પોતાની માગણી અસરકારક રીતે રજૂ કરે છે અને સરકાર પાસેથી રૂપિયા નેવુ લાખની રકમ વેપારીવર્ગ તથા ધડાકાના ભોગ બનેલા અન્ય જનો માટે વળતર તરીકે મેળવે છે મુબઈની જનતાના ઉપકારવશ હૃદયમા પ્રાણલાલભાઈનુ નામ અકાઈ જાય છે

હિન્દી વેપારી મડળને પ્રમુખપદે રહીને પ્રવૃત્તિશીલ પ્રાણલાલભાઇ ૧૯૪૪મા જ એક બીજુ મહત્ત્વનુ કાર્ય કરે છે, તે હિન્દી બેન્ક મડળ (ઇન્ડિયન બેન્ક્સ એસોસિયેશન)ની સ્થાપનાનુ બીજ રોપવાનુ. આ સ્થાપના પાછળની પ્રેરણાપરિસ્થિતિ એ હતી કે વિદેશી એક્સચેન્જ બેન્કોના જેવા સગઠનનો દેશી બેન્કોમા અભાવ હતો, અને હિન્દી બેન્કોના હિતો જોવા માટે કોઈ વ્યસ્થિત સસ્થા અસ્તિત્વમા નહોતી ભારતીય હિતોની રક્ષા માટે સદા જાગ્રત પ્રાણલાલભાઈના આત્મામાં સળવળાટ થયો ને તેમણે બેન્કઉદ્યોગના મોવડીઓને મળી, હિન્દી વેપારી મડળને ઉપક્રમે સભા બોલાવી, ને સૌની સાથે મત્રણા કરી પ્રથમ વર્ષે સર હોમી મોદીના અનુભવી હાથોમા સૂત્રસચાલન રહ્યુ, ત્યારે પ્રાણલાલભાઈ ઉપપ્રમુખ હતા, ને બીજા વર્ષથી તેમણે પ્રમુખ તરીકે કાર્યસૂત્રો હાથમા લીધા. ને એ પદે ૧૯૫૫ સુધી રહેતા, યશસ્વી ને ઉજ્જવળ કારકિર્દી રચી. હિન્દી

બેકિંગના વિકાસ તથા સગઠન માટે, ભિન્ન ભિન્ન રીતે, રિઝર્વ બેંક ઓફ ઇન્ડિયા તથા ભારત સરકારનો સહકાર મેળવી સફળ પ્રયત્નો આ વર્ષોમા તેમણે કર્યા.

૧૯૪૪મા હિન્દી વેપારી મડળના પ્રમુખ શ્રી પ્રાણલાલભાઈ મંડળને ઉપક્રમે ત્રૈમાસિક ને વાર્ષિક સભામા પ્રવચનો કરે છે, ને સ્વદેશી આદોલન માટે ભૂમિકા તૈયાર કરે છે. ભારતીય વેપાર, ભારતીય ઉદ્યોગ, ભારતીય વહાણવટુ એ એમના પ્રવચનોનુ ધ્રુવપદ બની રહે છે, ને એ સાભળી, એ સ્વદેશભક્તિનો રંગ જોઈ, તે વેળા જેલમા વિરાજતા મહાત્માજી ને સરદાર વલ્લભભાઈ પણ એમના પ્રતિ આકર્ષાય છે. એમાથી પ્રેરણા મેળવતા પ્રાણલાલભાઇ બ્રિટિશ શાસનની, બ્રિટિશ કાર્યપદ્ધતિની અને બ્રિટિશ વલણોની ઉગ્ર ટીકા કરે છે અને એમ કરતા પોતાના કેટલાક 'રાજભક્ત' મિત્રો, 'આવુ બોલીને તમે હવે 'સર' થવાની તક ગુમાવી છે, એ વિચારે નિરાશાના ઉદ્ગાર કાઢતા હતા, ત્યારે પ્રાણલાલભાઈ કે જેમણે એવા ખિતાબની કદી અપેક્ષા કે અભિલાષા સેવી નથી તેઓ સ્મિત કરે છે! સરકારી ખિતાબ કરતા દેશની ખિદમત એમને વધુ પ્રિય છે.

૧૯૫૨મા એક સ્વમાની પ્રતિષ્ઠિત શીલશુદ્ધ વ્યાપારી તરીકે, સમગ્ર વ્યાપારી આલમની શાન જાળવવાની જવાબદારી એમને બજાવવાની આવે છે. કેટલાક સજોગોને પરિણામે હિંદી વેપારી મંડળના સચાલકોને મંડળના પ્રમુખ તરીકે એક લોકપ્રિય, વ્યવહારદક્ષ, તટસ્થ, નિષ્પક્ષ અને તે ઉપરાંત 'Unbleached honour' વાળી વ્યક્તિની જરૂર જણાય છે ને તેમની દૃષ્ટિ, ૧૯૪૮ પછી નિવૃત્તિ સેવતા શ્રી પ્રાણલાલભાઇ પર પડે છે. મિત્રોના આગ્રહને વશ થઈ, શ્રી પ્રાણલાલભાઈને ૧૯૫૨મા જાહેર જીવનની નિવૃત્તિ છોડવી પડે છે અને હિંદી વેપારી મંડળના સૂત્રો, પ્રમુખ તરીકે ઝાલવાં પડે છે. તેમની આ વરણી સરકારી મડળમાં તથા વેપારી જનતામા ખૂબ આવકારપાત્ર લેખાય છે.

શ્રી પ્રાણલાલભાઈ સુકાન સભાળે છે તેટલામા જ મુબઈ સરકારના બહુમુખી વેચાણવેરાનો નવા કાયદાનો પ્રશ્ન ઉદ્ભવે છે. વેપારીઓ આ વેરાથી

ખળભળી ઊઠે છે છુટક છુટક આદોલનો શરૂ થાય છે. હિંદી વેપારી મ ડળના નેતૃત્વ ને માર્ગદર્શનની અપેક્ષા રખાય છે ખુદ મ ડળના અગ્રગણ્ય મોવડીઓને લાગે છે કે કઈક સક્રિય થવુ જોઇએ. શ્રી પ્રાણલાલભાઈ પ્રમુખ તરીકે, શરૂઆતમા માનનીય સરકારી પ્રધાનોને આ અ ગે વારવાર મળી, વેપારીઓનુ દષ્ટિબિન્દુ તેમને સમજાવવાનો સહૃદય ને સબળ પ્રયત્ન કરે છે આમ છતા કશુ સુખદ ને સક્રિય પરિણામ આવતુ નથી, એટલે મ ડળના સુકાનીઓને લાગે છે કે વેપારીઓનુ દષ્ટિબિન્દુ મક્કમતાથી, હિંમતથી જાહેરમા રજૂ કરવુ જોઇએ.

પૂનાની ધારાસભા ત્યારે ચાલતી હતી. ત્યા જઈ શ્રી પ્રાણલાલભાઈ વેચાણવેરા વિશે વેપારીઓની મુસીબતોનુ ને માગણીઓનુ બયાન કરી, પ્રધાનોના પ્રશ્નોના મક્કમ ઉત્તર વાળે છે. પ્રજાહિતની વાત કરતા તેઓ કદી કોઈની શેહશરમ રાખતા નથી, હમેશ નિર્ભયતા દાખવે છે, અને સત્ય તથા પ્રામાણિકતાને વળગી રહે છે એક પક્ષે તેઓ પોતાનાં પ્રવચનોમા સરકારી નીતિરીતિની નીડરતાથી ટીકા કરે છે, તો બીજે પક્ષે, તટસ્થ રહીને, વેપારીઓમા જ્યાજ્યા નીતિમત્તાની શિથિલતા દેખાય છે ત્યા પણ આગળી ચીંધે છે છેવટે, એમના સન્નિષ્ઠ પ્રયાસોને લઈને પરિસ્થિતિ બદલાય છે.

આ સમગ્ર આદોલનના કુશળ સ ચાલનમા એમની કુનેહનુ, સત્ય વક્તૃત્વનુ ને સભ્યતાનુ દષ્ટાન્ત જનતા સમક્ષ રજૂ થાય છે, અને શ્રી પ્રાણલાલભાઈ સર્વ ક્ષેત્રોમા યોગ્યતયા જ લોકપ્રિય થઈ રહે છે.

વેચાણવેરાના આ આદોલનનુ એક બીજું સુફળ એ આવે છે કે વેપારીઓનુ નામ 'ગવાતુ' અટકે છે. વેપારીઓ પર ગમે તે દિશામાથી ગમે ત્યારે, ગમે તે વ્યક્તિદ્વારા સાચુ ખોટુ દોષારોપણ થાય તેનો પ્રાણલાલભાઈએ વિરોધ કર્યો, એને અ ગે પ્રવચનો કર્યા, લેખો લખ્યા ને વેપારીઓના સ્વમાનને અને તેમની નિષ્ઠાને જાગૃત કર્યાં. એ વિશાળ કોમને બદનક્ષીમાથી બચાવી, તેને તેનુ સાચુ ગૌરવપૂર્ણ સ્થાન ફરી

અપાવવાનો જશ પ્રાણલાલભાઈને ઘટે છે. જનતાએ અને વેપારીઓએ પણ પોતાની પ્રેમાદરની લાગણી તાજમહેલમા એક અભૂતપૂર્વ સન્માન—સમારંભ યોજી વ્યક્ત કરી હતી. આ પ્રસગે પ્રાણલાલભાઈની નિર્ભયતા, વ્યવહારદક્ષતા વ્યાપારી કુનેહ, પોતે ઉપાડેલા પ્રશ્નના ગુણાવગુણ વિશે સ્પષ્ટતા, અજોડ કર્તવ્યપરાયણતા અને ફરજ વિશે ઊંડી શ્રદ્ધા અગે પ્રતિષ્ઠિત વ્યક્તિઓ તરફથી ઉચ્ચારાયેલા હાર્દિક પ્રશસ્તિવચનો સર્વથા ઔચિત્યપૂર્ણ હતાં.

૧૯૫૨ નુ એ ઐતિહાસિક વર્ષ એક બીજા આદોલનથી પણ સ્મરણીય બની રહે છે. પ્રાણલાલભાઈ ‘સ્વદેશી લીગ’ની સ્થાપના કરે છે ભારતના મુક્તિસંગ્રામમા મહત્ત્વનો ભાગ ભજવનાર સ્વદેશી આદોલનની ભાવના, રાજકીય સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી પોતાનુ મહત્ત્વ ગુમાવતી તેમને દેખાય છે વળી તેમનુ સ્પષ્ટ દર્શન છે કે, જ્યાસુધી સ્વદેશી ચળવળની સાચી ભાવના સહિત, આપણા અવિકસિત દેશોની ખિલવણી માટે મજબૂત આર્થિક પાયો નહીં નખાય ત્યાસુધી આપણું રાજકીય સ્વાતત્ર્ય અર્થહીન બની રહેશે.

આ માટે તેઓ ચતુર્વિધ અનુરોધ કરે છે કે, સ્વદેશી આદોલનને પુનર્જીવન આપવા માટે અને તેને સપૂર્ણતયા સફળ બનાવવા માટે પ્રથમ તો ભારતની આમજનતાએ સ્વદેશી માલ માટે પ્રેમભાવના જાગૃત કરવી જોઈએ બીજું, આપણા ઉત્પાદકોએ ગુણવત્તામા સારો ગણી શકાય એવો માલ ઉત્પન્ન કરવો જોઈએ અને તેનુ યોગ્ય દરે નિયમિત વેચાણ થાય એવી વ્યવસ્થા કરવી જોઈએ તથા વિતરકોએ એવી સહૃદય નીતિ અને ઊંચા પ્રકારની વેચાણપદ્ધતિ (Salesmanship) રાખવી જોઇએ કે જેથી પ્રજા હોશથી સ્વદેશી માલ ખરીદે. ત્રીજુ, સરકારે સ્વદેશી આદોલનને સક્રિય રીતે સહાયતા કરવી જોઈએ અને ચોથુ, પત્રકારજગતે સ્વદેશી આદોલન પાછળના ધ્યેય તથા આશયોનો પૂરો પ્રચાર કરવો જોઈએ.

એમના ત્રણ વર્ષના શક્તિશાળી માર્ગદર્શનને પરિણામે આજે, ઘણે અંશે, આ સસ્થા પગભર થઈ, પોતાના ધ્યેય પ્રતિ આગળ વધી

રહી છે, ભુલાયેલી સ્વદેશી ભાવનાને ભારતના નકશા પર સ્વદેશ-પ્રેમી સહયોગીઓની સહૃદય સહાયતા તથા સહકારથી, પ્રાણુલાલભાઈએ ફરી ચીતરી આપી છે ને તેમા જ તેમની મહત્તા છે, તેમા જ તેમના જ્વલત સ્વદેશ પ્રેમનુ નિદર્શન છે. શ્રી પ્રાણુલાલભાઈની અનુભવસમૃદ્ધિ, ત્વરિત અને સાચી નિર્ણાયક શક્તિ, ઉદાત્ત રાષ્ટ્રપ્રેમ અને શીલબળ એમને સર્વ વર્ગોમા–સવિશેષ વ્યાપારી વર્ગમા પ્રીતિપાત્ર અને આદરપાત્ર બનાવે છે એ જ કારણે, સૌરાષ્ટ્રના અગ્રણીઓ ૧૯૫૩ મા, એમને સૌરાષ્ટ્ર ફાઈનાન્સ કોરપોરેશનના પ્રમુખ બનવા આગ્રહ કરે છે, ને એ પદે એમને નીમીને જ જપે છે, એ જ કારણે વ્યાપારઉદ્યોગનુ મહામડળ એમને ‘કેપિટલ ઇસ્યુઝ’ની ભારત સરકારની સલાહકારસમિતિમા સભ્ય તરીકે પોતાદ્વારા નિયુક્ત કરે છે, ઇન્ડિયન મર્ચન્ટ્સ ચેમ્બર એ જ કારણે, એમને પોતા તરફથી મુબઇ વિદ્યાપીઠ સેનેટમા પ્રતિનિધિ તરીકે પાઠવે છે, એ જ કારણે, ભારતીય વિદ્યા ભવનના કુલપતિ શ્રી મુનશીજી તેમનો સક્રિય સહકાર મેળવે છે, એ જ કારણે, તેઓ ઇન્ડિયન મર્ચન્ટ્સ ચેમ્બરના ટ્રસ્ટી છે, ફેડરેશન ઓફ ઈન્ડિયન ચેમ્બર ઓફ કોમર્સ એન્ડ ઇન્ડસ્ટ્રીઝની કાર્યવાહક સમિતિના સભ્ય બને છે, વ્યાપારઉદ્યોગને લગતી અનેક કપનીઓને ડિરેક્ટરપદે રહે છે. તેઓની ધબકતી માનવતા અને માનવસ્વભાવ તેમને ઇન્ડિયન રેડક્રોસ સોસાયટીના આજીવન સભ્ય બનવા પણ પ્રેરે છે.

અને ફરી એક વાર ચિત્ર બદલાય છે. વ્યાપારઉદ્યોગનુ ક્ષેત્ર અગોચર બને છે—લલિતકલાનુ ક્ષેત્ર ગોચર થાય છે.

૧૯૫૨ના નવેમ્બરની છેલ્લી તારીખો પર દૃષ્ટિ સ્થિર કરીએ. હા, ગુજરાતી નાટ્યશતાબ્દી મહોત્સવ ભારતીય વિદ્યાભવનના નાટ્યગૃહમા ઊજવાઈ રહ્યો છે. પ્રાણુલાલભાઈ એ મહોત્સવ સમિતિના અધ્યક્ષ છે, આત્મા છે. એમના સબળ અને કુશળ નેતૃત્વ અને માર્ગદર્શન સાથે ગુજરાતી સાહિત્ય, કલા અને સસ્કારની પ્રતિભા એકત્રિત થઈ, ગુજરાતના ગૌરવની દાડી પીટી રહી છે. ગુજરાતની નાટ્યકલા મુબઈમા જીવત બની જાણે વિચરી રહી છે। નાટકો, રોજેરોજ, સાત દિવસ સુધી ભજવાય છે, નાટ્ય-

પ્રદર્શન યોજાય છે, સ્મારકગ્રન્થ પ્રગટે છે, નાટ્યકલા વિષે તદ્‌વિદોનાં પ્રવચનો થાય છે અને મુબઈ, હંમેશ મુજબ, પોતાનો ભાગ ભજવે છે! આ પ્રસગે શ્રી પ્રાણુલાલભાઈનુ નાટ્યવિષયક પ્રવચન એમની વિદ્વત્તાનો પરિચય કરાવતા, પ્રેરક બની રહે છે. પછી સર ચુનિલાલ દિવેટિયાની પ્રેરણાથી સ્થપાય છે ગુજરાતી નાટ્યમંડળ, ૧૯૫૩ મા. સર ચુનિલાલભાઈનાં તથા નાટ્યકલા પ્રવૃત્તિમા સક્રિય રસ લેનારા અન્ય મિત્રોના આગ્રહ અને પ્રેમને વશ થઇ, પ્રાણુલાલભાઇને એનુ પ્રમુખપદ સ્વીકારવુ પડે છે, અને પછી તો ખંતીલા સ્વભાવને કારણે તેઓ રોજેરોજ એના સચાલનમા ઊંડો સન્નિષ્ઠ રસ લઈ એને પગભર કરે છે. પ્રાણુલાલભાઈની પ્રેરણામાથી જ મડળનુ માસિક મુખપત્ર 'ગુજરાતી નાટ્ય' પ્રગટે છે, જૂના નાટકો અને નાટકોના સ્વરાકનયુક્ત ગીતો પ્રકાશન પામે છે, મૌલિક નાટકો માટેની સ્પર્ધા યોજવાનો વિચાર એમને આવે છે. ને તે માટે પોતા તરફથી પ્રથમ પારિતોષિક પોતે જ જાહેર કરે છે, પ્રતિવર્ષ નાટ્યોત્સવ યોજી નાટ્યકલાને જીવત રાખી, વિકસાવવાની વહેવારુ યોજના તેઓ જ ઘડે છે ને રગભૂમિના સો વર્ષનો કડીબદ્ધ ઇતિહાસ તૈયાર કરવાનુ અને આપણુ પોતાનુ સ્વતત્ર નાટકઘર બાધવા માટે ભડોળ એકઠુ કરવાનુ સૂચન પણ તેઓ જ કરે છે. આમ વ્યાપક અને સક્રિય રીતે 'નાટક' પ્રાણુલાલભાઈની અનેક પ્રવૃત્તિઓમાની એક મહત્ત્વની ને અગ્રગણ્ય પ્રવૃત્તિ બની રહે છે.

ગુજરાતી નાટકના પ્રાણુલાલભાઈ મર્મગ્રાહી છે, અભ્યાસી છે, રસિક પ્રેક્ષક છે ને કડક સમીક્ષક છે. નાટકના લેખથી માડીને નાટકની અતિમ રજૂઆત સુધી તેમની એક પોતીકી દૃષ્ટિ છે અવારનવાર 'ગુજરાતી નાટ્ય'નાં પાના પર, લેખોદ્વારા તેમણે પોતાના મતવ્યોને શબ્દસ્થ પણ કર્યા છે. તેઓ લેખન - કે રજૂઆતની કોઇપણ એક ચોક્કસ 'શાળા' કે ચોક્કસ 'સપ્રદાય' માટે આગ્રહ ધરાવતા નથી, પરતુ નાટ્યલેખમા 'વાક્‌છટા'ના ને સમગ્ર નાટ્યપ્રયોગમા 'મનોરજનનુ પ્રથમ પ્રયોજન'ના આગ્રહી છે ખરા. પ્રાચીન, અર્વાચીન અને દેશી-વિદેશી નાટ્યપ્રવાહોથી તેઓ પરિચિત

# શ્રી જયાવતીબહેન : ભિન્ન ભિન્ન વયે



ી જાન્યુઆરી, ૧૯૧૧





જમણી બાજુ
ઉપર
૧૯૩૪

જમણી બાજુ
નીચે
૧૯૩૮

છે, છતા આર્ય સસ્કારોની પ્રબળતાને કારણે તેઓ નાટકમા સભ્યતા, સંયમ, ઔચિત્ય અને ધ્વનિ માટે સારો આગ્રહ ધરાવે છે.



અને હવે દાયકાઓ વિતાવીએ.

## ૧૮૯૪ની ૧૧ મી જુને શ્રી પ્રાણલાલભાઈનો જન્મ.

સાતમે વર્ષે બાળક પ્રાણલાલ મિન્ટ રોડ પરની એક શાળામા બેસે છે, પણ પાટલીએ બેસીને ભણવાની ને 'ચમચમ સોટી ખાઇ ઝમઝમ વિદ્યા મેળવવાની' એમને ઇચ્છા નથી ઊડી જાય છે. ઘરે જ બે વર્ષમા ચાર ચોપડીઓ પૂરી કરે છે શ્રી દેવરામ શિવરામ દ્વિવેદી નામના એક આદર્શ અધ્યાપક પાસે ગુજરાતી શિક્ષણ પાચ ચોપડી સુધીનુ લે છે.

વડીલશ્રી દેવકરણ નાનજી પોતે બાળકને ઉત્સાહપૂર્વક પાડા ને પલાખા શીખવે છે કારણ એને વેપારી બનાવવાનો છે.

પછી એસ્પ્લેનેડ સ્કૂલમા ફર્સ્ટ પ્રેપેરેટરીમા પોતે દાખલ થાય છે, ને ત્યાથી જ ૧૯૧૦ મા મેટ્રિક થાય છે શાળામા જીવનઘડતરના પાયા દૃઢ થાય છે. પહેલેથી છેલ્લે સુધી પ્રથમ નબરે જ ઉત્તીર્ણ થઈ તેઓ શાળાના સર્વ શિક્ષકો અને વડા આચાર્યોની પ્રીતિ સપાદન કરે છે. તેઓ તેમને અભ્યાસમા ઉત્સાહ પ્રેરવા ઇનામમા પુસ્તકો આપે છે, ને એ ચાળીસેક જેટલા પુસ્તકો પ્રાણલાલભાઈ એક અમૂલ્ય ખજાનાની માફક હોશથી ને ગૌરવથી જાળવી રાખે છે.

આ જ અરસામા એમને સાહિત્યનો શોખ સ્પર્શે છે, સગીતના સૂરો એમના દિલને ડોલાવે છે, ચિત્રકલા એમને આકર્ષે છે

૧૯૦૫ મા મોટાભાઇ ચૂનીભાઈની મેટ્રિકની પરીક્ષાનો અવસર હતો. તે વેળા શ્રી દેવકરણ નાનજીને ત્યા શ્રી વૃન્દાવનદાસ ભગત નોકરીએ જોડાયા તેમણે બી. એ સુધી અભ્યાસ કર્યો હતો. ને વળી, ગુજરાતી, સસ્કૃત તથા અગ્રેજીના સારા જ્ઞાતા એમણે ચૂનીભાઈ સાથે મિત્રભાવ

કેળવી તેમને અભ્યાસમા સહાયતા કરવા માંડી. એમના પ્રતિ પ્રાણલાલભાઇને પણ આકર્ષણુ થયુ, ને એમનોય મૈત્રીભાવ ઉદ્ભવ્યો. શાળામાથી છૂટે એટલે ઓફિસે જાય, ને સાજે વૃન્દાવનદાસ સાથે ફરવાનુ રાખે આ આદર્શસગતિથી ગુજરાતી, સંસ્કૃત, અંગ્રેજીના વાચનનો શોખ કેળવાયો પિતાશ્રીએ આ શોખને પોષ્યો. ગુજરાતીમા બૃહત્કાવ્યદોહન વાંચ્યું ને તેમાથી સામળ ભટ ગમી ગયા, પછી નર્મકવિતા ને નર્મગદ્ય જોયા, દલપતકાવ્યના બે ભાગનુ પાન કર્યું, નવલગ્રથાવલિ વાચી, ને નવલરામ પડ્યાના સાહિત્યવિવેચનને પ્રમાણ્યુ તેજ અરસામા વ્યવસાયી નાટક મડળીઓના કેટલાંક સુદર નાટકો જોઈ, તેના લેખની છાપ ચિત્તમા જાણ્યેઅજાણ્યે ઝીલી, 'મોઢ મડળ' ને આશ્રયે થતા પ્રવચનોએ વળી આ શોખમા ઉમેરા કર્યો, મણિલાલ નભુભાઈના 'બાળવિલાસ' અને 'ચારિત્ર્ય' દ્વારા નવા પ્રદેશના, નવી શૈલીના, નવી વિચારધારાના દર્શન કર્યાં, 'વસન્ત' ને 'સમાલોચક' માસિકોના વાચને અભ્યાસની કક્ષા ઊંચી બનાવી. સમર્થ સાહિત્યસ્વામી, વ્યુત્પન્ન પડિત અને લોકપ્રિય નવલકથાકાર શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠીના 'સરસ્વતીચન્દ્ર'ના નીરે મન ને હૃદયની ભૂમિને આર્દ્ર બનાવી

સસ્કૃતમા શાસ્ત્રીસભા દર રવિવારે ઘરે થતી તેમા ભાગ તો લેતા જ, પણ તે સાથે, બેએક વર્ષ સુધી શ્રી નરહરિ શાસ્ત્રીની શ્રીભગવદ્ગીતાપાઠશાળાના વર્ગોમા હાજરી આપી, રઘુવશ, ગીતા ને યોગવાસિષ્ઠના જ્ઞાન અને કાવ્ય પીધા, રામાયણ ને ભાગવત વાચ્યા, થોડુક મહાભારત જોયુ, મનુસ્મૃતિના ને શુક્રનીતિના મહત્ત્વના શ્લોકો કઠસ્થ કર્યા આપ્ટેનુ 'કુસુમમાળા' ખૂબ વાચ્યુ; કાલિદાસ તથા ભવભૂતિના સસ્કૃત નાટકોકાવ્યો વાચ્યા, અને ભર્તૃહરિના શતકોથી આકર્ષાયા.

આ જ વિકાસ, આ જ ઉત્સાહ અગ્રેજીના વાચનમાયે વ્યક્ત થાય છે ડૉ સેમ્યુઅલ સ્માઇલ્સનુ 'કેરેક્ટર' શ્રી વૃન્દાવનદાસભાઈ ખાસ શીખવે છે ને ગોખાવે છે મિસીસ હેનરી વૂડ, જેન ઑસ્ટેન, સર વૅાલ્ટર સ્કૅાટ, મેકૅાલે, બર્ક, ડિકન્સ અને બીજા સાહિત્યસ્વામીઓનુ સર્જન એમની કલ્પનાને મુગ્ધ કરે છે એમના અતરમા નવનવીન

અંકુરો સ્ફુરાવે છે. એમની સર્જનશક્તિને સળવળાવે છે વળી દર માસે લંડન ને અમેરિકાના પ્રથમ પંક્તિના સચિત્ર સામયિકો લવાજમો ભરીને મગાવે છે, અને વિચારશીલ સાહિત્યનો પરિચય કેળવે છે. નાનપણથી સિનેમાનો શોખ પણ છે ત્યારે સિનેમાઘરોમા ફ્રેન્ચ ચિત્રપટો રજૂ થતા. ને તેમાથી તેમની સૌન્દર્યપ્રિયતા ઘડાય છે ને વેગ પામે છે

સંગીત પ્રતિ આકર્ષણ તો કોને ન હોય ? આત્માની એ લયબદ્ધ ભાષા છે. પ્રાણલાલભાઈ 'ઉસ્તાદજી' ત્ર્યબક જોશી પાસે ઘરે સંગીત શીખે છે. હાર્મોનિયમ પર એમનો કાબૂ સરસ રીતે જામે છે. અને સગીત માટે એકલુ વાદ્યજ્ઞાન સંપૂર્ણ નથી, કંઠગાન પણ આવશ્યક છે એવા ઉસ્તાદજીના અનુરોધને થોડેક અશે પાળે છે.

તેવુ જ ચિત્રકલાનુ શાળામા એમનુ આ દિશાનુ પ્રાવિણ્ય જોઈ ચિત્રકલા-શિક્ષક, શ્રી દેવકરણ નાનજીને કહાવે છે 'પ્રાણલાલ ચિત્રો સરસ દોરે છે એ સારો ચિત્રકાર થઈ શકે એમ છે સર જે. જે. સ્કૂલ ઑફ આર્ટ્સની પરીક્ષા એણે આપવી જોઈએ, માટે તાલીમ લેવા દો.' પણ તેઓ જવાબ પાઠવે છે 'મારો પુત્ર ચિતારો થવા નહીં, પણ વેપારી થવા સર્જાયો છે!' ને એમ બિચારી ચિત્રકલા તો ત્યા જ ઠીંગરાઈ ગઈ.

આ બધામાથી જ ઉદ્‌ભવેલા દેખાય છે સુવ્યવસ્થા માટેનો આગ્રહ, સર્જનશક્તિ ને રગયોજનાની સૂઝ હા, સાહિત્ય, સગીત અને ચિત્રકલાના તરુણ કાળના ચુસ્ત ઉપાસક આજે એની એકાગી ઉપાસના નથી કરી શકતા એ ભલે સાચુ હોય, પણ આ ત્રણે કલાના તેઓ નિષ્ઠાવાન પ્રેરક, પુરસ્કર્તા અને ભોક્તા તો રહ્યા જ છે એ વાત કોનાથી અજાણી છે ' એમના મુબઇ-દેવલાલી-માથેરાનના બગલાઓમાનુ પુસ્તકાલય, હજાર ઉપરાત ગીતસગીતની રેકર્ડો ને દીવાલોને શોભાવતી લબ્ધપ્રતિષ્ઠ ચિત્રકારોની મૂળ રગબેરગી ચિત્રકૃતિઓ એની સાક્ષી પૂરે છે.

મનુસ્મૃતિ, રામાયણ અને શ્રીમદ્ ભગવદ્‌ગીતા, કાલિદાસ ને ભવભૂતિ, નરસિંહ, પ્રેમાનદ, સામળ, ગોવર્ધનરામ, મુનશી, ને મૂળશંકર મૂલાણી, શેક્સપિયર ને ડૉ. સેમ્યુઅલ સ્માઇલ્સ—આ સૌના વાચનથી ઘડાયેલી

રસવૃત્તિ અને ઉદ્દ્ભવેલી સર્જનશક્તિએ એમની પાસે અનેક સુંદર નવલિકાઓ, નાટિકાઓ, સળંગ ત્રિઅંકી નાટક, રેખાચિત્રો, નિબંધો ને પ્રાસંગિક પ્રવચનલેખો લખાવ્યા છે.

સંગીતની એમની ઊંડી સૂઝસમજ વિશે તો કોઈ તદ્‌વિદ સમજદાર વ્યક્તિ જ અભિપ્રાય આપી શકે. આજેય ઘણી વાર મોડી ગત સુધી જૂની ઉસ્તાદી ચીજો, નવા જમાનાની થોડીક નિર્ભેળ ને બહુધા સેળભેળ ચીજોની તથા પોતાની સ્મૃતિમંજૂષા ખોલી તેમા સંઘરેલી થોડીક પુરાણી રંગમંચની રસિક ચીજોની તેઓ શાસ્ત્રીય ચર્ચા કરે છે ને પછી એમા ગૂમ થઇ જાય છે, એ એક વિરલ દૃશ્ય બની રહે છે.

ચિત્રકલા પ્રત્યેનો એમનો અભિનિવેશ આજે એટલો જ છે· પરંતુ, આજે હાથમા પીંછી ને રંગની વાટકી લઈ તેઓ કેનવાસ પર ચિત્રો નથી દોરતા કારણ જીવનવ્યવસાયે એમને ઈતર દિશામા દોરી લીધા છે.

જે હો તે હો. એક વાત સ્પષ્ટ છે. જ્ઞાતિનો, શાળાકૉલેજનો કે કોઈ કલાસસ્થાનો ઉત્સવ હોય ને પ્રાણલાલભાઈ પ્રમુખસ્થાને હોય વા અતિથિવિશેષ હોય—તેઓ કલાકારોને હંમેશ 'સ–અર્થ' ઉત્તેજવાના જ. અને આજે દેના બૅન્ક તરફથી પ્રગટ થતા માસિક 'દેના જ્યોતિ'મા અનેક નાનામોટા લેખકોની પ્રસિદ્ધ થતી વાઙમયસામગ્રી માટે કે જુદા જુદા ચિત્રકારોના, મુખપૃષ્ઠ પર પ્રગટ થતા સુદર ચિત્રો માટે એમને યોગ્ય પુરસ્કાર આપવાનો આગ્રહ તેઓ રાખે જ છે. તો વળી કોઇક કોઇક લેખકોના પ્રકટ થતા પુસ્તકોની અનેક પ્રતો ખરીદી લઇ તેઓ તેમને ઉત્તેજન આપે છે, ને ચિત્રકારોના મનભર ને મનહર ચિત્રો ખરીદી તેમને પ્રેરણારૂપ બને છે આ જડવાદી જગતમા એક શ્રેષ્ઠી તરીકે આટલુ કરવાની તો તેઓ એક ફરજ જ સમજે છે. હૃદયની આ ઉદાત્તતા, ઉચ્ચ કલાભિરુચિ, અને કલા પ્રત્યે આદરદૃષ્ટિ પ્રાણલાલભાઈને આ ક્ષેત્રેયે એમનુ આગવુ સ્થાન અપાવે છે ને તે તે કલાના પુરસ્કર્તાઓના આદરને પાત્ર બનાવે છે.

## શ્રી પ્રાણલાલભાઇ : એક જીવનરેખા

પ્રાણલાલભાઈ શાળામા વિદ્યાર્થી છે તે જ અવસ્થામા, ૧૯૦૮ મા એમના વિવાહ લેવાય છે, જામનગર રાજ્યના એક પરગણાના નાયબ ન્યાયાધીશ રાજશ્રી ગોવિંદજી ઝવેરચદના સુપુત્રી જયાવતી સાથે રૂપેગુણે સંપન્ન બાળા, પિતૃપક્ષના સુસસ્કારોથી ઘડાયેલી છે, ઉદાર છે, પરગજુ છે, સખાવતી છે, આતિથ્યભાવનાવાળી છે અને ૧૯૧૧ મા લગ્ન લેવાય છે, મેટ્રિકમા ઉત્તીર્ણ થઈને પ્રાણલાલભાઈ સેન્ટ ઝેવિયર્સ કોલેજમા ફર્સ્ટ ઇયર આર્ટ્સના વર્ગમા દાખલ થાય છે ત્યારે; દરમિયાન ૧૯૦૯ મા માતુશ્રી કેસરબાનુ અવસાન નીપજે છે, ને સત્ત્વશીલ માતાની પ્રાણલાલભાઈને જીવનમા ન પૂરાય એવી ખોટ પડે છે આ પ્રસગે તેઓ પોતાની મનોવેદના એક ગઝલમા વ્યક્ત પણ કરે છે (જુઓ પૂર્તિ) ૧૯૧૦–૧૧ ના વર્ષોમાની, પ્રાણલાલભાઈએ પોતાની યૌવનાવસ્થાના આરંભકાળમા, સોળસત્તર વર્ષની વયે અગ્રેજી અને ગુજરાતીમા લખેલી રોજનિશી, તે વેળાની એમની ઊર્મિવિવશ પળોની, એમની અભ્યાસપરાયણતાની, આત્મ–ઉપાલંભની, ધર્મ ને નીતિપાલનની આવશ્યક્તાની અનેક કડવી મીઠી વાતવિગતની સરસ ઝાખી કરાવે છે. આ લેખકને એ રોજનિશીઓના ટાચણો પ્રાણલાલભાઈ કને સાભળવાનો લાભ મળ્યો છે.

પ્રાણલાલભાઈનુ અને જયાવતીબહેનનુ દામ્પત્યજીવન એક સાસારિક આદર્શ છે. ઉભય સાત્ત્વિક વૃત્તિના છે, ઉદાર છે, સ્નેહાળ છે. અન્યોન્યની ન્યૂનતા પૂરે એવા છે, રસિક છે, સહૃદય છે, કુટુબ પ્રતિ વત્સલ ભાવનાવાળા છે, સર્જક પ્રકૃતિના છે, ઉચ્ચ અભિરુચિ ધરાવે છે અને માનવપ્રેમથી બેઉના હૈયા ધબકે છે. આજેય, પ્રાણલાલભાઈ જ્યારે બાસઠના છે ને જયાવતીબહેન ઓગણસાઠના, ત્યારેય એમના જીવનને વાર્ધક્ય આબી શક્યુ નથી, શુષ્કતા સ્પર્શી શકી નથી અને તેથી જ આ વયે બેઉ યૌવનાનુરૂપ વર્તન રાખી શકે છે, તારુણ્યની ઉષ્મા અનુભવી શકે છે.

કોલેજમા પ્રાણલાલભાઈ દાખલ થાય છે, સતેજ બુદ્ધિથી સારો અભ્યાસ કરે છે, પ્રથમ વર્ષમા ઉત્તીર્ણ થઈ ઇન્ટર આર્ટ્સમા આવે છે, વિદ્યાપીઠની પરીક્ષામાય બેસે છે, પણ બેચાર ઉત્તરપત્રો લખી ઊઠી જાય

છે! અભ્યાસ છોડી દેવાનુ પિતાજી પાસે નિવેદન કરે છે, અનુમોદન મળે અને તુરત નવેમ્બર ૧૯૧૨મા એમના ધધામા દાખલ થાય છે. દેવકરણ નાનજી એન્ડ સન્સ નામની એક સ્ટીમર ચાર્ટરના એજન્ટની કપની કાઢે છે, વિલાયતમા મિ. બી એ સ્મિથ નામના એક અગ્રેજ સાથે સબંધ જોડાય છે ને કામ ધમધોકાર ચાલે છે.

એટલામાં તો ૧૯૧૪નુ વિશ્વયુદ્ધનુ વર્ષ આવી પડે છે. સરકાર મુબઈના બારામાંની સ્ટીમરોનો તત્કાળ કબજો લે છે. છગનદાસ એન્ડ કપનીનુ ફ્રેટનુ કામકાજ આને પરિણામે બધ થાય છે. શ્રી દેવકરણ નાનજી શેરબજારનુ કાર્ડ ચૂનીલાલભાઈને સુપરત કરે છે, રૂબજારનુ ને સોના-ચાદી બજારનુ કાર્ડ લઈ તે પ્રાણલાલભાઇને સોપે છે. પ્રાણુલાલભાઈ આ ઉપરાત પિતાશ્રીની સ્થાવર માલમિલકતોની વ્યવસ્થા પણ કુશળતાપૂર્વક કરે છે અને વર્ષો વીતે છે. દરમ્યાન પેલી ઉચ્ચ સાહિત્યપ્રીતિએ એમને પ્રેરી, એમની પાસે ઘણુ ગુણવત્તાવાળુ સર્જન કરાવ્યુ છે.

ત્યા એક સુખદ ઘટના બને છે. જયાવતીબહેનને પુત્રરત્ન સાપડે છે સ્વરૂપે સુદર, સ્વભાવે મૃદુ, ચાલાક ને ચચળ. બાળકનુ નામ પાડવામાં આવે છે 'સુમન'. પણ સુમન વિકસે, સૌરભ પ્રસારે, રૂપેરગે સૌને મુગ્ધ કરે તે પૂર્વે તો हा हन्त, हन्त ..મહાકાળ એને આ વિશ્વમાથી ઉઠાવી લે છે! કેવળ અઢી વર્ષનુ ટૂકુ આયુષ્ય ભોગવી, સુમન સૌને દુ:ખસાગરમા ધકેલી વિદાય લઇ લે છે એની સ્મૃતિ પછી તો જયાવતીબહેન 'સુમન-સારથિ' પુસ્તકદ્વારા, અને 'સુમન બાળવિનોદ' તથા 'સુમન બાળમદિર' સસ્થા દ્વારા જાળવે છે ૧૯૨૩ની આ અતિ દુખદ ઘટના

ત્યારપછી તો ગગાના નીર ઘણા વહી ગયાં

શ્રી મનુભાઇનુ અવસાન થયુ, શ્રી ચૂનીલાલભાઈ નિવૃત્તિપરાયણ બન્યા ને પ્રાણુલાલભાઇનિ શિરે જવાબદારીઓ આવી. છતા ત્વરિત વિચારશક્તિ, સાહસિકતા, સારાસાર પરીક્ષા, દીર્ઘદૃષ્ટિ અને અવિરત કાર્ય કરવાની વૃત્તિશક્તિથી તેમણે જે જે કાર્યને સ્પર્શ કર્યો તેમા તે સફળ જ થયા.

## વાત્સલ્યપ્રતિમા



શ્રી જયાવતીબહેન પુત્ર સુમન સાથે
(૧૯૨૧)

મેડુલાથીયે મીઠું માતૃત્વ



શ્રી જયાવતીબહેન અને પુત્ર સુમન

[illegible]

ને ત્યાં તો ૧૯૩૮મા એક સ્થાપનાનુ પેલુ પાનુ ઉઘડે છે.

૧૯૩૮ થી ૧૯૫૬ની વ્યાપક પ્રગતિનુ આ સરવૈયુ

૧૯૩૮ થી ૧૯૪૮ના વર્ષોમા તેઓ મનપસંદના કાર્યો સાધે છે. કીર્તિ સંપાદન કરે છે, અસ્તિત્વને વિકસાવે છે. વ્યાપારઉદ્યોગ એક પક્ષે અને માહિતી સ્વરૂપો બીજે પક્ષે—એમને લગતા ઉપયોગી રસિક લેખો વિવિધ સામયિકોમા પ્રગટ કરે છે. ૧૯૪૮ થી ૧૯૫૨ના વર્ષોમા શ્રી ચૂનીલાલભાઈના અવસાનથી આઘાત પામી, જાહેર જીવન તજી દે છે, ને એકમાર્ગી પ્રવૃત્તિમા મન પરોવે છે. પણ ૧૯૫૨મા પોતાની જ વેપારી કોમનો સાદ સાંભળી, મિત્રોના આગ્રહને વશ થઈ, ફરી જાહેર જીવનમા આવે છે. ૧૯૫૨ થી ૧૯૫૬—વિશિષ્ટ એવી પ્રવૃત્તિઓ આરંભી, જુદી જુદી સંસ્થાઓ ઊભી કરી, પગભર કરી, તેમા પ્રાણ પૂરે છે

*આ પ્રવચન, આ ગ્રંથમા જ Music Hath Charm એ શીર્ષક હેઠળ, ખંડ બીજાના પૂર્તિ ભાગમા પ્રગટ કર્યું છે

હા, શ્રી પ્રાણલાલભાઈએ જાહેર જીવનનો આરંભ કર્યા પછી, અનેક સંસ્થાઓને પોતાના જ્ઞાન, અનુભવ, વ્યક્તિત્વ અને પ્રતિષ્ઠાનો લાભ આપી, તેનુ **પ્રમુખપદ** શોભાવ્યુ છે. આવી સસ્થાઓમાથી મુખ્ય મુખ્ય નીચેની સસ્થાઓ પર ફરી ઊડતી નજર નાખી લઈએ તો તે પરથી, શ્રી પ્રાણલાલભાઈના રસના વિવિધ વિષયોનો પણ આપણને તત્કાલ સારો પરિચય થાય છે

| | |
|---|---|
| ઈ. સ. ૧૯૪૪ તથા ૧૯૫૨ | ઇન્ડિયન મરચન્ટ્સ ચેમ્બર |
| ૧૯૪૪ થી ૧૯૪૮ | બોમ્બે શ્રોફ્સ એસોસિયેશન લિ. |
| ૧૯૪૪ થી ૧૯૪૫ | બોમ્બે કોમર્સ ગ્રેજ્યુએટ્સ એસોસિયેશન |
| ૧૯૪૮ થી ૧૯૪૯ | સિડનહામ કૉલેજ ઑફ કોમર્સ બેંકિંગ એસોસિયેશન |
| ૧૯૫૩–૫૪ | સિડનહામ કૉલેજ ઓફ કોમર્સ ડિપ્લોમા સ્ટુડન્ટ્સ એસોસિયેશન |
| ૧૯૪૯–૫૫ | ઈન્ડિયન બેન્ક્સ એસોસિયેશન |
| ૧૯૫૩–૫૫ | ગુજરાતી નાટ્ય મંડળ |
| ૧૯૫૩–૫૬ | સ્વદેશી લીગ |
| ૧૯૫૩– | સૌરાષ્ટ્ર ફાઈનેન્સ કોર્પોરેશન. |

અને આજે ૧૯૫૬ મા, બાસઠ વર્ષની વયે ફરી નિવૃત્તિની દિશામા તેઓ ડગ માડે છે.

શ્રી દેવકરણ નાનજી જેવી સત્યનિષ્ઠ, તેજસ્વી ને ઉદ્યોગપરાયણ, સુશીલ અને સસ્કારી વ્યક્તિએ અનેક પેઢીઓ સ્થાપી પોતાનુ નામ દીર્ઘજીવી કર્યુ તો તેમના એવા જ તેજસ્વી ને કર્તવ્યપરાયણ, સૌજન્યશીલ, સત્ત્વશીલ અને સુસસ્કારી સુપુત્રે 'દેવકરણ નાનજી હાઉસ' ઊભુ કરી, તેની પ્રતિષ્ઠા દેશભરમા પ્રસારી. શ્રી પ્રાણલાલભાઈની સર્જકશક્તિનુ આ એક અતિ ઉજ્જવળ દૃષ્ટાત છે.

## શ્રી પ્રાણલાલભાઇ : એક જીવનરેખા

પ્રથમ દર્શને એક ખૂબ જ સૌજન્યભર્યા માનવી તરીકે છાપ પાડનાર પ્રાણલાલભાઈના પરિચયમા આવવાનુ સદ્ભાગ્ય પ્રાપ્ત કરનારને ધીરે ધીરે સમજાતુ જાય છે કે સિદ્ધાતના પ્રશ્ન અગે તેઓ ભારે અડગ રહી શકે છે, કસોટીને પ્રસંગે તેઓ હિંમત હારતા નથી કે નિર્ભયતા તજતા નથી અને જે કાર્ય કરવાની જવાબદારી સ્વીકારે છે તે સફળતાથી પાર ઉતાર્યા વિના જપતા નથી. આ ઉપરાત તેમના વિશેષ નિકટ સંપર્કમા આવનારને આ પ્રતીતિ પણ સહેજે થશે કે તેમનુ હૃદય વિશાળ છે, એમની મનોવૃત્તિઓ નિસ્વાર્થ છે પરહિતાર્થે તેઓ મનસાવાચાકર્મણા ગમે તે કરવા તત્પર રહે છે; મિથ્યાભિમાનનો એમનામા અશ પણ નથી, વિવેક, વિનય ને વિનમ્રતા એમના આભૂષણો છે. ન્યાયપરાયણતા એમના લોહીમા છે, જીવનના ઉચ્ચતર મૂલ્યોમા એમને અસીમ શ્રદ્ધા છે અને વ્યાપક ધર્મભાવના એમના જીવનને અજવાળે છે. જેમને પ્રાણલાલભાઈ **જેવા મિત્ર છે, વડીલ છે, હિતચિંતક છે, માર્ગદર્શક છે–તે** સૌ સદ્ભાગી આત્માઓ છે.



# વિભાગ બીજો : સર્જન અને પ્રશસ્તિ

* ખંડ પહેલો

  વ્યાપારાદિવિષયક સાહિત્ય

* ખંડ બીજો

  લલિતસાહિત્ય

  પૂર્તિ

* ખંડ ત્રીજો

  પ્રશસ્તિ

# ભારતના બૅંકિંગ ઉદ્યોગનો વિકાસ

બૅંકિંગને આજની રીતે જ મહત્ત્વનો ઉદ્યોગ ગણવામાં આવે છે. વળી, બૅંકિંગ એ સેવા-પ્રધાન પ્રવૃત્તિ છે, એ એક આવશ્યક સેવા છે અને લગભગ લોકોપયોગી સંસ્થા જેવી છે. આજે જેમ આપણને આગગાડી અને તાર વગર ચાલતું નથી તેમ પૂરતા પ્રમાણમાં નિયમિત કામ કરતી બૅંકિંગ સંસ્થા વગર ચાલી શકે નહીં. દેશના કલ્યાણ અને સમૃદ્ધિનો આધાર બૅંકિંગ પ્રવૃત્તિ ઉપર નાનેસૂને અંગે નથી રહેતો. બૅંકિંગ સંસ્થા ઔદ્યોગિક અને વેપારીઓથી ભિન્ન પ્રકારે કામ કરે છે. ઔદ્યોગિક અને વેપારી સંસ્થાઓ મહદંશે પોતાનાં નાણાંથી કામકાજ કરે છે. જ્યારે બૅંકિંગ સંસ્થાઓ મહદંશે લોકોનાં નાણાંથી પ્રવૃત્તિ કરે છે. આપણે ત્યાંની ઘણી બૅંકોમાં લોકોની ડિપોઝીટો, બૅંકના પોતાના ભરપાઈ થયેલા નાણાં અને અનામત કરતા દસથી વીસગણી છે.

## બૅંકિંગના આધારસ્તંભો

આપણા દેશમા તો અન્ય દેશોની તુલનાએ બૅંકિંગ હજુ બાલ્યાવસ્થામાં છે. સ્વાતંત્ર્યપ્રાપ્તિ, રાષ્ટ્રીય સરકારની સક્રિય સહાનુભૂતિ અને રિઝર્વ બૅંકના રચનાત્મક પ્રયાસો આ દેશમાં બૅંકિંગ પ્રવૃત્તિના સંગીન વિકાસ માટે સહાયભૂત થઈ રહ્યા છે.

બૅંકિંગ કંપનીઓ માટેનો કાયદો બૅંકોના સંગીન વિકાસના માર્ગમા દીવાદાંડી રૂપ છે. પરંતુ સર્વ પ્રશ્નોના ઉકેલ માત્ર કાયદાથી આવી શકતા નથી. શ્રી ચિંતામણ દેશમુખના શબ્દોમા કહું તો, 'સારા બૅંકિંગનો છેવટનો આધાર તો સારા બૅંકરો પર અને પ્રજાની બચતના રખેવાળ તરીકેની તેમની જવાબદારીના ભાન પર જ રહે છે.' આમ બૅંકરોએ સમાજ પરત્વે પવિત્ર ફરજ અદા કરવાની છે તેથી સંપૂર્ણ સદ્ધરતા, સંરક્ષક નીતિ, નૈતિક અને પ્રામાણિક ભાવના, ઉચ્ચ પંક્તિની કાર્યદક્ષતા, વિવેકપૂર્વક નિયમિત અને પદ્ધતિસર કામ કરવાની ટેવ અને રાષ્ટ્રીય દૃષ્ટિયુક્ત સેવાભાવના જાળવવાની

---

'વ્યાપાર'ના વિ. સં. ૨૦૧૦ના દીપોત્સવી અંકમા પ્રકટ થયેલો લેખ

બેંકરોની ફરજ છે. વસ્તુત: બેંકિંગના સમગ્ર તંત્રના આધારસ્તંભો સદ્ધરતા, પ્રામાણિકતા, કાર્યદક્ષતા, અને સેવાવૃત્તિ છે.

## બેંકિંગ અને પંચવર્ષીય યોજના

પચવર્ષીય યોજનાના અમલમા બેંકિંગ સંસ્થાઓને અગત્યનુ સ્થાન આપવામા આવ્યુ છે. યોજનાના પ્રથમ ત્રણ વર્ષ દરમ્યાન સંતોષકારક પ્રગતિ થઈ શકી છે. આ સમય દરમ્યાન બેંકોએ ખાનગી ઉદ્યોગોને રૂપિયા ૧૮૮ કરોડ ધીર્યા છે. યોજનાનાં બાકીના બે વર્ષ દરમ્યાન ખાનગી ઉદ્યોગોને વધુ દોઢ અબજ રૂપિયાના ધીરાણની સરકારે બેંકો પાસે અપેક્ષા રાખી છે.

આ જવાબદારીને પરિપૂર્ણ કરવા માટે બેંકોના સાધનોમા મોટો વધારો થવાની આવશ્યકતા છે. આપણા દેશમા બેંકોમા આવતી ડિપોઝીટોનુ પ્રમાણ અન્ય દેશોની તુલનાએ ઘણુ ઓછું છે ભારતની શેડયુલ્ડ બેંકોની ડિપોઝીટો કુલ ચલણના ૨/૩ ભાગ જેટલી છે જ્યારે બ્રિટનમા આવી ડિપોઝીટો તે દેશના કુલ ચલણથી ચારગણી છે. વળી ઇંગ્લેંડ તથા અમેરિકામા છેલ્લાં કેટલાંક વર્ષોથી બેંકોની ડિપોઝીટો વધી રહી છે જ્યારે ભારતીય શેડયુલ્ડ બેંકોની ડિપોઝીટો ઘટતી જાય છે. આનો અર્થ એમ થાય કે લોકોના હાથમા મોટા પ્રમાણમાં વેરવિખેર ખરીદશક્તિ પડેલી છે અને આયોજિત પ્રયાસો કરવામા આવે તો આ શક્તિને રાષ્ટ્રની ઉત્પાદન અને વિકાસપ્રવૃત્તિઓને ક્ષેત્રે વાળવા પૂરતો અવકાશ છે.

## બેંકોને શકિતમાન બનાવો

આ વેરવિખેર શક્તિને આકર્ષી, તેને એકત્રિત કરવા માટે બેંકોને શક્તિમાન બનાવવાની તાત્કાલિક આવશ્યકતા છે આ હેતુની સિદ્ધિ અર્થે નીચે મુજબ સૂચનો કરી શકાય·

અવિકસિત અર્થતંત્ર ધરાવતા આ દેશમાં અને વિશેષત· જ્યારે ચાળીસ કરોડ માનવીઓના જીવનધોરણને ઉચ્ચ કક્ષાએ ચડાવવાના ભગીરથ પ્રયાસો થઈ રહ્યા છે ત્યારે કોઈ પણ વ્યક્તિ તેની પાસેના નાણાંને

નિરુપયોગી સ્થિતિમાં સંગ્રહી રાખે તે રાષ્ટ્રવિરોધી પાપ છે. પ્રત્યેક વ્યક્તિમા રાષ્ટ્રના વિકાસના કાર્યોમા સહાયભૂત બનવા તેની પાસેના નાણા ઉત્પાદક કાર્યોમાં રોકવાની ભાવના પ્રગટાવવા માહિતીપૂર્ણ વ્યાપક પ્રચારઝુંબેશ ઉપાડવાની જરૂર છે.

## અનામતોના વીમાની યોજના

બૅંકોમા અનામત મૂકનારાઓમા સપૂર્ણ સલામતીની લાગણી પ્રેરવી જરૂરી છે. આ માટે અમેરિકાની જેમ અનામતોના વીમાની યોજના અમલમા મૂકી શકાય. પરવાના ધરાવતી બધી જ બૅંકોમા આવતી રૂપિયા દશ હજાર સુધીની થાપણનો વીમો ઉતારવાની યોજના કરવી જોઇએ. આ વીમા પેટે અર્ધું પ્રિમિયમ રિઝર્વ બૅંકે ભરવુ જોઈએ.

## ઓછામાં ઓછી થાપણ

શેડયુલ્ડ બૅંકો માટે ભરપાઈ થયેલી થાપણ અને અનામત ઓછામા ઓછી રૂપિયા વીસ લાખની હોવી જોઈએ, અને નૉનશેડયુલ્ડ બૅંકો માટે તે ઓછામા ઓછા રૂપિયા બે લાખની હોવી જોઈએ. આ શરત ત્રણ વર્ષના સમય દરમ્યાન પરિપૂર્ણ કરવી બૅંકો માટે મુસ્કેલ ન ગણાય.

આપણે ત્યા લગભગ ૯૦ શેડયુલ્ડ બૅંકો છે. આ પૈકી માત્ર ૩૪ બૅંકોની ભરપાઈ થયેલી થાપણ અને અનામત રૂપિયા ૨૦ લાખથી ઓછી છે. આ ૩૪ પૈકી ૨૦ બૅંકોની ભરપાઇ થયેલી થાપણ અને અનામત રૂપિયા ૧૦ લાખથી વધુ છે. માત્ર ૧૪ બૅંકોની ભરપાઈ થયેલી થાપણ અને અનામત રૂપિયા ૫ લાખથી વધુ પણ રૂપિયા ૧૦ લાખથી ઓછી છે

નૉનશેડયુલ્ડ બૅંકો પૈકી ૨/૩ ભાગની બૅંકોની ભરપાઈ થયેલી થાપણ અને અનામત ભંડોળ રૂપિયા ૧ લાખથી વધુ છે અને જેમની ભરપાઈ થયેલી થાપણ અને અનામત ભંડોળ રૂપિયા ૨ લાખથી ઓછા છે તેમને રૂપિયા ૨ લાખ સુધી પહોચવાનુ મુસ્કેલ ન ગણાવુ જોઈએ.

## નૉનશેડ્યુલ્ડ બૅંકોના પ્રશ્ન

ભારતમાં નૉનશેડયુલ્ડ બૅંકોની સંખ્યા ૪૦૦ થી વધુ છે. આ બૅંકોને વિકસાવીને અથવા તેમને એકબીજી સાથે એકત્રિત કરીને, બધી બૅંકોને

શેડ્યુલ્ડ બેંકોનું સ્થાન આપી શકાય. નોનશેડ્યુલ્ડ બેંકો પૈકીની કેટલીક બેંકો ઉપયોગી કાર્ય કરી રહી છે અને તેમનુ સંચાલન પણ યોગ્ય રીતે થાય છે. આ દેશમા કેટલેક સ્થળે ગ્રાહકો સાથે વ્યક્તિગત સંપર્ક બેંકના કાર્ય માટે જરૂરી છે. આવા સ્થળોએ નાની નોનશેડ્યુલ્ડ બેંકો ઘણું ઉપયોગી કાર્ય કરી રહી છે.

આમ છતા રાષ્ટ્રના સમગ્ર બેંકિંગ તંત્રના વિશાળ હિતની દૃષ્ટિએ, આ નોનશેડ્યુલ્ડ બેંકોને તેમની હાલની પરિસ્થિતિમા જ રહેવા દઈ શકાય નહીં. તેઓ શેડ્યુલ્ડ બેંકનુ સ્વરૂપ ધારણ કરે ત્યા સુધી તેમને શેડ્યુલ્ડ બેંકો સાથે અસરકારક રીતે સંકળાયેલી રાખવી જોઈએ. સરેરાશ રીતે, એક શેડ્યુલ્ડ બેંક સાથે પાચ નોનશેડ્યુલ્ડ બેંકોનો સબંધ સ્થાપિત કરવામા આવે તો સર્વ નોનશેડ્યુલ્ડ બેંકો રાષ્ટ્રના બેકિંગ તંત્રમા વ્યવસ્થિત સ્થાન પ્રાપ્ત કરી શકશે. આ યોજના અનુસાર શેડ્યુલ્ડ બેંકોને તેમની સાથે સંકળાયેલી નોનશેડ્યુલ્ડ બેંકો પર અકુશ અને દેખરેખ રાખવાનો અધિકાર પ્રાપ્ત થશે, અલબત, શેડ્યુલ્ડ બેંકો આ અધિકારનો અમલ કરતા સંકળાયેલી નોનશેડ્યુલ્ડ બેંકોના અલગ અસ્તિત્વને જાળવી રાખે એ જરૂરનુ છે. શેડ્યુલ્ડ બેંકોએ તેમની પ્રત્યે સંકળાયેલી નોનશેડ્યુલ્ડ બેંકોની શેર–મૂડીનો ગણનાપાત્ર હિસ્સો પણ ધરાવવો જોઈશે; આ યોજનાના અમલને પરિણામે નોનશેડ્યુલ્ડ બેંકોની સદ્ધરતા માટેની જવાબદારી શેડ્યુલ્ડ બેંકોએ લેવી જોઈશે

આ રીતે શેડ્યુલ્ડ બેંક સાથેના સંબંધની સ્થાપના થયા બાદ નોન-શેડ્યુલ્ડ બેંકોએ તેમના કાગળો, પત્રકો, જાહેરખબરો વિગેરેમા જે શેડ્યુલ્ડ બેંક સાથે તે સકળાયેલી હોય તેના નામનો ઉલ્લેખ કરવો જોઈએ. સમય જતા આ પગલાને પરિણામે એ સંભવિત છે કે જે નોનશેડ્યુલ્ડ બેંકો શેડ્યુલ્ડ બેંકો બની શકે એમ ન હોય તેઓ, તેમના કામકાજને હાનિ પહોંચાડ્યા વિના શેડ્યુલ્ડ બેંક સાથે ભળી જઈ શકશે.

## રિઝર્વ બેંકની કામગીરી

દેશની મધ્યસ્થ બેકિંગ સંસ્થા સ્વાભાવિક રીતે જ દેશની અન્ય બેંકોને સહાયભૂત નીવડી છે. તેમ છતાં તે વધુ સક્રિય અને સતત

પ્રયાસો દ્વારા તેમ જ વધુ શાસ્ત્રીય અને નક્કર નીતિ અખત્યાર કરીને અને રાષ્ટ્રની બેંકિંગ સંસ્થાઓના સાધનો અને સગવડોનો વિકાસ વધુ સંગીન રીતે કરીને બેંકોને સમગ્રપણે અને વ્યક્તિગત રીતે વધુ સહાય કરી શકશે. આ હેતુની સિદ્ધિ માટે બેંકિંગ વિકાસખાતા ( ડિપાર્ટમેન્ટ ઓફ બેંકિંગ ડેવલપમેન્ટ ) હેઠળ એક ખાસ વિભાગની સ્થાપના સૂચવી શકાય. દીર્ઘદૃષ્ટિ અને રાષ્ટ્રીય ભાવના ધરાવતા શક્તિશાળી અને ઉત્સાહી સંચાલકના હાથ નીચે આ વિભાગ રાષ્ટ્રના બેંકિંગ તંત્રને માટે પ્રેરણારૂપ બની શકે.

## ગેરવાજબી હરીફાઈ

ડિપોઝીટો અને ધીરાણ ઉપરના વ્યાજના દરો, બીલો પરનુ કમિશન અને વટાવના દરોમા તેમ જ એવા પ્રકારની અયોગ્ય હરીફાઈ લાંબે ગાળે બેંકોની પ્રગતિની અવરોધક નીવડે છે. આ પ્રકારની હરીફાઈથી બેંકો દૂર રહે એ આવશ્યક છે અને જો રિઝર્વ બેંક આ અંગે યોગ્ય પગલા ભરે તો આવી હરીફાઈ નાબૂદ કરી શકાય.

ઉપર્યુક્ત કેટલાક રચનાત્મક પગલાં લેવામા આવશે તો તેથી બેંકોની સ્થિતિ ઘણી મજબૂત બનશે. તેમના કામકાજ તથા સેવાનુ ક્ષેત્ર વિશાળ થશે અને તેઓ વધુ ડિપોઝીટો આકર્ષી શકશે અને એ રીતે બેંકો રાષ્ટ્રીય વિકાસની યોજનાઓને સફળતાથી પાર પાડવામા પોતાની શક્તિ અનુસાર સુંદર ફાળો આપી શકશે.

## મહત્ત્વના પ્રશ્નો

દેશનો મહત્ત્વનો પ્રશ્ન બચતને ઉપયોગમા લેવાનો છે. આ અંગે વ્યાપારી બેંકો તેમનો અંગત સંપર્ક સ્થાપિત કરવાની શક્તિ તેમ જ ઝડપી અને અસરકારક સેવાઓ પૂરી પાડવાની કાર્યક્ષમતાને કારણે ઉત્તમ પ્રકારે કાર્ય કરી શકે છે. રાષ્ટ્રની વિકાસયોજનાઓ, દેશના સર્વ વર્ગોની જેમ બેંકોને માટે પણ ઉત્સાહજનક છે અને કરોડો લોકોની કંગાળિયત ટાળવાના અને તેમનુ જીવનધોરણ ઊંચું લાવવાના થઈ રહેલા રાષ્ટ્રવ્યાપ્ત પ્રયાસોની અસરથી બેંકો મુક્ત રહી શકે નહીં, પરંતુ સમગ્ર પ્રજાના આ ભગીરથ

પ્રયાસમા બેંકો પોતાનો ફાળો આપી શકે તે માટે બેંકિંગ પ્રવૃત્તિને વિકસિત કરવાની ખાસ આવશ્યકતા છે. સમગ્ર દેશના વિકાસ માટેના વિશાળ હિતને લક્ષમાં લઈ સરકારે અને પ્રજાએ વસ્તુ સ્થિતિને વ્યવહારુ અને વાસ્તવિક દૃષ્ટિથી વિચારીને, આપણા બેંકિંગ વ્યવસાયને અન્ય પ્રગતિવાન દેશોની હરોળમા લાવવા યોગ્ય પગલાં ભરવા જોઈએ. કામદારોને લગતા ધારાઓના બંધનો અને ઉત્તરોત્તર વધતા જતા કર્મચારીઓના પગારોના અસહ્ય બોજાને પરિણામે બેંકોની પ્રગતિ અવરોધાઈ રહી છે, આ અવરોધો ને બંધનોમાથી બેંકોને સમયસર મુક્ત કરવામાં નહિ આવે તો માત્ર બેંકિંગ સંસ્થાઓને જ નહી પણ દેશના સમગ્ર અર્થતંત્રને અપરિમિત હાનિ પહોંચશે.



# સ્વદેશીનું મહત્વ

આપણા જ દેશની ચીજવસ્તુઓ ખરીદવી એ સ્વદેશાભિમાનનુ ચિહ્ન લેખાવુ જોઇએ. આ દેશમાં ઉત્પન્ન થતી તૈયાર વસ્તુઓના વપરાશને વધારવામા અને આમ થતા ઉત્પન્ન થતી ચીજોની માગ વધુ પ્રમાણમા થાય તેમા જ સ્વદેશીની સફળતાની ચાવી રહેલી છે. દેશમા બનતી ચીજ-વસ્તુઓ પરનો આપણો અનુરાગ આપણે વધારવો પડશે આ દિશામા સક્રિય રીતે શું શું કરી શકાય, તે અગે આપણા વ્યાપારસચિવ શ્રી ડી. પી કરમરકરે સુદર શબ્દોમા પોતાનુ મતવ્ય રજૂ કર્યું છે. 'કારીગરી અને ઉત્પાદનની દૃષ્ટિએ આપણા દેશની બનાવટો પરદેશની બનાવટો કરતા સરખામણીમા થોડી ઊતરતી હોય તોપણ, થોડી ઘણી અગવડો વેઠીને, જનતાએ, આપણા દેશનો માલ ચોક્કસપણે અપનાવવો જોઇએ.'

આજે જ્યારે દેશભરમા બહુ જ વ્યાપક સ્વરૂપે બેકારી આપણી સમક્ષ ખડી છે અને આપણા જીવનનુ ધોરણ ઊંચુ લાવવાના એક માત્ર લક્ષ્યને દૃષ્ટિ સમક્ષ રાખીને આપણે આપણી પંચવર્ષીય યોજના અમલમા મૂકી રહ્યા છીએ, ત્યારે રાષ્ટ્રને માટે સ્વદેશીનુ આર્થિક મહત્ત્વ બહુ જ ભારપૂર્વક સમજાવવાની અને લોકમત તૈયાર કરવાની પૂરી આવશ્યકતા રહે છે. આપણી શક્ય એટલી વધુમા વધુ જરૂરતની ચીજ વસ્તુઓ ભારતમા બનેલી હોવી જોઇએ, એ જોવાની આપણી ફરજ થઈ પડે છે આ ઉપરાત, આપણે જે ચીજવસ્તુઓ આપણા દેશમા બનાવી શકતા હોઇએ તેવી ચીજવસ્તુઓની આયાત પરદેશથી કરવામા કોઈપણ સજોગોમા આપણે સહભાગી થવુ ન જોઇએ. વળી, આયાત થતો દરેક જાતનો માલ આપણે ત્યા જ ઉત્પન્ન થાય એવા સર્વ પ્રયાસો કરવા જોઇએ આજથી લગભગ ચાર દાયકા પહેલા, ૧૯૧૬માં, મહાત્મા ગાધીજીએ એક પરિષદ સમક્ષ બોલતા જણાવ્યુ હતુ કે, 'આ દેશના વિશાળ જનસમૂહના મોટા

---

તા ૨૨ મી ફેબ્રુઆરી ૧૯૫૪ ને દિને મુબઈ કેન્દ્ર પરથી કરેલા વાયુ પ્રવચનનો વિસ્તાર, પ્રકટ 'પૂના સમાચાર' મા

ભાગની કારમી ગરીબી, આર્થિક અને ઔદ્યોગિક જીવનમાંથી સ્વદેશીની ભાવના સદંતર રીતે ઓસરી જવાને કારણે ઉપસ્થિત થવા પામી છે. બહારથી પરદેશી ચીજવસ્તુનો એક પણ ટુકડો આ દેશમા લાવવા દેવામા ન આવ્યો હોત તો ભારત આજે વિપુલ સમૃદ્ધિમાં મહાલતુ હોત.' આજે પરદેશની બધી જ આયાતો બધ કરવાનુ કદાચ સલાહભર્યું ન ગણાય—કે એ શક્ય પણ ન ગણી શકાય—પરતુ આપણી બેકારી, ગરીબી અને અવિકસિત આર્થિક પરિસ્થિતિને લક્ષમા લેતા જે ચીજવસ્તુઓ આપણા દેશમા બની શકે તેવી છે, તે ચીજવસ્તુઓ પરદેશથી લાવવા પર પ્રતિબધ મૂકવામા આવે અથવા તો ઓછામાં ઓછી આયાત કરવા દેવામા આવે તો પરદેશ તરફ વળી રહેલો સંપત્તિનો પ્રવાહ અટકશે અને આર્થિક પરિસ્થિતિ સુધરવા પામશે.

## સ્વદેશીને ક્યાં સુધી અનુસરવું ?

જો કોઈ એમ પૂછે કે સ્વદેશીનુ આદોલન ક્યા સુધી ચાલુ રહેવુ જોઇએ તો તે અગેનો મારો સ્પષ્ટ જવાબ એ છે કે જ્યાંસુધી દેશ આર્થિક રીતે અવિકસિત છે અને તેનું સગઠિત સ્વરૂપ અને મજબૂત આર્થિક કલેવર તૈયાર ન થાય, જ્યાસુધી બેકારીનો હાઉ ઊભો છે, જ્યાસુધી આપણા જીવનધોરણમા નોધપાત્ર વધારો થઈ શકતો નથી અને જ્યાસુધી જગતના પ્રગતિશીલ રાષ્ટ્રોની સાથોસાથ આબાદીની સમાન કક્ષાએ ઊભા રહેવાની ભૂમિકા આપણે પ્રાપ્ત કરી શક્યા નથી, ત્યાસુધી સ્વદેશીની આવશ્યકતા જનતાએ પિછાણવી જ રહી અને સ્વદેશીની ભાવનાને મૂર્તિમંત સ્વરૂપ આપવુ જ રહ્યું. એ પરિસ્થિતિ આપણે પ્રાપ્ત ન કરી શકીએ ત્યાસુધી લોકમાન્ય તિલકના શબ્દો આપણે રખે ભૂલીએ કે, 'યાદ રાખજો કે જ્યારે જ્યારે તમે સ્વદેશી વસ્તુ ખરીદો છો ત્યારે ત્યારે તમારા દેશ બાધવના ભૂખ્યા મોમા રોટીનો ટુકડો તમે મૂકતા રહો છો.'

## સ્વદેશી આંદોલનની વિદેશી વેપાર અને સહાય પર અસર

કેટલીક વાર એવો સવાલ ઉઠાવવામા આવે છે, કે 'ભારતના ઉગ્ર સ્વદેશી આદોલનની ભારતના વિદેશવેપાર પર શી અસર થશે ?' અને કેટલેક

સ્થળેથી એવો પણ ભય દર્શાવવામાં આવે છે કે આપણે સ્વદેશીનો પ્રચાર વિશાળ પાયા પર કરીએ અને તેનો અમલ ચુસ્તપણે કરવાનું ચાલુ રાખીએ તો એને પરિણામે આપણો આયાતવેપાર બહુ મોટા પ્રમાણમા ઘટી જવા પામશે અને દેખીતી રીતે આપણા રાષ્ટ્રના નિકાસવેપાર પર પણ આની વિપરીત અસર થવા પામશે. આ ભય અસ્થાને હોવાનું હું માનું છું, કારણકે, જે રાષ્ટ્રો આપણી પાસેથી ચીજવસ્તુઓ લે છે, તે કાંઈ આપણને સહાયરૂપ થવાની ભાવનાથી લેતા નથી, પરંતુ એ ચીજ વસ્તુઓની તેઓને આવશ્યકતા છે અને સાથોસાથ તેઓને એ ચીજોના ભાવ સરખામણીમા સાનુકૂળ માલૂમ પડે છે, માટે જ તેઓ આપણી પાસેથી ખરીદે છે. આની પાછળની સ્પષ્ટ ભાવના વેપારની છે. આપણો નિકાસવેપાર એક બાજુ આપણા માલની ગુણવત્તા અને તેના પોસાતા ભાવો પર અને કેટલે અંશે એકધારી અને સતત રીતે આપણે એમને એ માલ પૂરો પાડી શકીએ એમ છીએ એ બાબત પર આધાર રાખે છે, જ્યારે બીજી બાજુ, આયાત કરનારા દેશોની જરૂરતો અને વિવિધ માગ પર એ આધાર રાખે છે.

આપણે જે દેશોને નિકાસ કરીએ છીએ, એ જ દેશોમાથી આપણે માલ આયાત કરીએ છીએ, એવું પણ બનતુ નથી. સ્વદેશીના આદોલનથી દેશનુ આર્થિક સામર્થ્ય વધતુ જાય છે, પરંતુ તેથી તે આતરરાષ્ટ્રીય વ્યાપારને અહિતકર છે એમ માનવાની જરૂર નથી આમ થવાથી તો માત્ર પરદેશ સાથેના આપણા વેપારના ધોરણમા, પ્રમાણમા અને વહેણની દિશામા ફેર પડવાનો સંભવ છે, જે વિદેશી વેપારની આપણી આવશ્યકતામા હાલની પરિસ્થિતિએ આવકારદાયક છે.

અમેરિકા જેવા સમૃદ્ધ રાષ્ટ્રો, જેમની પાસેથી આપણને લોનો, ભેટ-સોગાદો, અને વૈજ્ઞાનિક સાધનો દ્વારા વિવિધ સહાય મળતી રહે છે, તેઓ આપણને મદદ કરતા અટકી જશે એવો ભય રાખવો મને ગેરવાજબી લાગે છે. બની શકતી આયાતો ઘટાડીને આપણે આપણા પગ ઉપર ઊભા રહેવુ જોઈએ અને એ પ્રકારના આપણા

હેતુપૂર્વકના નિયોજનમા આપણે આગળ વધીએ, જીવનધોરણ ઊંચુ લાવીએ, લોકશાહી ટકાવીએ અને સામ્યવાદમાંથી બચીએ, તે હેતુસર આવા દેશો આપણને મદદ આપવા તત્પર હોય છે; અને આપણે તેમની પાસેથી આયાતો વધુ ને વધુ પ્રમાણમા મેળવતા રહીએ તો જ તે દેશો આપણને વધુ પ્રમાણમા મદદ કરશે એ ગણતરી બરાબર હોવાનુ હુ માનતો નથી.

## સ્વદેશીને મદદકર્તા : લોકલાગણી અને જનતાનુ પીઠબળ

જેટલે અંશે લોકો સ્વદેશીને જ આદિથી અંત સુધી પ્રથમ પસંદગી આપે અને આપણા દેશમા બનતી ચીજો અપનાવવા પોતાનાથી બનતુ બધું કરી છૂટે, તેમા જ સ્વદેશી આંદોલનની સિદ્ધિ રહેલી છે અંગ્રેજ પ્રજાની સ્વદેશીના આગ્રહની કેટલીક વિશિષ્ટ ખાસિયતો આપણે માંટે સુંદર દષ્ટાન્તરૂપ છે. તેઓ પોતાના દેશમાં બનતા માલ અંગે અત્યત આગ્રહ અને માન ધરાવતા હોય છે. યુદ્ધ પહેલાના સમયમા ફોર્ડ અને શેવરોલેટ જેવી મોટરગાડીઓ આપણા દેશમા પ્રમાણમા સસ્તી મળતી હોવા છતાં, અગ્રેજો પોતાના દેશમા બનતી મોટરગાડીઓ જ વાપરતા, ભલેને પછી તે નાની હોય, ઓછી સગવડવાળી હોય અથવા તો મોઘી હોય! તેઓ પોતાના જ દેશમા બનેલી મોટરગાડી વાપરવામા અભિમાન લેતા. ફેડરેશનની છેલ્લી બેઠકમા આ પ્રકારનુ એક બીજુ પણ દૃષ્ટાન્ત ટાકવામા આવ્યું હતુ. થોડા જ વર્ષો પહેલા ઇંગ્લેંડમા એક એવો રાજા રાજગાદી પર હતો, જે પોતાના રહસ્યમંત્રીને પોતાના પત્રો ઇંગ્લેંડમા બનેલા ટાઈપરાઈટર ઉપર ટાઈપ થાય તો જ તે લખાવવાનો આગ્રહ રાખતો. એમ કહેવાય છે કે એક વખતના જર્મનીના અર્થતંત્રના 'જાદૂગર' ડૉ. શાટ ૧૯૩૯મા જ્યારે ભારતની મુલાકાતે આવ્યા હતા ત્યારે તેમની તસવીર ખેચતા પત્રકારને તેમણે પૂછ્યુ હતુ કે, 'આ તમારો કેમેરા 'ઝાઈસ' છે?' આવી જ રીતે આપણા રાજકર્તાઓએ, નેતાઓએ અને જનતાએ સ્વદેશીની ભાવના પુનર્જીવિત કરવી જોઇએ, અને તેને મૂર્તિમંત સ્વરૂપ આપવાની તમન્ના ધરાવવી જોઇએ.

## સ્વદેશી ઔદ્યોગિક સેવા-પ્રવૃત્તિઓ :
## બેંકિંગ, વહાણવટું, વીમાઉદ્યોગ વિગેરે

આપણો સ્વદેશી પ્રત્યેનો આગ્રહ આ દેશમા બનતો માલ વાપરવા પૂરતો જ મર્યાદિત ન બનવો જોઈએ, પરંતુ રાષ્ટ્રના અર્થકારણમાં પ્રાણભૂત ગણાતા વહાણવટાં, બેકિંગ અને વીમાઉદ્યોગના ક્ષેત્રો સુધી પણ વિસ્તરવો જોઈએ. મને લાગે છે કે સરકારી અને વ્યાપારી વર્તુળો સહિત, જનતાએ, દરેક શક્ય માર્ગે, સ્વદેશી ઔદ્યોગિક સેવાપ્રવૃત્તિઓ જેવી કે બેંકિંગ, વીમાઉદ્યોગ અને વહાણવટાંને મદદરૂપ બની રાષ્ટ્રના આતરિક અને બહારના વેપારને નક્કર પાયા પર મૂકવા જોઈએ. જૂની વ્યવસ્થા જે હજુ કદાચ અસ્તિત્વમા હોય તો એ અંગે ઉદ્‌ભવતી પરિસ્થિતિ બાબત સરકારે અને વ્યાપારી–ઔદ્યોગિક વર્તુળોએ પુનર્વિચારણા કરી આવશ્યક માર્ગો તાત્કાલિક હાથ ધરવા જોઇએ, કે જેથી ભવિષ્યમા આ પ્રકારનુ કામ હિન્દી માલિકીની આ ક્ષેત્રની સસ્થાઓ દ્વારા જ હાથ ધરવામા આવે. એ હકીકતની નોધ લેવી આવશ્યક છે કે સરકાર વિદેશીઓ હસ્તકનો ભારતીય વહાણવટાનો મોટા ભાગનો હિસ્સો મેળવી લેવા સક્રિય પગલા લઇ રહી છે પરન્તુ આ પ્રયાસો સરકાર અને જાહેર જનતા બન્ને દ્વારા વધુ સક્રિય અને વેગીલા બનાવવાની આવશ્યકતા છે, અને જહાજી વેપારને હાથ કરવા માટેના બીજાં પગલા પણ લેવાવા જોઇએ. જે દેશો ભારતની જોડાજોડ ભૌગોલિક દૃષ્ટિએ આવેલા છે, એમની સાથેનો જહાજી વેપાર માત્ર હિન્દી માલિકીના વહાણવટાં દ્વારા થાય એટલુ બસ નથી, પરંતુ બીજા સાગર-પારના જહાજી વ્યવસાયોમાં પણ હિસ્સો મેળવવાના સક્રિય પ્રયાસો અને માર્ગો હાથ ધરાવા જોઇએ. આપણા કરતા ઘણો નાના કહી શકાય એવા કેટલાય દેશો આપણી સરખામણીમા વિપુલ જહાજી સગવડો ધરાવતા હોય છે. એમની સરખામણીમા આપણી પાસેની જહાજી શક્તિ ઘણી જ ઓછી છે. આપણો સાગરપારનો વ્યાપાર દુનિયાના કુલ વ્યાપારના ચાર ટકા જેટલો થાય છે; જ્યારે દુનિયાની કુલ જહાજી શક્તિ—ટનેજની સરખામણીમાં આપણું જહાજી ટનેજ માત્ર અર્ધો ટકો થાય છે. વહાણવટું,

રીતે, પ્રામાણિકપણે અને દેશના હિતમાં પોતાનો ભાગ ભજવવો પડશે. એકધારો અને સારો માલ તેમણે ઉત્પન્ન કરવો પડશે. વાપરનારો વર્ગ વિદેશીને બદલે સ્વદેશી માલ જ અપનાવે તેમા માલ વેચનાર વર્ગે ચોક્કસ પક્ષપાત દર્શાવવો પડશે, જેથી વિદેશીને બદલે સ્વદેશી માલને રાજીખુશીથી વાપરનાર ખરીદે અને અપનાવે.

આવી જ રીતે કામદારોને પણ પોતાની જવાબદારીનુ ભાન થવુ જોઈએ. કામદારોનુ ઔદ્યોગિક ક્ષેત્રમાનુ મહત્ત્વ અકાવા લાગ્યુ છે, શ્રમની કિંમત પણ સમજાવા લાગી છે, અને આ સવાલ અગેની પહેલાની વિચારસરણી હવે નભી શકે એમ નથી. કામદારો કેટલી કાર્યક્ષમતાથી અને ચીવટથી કાર્ય બજાવે છે, તેની ઉપર કેટલો અને કેવી જાતનો માલ તૈયાર થાય છે તેનો આધાર રહે છે. કામદારોએ પણ એ બાબત સમજી લેવી જોઈએ કે તેમના વધતા જતા મહેનતાણાને ઔદ્યોગિક એકમ સાથે સબંધ છે અને પોતાના કામમા ભારે ખંત દાખવી, નિખાલસપણે તેમણે સારું કામ કરી, ઝડપ વધારી, ઉત્પાદન વધારવામા મદદ કરવી જોઈએ જ્યારે કામદાર કામ પરથી ગેરહાજર રહે છે ત્યારે એણે સમજી લેવુ જોઈએ કે એ પોતાનુ વેતન તો ગુમાવે છે, પણ તે ઉપરાંત દેશના હિતને પણ પારાવાર નુકસાન પહોચાડે છે. નિયમિત હાજરી આપી, સુંદર કામ કરી, કામદારોએ પણ દેશના ઘડતરમા સુયોગ્ય ફાળો આપવો જોઈએ. આમ થઈ શકે તે બદલ તેને બધી સગવડો મળવી જોઈએ. કામ કરવાની જગ્યા, કારખાનુ, વર્કશોપ, મિલ જે હોય તે વિશાળ હોવા જોઈએ, સગવડભર્યા હોવા જોઈએ, અને હવાઉજાસવાળા હોવા જોઇએ, આવવાજવાની સુવિધાવાળાં, સુયોજિત તેમ જ કલાદષ્ટિને સતોષી શકે તેવા હોવા જોઈએ, કે જેથી કામદારોને કામ પ્રત્યેનુ આકર્ષણ વધે અને કામથી દૂર ભાગવાનુ તેમને મન ન થાય.

આ બાબતમા સરકારે પણ ઘણું કામ કરવાનુ રહે છે. ઉદ્યોગપતિઓ અને કામદારો પોતાનું કામ કરે છે કે નહીં તે જોવાની ફરજ સરકારની છે. સરકારે બન્ને પક્ષે એખલાસભર્યા સબંધો-બધાય તેવું વાતાવરણ

ઘડવું જોઇએ. સરકાર નિયમનો ભલે લાવે, પણ રાષ્ટ્રીયકરણ કે એકહથ્થુપણા જેવું એ ન થવું જોઈએ. જો એમ થાય તો સાહસ અને હિંમતથી કામ કરવાની શક્તિ ઘટી જાય છે. સરકારે આ એકમોને તેમના આયોજન અને વિકાસ માટે સહાય કરવી જોઇએ, તેમને વૈજ્ઞાનિક મદદ અને અદ્યતન સાધનો પૂરાં પાડવા જોઇએ, અને નાણાબજાર, ફાઈનાન્સ કોરપોરેશન, બેંકો, સરકારી નાણા દ્વારા કે બીજી કોઈ રીતે જરૂરી મૂડી અને તદ્દન આધુનિક યંત્રસામગ્રી તેમને તે માટે મળે એવી સહાય કરવી જોઇએ લોકો હોશેહોશે કામ કરે એ જોવાની ફરજ પણ સરકારની બની રહે છે જયા લોકોને કામ કરવાની પ્રેરણા હોય, જ્યાં તેઓ માલનુ ઉત્પાદન કરી શકે, સ્પર્ધા કરી શકે, બચત કરી શકે, રોકાણ કરી શકે, અને નફો લઇ શકે ત્યા જ ખરેખર સ્વતંત્ર માનવીઓ ભૌતિક અને આધ્યાત્મિક રીતે સારૂ જીવન ગુજારી શકે. આનુ નામ જ જીવન છે. છેલ્લામા છેલ્લી અને અદ્યતન એવી વૈજ્ઞાનિક શોધખોળો, સંશોધન અને યંત્રસામગ્રી પણ ઘણી અગત્ય ધરાવે છે. ધરતીની જેમ વિજ્ઞાન પણ સંપત્તિ ઉત્પન્ન કરવામા મદદરૂપ છે. કીમતી અને ઉપયોગી ચીજવસ્તુઓ દરેકને સસ્તામા સસ્તી રીતે મળી શકે છે, એ વિજ્ઞાનને આભારી છે આ કારણે જ સરકાર અને ઉદ્યોગ બન્નેએ વિજ્ઞાનનો સાથ લેવો જોઇએ. વિજ્ઞાનનો આ સહકાર ઉદ્યોગને માટે મૂડી, મજૂરી અને વ્યવસ્થા જેટલો જ જરૂરી છે.

આ પાયાની વાત સ્વીકારવામા આવે તો આપણા ઔદ્યોગિક વિકાસને અને સ્વદેશીની ભાવનાને જરૂર મદદ મળી રહેશે. અને શરૂઆતથી જ આપણા આ દિશામાના ખંતપૂર્વકના અને નિખાલસતા સાથેના પ્રયાસોના સારા પરિણામ આવશે.

અંતમા, સ્વદેશી એટલે પોતાના રાષ્ટ્ર પ્રત્યેનો પ્રેમ.

સ્વદેશીની આ પ્રકારની ભાવના આપણા આર્થિક ક્ષેત્રની બધી પ્રવૃત્તિઓને આવરી લેતી હોવી જોઈએ. સ્વદેશીની આ ભાવનાને પુનર્જીવિત કરવામાં અને તે દિશામા સફળતા મેળવવામાં દેશના માલ વાપરનાર

વર્ગે સ્વદેશીની ભાવનાને ખાસ પ્રોત્સાહન આપવુ પડશે આપણા ઔદ્યોગિક ક્ષેત્રના તેમ જ માલનું વિતરણ કરતા વર્ગોએ સારો માલ વાજબી ભાવે વેચાય તે જોવું જોઈએ. સરકારે પણ આપણા રાષ્ટ્રજીવનને સ્પર્શી જતા આ આદોલનને સક્રિય મદદ અને દોરવણી આપવા પડશે, અને લોકમત ઘડવામા વર્તમાનપત્રો અને પત્રકારોની પણ ભારે અગત્ય હોવાથી તેમણે પણ આ કાર્યમા ખભેખભા મિલાવીને સહકાર આપવો પડશે. આ બધુ જો થઈ શકે—અને થવુ શક્ય છે—તો મને લેશમાત્ર શકા નથી કે રાષ્ટ્રે નિર્ધારેલા આર્થિક સમૃદ્ધિ અને આબાદીના ધ્યેયને આપણે ચોક્કસ રીતે અને ટૂંક સમયમાં પહોચી શકીશુ.



# બેકારીનો પ્રશ્ન

આજે વધતી જતી બેકારીના સ્પષ્ટ ચિહ્નો હુ જોઈ રહ્યો છું. ખાસ કરીને, મધ્યમ વર્ગના માનવીઓમા બેકારીનુ જે પ્રમાણ મોટુ થતુ જાય છે, અને ભણેલા બેકારો નોકરીની શોધમા એક સ્થળેથી બીજે સ્થળે ભટકી, છેવટે નિરાશા પ્રાપ્ત કરે છે એ સ્થિતિ દુ:ખપ્રદ છે. આ પ્રમાણે બેકારી વધતી જાય છે તેના કારણોમા સરકારી અંકુશો અને નિયમનો, રોજિંદા વ્યાપારને નડતી ખલલો, ઔદ્યોગિક અને વ્યાપારી પ્રવૃત્તિઓમા અને બજારોમા નરમાઈ, સીધા ભારે કરવેરા, રાષ્ટ્રીયકરણનો ભય, અને હાલની રાજનીતિને લીધે ઉદ્યોગપતિ અને વ્યાપારી વર્ગમા પોતાની પ્રવૃત્તિઓને વિસ્તારવાની અનિચ્છા—આનો સમાવેશ થાય છે.

## સ્વદેશીને ઉત્તેજન બેકારીને ઓછી કરશે

બેકારીના નિવારણમા સ્વદેશી માલનો વપરાશ વધુમા વધુ ફાળો આપી શકશે એ વાત નિ શક છે સ્વરાજ્ય મળ્યા પહેલા, સ્વદેશીની જે ભાવના હતી તે આજે સ્વરાજ્યપ્રાપ્તિ પછી વધુ પ્રબળ બનવી જોઈતી હતી તેને બદલે કમનસીબે, વધુ શિથિલ બની છે. સ્વરાજ્ય મળી ગયુ છતા આપણા કેટલાક મોખરાના પ્રશ્નો વણઉકલ્યા રહ્યા છે, તેમાનો મહત્ત્વનો પ્રશ્ન સ્વદેશીનો છે. સ્વદેશી સિવાય બીજો માલ ન વાપરવો અને બની શકે તેટલા ક્ષેત્રોમા આપણા જ દેશમા બનેલો માલ વાપરવો એ નીતિ જનતા અને રાજ્યસરકારો અપનાવે એ દેશના હિતમા તેમ જ બેકારીનિવારણ માટે અત્યત અગત્યનુ છે. **જીવનમાં અનેક વ્રતોની માફક સ્વદેશીવ્રતની પણ આપણે પુન:પ્રતિષ્ઠા કરવી જોઈએ.**

આપણે દર વર્ષે કરોડો રૂપિયાનો માલ આયાત કરીએ છીએ, આ આયાત થતી ચીજોમાથી જેટલા ભાગની ચીજો, આપણા જ દેશ ભાઈઓને હાથે, આપણા જ દેશમા તૈયાર કરાવી શકાય, ને પરદેશથી થતી આયાત એ રીતે અટકાવી શકાય, તેટલે અ શે બેકારીનુ નિવારણ થઈ શકે.

---

'જન્મભૂમિ'ના ૧૯૫૩ના દીપોત્સવી અ કમા પ્રગટ થયેલો લેખ

આપણે સ્વદેશી માલ ખરીદ કરવાનુ માનસ કેળવીએ એ તો જરૂરી છે જ, પણ તેથીયે વિશેષ, આપણા જ દેશમાં, કયો આયાત થતો માલ આપણે, આપણા દેશી ભાઈઓના હાથે બનાવી શકીએ તે સરકારે અને લોકોએ પ્રથમ તો શોધી કાઢવુ જોઇએ અને પછી તે માલ આપણે ત્યા, આપણા જ ઉદ્યોગપતિઓ તથા કારીગરો અને કામદારો મારફત બનાવવાનો સુયોજિત અને સુકેન્દ્રિત પ્રયાસ કરવો જોઈએ. વળી, આપણે હિન્દી બેંકો, હિન્દી વીમાકંપનીઓ તથા હિન્દી વહાણવટાની પેઢીઓ સાથે જ કામ પાડવું જોઇએ કે જેથી આ મહત્ત્વના ઉદ્યોગોનો વિકાસ થાય અને તે વધારે સમૃદ્ધ થઈ વિશેષ પ્રમાણમા આપણા દેશબાધવોને રોજી આપી શકે.

આ નીતિ વ્યવહારમા મૂકવા માટે મારું એવુ નમ્ર સૂચન છે કે, આપણા દેશના આર્થિક પાટનગર મુબઈમા આ દિશામા સતત કાર્ય કરતી, એક એવી સસ્થા સત્વર સ્થાપવી જોઈએ કે જે સરકારી આશ્રય હેઠળ હોય અને જેની સાથે ઉદ્યોગોના, વ્યાપારવાણિજ્યના અને માલ ખરીદ કરનાર વર્ગના પ્રતિનિધિઓ તથા થોડાક જાહેર કાર્યકરોને સામેલ કરવામા આવ્યા હોય અને જેની કામગીરી અનુભવી, ખંતીલા, રાષ્ટ્રીય ભાવનાવાળા અને પૂરતી સંખ્યાના કર્મચારીઓથી પ્રતિદિન અને નિરંતર થતી હોય. આ સંસ્થા પરદેશથી મગાવવો પડતો માલ આપણા દેશમાં બને તેવા સક્રિય ને વેગવંતા પ્રયત્નો કરે, કે જેથી જે રોજી આપણી પરદેશી માલની ખરીદીને કારણે આપણે હાલ પરદેશીઓને પૂરી પાડીએ છીએ તે આપણા બેકાર દેશી ભાઈઓને કામે લગાડી આપી શકાય. આ દિશામાં રાજ્યસરકારો અને જનતાનો સહયોગ અને સક્રિય પ્રયત્ન, વિનાવિલંબે થાય એ બેકારીનિવારણ માટે ખૂબ અગત્યનુ છે.

## સરકારની ખરીદનીતિ બેકારી ઘટાડી શકે

આજે આપણા દેશમા, માલની વધુમા વધુ ખરીદી કરનાર સરકારો છે. મધ્યસ્થ સરકાર, રાજ્યસરકારો તથા અર્ધસરકારી અને

સ્થાનિક સંસ્થાઓ પણ માલની મોટા પ્રમાણમાં ખરીદી કરે છે. જોકે સ્વદેશી માલને ઉત્તેજન આપવાની સરકારની નીતિ આવકારદાયક છે, છતા સરકારો તેમ જ અર્ધસરકારી અને સ્થાનિક સંસ્થાઓ, આપણા દેશીઓને હાથે જ આપણા દેશમા બનેલો માલ વધુ પ્રમાણમા તૈયાર થાય અને વપરાય, તે માટે વ્યવહારમા ઘણુ વધારે કરી શકે એમ છે. આ સંબંધમાં મહાન સંસ્થાઓએ પણ લોકમાન્ય તિલકના સુવર્ણ શબ્દો, 'સ્વદેશી માલની ખરીદીથી આપણે આપણા ભૂખ્યા દેશબાંધવોને રોટલો આપીએ છીએ' એ નિરંતર લક્ષમા રાખવા ઘટે છે; તેમજ સ્વદેશી માલની ખરીદી માટેની તીવ્ર ભાવના અને દૃઢ નિશ્ચય સાથે તેના ઉત્પાદન કરવાના અને વધારવાના સુયોજિત અને સર્વદેશીય પ્રયાસો આપણી સરકારી સંસ્થાઓએ કરવા જોઈએ કે જેથી આપણી પરદેશી માલની ખરીદી અને આયાતને ઘણે અંશે ઘટાડી શકાય, અને તેના બદલામાં આપણા જ કારીગરોને હાથે તૈયાર થતા માલનુ ઉત્પાદન વધે અને પરિણામે એટલી બેકારી ટળે.

## ઉત્પાદન વંધારવાથી બેકારી ઘટશે

બેકારી નિવારવા માટે આપણા દેશમા માલનુ ઉત્પાદન વધે એ બહુ જરૂરનુ છે. માલના ઉત્પાદનની સાથે સંકળાયેલી કેટલીક જરૂરી અને વ્યવહારુ બાબતો આપણે ખાસ ધ્યાનમા રાખવી જોઇએ, તે એ છે કે સ્વદેશી માલની જાત સુઘડ, સુંદર અને ટકાઉ રહેવી જોઇએ અને તેને બગડવા દેવી ન જોઇએ; માલ સતત મળ્યા કરે એવો પ્રબંધ થવો જોઇએ, ભાવ વાજબી રાખવા જોઇએ, લોકો સ્વદેશી માલ ખુશ થઇને ખરીદ કરે એવી વેચાણ કરવાની કલા (salesmanship) કેળવવી જોઇએ; અને જનતામા વિશ્વાસ બેસે એવા ઉચ્ચ પ્રકારના નીતિધોરણ તથા પ્રામાણિકતા માલ બનાવનારા અને વેચનારાઓએ ધારણ કરવા જોઇએ. વળી, આપણા દેશમા ઉત્પન્ન થતા માલની વધુ પ્રમાણમાં નિકાસ થઇ શકે તે માટે જરૂરી પગલા, જેવા કે, વધુ પડતી નિકાસ-જકાત ઘટાડવી કે નાબૂદ કરવી કે જરૂર જણાય ત્યારે સરકાર તરફથી

સબસિડી (subsidy) આપવી, એ પણ વખતસર લેવાવા જોઈએ. આ રીતે, આપણે ત્યા બનેલા માલ, આપણા દેશમા તેમ જ પરદેશમા આવકારપાત્ર કરવો જોઇએ, જેને પરિણામે આપણા દેશમા ઉત્પાદન વધે અને બેકારી ઘટે.

## કડક ઔદ્યોગિક ધારાઓ બેકારી વધારે છે

બેકારીના પ્રશ્નના ઊંડાણમા ઊતરીને જોતા નીચે ચર્ચેલા કેટલાક મુદ્દાઓ ખાસ વિચારણા માગી લે છે. ઔદ્યોગિક ધારાના કડક નિયમોને કારણે ઘણી સસ્થાઓ, માત્ર જરૂર પૂરતા માણસો રોકે છે અને વધારે માણસોને રાખી શકે એવી સ્થિતિમા હોવા છતા પણ તેમ કરવાની આનાકાની કરે છે આનુ કારણ એ છે કે, મોટી સસ્થાઓમા એક વ્યક્તિ નોકરીએ ચડી ગયા પછી જાણે તેમા તેનો જિંદગીભર સ્થાપિત હક હોય એવી સ્થિતિ ઔદ્યોગિક કાયદાઓનો પરિણામે ઉપસ્થિત થાય છે, અને લાયક હોય કે ન હોય તો પણ તે વ્યક્તિને ચાલુ રાખવાની સંસ્થાને ફરજ પડે છે. આથી આવી સસ્થાઓને, ઓછામા ઓછા માણસો જ લેવાની વૃત્તિ થાય એ સ્વાભાવિક છે. તેવી જ રીતે, કેટલીક સસ્થાઓ ઓછે વેતને નવા માણસોને કામ આપી શકે એવી સ્થિતિમા હોય છે, પણ કાયદા પ્રમાણે તે તેમ કરી શકતી નથી, તેથી પરિણામ એ દેખાય છે કે જે માણસો નોકરીમા હોય તેમને સપૂર્ણ સારું વેતન કે મહેનતાણુ મળે છે અને તેઓની દરેક રીતે કાળજી રખાય છે, જ્યારે જે વ્યક્તિઓ કમનસીબે નોકરી વગરની હોય છે તેને યત્કિંચિત પણ મળતુ નથી અને તેઓનો કોઈ વિચાર પણ કરતુ નથી. વળી કેટલીક ઉદ્યોગની સસ્થાઓની કુલ વેતન (total establishment charges) આપવાની અમુક જ મર્યાદા હોય છે, એટલે જો તે સસ્થાઓના ચાલુ કર્મચારીઓના પગારો ઉત્તરોત્તર વધ્યા કરે છે તો તે સસ્થાઓને ચાલુ કર્મચારીઓની સખ્યા ઓછી કરવાની, મને કે કમને, ફરજ પડે છે, આથી પણ કંઈક અશે બેકારી વધે છે. વ્યવહારમા આનો અર્થ એ થાય છે કે, અમુક નોકરીમા લાગી ગયેલા એવા નસીબદાર

માણુસોને પેટ ભરીને ખાવા મળે છે, જ્યારે બેકાર દુર્ભાગીઓને સાવ ભૂખે મરવુ પડે છે. આપણી પ્રાચીન સસ્કૃતિ એવી છે કે, 'ટુકડો ખાઈએ પણુ તે વહેંચીને ખાઈએ,' તેને બદલે નોકરીવાળા માણુસો અને નોકરી વગરના માણુસો વચ્ચે આજે Haves and Have nots જેવો મોટો તફાવત માલૂમ પડે છે. આ પરિસ્થિતિ ટાળવા, ઔદ્યોગિક ધારાઓ કાઈક વધુ વ્યવહારુ બનાવવાની આવશ્યક્તા છે.

### ઓછા કલાક કામ કરવાની નીતિ નુકસાનકારક છે

એ તો સર્વવિદિત સૂત્ર છે કે કામ કરવાથી સપત્તિ વધે છે, એટલે વધુ કામ કરવાથી વધુ સપત્તિ પેદા થઈ શકે છે. કામદારોને રાહતો, સગવડો, આનદપ્રમોદના સાધનો ઈત્યાદિ અવશ્ય મળવા જોઇએ એમ થવાથી જ એમના મન અને તન પ્રફુલ્લિત રહી શકે અને તેઓ વધુ સારું કામ કરી શકે. આમ છતા, તેમને માટે કામના ઓછા કલાકની અને રજાના વધુ દિવસો હોવાની સત્તાધીશોની વર્તમાન વલણુ હુ સમજી શકતો નથી. આપણો દેશ બીજા દેશને મુકાબલે ઘણો અવિકસિત છે; આપણી પાસે પૂરતાં સાધનસામગ્રી અને નાણુા નથી. જે દેશો ખૂબ વિકસિત અને સમૃદ્ધ છે તેમને માટે કામદારોને લગતી ઉપરની નીતિ વાજબી ગણી શકાય, પરંતુ આપણે ત્યા વાસ્તવમાં આ વિચારપ્રવાહનો અર્થ 'ઓછી સંપત્તિ' જ થાય છે, અને સંપત્તિ ઓછી નીપજે એટલે વધુ સખ્યામા કામદારો રોકવાની શક્તિ અને તેમને પગાર આપવાની શક્તિ પણુ પ્રમાણુમાં ઓછી જ બને આમ એક પ્રકારનુ વિષવર્તુળ સરજાય છે દાખલા તરીકે, આપણી કાપડની મિલોમાં જેટલા કામદારો રોકાયા છે તેટલા જ કામદારો, એના એ જ પગારે, અઠવાડિયામાં થોડાક વધુ કલાકો કામ કરીને કાપડને વધારે પ્રમાણુમા ઉત્પાદન કરી શકે તો સ્વાભાવિક રીતે જ માલની વેચાણકિંમતમા નોધપાત્ર ઘટાડો થાય, જેથી ઓછી ખરીદશક્તિવાળા આપણા દેશમા કાપડનો ખપ વધે અને પરદેશોમાં નિકાસ કરતા બીજા દેશોની સ્પર્ધામા આપણુ કાપડ સહેલાઇથી પગવડી શકે, અને જેમ વધુ માલની નિકાસ થાય તેમ આપણી સમૃદ્ધિ વધે. જે સમૃદ્ધિ જતે દહાડે

ઉદ્યોગને વિકસાવવામાં તેમ જ નવા ઉદ્યોગો શરૂ કરવામાં, અને રોજીના નવા માર્ગો ઉઘાડવામાં કામે લગાડી શકાય. આથી પણ બેકારીનું કેટલેક અંશે નિવારણ થઈ શકે. મારા મત પ્રમાણે હાલને તબક્કે, જ્યાંસુધી, વધારે સુખદ પરિસ્થિતિ ન જન્મે ત્યાંસુધી, કામના ઓછા કલાકો કરવાના તથા વધુ રજાના દિવસો ભોગવવાના શોખમા આપણા જેવા નિર્ધન અને બેકાર દેશે પડવું ન જોઈએ

## સમાજરચનાના પરિવર્તનથી બેકારીનો આવિર્ભાવ

બે વિશ્વયુદ્ધોનો સમય બાદ કરીએ તો, બેકારીનું પ્રમાણ, આજ પૂર્વેના સમયમાં પણ થોડેઘણે અંશે તો રહેતું. ભારતમા સંયુક્ત કુટુંબની જે સુંદર રચના અને આદર્શ પ્રણાલી હતી તેને કારણે, એકબીજાંને, કુટુંબના સભ્યો, સારેનરસે અવસરે સંભાળી લેતા, અને તેઓ બેકાર છે એવું પ્રદર્શન થતું નહીં. પરંતુ યુરોપથી આવતા વિચારપ્રવાહે આપણી જીવનરીતિ પર ઘણી બાબતમા જેમ વિપરીત અસર પહોચાડી છે અને પરિવર્તન કર્યું છે, તેમ આપણી આજની સમાજરચનામા પણ મહાન ફેરફાર કરાવ્યો છે, અને વ્યક્તિવાદ અને વ્યક્તિસ્વાતંત્ર્ય વિકસાવવાની ધગશમાં, આપણે સયુક્ત કુટુંબમાથી મળતા અનેક લાભો ગુમાવ્યા છે, અને બદલામા જે લાભો મળશે એમ માનતા હતા તે લાભો વાસ્તવિક રીતે મળ્યા નથી આમ બન્ને બાજુથી આપણને તો નુકસાન જ થવા પામ્યું છે આને કારણે પણ આજે બેકારી વધારે જોવામાં આવે છે

## બેકારીનિવારણના કેટલાક ઉપાયો

આપણી પંચવર્ષીય યોજનામા આજની વધતી જતી બેકારીને જોઈને તેના નિવારણ માટે ઘટતો સુધારો કરવામા આવ્યો છે યોજનાના અઢી વર્ષ બાદ બેકારી અંશત. પણ ન ઘટતા ઊલટી વધી છે એનો આપણા નાણાપ્રધાને હવે સ્વીકાર કર્યો છે અને યોજનામા યોગ્ય સુધારો કરી બેકારીનિવારણ માટે રૂપિયા ૧૭૫ કરોડ વધારે ખર્ચવાનો અને અમુક અંશે ઉત્પાદક હોય એવા રોજગારના માર્ગો ખુલ્લા મૂકનારી યોજનાઓને

સહાય આપવાનો નિર્ધાર કર્યો છે, એ સ્તુત્ય પગલુ છે, અને આપણે પ્રાર્થના કરીએ કે તે બેકારીનિવારણ કરવામા ફળીભૂત થાય

આપણી આર્થિક, ઔદ્યોગિક અને વ્યાપારી પ્રવૃત્તિઓને નિભાવવાં અને વિકસાવવામા જે કારણો અતરાયરૂપ છે તેને દૂર કરવાથી પણ બેકારી કેટલેક અંશે ઘટશે., તેમ જ ખાનગી સાહસને રાષ્ટ્રીયકરણની લટકતી તલવારના ભયમાથી મુક્ત કરવાથી અને તેના સચાલન તથા વિકાસ તરફ મીઠી દૃષ્ટિ રાખવાથી પણ બેકારી ઘટશે.

ઔદ્યોગિક ધારા (Labour Legislation) ને એવી રીતે હળવા અને વ્યવહારુ કરવા જોઇએ કે જેથી કરીને આપણી ઔદ્યોગિક અને વ્યાપારી સસ્થાઓ વધુ સખ્યામા અને નિર્ભયતાથી નોકરો રાખી શકે, તેમ જ નક્કી કરેલા દરોથી નીચે, ખુશીથી રહેવા માગતા નવા નોકરોને પણ લઈ શકે. તેવી જ રીતે જે વર્ગ નોકરીમા લાગેલો છે, તેણે પોતાની માગો એટલી બધી કડક ન કરી નાખવી જોઇએ કે જેનુ પરિણામ બેકારવર્ગને માટે વિપરીત બને આમ થવાથી પણ બેકારી કેટલેક અશે ઘટશે.

વળી જોકે ઉદ્યોગપતિઓને અને વેપારીઓને, ઉપર જણાવ્યા મુજબ, નવા નવા આવતા ધારાઓ, નિયમનો અને અકુશો દરેક બાજુએથી જકડતા જાય છે અને રાષ્ટ્રીયકરણની વાતો તેમને નવી પ્રવૃત્તિઓ પ્રતિ ઉદાસીન બનાવે છે તે છતા તેઓએ પોતાની રાષ્ટ્રીય ભાવના અને દેશસેવા કરવાની વૃત્તિ શિથિલ ન થાય તેની સાવચેતી રાખવાની જરૂર છે, અને જેઓ ઈશ્વરકૃપાથી પોતાની ઔદ્યોગિક અને વ્યાપારી પ્રવૃત્તિઓ વધારવા માટે શક્તિમાન ને સાધનસપન્ન હોય તેઓએ તેમ કરવામાથી પાછી પાની કરવી ન જોઈએ

મનુસ્મૃતિમા કહ્યુ છે કે,

धर्मेण च द्रव्यवृद्धावातिष्ठेद्यत्नमुत्तमम् ।
दद्याच्च सर्व भूतानामन्नमेव प्रयत्नत. ॥

એટલે કે, ધર્મપૂર્વક દ્રવ્ય વધારવા માટે ઉત્તમ યત્ન કર્યા કરવો જોઈએ અને પ્રયત્ન કરી કરીને પણ લોકોને રોટલો આપવો જોઈએ. આ

શાસ્ત્રવાક્ય આપણી આર્ય સંસ્કૃતિનું સૂચક છે અને સ્પષ્ટપણે વેપારીઓ અને ઉદ્યોગપતિઓનો શો ધર્મ છે તે સમજાવે છે, જે કાર્યમાં મૂકવાથી પણ બેકારી ઘટશે.

**સાહસોના માર્ગ મોકળા બને, તાલીમ પામેલા તેમ જ રાષ્ટ્રીય ભાવનાવાળા માણસો વધુ પ્રમાણમાં સાંપડે, અસંખ્ય કરોનો ભારે બોજો હળવો થાય, અને રાજ્યસરકારો ખૂબ કરકસર કરી અનુત્પાદક (unproductive) ખર્ચ ઓછામાં ઓછો કરે, તો એનું પરિણામ બેકારી ઓછી કરવામાં આવે.**

આજે આપણે જોઈતું અનાજ પૂર્ણપણે આપણા દેશમાં પેદા કરી શકતા નથી, અને તે પરદેશથી મગાવવું પડે છે તે જોતાં આપણા કૃષિવિકાસ માટે પૂરતો અવકાશ છે અને તે માટે નિષ્ણાત તથા અનુભવી વ્યક્તિઓનો સહકાર તેમ જ સુયોજિત અને સુસંબદ્ધ પ્રયત્નો સધાય તેથી પણ કેટલેક અંશે બેકારીનું નિવારણ થશે. વળી, આપણા શિક્ષિત યુવાનો શહેરોનો મોહ છોડી ગામડામાં જઈને પ્રવૃત્તિ કરે અને ત્યાંની વસતીને જુદી જુદી રીતે ઉપયોગી નીવડે કે જેથી કરીને કેળવણી, આયોજન અને વિજ્ઞાનની તે વિસ્તારોને સહાય મળે, અણખેડાતી ભૂમિ ખેડી શકાય, અને હાથના અને નાના ઉદ્યોગોની ખિલવણી થઈ શકે. આમ થતાં વધારે વ્યક્તિઓને આજીવિકા મળશે અને બેકારી ઓછી થઈ શકશે

## આ સમયે સૌની પવિત્ર ફરજ

આજે જે અસંતોષ અને અસમાધાનની વૃત્તિ જ્યારે ત્યારે પ્રગટ થાય છે તેનું મુખ્ય કારણ લોકોની મોટી સંખ્યાની બેકારી છે. સામ્યવાદી તત્ત્વો, જેઓ દિશાસૂચન માટે આપણા દેશને બદલે પારકા દેશ ઉપર આધાર રાખે છે, તેઓ આપણા કમનસીબ સંજોગોનો, પોતાનો વાદ જે હિંસાથી વિમુક્ત નથી તે ફેલાવવા પૂરેપૂરો લાભ લે છે. આજે આ ભય બેકારીની જોડે સંયુક્ત છે, એટલે આ બન્ને આપત્તિઓનો સામનો કરવાની, અને તે બન્નેને ટાળવા માટે તન, મન, અને ધનથી, સહૃદય, પ્રામાણિક, નિઃસ્વાર્થી અને પ્રબળ પ્રયત્નો કરવાની, આપણી સૌની પવિત્ર ફરજ થઈ પડે છે.

★

# પંચવર્ષીય યોજના ઉપર દૃષ્ટિપાત

આપણી પચવર્ષીય યોજના (Five-year plan)ને સંપૂર્ણ સહકાર આપી તેને સફળ બનાવવા માટે આપણા વડા પ્રધાન તથા આપણી સરકાર વાર વાર ઉદ્‌બોધન કરે છે. આ યોજના કેવા સંજોગોમા અસ્તિત્વમાં આવી અને એથી શા ફાયદાઓ થનાર છે એ જાણવાની સૌની ઈચ્છા થાય એ સ્વાભાવિક છે.

સૈકાઓ સુધી આપણો દેશ રાજકીય તેમ જ આર્થિક દૃષ્ટિએ પરતત્ર હતો અને રાજકીય સ્વાતંત્ર્ય મેળવવા પાછળ આપણુ ધ્યેય અવશ્ય એ પણ હતુ કે દેશની અપાર ગરીબી દૂર કરી આર્થિક ઉન્નતિ અને સમૃદ્ધિને માર્ગે તેનો વિકાસ સાધવો. દેશને રાજકીય સ્વાતંત્ર્ય તો પ્રાપ્ત થયુ, પણ આર્થિક ઉન્નતિની દિશામા પગલા ભરવાની શરૂઆત હાલમા જ થઈ છે, એમ કહી શકાય. આપણી સમક્ષ દેશને માટે પૂરતુ અન્ન, પહેરવાને જોઈતા વસ્ત્રો, તેમ જ રહેવાને જરૂરી ઘરો વગેરે અનેકવિધ પ્રશ્નો પડેલા છે. આ બધા પ્રશ્નોનો ઉકેલ તો દેશના સર્વાંગી અને સર્વદેશીય આર્થિક વિકાસ દ્વારા જ સાધી શકાય. કૃષિવિષયક તેમ જ ઔદ્યોગિક ક્ષેત્રમા પૂરતો વિકાસ ઝડપથી થાય તો જ આપણી રાષ્ટ્રીય આવકમા વધારો થાય, માથાદીઠ આવકનુ ધોરણ ઊંચુ આવે અને પરિણામે આપણા લોકોના જીવનધોરણમા સુધારો થઈ શકે અત્યારે પ્રજામા નિરાશા દેખાય છે તે સમજી શકાય એવી છે.

પ્રજાને આ નિરાશાની સ્થિતિમાથી મુક્ત કરવા માટે આર્થિક આયોજનનો વિચાર કેટલાક સમયથી કરવામા આવ્યો છે. ૧૯૩૮મા પડિત જવાહરલાલજીના પ્રમુખપણા હેઠળ એક રાષ્ટ્રીય આયોજન સમિતિ (National planning committee) નીમવામા આવી હતી, તે આપણે બધા જાણીએ છીએ. ત્યારપછી હિન્દના આર્થિક વિકાસની યોજના ૧૯૪૪મા સર પરશોતમદાસ ઠાકોરદાસ, શ્રી જે. આર. ડી. તાતા, શ્રી જી. ડી. બીરલા તેમ જ બીજા

---

'મુંબઈ સમાચાર'ના ૧૯૫૩ના દીપોત્સવી અકમા (વિ સ ૨૦૦૯) પ્રકટ થયેલો લેખ તથા ૨૩મી ફેબ્રુઆરી ૧૯૫૩ને દિને થયેલી 'રેડિયોચર્ચા'નો વિસ્તાર.

# રેડિયો-ચર્ચા



મુંબઈના આકાશવાણી કેન્દ્ર પરથી તા. ૨૩મી ફેબ્રુઆરી ૧૯૫૮ની 'પંચવર્ષીય યોજના' વિશે થયેલી ચર્ચામાં ભાગ લઈ રહેલા શ્રી પ્રાણલાલભાઈ, શ્રી રમણલાલ જી. મેગ્યા, શ્રી મનસુખલાલ માસ્તર

ઉદ્યોગપતિઓએ ઘડી, જે 'બૉમ્બે પ્લાન' તરીકે જાણીતી થઈ. ત્યારપછી તો બીજા અનેક 'પ્લાનો' બહાર પડ્યા. ૧૯૫૦મા આપણી સરકારે એક રાષ્ટ્રીય નિયોજન પંચ નીમ્યુ અને ૧૯૫૧ માં આયોજન અંગેનો પ્રથમ ખરડો બહાર પડ્યો, જેને આખરી સ્વરૂપમાં ૧૯૫૨મા પ્રથમ પંચવર્ષીય યોજના તરીકે સ્વીકારવામા આવ્યો છે.

આયોજન પંચનો અહેવાલ તેમ જ તેમા રજૂ કરાયેલી વિગતવાર યોજના દેશનો સર્વાંગી વિકાસ સાધવા માટે એક સ્તુત્ય પ્રયાસ છે. આપણા દેશની સર્વદેશીય પ્રગતિ માટે જે સંકલનાબદ્ધ રૂપરેખા આંકવામા આવી છે અને દેશના ભાવિનુ જે સંપૂર્ણ ચિત્ર આલેખવામા આવ્યું છે તે બધું જો યોગ્ય રીતે પાર પડે તો પ્રજાજીવનમા નવુ ચેતન તેમ જ નવો ઉત્સાહ રેડાશે. એ તો સુવિદિત છે કે સુધરેલી યોજનામા રૂપિયા ૨૦૬૯ કરોડના ખર્ચનો અંદાજ કરવામા આવ્યો છે અને તેમાનો મોટો ભાગ ખેતીવાડી, ગ્રામવિકાસની યોજનાઓ, નહેરો, સિંચાઈ અને વીજળીક બળ અંગેની યોજનાઓ વગેરે પાછળ ખર્ચવાનુ નક્કી કરવામા આવ્યુ છે. સરકારી રાહે ચાલતા ઉદ્યોગો માટે જરૂરી જોગવાઈ કરવામા આવી છે, જ્યારે અન્ય ઉદ્યોગોના વિકાસની જવાબદારી ખાનગી સાહસ ઉપર નાખવામા આવી છે. આયોજનના અમલને અંતે, એવી ધારણા કરવામા આવી છે કે અનાજના ઉત્પાદનમા ૭૦ લાખ ટન જેટલો વધારો થશે અને પરિણામે દેશ અનાજની અછતના કારમા પ્રશ્નમાથી મુક્ત બની શકશે. આ ઉપરાંત, સમાજસેવાના ક્ષેત્રો, જેવાં કે કેળવણી, આરોગ્ય, જાહેર સુખાકારી સમાજસ્વાસ્થ્ય વગેરેમા પણ સારી પ્રગતિ સધાશે. ખેતી, ગ્રામોન્નતિની યોજનાઓ તેમ જ ઔદ્યોગિક વિકાસની યોજનાઓના કાર્યદક્ષ અને સફળ અમલને અંતે એવો અંદાજ કાઢવામા આવ્યો છે કે રાષ્ટ્રની સમગ્ર આવકમાં લગભગ ૧૧ થી ૧૨ ટકા જેટલો વધારો થશે અને ૧૯૭૭મા આપણા દેશની માથાદીઠ આવક લગભગ આજે છે તેના કરતા બમણી કરી શકાશે આ સાથે સાથે રોજગારીમાં—ખાસ કરીને ગામડામા, ઠીક ઠીક વધારો થઈ શકશે.

આ યોજનામા ચમત્કૃતિભર્યાં તત્ત્વો નહિ દેખાય એ ખરું પણ એટલું તો સ્વીકારવુ જ જોઈએ કે લોકશાસનના સિદ્ધાતને અનુસરતો, સમગ્ર પ્રજાબળના સહકાર અને પીઠબળ પર આધાર રાખતો, પ્રજાતંત્રની દુનિયાનો આ એક નોધપાત્ર અને આવકારદાયક પ્રથમ પ્રયાસ છે. એની સફળતાનો આધાર, અલબત્ત, પ્રજાના તમામ વર્ગોના સહકાર અને વહીવટી તત્રની કાર્યદક્ષતા પર નિર્ભર છે. દેશના વિશાળ જનસમુદાયમા નવુ ચેતન, નવી પ્રેરણા અને નવસર્જન માટે પૂરતી ધગશ નિર્માણ થાય એ માટે સર્વ પ્રયાસો થવા જોઈએ કે જેથી આ મહાન–વિરાટ–કાર્યની સિદ્ધિ માટે પ્રજા પોતાની સર્વ શક્તિ અને સાધનો ઉત્સાહપૂર્વક અર્પી શકે. આપણુ ભારત પ્રતિભાશાળી અને સમૃદ્ધ બને એ માટે સર્વેએ યથાશક્તિ ફાળો આપવો જોઈએ.

હિંદના ઉદ્યોગપતિઓએ દેશના અત્યાર સુધીના આર્થિક વિકાસમા ઘણો મોટો ફાળો આપ્યો છે અને અત્યાર સુધી વિદેશી શાસનને પરિણામે જે જે મુશ્કેલીઓ ઊભી હતી તેનો સામનો કરીને પણ ઉદ્યોગોનો જે વિકાસ આપણા દેશમા સાધી શકાયો છે તે માટે ખાનગી સાહસ તથા ખાનગી મૂડી જરૂર ગૌરવ સાથે અભિમાન લઈ શકે એમ છે. કેટલાક અપવાદો સિવાય, એમ કહેવુ કે અત્યારસુધી ઉદ્યોગપતિઓ કેવળ સકુચિત દૃષ્ટિએ નફાનો જ વિચાર કરતા હતા એ કથન યોગ્ય નથી. ઉદ્યોગોના વિકાસ પાછળ ખાનગી સાહસ અને મૂડીએ મહાન ભોગો આપ્યા છે, એ હકીકતની આપણા દેશની ઔદ્યોગિક તવારીખ સાક્ષી છે, સ્વદેશપ્રેમ અને રાષ્ટ્રહિતની ભાવનામા ઉદ્યોગપતિઓ બીજા કોઈપણ સમૂહ કે વર્ગ કરતા પાછળ છે, એ માન્યતા અયોગ્ય છે. આ દૃષ્ટિએ, પંચવર્ષીય આયોજનની જે સમગ્ર રૂપરેખા રજૂ કરવામા આવી છે તેને લીધે ઉદ્યોગપતિઓને બીવા જેવુ કંઈ નથી. જો આયોજનમા રજૂ કરાયેલી મુખ્ય વિચારસરણી પ્રમાણે યોજનાનો અમલ થાય, અને ઘણી વખત બને છે તેમ, સિદ્ધાતવાદના ઝાંઝવાના નીર પાછળ ન ઘસડાતા, નક્કર વાસ્તવિકતાને આધારે આવી નીતિનું ઘડતર કરવામા આવે, તો દેશનો આર્થિક વિકાસ સાધવામાં ઉદ્યોગપતિઓ નક્કર અને સંગીન ફાળો આપી શકે. દેશને ઉદ્યોગપતિની

આવડત, તેની સાહસવૃત્તિ તથા પુરુષાર્થની જરૂર છે. રાષ્ટ્રની આબાદી તથા જનતાનુ જીવનધોરણ ઊંચું લાવવાની આકાક્ષા આ વર્ગ પણ સેવે છે. ગ્રેટબ્રિટન કે અમેરિકામાં સારો વિકાસ પામેલી ખાનગી સાહસ અને મૂડી પર રચાયેલી અર્થતંત્રની વ્યવસ્થા કેવળ અમુક વર્ગની ધનતૃષ્ણા સંતોષવા કે અંગત સ્વાર્થના સિદ્ધાત પર રચાયેલી છે એમ કોઈપણ અભ્યાસી કહી શકશે નહિ. એ અર્થતંત્રની વ્યવસ્થા પાછળ, સામાજિક જવાબદારીઓની મર્યાદામાં રહીને, વ્યક્તિસ્વાતંત્ર્ય, વ્યક્તિગત જવાબદારી, સાહસવૃત્તિ, વ્યક્તિત્વના વિકાસ અને આવિર્ભાવનો સંપૂર્ણ અવકાશ વગેરે પ્રજાતંત્રના અંગભૂત એવા મહાન સિદ્ધાતો રહેલા છે, એ ભૂલવુ ન જોઈએ. કોઈપણ જાતના વ્યક્તિગત પ્રોત્સાહન વિના, આર્થિક વ્યવહાર કે પ્રવૃત્તિ સંભવી શકે નહીં. જેને અંગ્રેજીમા 'incentives' કહેવામા આવે છે એ તત્ત્વ માનવસ્વભાવમા અનિવાર્ય રીતે રહેલુ છે અને એને જડમૂળમાથી ઉખેડવાના પ્રયત્નો વ્યક્તિ અને સમાજને સર્ગ્મુખત્યારીની ગુલામી તરફ ખેચી જશે. અલબત્ત, ભારતે પોતાના બંધારણમા, લોકશાસનવાદી પ્રજાસત્તાકનો આદર્શ સ્વીકાર્યો છે એટલે આવી શંકા અસ્થાને છે. પ્રજાતંત્રના આદર્શમાથી ઉપસ્થિત થતા ધર્મો તથા જવાબદારીઓ ઉદ્યોગપતિઓ જરૂર અંગીકાર કરવા તત્પર રહેશે અને વ્યાપારી આલમ પલટાતા સમયના વહેણને જરૂર અનુરૂપ થઈ શકશે એમાં શંકા નથી.

આયોજન પંચે નક્કી કરેલી યોજનાઓ પાર પાડવા માટે આપણને પરદેશી મૂડીની જરૂર પડશે એ માન્યતા દર્શાવી છે. આપણી મોટી વિકાસ-યોજનાઓ, અને તે માટે જરૂરી નાણાનો વિચાર કરીએ, ત્યારે આપણને જરૂર લાગે છે કે, આપણી પરિમિત મૂડી અને સાધનોથી એ શક્ય નહી બને અને તે માટે 'પરદેશી મૂડી'ની યોગ્ય મદદ મળે તો જ એ કામો ધારેલી રીતે અને ધારેલા સમયમાં પાર પાડી શકાય. સરકારે 'પરદેશી મૂડી' અંગેની નીતિનો ઉલ્લેખ કરતા કહ્યું છે કે, સામાન્ય રીતે, પરદેશી મૂડીને એવા ઉદ્યોગોમાં આવકાર આપવામાં આવશે કે જે માટે ઉદ્યોગને

જરૂરી એવા વૈજ્ઞાનિક તજ્જ્ઞોનો અભાવ હોય અથવા ખાનગી મૂડીનુ રોકાણ લાબા ગાળા સુધી શક્ય ન હોય, અને વધુમાં, એવી પરદેશી મૂડી પાછળ અન્ય કોઈ રાજદ્વારી બંધનો સંકળાયેલાં નહીં હોય. આ ઉદ્યોગો સિવાયનુ ક્ષેત્ર કે જેમા હિન્દી ઉદ્યોગોએ ઠીક ઠીક પ્રગતિ સાધી હોય, તેમ જ જેમા વિકાસને સ્થાન હોય, તેવુ ક્ષેત્ર હિન્દી મૂડી સારુ અલાયદું રાખવામા આવ્યુ છે. આ નીતિનું ચુસ્તપણે પાલન થતુ હોય એમ અનુભવ પરથી પ્રતીતિ થતી નથી. તાજેતરમા હિન્દી મૂડી સ્થાપિત ઉદ્યોગો, કે જેનો યોગ્ય વિકાસ થયેલો કહી શકાય, તેના વિકાસ અર્થે પરદેશી મૂડીનુ રોકાણ થવા દેવામા આવ્યુ હોય એવા દાખલાઓ આપી શકાય એમ છે , દા. ત. સાબુ, ચોકલેટ, સ્ટીલની ફર્નિચરની બનાવટો, ટાઈપરાઈટરો, ફાઉન્ટનપેનની શાહી, બેટરીઓ ઈત્યાદિ. બીજા પણ અનેક દાખલાઓ આગળ કરી શકાય એમ છે. આથી ઘણાના મનમા શંકા ઉપસ્થિત થાય એ સ્વાભાવિક છે કે, 'પરદેશી મૂડી' અંગેની આપણી જાહેર થયેલી નીતિનુ યથાયોગ્ય પાલન થાય છે કે નહીં? જો આમ ચાલે તો સ્વદેશી ઉદ્યોગોનો વિકાસ રૂંધાશે એટલુ જ નહી પણ એનુ અસ્તિત્વ જ જોખમમાં આવી પડવાનો ભય રહે છે. એટલે 'પરદેશી મૂડી'નુ રોકાણ કયા ઉદ્યોગોમાં થાય છે, એ આપણી નીતિ સાથે સુસગત છે કે નહીં, એની દેશના હિતની દૃષ્ટિએ સંપૂર્ણ તપાસ અને ચકાસણી થવી જોઈએ. ત્યારપછી જ એવા રોકાણ માટે સમતિ આપી શકાય. આપણી આર્થિક ઉન્નતિ સાધવામા સર્વાગ સ્વદેશી ઉદ્યોગોનો વિકાસ અત્યંત આવશ્યક અને અનિવાર્ય છે. બીજું જાહેર ઉદ્યોગોના ક્ષેત્રમાં તેમ જ બીજા ઉદ્યોગોમા રોકાણ માટે આવતી પરદેશી મૂડી, બને ત્યા સુધી લોનના સ્વરૂપમા આવકારદાયક ગણવી જોઈએ. ભાગીદારી તરીકે શેરોમા થતુ પરદેશી મૂડીનુ રોકાણ દેશના લાબા ગાળાના હિતની દૃષ્ટિએ ઇચ્છવાજોગ ન ગણાય.

પંચવર્ષીય યોજનાના અઢી વર્ષ બાદ આપણા દેશમાં બેકારી અંશતઃ પણ ન ઘટતા, ક્રમનસીબે તેનુ પ્રમાણ ઊલટું વધ્યુ , છે, એનો આપણા નાણાપ્રધાને હવે સ્વીકાર કર્યો છે, અને યોજનાઓમા યોગ્ય સુધારો કરી

બેકારીનિવારણ માટે રૂપિયા ૧૭૫ કરોડ વધારે ખર્ચવાનો અને અમુક અંશે ઉત્પાદક હોય એવા રોજગારના માર્ગો ખુલ્લા મૂકનારી યોજનાઓને સહાય આપવાનો નિર્ધાર કર્યો છે એ સ્તુત્ય પગલુ છે.

બીજી પંચવર્ષીય યોજનાની પણ વાતો શરૂ થઈ ચૂકી છે અને એ યોજનામાં સમાવવા માટેની વિવિધ સિંચાઈ અને વિદ્યુતસર્જન યોજનાઓ વિષે આયોજનપંચને ભલામણ કરવાને માટે ભારત સરકારે જળસિંચાઈ અને વિદ્યુતસર્જન યોજનાઓ વિષેની સલાહકારી સમિતિ નામની એક ટેકનિકલ સમિતિની નિમણુક પણ કરી છે. આ પ્રમાણે પચવર્ષીય યોજના સબધી સક્રિય અને સુયોજિત પ્રયત્નો ચાલુ છે, અને આપણે આશા રાખીએ કે તે સર્વનુ શુભ પરિણામ આપણા નિર્ધન દેશને સધન બનાવવામા અને તેનુ જીવનધોરણ ઊંચુ લાવવામા આવે

અતમા, ઉપસંહાર રૂપે કહેવાનુ કે પ્રથમ પચવર્ષીય યોજના એક આવકારદાયક અને સ્તુત્ય પ્રયાસ છે, અને એ દૃષ્ટિએ, દેશની વ્યાપારી આલમ, દેશના આર્થિક વિકાસ અને ઉન્નતિને સાધી શકે એવી શક્યતાવાળી સર્વ યોજનાઓમાં જરૂર સાથ આપશે. આયોજનની આ સમગ્ર યોજનાને અમલી બનાવવામાં, અત્યંત સાવચેતી તેમજ વાસ્તવદર્શી દૃષ્ટિબિંદુની જરૂર રહેશે. **પ્રજા નવું જીવન, નવો ઉલ્લાસ અને પ્રેરણા માગી રહી છે. જનતાની અત્યારની નિરાશા દૂર થાય, અને એનામાં નવા જીવનની આશાઓના અંકુર ફૂટે, તે સર્વ આ પંચવર્ષીય યોજના દ્વારા શક્ય છે એવી શ્રદ્ધા પ્રજામાં આવે અને એવું ભાન પ્રજાને થાય, તેવી સ્થિતિ અને વાતાવરણ ઊભું કરવા માટે ભગીરથ પ્રયત્નો આદરવા પડશે, અને તેમ થાય તો જ, સમૃદ્ધ ભારતની સિદ્ધિ માટે કટિબદ્ધ થવાને સમગ્ર જનસમુદાયનું અંતર ઊછળી રહેશે.**

卐

# મુંબઈ રાજ્યના પ્રધાનમંડળનું સ્વાગત



ઇન્ડિયન મર્ચન્ટ્સ ચેમ્બરને ઉપક્રમે તા ૨૯-૫-૧૯૫૨ ને દિને શ્રી પ્રાણલાલભાઈએ મુંબઈ રાજ્યના સચિવોને આમંત્ર્યા હતા તે સમયની તસવીર ડાબી બાજુથી શ્રી એમ એમ નાઈક નિંબાલકર, શ્રી જી ડી તપાસે, ડૉ જીવરાજ મહેતા, શ્રી પ્રાણલાલભાઈ, શ્રી મોરારજી દેસાઈ, શ્રી હીરે, શ્રી ચવ્હાણ, શ્રી એમ. પી પાટીલ, શ્રી શાંતિલાલ શાહ



# ઇન્ડિયન મર્ચન્ટ્સ ચેમ્બરનાં પ્રવચનો

## શ્રી કરમરકર અને સદ્‌ગૃહસ્થો,*

ચેમ્બરના સભાસદો તરફથી વ્યાપારખાતાના પ્રધાન શ્રી ડી. પી. કરમરકરને હાર્દિક આવકાર આપતાં મને ઘણો આનંદ થાય છે. આજે ખાસ મુંબઈ પધારીને આ સભા ખુલ્લી મૂકવાનુ અને આપણે જે બાબતો ચર્ચીએ તેની ઉપર સલાહ અને સૂચનાઓનો લાભ આપવાનુ તેમણે સ્વીકાર્યું છે તે બદલ આપણે તેમના અત્યત આભારી છીએ.

## દુકાળ રાહતફંડ

અત્રે દુષ્કાળની દુ:ખદ પરિસ્થિતિ દેશના કેટલાક ભાગમા, ખાસ કરીને મહારાષ્ટ્ર અને ગુજરાતમા પ્રવર્તે છે તેનો ઉલ્લેખ કરવાનુ હુ યોગ્ય માનુ છુ વરસાદની ખેચના મુખ્ય કારણે જ દુકાળના સંજોગો ઊભા થયા છે આપણે આશા રાખીએ કે ખેતીની અને પાણીની નહેરો અગેની જે યોજનાઓ રાષ્ટ્રીય નિયોજનમા આમેજ કરવામા આવી છે તેને પરિણામે, વખતના વહેવા સાથે, આવી જાતની અછતની પરિસ્થિતિ ભવિષ્યમા ઓછી ને ઓછી ઊભી થવા પામશે પણ હાલના સજોગોમા તો, નાણાની રકમો અને ચીજવસ્તુઓ છૂટથી આપીને આ વિસ્તારોમાની પરિસ્થિતિમા આપણે રાહત આપી શકીએ. ચેમ્બરના સભાસદો જાણે છે તેમ મુબઈમા એક રાહત ફંડ ખોલવામા આવ્યુ છે અને તે ફંડના વ્યવસ્થાપકોએ જે અપીલ બહાર પાડી છે તેને સહાનુભૂતિભર્યો ઉદાર ટેકો આપવાની હુ તમને બધાને ખાસ વિનંતિ કરુ છુ

## આંતરરાષ્ટ્રીય તંગ વાતાવરણ

રાજકીય ક્ષિતિજ ઉપર, ખાસ કરીને દૂર પૂર્વમા, અનિષ્ટસૂચક વાદળા ઘેરાતાં જાય છે. અમેરિકન નૌકાસૈન્ય ખસેડી લઈ ફોર્મોસાની તટસ્થતા નહિવત કરતો અમેરિકન નિર્ણય વિસ્તૃત શંકાકુશંકા ઉત્પન્ન કરનારો છે. કોરિયાના યુદ્ધનો વિસ્તાર થાય, નહીં અને ત્યાંનુ જોખમ

* પિસ્તાળીસમી વાર્ષિક સામાન્ય સભા (તા. ૨૬ મી ફેબ્રુઆરી ૧૯૫૩)મા કરેલુ પ્રવચન

વધે નહીં તે સારુ જે પ્રયાસો કરવામાં આવ્યા છે તેને આ બનાવથી એક જબરજસ્ત ધક્કો પહોચે છે, આ બનાવથી રિપબ્લિકન ચીનમા જે પ્રત્યાઘાતો જણાયા છે તે ખાસ ધ્યાન ખેંચે છે. કોરિયાની લડાઇનો અત આવે એવો ઉકેલ આણવા આપણા દેશના હમેશા પ્રયત્નો રહ્યા છે અને તેથી આપણી ખાસ ઇચ્છા છે કે આ યુદ્ધનો વિસ્તાર થાય નહીં કોરિયામા જે ગૂચ અણઉકલી પડી છે અને ચીનમા હવે રિપબ્લિકન અને કુઓમિન્ટાગ વચ્ચે નવી ચકમક ઝરવાની જે બીક ઊભી થઈ છે તેથી દૂર પૂર્વના પ્રશ્નનું જલદીથી નિરાકરણ આવે એવી જે આશા રાખવામા આવતી હતી તેમા હવે ઘણો ફેર પડી જાય છે.

બીજી બાજુ, કાશ્મીર અંગેનો એંગ્લોઅમેરિકન ઠરાવ પસાર થયા પછી જે બનાવો બન્યા છે અને સાથે સાથે પાકિસ્તાને યુદ્ધનો જે પ્રચાર શરૂ કર્યો છે અને તેવી જ રીતે 'મિડલ ઇસ્ટ ડિફેન્સ ઓરગેનાઈઝેશન' અગેના જે અહેવાલો આપણે સાભળીએ છીએ તે સતોષકારક નથી આપણને રાજકારણના ક્ષેત્રમા વર્ચસ્ ભોગવવામા રસ નથી, પણ વિશ્વમા શાતિ અને સમૃદ્ધિ ચિરસ્થાયી રહે તેવી પરિસ્થિતિ નિર્માણ કરવામા મદદ કરવાની આપણી સાચી મુરાદ છે. આમ હોવાથી, યુદ્ધના પડઘા આપણી નજીકમા જ ન પડે તે જોવા આપણે ઘણા ઉત્સુક છીએ આપણા કાર્યદક્ષ વડા પ્રધાનની દોરવણી નીચે આપણા દેશે દૂર પૂર્વના બનાવોની ગભીરતા અગે જે દૃષ્ટિબિંદુ રજૂ કર્યું છે તેની સારી અસર ચોતરફ થઈ છે અને આપણે તો હજી પણ આશા સેવીએ છીએ કે એક વધુ યુદ્ધની ભીષણતા-માથી આપણે બધા બચી જઈએ.

## ઉત્પાદનનુ ભાવિ

વર્ષ દરમ્યાન બધા મોટા ઉદ્યોગોના ઉત્પાદનની સપાટી ઊચી આવી હતી. ઉત્પાદનનો સરેરાશ ભાવનો આક જો ૧૯૪૬મા ૧૦૦ હતો તેમ માની લઈએ તો તે ૧૯૫૦મા ૧૦૫ ૨, ૧૯૫૧મા ૧૧૭·૪ અને ૧૯૫૨ના પહેલા આઠ મહિનાના આંકડાઓ મુજબ ૧૨૬·૩ હતો. પ્રત્યેક ઉદ્યોગનુ

એકમદીઠ ઉત્પાદન પણ સતોષજનક હતુ. ૧૯૫૧ ને મુકાબલે ૧૯૫૨ ના નવ મહિનાના ઉત્પાદનના આકડાઓ તપાસીએ તો, પોલાદનુ ૧૮ ટકા, ખાડનુ ૩૫ ટકા, શણની ચીજોનુ ૧૪ ૭ ટકા, સૂતર અને કાપડનુ ૧૦ ટકા, સિમેન્ટનુ ૧૩ ટકા, કોલસાનુ ૬ ટકા અને મીઠાનુ ૧ ૫ ટકા, એમ દરેકના ઉત્પાદનમા વધારો થયો હતો. ગયે વર્ષે મંદીને પરિણામે ઉદ્યોગોમા વપરાતી કાચી ચીજોના ભાવમા થયેલો ઘટાડો, તેમ જ આવી ચીજોની આતરરાષ્ટ્રીય માગમા થયેલા ફેરફાર અગે આપણા દેશના આતરિક ઔદ્યોગિક ઉત્પાદનને વેગ મળ્યો હતો. મજૂરવર્ગ સાથેના ઔદ્યોગિક સબધો સારા રહ્યા હતા તેથી પણ ઉત્પાદનને મદદ મળી હતી. પણ હાલમા વસતીના મોટા ભાગની ખરીદશક્તિ ઘટી જવાને પરિણામે ઉત્પાદનનુ અત્યારનુ ધોરણ નિભાવવાને પૂરતી માગ નથી તે પ્રશ્ન ઉદ્યોગોને મૂઝવતો ઊભો છે. દેશના થોડા ભાગમા પ્રવર્તતી અછતની પરિસ્થિતિ અને મધ્યમ વર્ગમા વધતી જતી બેકારી એ બે નવા કારણોને લઇને પણ પાકા માલની માગ ઘટવાનો સભવ છે આ સજોગોમા ઉદ્યોગો ઉપર જે વેરાઓનો બોજો લાદવામા આવે છે અને તેથી તૈયાર માલના ભાવ ઉપર જે દબાણ આવી પડે છે, તેમા રાહત આપવાનો સવાલ વધુ જોર પકડે છે. આપણી યોજનાઓનો વિકાસ સાચી રીતે કરવાનો હોય તો ઔદ્યોગિક ઉત્પાદનની ગતિ એકધારી રાખવી જોઈએ અને બને તો વધારવી જ જોઈએ એ સ્વીકારવુ જરૂરી છે

## નાણાંબજારની પરિસ્થિતિ

ગયા વર્ષની આખરમા મદીને કારણે નાણા મેળવવા અગે જે ખેચ દેખાતી હતી તેમા સુધારો થયો છે. ઘણા દેશોમા અને ખાસ કરીને ઇગ્લંડમા બેક રેટ વધારવામા આવ્યો છે. અમેરિકા, કેનેડા, પશ્ચિમ જર્મની, સ્વીડન વગેરે દેશોમા ૧૯૫૦ના વર્ષના પાછળના ગાળામાં બેંક રેટ વધારવામા આવ્યો હતો. આપણા દેશમા ડિસેબર ૧૯૫૧ ની આખરથી તે ડિસેબર ૧૯૫૨ ની અધવચ સુધી જે ફરતા નાણાનુ પ્રમાણ છે તે રૂ. ૧૨૮૧·૪૪ કરોડથી રૂ. ૧૨૨૩ ૨૦ કરોડ ઉપર આવ્યું છે, એટલે તેમા રૂ. ૫૮·૨૪ કરોડનો ઘટાડો થયો છે.

શેડયુલ્ડ બેંકોની જે ચોખ્ખી થાપણો છે તે રૂ. ૮૪૬ ૨ કરોડ ઉપરથી રૂ. ૮૩૮ ૮૪ ઉપરની થઈ છે, એટલે તેમા રૂ. ૮ કરોડનો ઘટાડો થયો છે. બેંક ક્રેડિટના પ્રમાણમા પણ જાણવા જેવો ઘટાડો થયો છે. શેડયુલ્ડ બેંકો તરફથી એડવાન્સ અને બીલો સામે જે નાણુ મેળવવામા આવે છે તેમા પણ રૂ. ૫૪૩ ૪૭ કરોડ ને બદલે રૂ ૪૫૬ ૩ કરોડનો આકડો નોધાયો છે અને તેમા પણ રૂ. ૮૭·૧૭ કરોડનો ઘટાડો થયો છે આમ, સમગ્ર દૃષ્ટિએ જોતા દેશમાની નાણાકીય પરિસ્થિતિ મુશ્કેલીભરી ન ગણાવી જોઈએ, પણ કેન્દ્રીય સરકારના અને પ્રાદેશિક રાજ્યોની સરકારના વાર્ષિક અદાજપત્રોની શી પરિસ્થિતિ છે, અને કરવેરા અગેની શી દરખાસ્તો છે તેના પ્રત્યાઘાતોની અસર આપણે તપાસવાની રહી. પચવાર્ષિક યોજનાની નાણાકીય જોગવાઈઓ સારુ નવા અથવા વધારાના દરે ચાલુ કરવેરાની જરૂરત રહેશે એમ માનવામા આવ્યુ છે. આવકના સાધનો વધારવા સારુ અદાજપત્રોની દરખાસ્તો ઘડવામા વધુ કાળજી રાખવી જરૂરી છે કારણ, અત્યારને તબકકે કોઈપણ જાતના વધારાના કરવેરા માલના ઉત્પાદનના ખર્ચ અને ભાવને વધારી મૂકશે અને તેથી વપરાશની સપાટી ઉપર અને પાકા માલના ઉપાડ ઉપર તેની અવશ્ય અસર થશે. કોઈ પણ સજોગોમા, સરકાર તરફથી જે ટેક્સેશન ઇન્કવાયરી કમિટી નીમવામા આવનારી છે, તેના પરિણામો જણાય નહીં ત્યાસુધી હાલની પરિસ્થિતિમા સરકારે કરવેરામા વધારો કરવાનો કે નવા કરવેરા નાખવાનો વિચાર ન કરવો જોઈએ. આથી ઊલટુ, ઔદ્યોગિક અને આર્થિક ક્ષેત્રમા વધારે ઉત્સાહભર્યા પ્રયત્નો કરવા સારુ પ્રાદેશિક ક્ષેત્રોમાં હાલના કરવેરાના દરમા અને ધોરણમા ફેરફારો કરવાની જરૂર છે.

## પચવાર્ષિક યોજના

આતરિક રાજકીય પરિસ્થિતિ મુકાબલે કાંઈક સ્થિરતા ધારણ કરે છે ત્યારે બહુજનસમાજના જીવનધોરણમા સુધારો થાય અને દેશમા આર્થિક પ્રવૃત્તિ વધે તેવા સજોગો ઉત્પન્ન કરી શકાય તેવા પ્રયત્નો કરવા તરફ આપણુ ધ્યાન સ્વાભાવિક રીતે કેન્દ્રિત થતુ રહ્યુ છે. આ ધ્યેયને સિદ્ધ કરવા આપણી

શક્તિ અને સાધનોને દોરવાનો પંચવાર્ષિક આયોજન એક આવકારદાયક પ્રયત્ન છે. સર્વાંગી વિકાસનુ એક સુસબદ્ધ અને સંપૂર્ણ ચિત્ર દેશ સમક્ષ રજૂ કરવાના પ્રયાસ તરીકે અને સ્થાપિત કરેલા સર્વસામાન્ય સિદ્ધાંતો અને કાર્ય હાથ ધરવાની પસંદગીના ક્રમાંક તરીકે આ યોજના અમે આવકારીએ છીએ. નિયોજનના કાર્યક્રમ મુજબ આપણને યોગ્ય સફળતા મળે અને બધાના સયુક્ત સહકારથી આપણો દેશ પ્રગતિ અને સમૃદ્ધિને પથે ઝડપથી વધે તે જોવા બીજા બધા જેટલા જ અમે પણ ઉત્સુક છીએ, જોકે, યોજનાની કેટલીક વિગતો સાથે અમે સમત થતા નથી એ હકીકત અમે છુપાવી નથી આમાના મુખ્ય મુદ્દાઓ એ છે કે હેવાલમા જણાવ્યા મુજબ યોજનાને લગતી નાણાકીય જોગવાઈઓ બરાબર થઈ શકશે કે કેમ, જાહેર વિભાગની જરૂરતો પૂરી પાડવા નાણાતંત્રની શક્તિનો ઉપયોગ કરી લીધા પછી ખાનગી વિભાગ સારુ નક્કી થયેલો વિકાસ સાધવા જરૂરી નાણાસચય મેળવી શકાશે કે કેમ, ખાસ કરીને રાજ્યોની સરકારો તરફથી વધારાના કરવેરા નાખીને કે ચાલુ કરવેરામા વધારો કરીને વધુ આવકના સાધનો ઊભા કરી શકાય તેમ છે કે કેમ, અમુક ક્ષેત્રોમા સરકાર હસ્તક વેપારી પ્રવૃત્તિ ખાનગી સાહસની સાથે હરીફાઈમા ઉતારી શકાય કે કેમ વગેરે. અત્રે મારે નમ્રતાપૂર્વક જણાવવુ જોઈએ કે તાકીદનુ કામ તો આયોજન સારુ જાહેર અભિપ્રાય તૈયાર કરવા, અનુરૂપ વાતાવરણ ઘડવાનુ છે અને તે અગે શક્ય તેટલા બધા પ્રયત્નો થવા જોઈએ આ મુદ્દો નજર સમક્ષ રાખતા મારે કહેવુ જોઈએ કે તાજેતરમા કરવેરા નાખવામા આવ્યા તે વખતે જે જાહેર પ્રત્યાઘાતો આપણા બધાના જોવામા આવ્યા હતા તેની નોધ લેવાવી જોઈએ અને તે પછી જ યોજનામા જે ખાડો બતાવવામા આવ્યો છે તે પૂરવા નવા અથવા વધારાના કરવેરાનો વિચાર કરવો જોઈએ. અહી આ યોજનાના હેવાલની ઝીણી વિગતોમા ઊતરવા અથવા આયોજનની નાણાકીય જોગવાઈઓની ચર્ચામા ઊતરવા હુ માગતો નથી તેમ છતા, મારી ફરજ છે કે મારે એ બતાવવુ જોઈએ કે આયોજનનો ગાળો વધારવો અથવા નવા અથવા વધારેલા ચાલુ કરવેરાનો બોજો સહન કરી પારાવાર મુસ્કેલીઓ સહન કરવી એ બે વચ્ચે જો પસદગી કરવાની હોય તો જાણકાર

વર્ગ પહેલો વિકલ્પ સ્વીકારશે આમ હોવા છતા, હું તમને ખાતરી આપું છુ કે અમે વેપારી આલમના લોકો આ કાર્યમાં સરકારની સાથે જ છીએ અને આયોજનને અમલી બનાવવા સારુ જે ઉત્સાહનુ વાતાવરણ ઘડવા પ્રયત્નો થવા જોઈએ, તેમા અમારો સંપૂર્ણ ટેકો સરકારને મળી રહેશે.

## ખાનગી સાહસની અગત્યતા

'ઔદ્યોગિક વિકાસની જરૂરત અને તેને માટેનો અવકાશ એટલો બધો છે કે અત્યારે તો ખાનગી સાહસ જેમા આવશ્યક જોખમ લેવા, અથવા પોતાની સાધનસામગ્રી રોકવા શક્તિશાળી ન હોય અથવા તેમ કરવા તેની ઈચ્છા ન હોય તેવા ઉદ્યોગોના વિકાસમા જાહેર વિભાગ પોતાનુ ધ્યાન કેન્દ્રિત કરે એ ઘણુ સારું છે', આ મુજબનો હેવાલમાનો નિખાલસ એકરાર આવકારપાત્ર છે પણ ખાનગી ક્ષેત્રમા કાર્ય કરી રહેલા ચાલુ ઉદ્યોગોને સરકાર હસ્તગત કરવાની ઈચ્છા ધરાવતી નથી, એવુ ખાસ આશ્વાસન આપવા છતા સરકારે વિમાનવ્યવહાર ઉદ્યોગને રાષ્ટ્રીયકરણના ક્ષેત્રમા લઈ લેવાનો નિર્ણય કર્યો છે, તે કમનસીબ છે આ ક્ષેત્રમા ખાનગી સાહસે અગ્રેસર રહીને સારું કાર્ય કર્યું છે અને મારાથી એમ કહ્યા વિના રહેવાતુ નથી કે આ ઉદ્યોગનો રાષ્ટ્રીયકરણ કરવાનો નિર્ણય તેમ જ બેંકો અને વીમાકંપનીઓનુ રાષ્ટ્રીયકરણ થવુ જોઈએ એ અગેનો હાલનો ઉલ્લેખ પ્રતિકૂળ પ્રત્યાઘાતો પહોચાડનારો નીવડશે, અને આને પરિણામે ખાનગી સાહસે જે ભાગ ભજવાનો છે તે અગે સત્તાવાર વર્તુળના શા ઈરાદાઓ છે તે વિશે અચોક્કસતાની લાગણી ઊભી થવાનો સભવ છે રાષ્ટ્રીયકરણના સવાલની નીતિ અગે સત્તાધીશોએ હાલમા જે નિવેદનો કર્યા છે અને તેમા જે ખાતરીઓ આપવામા આવી છે અને તે સાથે સાથે આયોજન પચના હેવાલમા ખાનગી સાહસના ક્ષેત્રના ચાલુ ઉદ્યોગોનુ સાધારણ રીતે રાષ્ટ્રીયકરણ કરવામા નહીં આવે એમ જે કહેવામા આવ્યુ છે, તેને આ નવી જાહેરાતથી ધક્કો ન પહોચવો જોઈએ. આ પ્રશ્નની આ બાજુ સરકારની ખાસ વિચારણા માગી લે છે.

## રાષ્ટ્રીયકરણ પામેલા ઉદ્યોગનો બદલો

જ્યારે સરકારે વિમાનવ્યવહાર ઉદ્યોગને પોતાને હસ્તક લેવાનો નિર્ણય કર્યો છે અને તે અંગેની જાહેરાત પણ કરી છે ત્યારે તેની માલિકીની અસકયામતો અને હિતો સરકાર જે લઈ લે છે તેનો બદલો કયે ધોરણે અને કેટલી રકમનો હોવો જોઇએ એ બાબતનો હુ ઉલ્લેખ કરવા માગુ છુ. આ બાબત એક જ ઉદ્યોગને લગતી નથી, પણ ભવિષ્યમા પણ અગત્ય માગી લે એવી છે. એ યાદ રાખવુ જરૂરી છે કે જ્યારે મિલકતને લગતા હક્કોની ભારતના બંધારણમા જોગવાઈની ચર્ચા થતી હતી ત્યારે જે મિલકત લઈ લેવામા આવે તેને કેવો બદલો આપવો એ બાબત ઉપર ઘણી જાહેર ચર્ચાઓ થઈ હતી. તે વખતે એમ ખાતરી આપતી કલમો દેશના બધારણમાં આમેજ કરવામા આવી હતી કે મિલકતનો હક એ મૂળભૂત હક છે અને જ્યારે માલિકી લઈ લેવામા આવે ત્યારે બદલો અવશ્ય આપવામા આવશે. ૧૯૪૮ ના એપ્રિલમા જે નીતિની ઘોષણા કરવામા આવી હતી, તેમા પણ જણાવવામા આવ્યુ હતુ કે ખાનગી ક્ષેત્રમા કાર્ય કરી રહેલુ કોઈપણ એકમ રાજ્ય તરફથી લઈ લેવાવુ જોઇએ, એમ જો નિર્ણય કરવામા આવે તો 'યોગ્ય અને ઇનસાફી બદલાનુ ધોરણ' રહેશે. વિમાની વ્યવહારના ઉદ્યોગનુ રાષ્ટ્રીયકરણ થતા આ બદલાનુ ધોરણ, કારખાનાની યાત્રિક મશિનરી વગેરેની બાબતમા તેમની અત્યારની હિસાબ પ્રમાણેની કિંમત, અને વિમાનોની બાબતમા તેમની ઘસારાના થોડા ભાગની રકમ બાદ કરતાં, અસલ મૂળ કિંમત રાખવુ એમ વિચારવામા આવ્યુ છે, એવા જે અહેવાલો જાણવા મળે છે છે તેથી નિરાશાની લાગણી ફેલાઈ છે, કારણ આ ધોરણને કોઈ પણ રીતે 'યોગ્ય અને ઇનસાફી ધોરણ' ગણી શકાય નહીં! અત્યારે આ બાબતમા જે નિર્ણય લેવામાં આવશે એનુ મહત્ત્વ ઘણુ બધુ છે, કારણ હાલમા સ્વીકારવામા આવેલુ 'ધોરણ ભવિષ્ય સારૂ એક પૂર્વદૃષ્ટાત તરીકે ગણવામા આવશે અને તેથી જ આ મુદ્દાને વિશાળ દૃષ્ટિબિન્દુથી તપાસવો જોઇએ. કોઈપણ સંજોગોમા, આવા બદલાની બાબતમા સરકારે

એકતરફી નિર્ણય ન લેવો જોઇએ અને બીજા દેશોમાં રાષ્ટ્રીયકરણ કરવામા આવે છે ત્યારે જેમ સ્વતંત્ર અને નિષ્પક્ષપાતી પંચ (ટ્રિબ્યુનલ) નીમવામા આવે છે તેવી પદ્ધતિ અખત્યાર કરવી જોઇએ આવુ નીમાયેલુ પંચ બદલાની રકમ શી હોવી જોઇએ, તેનુ ધોરણ શું હોવુ જોઇએ અને તેના ઉદ્યોગની મિલકતની આકણી કેવી રીતે થવી જોઇએ તે નક્કી કરી શકે.

## પરદેશી મૂડીની સામેલગીરી

વિકાસયોજનાઓના કાર્યક્રમને નજર સમક્ષ રાખતાં અને તેને માટેની જરૂરી નાણાકીય જોગવાઈઓને ખ્યાલમાં રાખતા પરદેશી મૂડીની અને ખાસ કરીને માલિકી તરીકે આવતી મૂડીની જરૂર રહેશે એમ લાગે છે કારણકે, તોજ આપણી પોતાની સાધનસામગ્રીને પૂરકબળ મળી રહેશે. પણ વિકાસની ગતિ વધારવાની તાત્કાલિક ચિંતામા આપણી મૂડી સારુ વિસ્તૃત ક્ષેત્ર રાખવાનુ લાબા ગાળાનુ ધ્યેય અને પરદેશી મૂડી આપણી મૂડીના પૂરક તરીકે જ આવવી જોઇએ એ હકીકત ન ભૂલવી જોઇએ. ટેકનિકલ કારણોને લીધે હિન્દી મૂડી વર્ષો સુધી પ્રવેશ કરવા તૈયાર ન થઈ હોય ત્યારે જ અને તે ક્ષેત્રમા જ પરદેશી મૂડી આવવા દેવી જોઈએ એવુ સરકારે સ્વીકાર્યું છે અને તે મુજબની નીતિ ઘડી છે જે જે ક્ષેત્રોમા હિન્દી માલિકીના ઉદ્યોગો સતોષકારક રીતે વિકાસ પામ્યા હોય તે તે ક્ષેત્રો તેમના ભવિષ્યના વિકાસ સારુ અનામત રાખવા જોઈએ એમ પણ સરકારે સ્વીકાર્યું છે. હાલમા એવુ બન્યુ છે કે જે ક્ષેત્રમા હિન્દી માલિકીના ઔદ્યોગિક એકમોએ પૂરતો વિકાસ સાધ્યો છે તે ક્ષેત્રમા પણ પરદેશી મૂડીને પ્રવેશ કરવાની પરવાનગી આપવામા આવી છે અને તેથી કયા ક્ષેત્રમા પરદેશી મૂડીને દાખલ થવા દેવી તેને લગતા સરકારના નિર્ણયનુ વ્યવહારમા કડક રીતે અનુસરણું થવુ જોઈએ સાબુ, ચોકલેટ, ટાઈપરાઈટરો, ફાઉન્ટન પેનની શાહી, બેટરી, ટૂથ બ્રશ વગેરે હિન્દી માલિકીના ઉદ્યોગોના એકમોએ સતોષકારક પ્રગતિ કરી છે, તેમ છતા આ બાબતોમા નવાં પરદેશી કારખાના શરૂ કરવા, અથવા અસ્તિત્વ ધરાવતા પરદેશી કારખાનાનો વિસ્તાર કરવા અંગેના તાજેતરમા જે વહીવટી નિર્ણયો લેવામાં આવ્યા છે, તેથી હિન્દી માલિકીના

'ઉદ્યોગોના ક્ષેત્રના ભવિષ્ય વિશે ચિંતા ઉત્પન્ન થાય છે. આ કારણોસર સરકારે આપણા દેશમાની પરદેશી મૂડી તપાસવાના તંત્રની ફેરતપાસ કરવી જોઈએ, કે જેથી પરદેશી મૂડી તેજ ક્ષેત્રોમા પ્રવેશ પામે, જયા ટેકનિકલ કારણો અગે તેની સામેલગીરીની જરૂર જણાય અને જેથી પરદેશી મૂડી અગેના આપણા મૂળભૂત નિર્ણયને વળગી રહી શકાય. **જે જે ક્ષેત્રોમાં હિન્દી માલિકીનાં એકમોએ પૂરતી પ્રગતિ કરી હોય અને જ્યાં આગળ વધુ વિકાસ સાધવાની સભવિતતા હોય ત્યાં તે તે ક્ષેત્રો હિન્દી માલિકીના ઉદ્યોગો સારુ અનામત રાખવાં જોઈએ.**

## પરદેશી'વહાણવટાની કપનીઓ અને મેઝરમેન્ટ સર્ટિફિકેટો

આપણા દેશના વેપારમા અથવા તો ઔદ્યોગિક પ્રવૃત્તિમા જે પરદેશીઓ પહેલેથી રોકાયેલા હોય તેમને રાબેતા મુજબની બધી સગવડોની ખાતરી આપીને, તેમના માર્ગમાં કોઈ પણ આડખીલી નહીં નાખવાની આપણી સરકારની નીતિ રહી છે. આ જોતા, નિકાસ થતા માલને માટે દેશી વેપારી ચેમ્બરો તરફથી અપાતા મેઝરમેન્ટ સર્ટિફિકેટો માન્ય રાખવાની ભારપૂર્વક ના પાડીને, આપણા દેશમા સામાન્ય રીતે બધી જ સગવડો મેળવતી પરદેશી સ્ટીમર કપનીઓ ચેમ્બર ઓફ કૉમર્સ જેવી રાષ્ટ્રીય સસ્થાઓ સામે ભેદભાવ રાખવાનું યેગ્ય ધારે છે તે ખરેખર શોચનીય છે. પરદેશી સ્ટીમર કપનીઓ તરફથી દેશી સસ્થાઓ પ્રત્યે અવિનય સૂચવતા આ પગલા તરફ અમે આપના પુરોગામીઓનુ ધ્યાન દોર્યું છે આ બાબતમા ફેડરેશન ઓફ ઈન્ડિયન ચેમ્બર્સ ઓફ કૉમર્સ અને એસોસિયેટેડ ચેમ્બર્સ ઓફ કૉમર્સના પ્રતિનિધિઓ વચ્ચે અવિધિસર વાટાઘાટો કરીને આ મુદ્દાનો કદાચ ઉકેલ લાવી શકાય એવુ સૂચન એમણે કર્યું હતુ. ઘણા વર્ષો વીતી ગયાં છે, પણ આ અવિધિસર પ્રયત્નો હજી ફળીભૂત થયા હોય એમ લાગતુ નથી અને પરિણામે માન્ય થયેલી દેશી સસ્થાઓ તરફથી અપાતા મેઝરમેન્ટ સર્ટિફિકેટો નહિ સ્વીકારવાથી રાષ્ટ્રીય સ્વમાનને જે હાનિ પહોચે છે તે ચાલુ રહી છે ચેમ્બર જેવી સસ્થાઓ

પ્રત્યેના ભેદભાવથી જે ધંધાદારી નુકસાન થાય છે તેથી પ્રેરાઇને આ વસ્તુનો ઉલ્લેખ હું અહીં કરતો નથી તેની આપને ખાતરી આપું છું. દેશી સંસ્થાઓ પ્રત્યે આવો ભેદભાવ નહિ દાખવવાની જરૂરતનો લાગતાવળગતા હિતોને બરોબર ખ્યાલ આપવામાં આવે તે જરૂરનું છે, એમ અમને લાગે છે, એટલે જ આ પ્રશ્નનો મેં અહીં નિર્દેશ કર્યો છે.

## પરદેશી વેપાર

દેશની સુવ્યવસ્થિત વિકાસની યોજનામાં રાષ્ટ્રીય, આર્થિક અને ઔદ્યોગિક વિકાસને સહાય મળે એ રીતે આપણા દેશના પરદેશી વેપારનું સ્વરૂપ ઘડાય તે ખૂબ મહત્ત્વનું છે એટલે આપણી વિકાસયોજનાને અનુકૂળ થાય તેવી રીતે ધ્યેય અને વખતોવખતની વ્યાપારનીતિ નક્કી કરવાની જરૂરત, આપણા વ્યાપારનું સ્વરૂપ નક્કી કરતી વખતે ખાસ ધ્યાનમાં રાખવી પડશે. એટલે પરદેશી વ્યાપાર પણ વ્યવસ્થિત રીતે વિકસાવવો જોઈએ અને કોઈ જાતની યોજના વગરનો ન હોવો જોઈએ એ તો સમજી શકાય એવું મંતવ્ય છે. રાષ્ટ્રીય આયોજનની યોજનાને લીધે, પરદેશમાંથી પ્લાન્ટ અને મશિનરીની આયાત ઉત્તરોત્તર વધારવી પડશે અને તેથી 'બેલન્સ ઓફ પેમેન્ટ' ઉપર તેની ઘણી અસર પહોંચશે આપણા ચલણની પરદેશોમાંની કિંમત યોગ્ય રીતે જાળવી રાખવા માટે પરદેશી વેપારના અવળા પાસાની મર્યાદા દેશના પરદેશી ચલણના ભંડોળને લક્ષમાં રાખીને નક્કી કરવી પડશે. એટલે આયોજનના સમયમાં નિકાસ વધારવાનો સવાલ ખૂબ મહત્ત્વ ધારણ કરે છે, અને સાથે સાથે આયાત થતા માલનું ઝીણવટભર્યું નિયંત્રણ પણ ચાલુ રાખવું પડશે નિકાસવેપારને ઉત્તેજન આપવા માટે જરૂરી પગલાં લેવા બાબતમાં, નિકાસની સલાહકારક સમિતિદ્વારા વેપારી પ્રતિનિધિઓ જોડે સરકાર વિચારણા કરે છે એ હકીકત અમે જાણીએ છીએ. અમે એ પણ જાણીએ છીએ કે તાજેતરમાં નિકાસવેપાર ઉપરના અંકુશો મહદ્ શે હળવા બનાવવામાં આવ્યા છે. છતાં પણ એવું સૂચન કરવાનું અમને યોગ્ય લાગે છે કે સરકારે વેપારખાતામાં નિકાસવેપારને વધારવા માટે એક ખાસ તંત્ર ઊભું કરવું

જોઈએ આ તંત્રે આપણા પરદેશી વેપારને લગતા વિવિધ સવાલોનો ચાલુ અભ્યાસ કરવો જોઈએ કે જેથી પરદેશી વેપારના વખતોવખત બદલાતા જતા સ્વરૂપને ધ્યાનમા લઈને, નિકાસવેપારને સહાયક બને એવા પગલા લેવાને લગતી ચોક્કસ ભલામણો એ ખાતુ ઘડી શકે. અમને એમ પણ લાગે છે કે સરકારે બિનસરકારી વેપારી પ્રતિનિધિમડળો પરદેશી બજારોનો અભ્યાસ કરવા તેમ જ દેશના નિકાસવેપારની શકયતાની તપાસ કરવા માટે મોકલવા જોઈએ કે જેથી એ વેપારી પ્રતિનિધિમંડળોના અનુભવ અને જ્ઞાન ઉપરથી આપણા નિકાસવેપારને પ્રોત્સાહન આપવાના ચોક્કસ પગલા વિચારી શકાય. દુનિયાના જુદા જુદા ભાગોમા હિંદી ટ્રેડ કમિશનરો અને કોન્સ્યુલર ઓફિસરો મોકલવામા આવેલા છે. માહિતી પૂરી પાડવાના, વેપારી સબંધો બાધી આપવાના વગેરે કાર્યમા તેઓ ઘણુ મહત્ત્વનુ કાર્ય કરે છે, પરંતુ લાગતાવળગતા દેશો જોડે આપણા દેશનો વેપાર વિકસાવવામા તેમણે જે ભાગ ભજવવો જોઈએ તે તરફ વધારે ધ્યાન આપવુ જરૂરી છે. ખૂબ જ ઝીણવટભર્યા ‘માર્કેટ સર્વે’ યોજવાની, અને ચાલુ વેપાર અગે જ નહીં, પણ નવી વસ્તુઓના વેપારની શકયતા અંગે ખાસ અહેવાલો મોકલવાની તેમને વિનંતિ કરવી જોઈએ. દેશની વેપારી સસ્થાઓ અને સરકારના પરદેશોમાના ટ્રેડ કમિશનરો જોડેનો સપર્ક ગાઢ બનાવવો જોઈએ. અમે ઘણીવાર એવુ સૂચન કર્યું છે કે વેપાર અને ઉદ્યોગનો અનુભવ ધરાવતા માણસોને આવી પદવીએ નીમવામા આવે તો તેથી ઉપર જણાવ્યા પ્રમાણે ટ્રેડ કમિશનરોના વિસ્તૃત કાર્યનો અમલ થાય. વળી પરદેશી બજારોમા વધતી જતી હરીફાઈ, અને માલ ખરીદનારાઓની ઇતિજારીનો વધતો જતો અભાવ જોતા, નિકાસ-વેપારને ઉત્તેજન આપી શકે તેવી જકાતી રાહતો અને મદદના સવાલ પ્રત્યે પણ વધારે ધ્યાન આપવુ જરૂરી છે. નિકાસજકાતોમા ઘટાડો કરવાનુ, નિકાસ થતા માલને તૈયાર કરવા માટે જે કાચો માલ આયાત કરવામા આવ્યો હોય તેની ઉપરની આયાત જકાતનુ વળતર આપવાનુ, આયાત માલને પ્રોસેસ કરીને તે પ્રોસેસ માલનો નિકાસ કરવાની અને માલ નિકાસ કરવાનો હોય તો તે ઉપર જકાત નહિ લેવાની સગવડ મળે એવી યોજના અમલમાં લાવવાનુ, નિકાસ ઉપર થતા નફાના અમુક ટકા ઉપર આવક

વેરામાથી રાહત આપવાના વગેરે સૂચનો ઘણીવાર કરવામા આવ્યા છે. અમે એવી આશા રાખીએ છીએ કે વેપારખાતામા જે ખાસ તત્ર અમલમા લાવવાનુ સૂચન કરવામા આવ્યુ છ તે તત્ર આ સૂચનાનો અભ્યાસ કરી તેમનો બની શકે તેટલી રીતે વ્યાવહારિક રીતે અમલમા લાવવાનો પ્રયત્ન કરશે. વળી એ પણ અહીં જણાવવુ જરૂરી છે કે યુનાઇટેડ સ્ટેટ્સ જેવા દેશમા તે દેશના પરદેશી વેપારનો સતત અભ્યાસ ચાલુ રાખતી, નેશનલ ફોરેન ટ્રેડ કાઉન્સિલ જેવી સસ્થાઓ અસ્તિત્વમાં હોય છે. આપણા દેશના પણ પરદેશી વેપારને વિકસાવવા માટે એક સસ્થાની સ્થાપના થઈ છે. પરદેશી વેપારના ક્ષેત્રમા કામ કરતા સરકારી તત્રો અને આવી બિનસરકારી સસ્થાઓ વચ્ચે બરોબર સહકાર કેળવાય અને કાર્યો અને વિચારોનુ એકીકરણ થાય તે જોવુ ઘણુ ઉપયોગી છે નિકાસ થતા માલ ઉપર વેચાણ-વેરો આપવાની જવાબદારીને લગતા સવાલનો પણ યોગ્ય ઉકેલ થવો જરૂરી છે વળી માલ નિકાસ થાય તે પહેલાનુ વેચાણ, કે તે પહેલાના બધા જ વેચાણો, વેચાણવેરામાથી બાકાત છે તે વિશે હજી વિવિધ મતો છે નિકાસવેપારના હિતમા, નિકાસ માટેના માલની ખરીદી કે વેચાણ ઉપર કોઈ પણ તબક્કે વેચાણવેરો ન લેવામા આવે એવી નીતિ બધા રાજ્યોની સરકારોને અખત્યાર કરવાનુ સમજાવવુ જોઈએ.

વળી, વેપારને લગતી સમજૂતી પર આવતા પહેલા, અથવા બીજા દેશો જોડે વસ્તુઓની આપલે કરવાની ગોઠવણ કરતી વખતે બિનસરકારી પ્રતિનિધિઓની સલાહ લેવી જોઈએ આવી યોજના કે કરારો નક્કી કરતા પ્રતિનિધિમડળમા બિનસરકારી વર્તુળમાથી પ્રતિનિધિનો સમાવેશ થવો જોઈએ આવી વાટાઘાટોનો ખાસ પ્રકાર ધ્યાનમા લેતા એવા મડળ ફક્ત સરકારી પ્રતિનિધિનુ જ બનેલુ હોઈ શકે એમ થોડાક વખતથી સરકારે જણાવવા માંડ્યુ છે, પરતુ બીજા દેશોમા તો આવા કામકાજ માટે બિનસરકારી પ્રતિનિધિઓની મદદ લેવામા આવે છે એટલે પરદેશોમા પ્રવતતી પ્રથાથી સરકારના હાલના દૃષ્ટિબિન્દુને ટેકો મળતો નથી.

[સ્વદેશીની ભાવનાને ફરીથી પ્રચલિત કરવા માટે સતત પ્રયત્નો કરવાની ખાસ જરૂર છે સ્વદેશીની ભાવનાની સફળતાને માટે, દેશમા ઉત્પન્ન થતા માલની વપરાશ અને માલના ઉત્પાદન કરતા તેની માગ સતત વધારે રહે એવી જોગવાઈથી માલના ઉત્પાદનને પ્રોત્સાહન આપવાની આવશ્યકતા છે. **દેશી માલ પ્રત્યે કાયમી પસંદગી દર્શાવવાની ભાવના લોકોમાં પ્રેરવી જોઇએ અને થોડું નિભાવી લેવાની વૃત્તિ પણ કેળવવી જોઈએ. આમ થાય તો જ સ્વદેશીપણાની ભાવના અને આર્થિક તંત્રને મજબૂત બનાવવાનો મૂળ ઉદ્દેશ પાર પડી શકે,** એવા પ્રધાન સૂર સાથે, વેપારીપ્રવૃત્તિમા સ્વદેશીની જરૂરત, સ્વદેશીની સફળતાનો આધાર, દેશીવિદેશી પેઢીઓમા હિન્દીબિનહિન્દીઓનુ સ્થાન ઇત્યાદિ પ્રશ્નોને પણ વક્તાએ સ્પર્શ કર્યો હતો, જેનો વિસ્તાર સ્વદેશીને લગતા સ્વતત્ર લેખમા કરવામા આવ્યો છે.–સ પાદક]

## હિન્દી બેંકોનો પરદેશના હૂંડિયામણના વેપારમાં ભાગ

પરદેશના હૂ ડિયામણના વેપારમા હિન્દી બે કો વધુ ને વધુ પ્રમાણમા સામેલ થતી જાય તે સારુ વધુ સચોટ પગલા ભરાવાં જોઈએ તેની અગત્ય ઉપર હુ તમારું ધ્યાન દોરવા ચાહુ છુ. આપણા દેશના પરદેશના વેપારનુ પ્રમાણ અને તેનુ વધતુ જતુ મહત્ત્વ જોતા, બીજા દેશોની માફક ભારતે પણ આતરરાષ્ટ્રીય બેંકિંગના ક્ષેત્રમા પોતાની જરૂરતો સારુ મુખ્યત્વે કરીને સ સ્થાઓની ઉપર વધારે ને વધારે આધાર રાખવો જોઈએ એમ વાજબી લાગે છે. **દેશના પરદેશના વ્યાપારને લગતો નાણાં–વ્યવહાર આપણા દેશના નાગરિકો હસ્તક ચાલતી અને માલિકી ધરાવતી બેંકોના હાથમાં મોટે ભાગે હોવો જોઇએ એ એક ન્યાયપુરઃસરની અભિલાષા છે.** પણ તે ઉપરાત રાજકીય, આર્થિક, નાણાકીય અને બીજી બધી રીતે વિચારતા પરદેશી હૂ ડિયામણના વેપારમા હિન્દી બેંકો તેનુ સ્થાન અને વર્ચસ્ જાળવી શકે તે સારૂ અસરકારક પગલા ભરવાની જરૂર છે. મારે જણાવવુ જોઇએ કે ૧૯૩૧ મા ઇન્ડિયન સેન્ટ્રલ બેંકિંગ ઇન્કવાયરી કમિટીએ હિન્દી બે કો પરદેશના હૂ ડિયામણના

વેપારમા ભાગ લઈ શકે તે માટે પ્રયાસો કરવાની અગત્ય સમજાવી હતી અને એવી આશા પ્રગટ કરી હતી કે રિઝર્વ બેંક ઓફ ઇન્ડિયાની સ્થાપના પછી આ દિશામા સક્રિય પ્રયાસો કરવામા આવશે. આવી જાતના પરદેશી વેપારમા હિન્દી બેંકાનો અસરકારક હિસ્સો વધે તે માટે રિઝર્વ બેંક સાથે વિચારણા ચલાવી સરકારે આ દિશામા કાંઈક નક્કર કરવુ જોઇએ.

## પરદેશમાં હિન્દીઓ પ્રત્યે વર્તણૂક અને પરદેશીઓ અંગેની આપણી નીતિ

પરદેશીઓ પરત્વે આપણા દેશમા આપણે તેમની વર્તણૂક અને ઉદાર નીતિનુ અનુસરણ કરતા આવ્યા છીએ, પણ તે જ વખતે દુનિયાના બીજા ભાગના દેશોમા નિયંત્રણો મુકાવાથી આપણા નાગરિકોને પાગવાર મુસીબતો સહેવી પડે છે એવુ આપણા સાભળવામા આવે છે જે જે દેશો સાથે વર્ષોજૂના આપણા સબધો છે, (જેવા કે લકા સાથે) ત્યા પણ આવા નિયત્રણો વધુ સખતાઇથી અમલમા આવવા લાગ્યા છે. યોગ્ય કરારો અને વાટાઘાટથી પરસ્પરની સમજૂતી મુજબ આપણા દેશના નાગરિકો સ્વીકૃત હક્કો મેળવી શકે તેવા પ્રયાસો થવા જોઇએ. આવા હક્કોમા દેશની અંદરના ભાગમા હરવાફરવાની છૂટ, કામચલાઉ અને સ્થાયી રીતે રહેવાની છૂટ, વ્યાપારરોજગાર અને બીજી કામગીરી અંગેની છૂટ, મિલકતને લગતી છૂટ, એક જ જાતનુ રાજ્યનીતિનુ આર્થિક ધોરણ અને પક્ષપાતથી પર એવી ધારાકીય નીતિનો સમાવેશ હોવો જોઇએ. મને ખાતરી છે કે સાર્વભૌમ પ્રજાસત્તાક રાજ્યના મોભ્ભાને યોગ્ય એવી રીતે આ સવાલનો વિચાર થવો જોઈએ અને જે દેશમા ભારતના નાગરિકોને ઉપર વર્ણવેલી મુશ્કેલીઓ સહેવી પડતી હોય તે તે દેશોના નાગરિકોને તેવી જ જાતના નિયત્રણો અહીંયા પણ લાગુ પાડવા જોઇએ અને અન્યોન્યાનુબધી રીતે આ વિષય અગેની નીતિનુ ઘડતર થવુ જોઇએ. આ બાબતમા ચોક્કસ અભિપ્રાયો આપણે બાધીએ અને આ ક્ષેત્રમા એક સુસગત નીતિનુ ઘડતર કરી શકીએ તે સારૂ સરકાર ભારતના પરદેશ ખાતેના પ્રતિનિધિઓની અને

એલચીખાતાની પાસેથી પરદેશોઓ પ્રત્યેની અને ખાસ કરીને હિન્દીઓને નડતી મુશ્કેલીઓની ત્યાંની સરકારની નીતિ અંગેના કાયદા, નિયત્રણો અને બીજી વહીવટી બાબતોને લગતી માહિતી મેળવી લે એ યોગ્ય ગણાશે. આવી માહિતીને પૂરતી જાહેરાત આપવા સરકારને વિનતિ કરવામા આવે છે.

## જાહેર સંસ્થાઓ અને સલાહકાર સમિતિઓ ઉપર વ્યાપારી હિતોનું પ્રતિનિધિત્વ

અત્યારસુધી સરકારની નીતિ એવી હતી કે જાહેર સંસ્થાઓ અને સલાહકાર સમિતિઓ ઉપર વ્યાપારી હિતોનુ મોટા ભાગનુ પ્રતિનિધિત્વ, વેપારી અને ઔદ્યોગિક સંસ્થાઓની ભલામણોને ધોરણે આપવુ, પણ, તાજેતરમા, અમુક દાખલાઓમા સરકારે આ નીતિને બદલે પોતે આવા પ્રતિનિધિઓ નીમવાની નવી પદ્ધતિ અખત્યાર કરી છે આવી જાતનો ફેરફાર એ એક પ્રત્યાઘાતી પગલુ છે અને આવી સલાહકાર સમિતિઓ જે ક્ષેત્રોમા કામ કરતી હોય તેમા સરકારને પ્રતિનિધિત્વ ધરાવતા અભિપ્રાય અને સલાહ હમેશા સાપડે, એ ધ્યેયને, આ ફેરફારથી નુકસાન પહોચે છે. એમ કહેવામાં આવે છે કે આવી જાતની સીધી નિમણૂકથી સરકારને વધુ પ્રતિનિધિત્વ ધરાવતો અભિપ્રાય સાપડવામા મદદ મળે છે અને સરકાર જેમને આવા કાર્ય સારુ યોગ્ય માને તેમને નીમી શકે છે આવી જાતની દલીલ ન સમજાય તેવી છે. એ જ દલીલનો સ્વીકાર કરતા એમ પણ કરી શકાય કે ધારાકીય સસ્થાઓમા ચૂટણીની પ્રથાને કારણે ઘણા હિતોનુ પૂરું પ્રતિનિધિત્વ હોતુ નથી તેથી સરકારે અથવા જે રાજકીય પક્ષ સત્તાસ્થાને હોય તેણે સીધી નિમણૂક દ્વારા પ્રતિનિધિત્વ આપવાની પ્રથાને વધુ ને વધુ ટેકો આપવો જોઈએ વ્યવસ્થિત સસ્થાઓ દ્વારા જે સામૂહિક પ્રવૃત્તિઓ થઈ રહી છે તેની અગત્ય ઉપર અને તેના સ્થાન ઉંપર આ ફેરફારની પ્રતિકૂળ અસર જ પડશે.

## વેપારી આલમ અને સરકાર સાથેના તેના સંબંધો

વિકાસયોજના સારુ વ્યવસ્થિત પ્રયાસો થવા ઘટે એ નજર સમક્ષ રાખતા મિત્રતાભર્યું અને માનભર્યું વાતાવરણ ઘડવુ જોઈએ અને તે સારુ

ખૂબ પ્રયાસો થવા જોઈએ એ બાબત મહત્ત્વ માગી લે છે. વેપારઉદ્યોગની સુગ્રથિત સંસ્થા તરીકે સત્તાવાર નીતિ અને કાર્યક્રમ અંગેનું અમારું દૃષ્ટિબિંદુ નીડરતાથી રજૂ કરવાની અમારી ફરજ થઈ રહે છે. અને તેથી અમારા નિખાલસ અભિપ્રાયો સંકુચિત સ્વાર્થદૃષ્ટિનાં પરિણામો છે એમ કહી સત્તાધીશો તેની અવગણના કરે એ વાજબી નથી. જે જે બાબતમાં, તેના દૃષ્ટિબિન્દુમાં અથવા અવેક્ષણામાં મતભેદ હોય, તે દરેકને નિષ્પક્ષપાતપણે અને કોઈપણ જાતના પૂર્વગ્રહ સિવાય તપાસવી જોઈએ. સમગ્ર વિચારણા પછી દરેક બાબતમાં સરકાર વેપારી હિતોના અભિપ્રાયો અને સૂચનો સ્વીકારે એવું ન બની શકે એ હું કબૂલ કરું છું કોઈ કોઈવાર તો તેઓ અમારું દૃષ્ટિબિન્દુ પણ સ્વીકારી ન શકે એમ પણ બને, પણ, આવા બનાવો પ્રામાણિક મતભેદ અંગે છે એમ સમજી ભૂલી જવા જોઈએ અને એથી અરસપરસના સંબંધો અને મૈત્રીભાવની લાગણીમાં ફેર ન પડવો જોઈએ આવી રીતે, કોઈ પણ બાબત ઉપર સરકાર પોતાના વિચારો અને અભિપ્રાયોને બિલકુલ ધ્યાનમાં લેતી નથી તેથી વેપારી હિતોએ નિરાશ થઈને સમતોલપણું ગુમાવવાની પણ જરૂર રહેતી નથી. કોઈ પણ બાબતમાં વેપારી હિતોને ખાસ કાંઈ ભારપૂર્વક કહેવાનું હોય છતાં તેમાં સરકાર તરફથી પ્રોત્સાહન આપવામાં ન આવે તો તેથી લાચારીની લાગણીને વશ થઈ જવાની જરૂર નથી. બંધારણીય રીતના અને સક્રિય એવા બધા પ્રયત્નો છતાં સરકાર સમજવા તૈયાર ન હોય અથવા પોતાનો નિર્ણય ફેરવવા અનિચ્છા દાખવે તો પણ આપણે કડવાશ થાય એવું કશું ન કરવું જોઈએ. આપણી માગણી ન્યાયી હશે, અને આપણું દૃષ્ટિબિન્દુ યોગ્ય હશે તો થોડી ધીરજ, થોડો વધુ વખત અને સ્વાભાવિકતાથી જે જે મતભેદોના વિષયો હશે તેની પુનર્વિચારણા થશે તે નક્કી છે. મને લાગે છે કે અરસપરસના સારા સંબંધો સાચવવાની આવશ્યકતાની બાબતમાં બંને બાજુએ પૂરતું લક્ષ આપવામાં આવતું નથી અને તેથી જ આ ઈશારો કરવાનું મેં યોગ્ય ધાર્યું છે ."

## વેપારી આલમ: દેશ પ્રત્યે અને સમાજ પ્રત્યે તેની ફરજો

હાલમાં વેપારી આલમ લાગલગાટ પ્રહારોનું લક્ષ્ય બની ચૂકી છે. એક

વર્ગ તરીકે તેની પ્રામાણિકતા અંગે પ્રશ્ન ઉઠાવવામા આવે છે અને સમગ્ર રાષ્ટ્રીય હિતની દૃષ્ટિએ આ વર્ગ વિચારી શકે છે કે કેમ તે અંગે શંકા ઉઠાવવામા આવે છે. થોડાક લોકોના જલદીથી પૈસાપાત્ર થઈ જવાના ખ્યાલના અવિચારી કૃત્યથી આખોયે વર્ગ વગોવાય છે. જીવનમા દરેક ક્ષેત્રમા સારા અને નરસા લોકો હોય છે અને તે એક વિભાગને અનુલક્ષીને વ્યક્તિગત ચારિત્ર્યનુ ધોરણ આંકવામાં આવતુ નથી. સમસ્ત વિભાગની વિરુદ્ધ અણછાજતો પ્રચાર તદન નકામો થઈ પડે છે અને ખોટુ કરનારાઓને તેમની ક્ષતિઓ સારુ ક્ષોભ પમાડવાને બદલે તેમને બેદરકાર અને નઠોર બનાવવામા આવે છે. આ ઉપરાંત, આમ કરવાથી તે વર્ગમાની જે વ્યક્તિઓ નિર્દોષ છે અને પ્રામાણિક છે તેમને ભારેભાર અન્યાય કરનારી આ રીતિ છે. આપણા દેશમાં ધરમૂળથી સુધારાઓ થઈ રહ્યા છે. જે ચક્રો અત્યારે ગતિમાન છે તેમાં પોતે જે અગત્યનો ભાગ ભજવવાનો છે તે સમજી, વેપારીઓએ આત્મપરીક્ષણથી એ શોધવા પ્રયત્ન કરવો જોઈએ કે તેમણે પોતે જે કર્યું છે અથવા નથી કર્યું તેનો, આ લોકોની નાપસંદગીમા શો ફાળો છે. વેપારીઓએ લોકો તરફ પોતાની શી ફરજ છે તેનો સાચો ખ્યાલ રાખવો જોઈએ. સમાજની વ્યવસ્થાની સાંકળમા આપણે અસરકારક વચલી કડી છીએ તે આપણે જાણી લેવું જોઈએ આપણે ઘણો અગત્યનો ફાળો આપવાનો છે. આપણે લોકોની જરૂરતો પૂરી પાડીએ છીએ અને તેમ કરતાં સેવાની ભાવના આપણે યાદ રાખવી ઘટે. વ્યાપાર એ કાંઈ સાધ્ય નથી, એ સાધ્યને પહોંચવાનુ સાધન છે..... ચીજવસ્તુઓની બનાવટ, સેવા અર્પવાની શક્તિ, રોજગારી વધારવાનુ કાર્ય, અર્થતંત્રના તાણાવાણાને મજબૂત કરવાનુ કાર્ય.. ...એ બધુ વ્યાપાર મારફતે થાય છે. નફાના રૂપમા વ્યક્તિગત લાભ અથવા ફાયદો એ તો આકસ્મિક છે. **જનતાની સાથે આપણે ઓતપ્રોત છીએ એ બાબત ઉપર ખાસ ભાર મુકાવો જોઈએ અને સામાજિક, સાંસ્કૃતિક, રાજકીય, સ્થાનિક એવી જીવનની વિવિધ પ્રવૃત્તિઓમાં આપણે ભાગ લેવો જોઇએ. જોકે ઉદ્યોગ અથવા વ્યાપાર એ આપણો ધંધો છે, તો પણ નાગરિક તરીકેની**

**આપણી ફરજો આપણે હમેશાં યાદ રાખવી જોઇએ.** સ્વરાજ્યની લડત દરમ્યાન વ્યાપારી વર્ગે પ્રશસનીય કાર્ય કર્યું હતુ, પણ, પછીથી કદાચ ધધા અંગેના આપણા રોકાણો અગે અથવા વિસ્તૃત ક્ષેત્રોમા કામ કરવાનો ઓછો રસ હોવાથી આપણે રાજકીય હિલચાલની પ્રવૃત્તિથી અલિપ્ત રહેવાની વૃત્તિ દાખવીએ છીએ. આપણી આ વલણમા અને વૃત્તિમા ફેર કરી, નવચેતન લાવવાની જરૂર છે, અને બીજા ક્ષેત્રોમા વધુ અગત્યનો અને ચિરસ્થાયી ફાળો આપવા આપણે તૈયાર રહેવુ જોઈએ. સાથે સાથે આપણી વેપારની પદ્ધતિમા પણ આવશ્યક ફેરફારો થવા જોઈએ માલિકીના અને હકૂમત ચલાવવાના જૂના ખ્યાલોમા પણ ફેર પડવો જોઇએ. અત્યારે રાષ્ટ્રમા જે જાગૃતિનો સંચાર આપણે અવલોકીએ છીએ, તેમા માત્ર ધનસચયથી કોઈની પ્રતિષ્ઠા પ્રસ્થાપિત થતી રહે એવુ નહીં બને. **વ્યક્તિગત ચારિત્ર્યના ધોરણને પ્રામાણિકતાને ઊંચે સ્થાને સ્થાપવું અતિ આવશ્યક છે.**



## (૨)

૧૯૫૨ના વર્ષની ત્રીજી ત્રૈમાસિક સામાન્ય સભા (તા. ૧૫મી ડિસેમ્બર ૧૯૫૨) મા કરેલુ પ્રવચન

### રાજ્ય તરફથી ચલાવાતી વેપારી પ્રવૃત્તિઓ

રાજ્યની સત્તાના સૂત્રો બદલાયા પછી, એક નવો રાજકીય તબક્કો શરૂ થયો અને તે અગેના ઉત્સાહમા તણાઈને મધ્યસ્થ સરકાર તેમજ રાજ્યની સરકારોના પ્રધાનો તરફથી દેશની ઔદ્યોગિક અને આર્થિક પ્રગતિમાં રાષ્ટ્રીયકરણ જે ભાગ ભજવી શકે તે પ્રત્યે પસદગી દેખાડતા મતવ્યો થતા હતા. આથી દેશની વિકાસની યોજનામા ખાનગી સાહસના સ્થાને વિષે અચોક્કસતાનુ વાતાવરણ ફેલાયુ હતુ ત્યારપછી એક સત્તાવાર નિવેદન બહાર પાડીને તેમા દેશની ઔદ્યોગિક નીતિ નક્કી કરવાનો પ્રયત્ન કરવામા

આવ્યો અને વિકાસ માટેનાં જુદા જુદા ક્ષેત્રો નક્કી કરવામા આવ્યા. આમ દેશના વિકાસની યોજનાના કેટલાક ક્ષેત્રોમા તો ખાનગી સાહસની શક્તિ અને ઉત્સાહનો લાભ લેવાની જરૂરત સરકારે સ્વીકારી એટલે કંઈક અંશે વિશ્વાસની લાગણી પેદા થઈ હતી. પરંતુ સરકારી નીતિને લગતા આ નિવેદનમા ચોખવટ કરવામા આવી હતી, તે છતાં રાજ્યની સરકારોએ જે પગલાં લીધાં તેથી રાજ્યની સરકારોના સૂત્રધારોની, ખાસ કરીને વેપાર અને એવીજ બીજી પ્રવૃત્તિઓ રાજ્યહસ્તક કરવા તરફની પોતાની પસંદગી દેખાતી હતી. વાહનવ્યવહારનુ રાષ્ટ્રીયકરણ કરવાના, જુદા જુદા રાજ્યોમા લેવામાં આવેલા પગલા તથા સરકારી એજન્સીઓએ વેપારી પ્રવૃત્તિઓ હાથ ધરવાથી આ અંગેની સર્વાંગી નીતિ અંગે મધ્યસ્થ સરકાર અને રાજ્યોની સરકારો વચ્ચે કોઈ સુસંગતતા હતી નહિ એમ સ્પષ્ટ થાય છે.

ઔદ્યોગિક ક્ષેત્રમાની વિકાસયોજનાની રેખાઓ કંઈક ચોક્કસપણે અંકિત કરવામા આવી છે. પણ વેપારી પ્રવૃત્તિઓનાં ક્ષેત્રમા તો આદર્શથી દોરવાઈને રાજ્યમાલિકી તરફની પસંદગી અને વ્યાવહારિક વાસ્તવિકતા વચ્ચેનુ ઘર્ષણ ચાલુ જ છે. કેટલાક ક્ષેત્રોમાં રાજ્યહસ્તક વેપારી પ્રવૃત્તિઓ ચલાવવાના પ્રશ્નનો અભ્યાસ કરવા માટે સરકારે તાજેતરમા સ્ટેટ ટ્રેડિંગ કમિટી નીમી છે. આ મહત્ત્વના પ્રશ્ન અંગેની ભવિષ્યની નીતિ અંગે અભિપ્રાય બાંધવા માટે આ સવાલની છણાવટ કરુ તે પહેલા, યુદ્ધ દરમ્યાન અને ત્યારપછીનાં વર્ષોમા સરકારી ખાતા હસ્તક જે વેપારી પ્રવૃત્તિઓ હાથ ધરવામા આવી હતી તે અંગેના અનુભવનો ટૂંકમા નિર્દેશ કરીશ. મધ્યસ્થ સરકારના વેપાર અને ઉદ્યોગખાતાના પ્રધાને તાજેતરમાં એમ જાહેર કરેલુ કહેવામા આવે છે કે સર્વાંગી દૃષ્ટિએ જોતા મધ્યસ્થ સરકારની વેપારી પ્રવૃત્તિઓનુ પરિણામ સંતોષજનક છે. જાહેર થયેલી હકીકતો, અને તે અંગેનો અનુભવ જોતા આ કથનનુ સત્ય સ્વીકારવું કઠિન છે! અનાજની આયાત અને લોખંડ એ બે ચીજોમા સરકારે મોટા પાયા ઉપર વેપારી પ્રવૃત્તિઓ હાથ ધરી હતી.

દેશોમાંથી આપેલા ઑર્ડરોને જો બાજુએ માલ આપવાની તૈયારી બતાવવામાં આવી હતી તેના કરતાં તે ઘણા ઊંચા હતા. જુદા જુદા દેશોમાંથી ગોળખાંડ મેળવવા માટે સરકારે જે ભાવ આપ્યા તેની ઓફર વિદેશી સરકારે આપી ન હતી, એટલે તે વિગતો મેળવવાનો કોઈએ પ્રયાસ કર્યો હતો. પરંતુ જે માલ આવ્યો તે એવા પ્રકારનો હતો કે તે દેશમાં જલદી વેચી શકાય નહીં તેને માટે પણ ઊંચા ભાવ આપવામાં આવ્યા હતા, કારણ કે જેને માટે જેટલું ગોળખાંડ ખરીદવાનું છે, તેને સ.ની બજેટ પદ્ધતિથી કરવામાં આવી હતી. આથી જનતાની જે માન્યતા પ્રવર્તે છે તે આધાર વગરની નથી. આ અંગેના પ્રતિપાદનોના નિર્દેશ કરતા ૧૯૫૦ ની સ્ટેટ ટ્રેડિંગ કમિટીએ તેમના અહેવાલમાં જણાવ્યું છે કે કમિટી એવો અભિપ્રાય ધરાવે છે કે આવી ભૂલો થવાની મુખ્યત્વે શક્યતા આવાં વેપારી કામકાજ સરકારી ખાતાને સોંપવામાં આવે છે ત્યારે રહે છે. તેઓનું વ્યવસ્થાતંત્ર અને કાર્યની રીત આવા કામ માટે તદ્દન પ્રતિકૂળ છે. ભૂતકાળમાં રાજ્યહસ્તક વેપારી પ્રવૃત્તિઓના અનુભવ ઉપરથી, શરૂઆતમાં નિવેદનમાં સરકારહસ્તકની વેપારી પ્રવૃત્તિઓમાં 'સબ સલામત' છે એવો ધ્વનિ રહેલો છે તે ધ્વનિનું ઉચ્ચારણ સમજી ન શકાય તેવું છે.

વેપારીઓ તરીકે કેટલાક રાજ્યોની સરકારોની વેપારી પ્રવૃત્તિઓથી આપણે સારી રીતે વાકેફ છીએ અને ખાસ કરીને મુંબઈ સરકારની કાપડ સુનરુ, સ્ટીલ્ડ મિલ્ક પાવડર વગેરે પ્રવૃત્તિઓની તો વારંવાર ટીકા પણ થઈ છે. કેટલીયે વાર નહીં ખપતા કાપડનો જથ્થો વેપારીઓને આપવામાં આવતો હતો અને તે માટે એવી રીતરસમો અજમાવવામાં આવતી હતી કે જો રીતરસમો વેપારીઓએ વાપરી હોય તો સરકારી વર્તુળ તરફથી તેને સખત રીતે વખોડી કાઢવામાં આવે! તેવી જ રીતે એક તાજો દાખલો છે કે જેમા હાથઉદ્યોગની જરૂરતો પૂરી પાડવા માટે લેવાયલા સૂતરના જરૂર કરતા વધારાના જથ્થાને બજારમા વેચી નાખવામા આવ્યો હતો અને તેને લગતી નક્કી કરાયેલી શરતો વિશે ઘણી આકરી ટીકાઓ થઈ છે. યુદ્ધ દરમિયાન મુંબઈ રાજ્યે, ખાસ કરીને માલના વેચાણની જે પ્રવૃત્તિઓ હાથ

ધરી છે તેને પરિણામે સરકારી તંત્ર ખૂબ જ વિસ્તૃત બની ગયુ છે. સરકાર તરફથી વેપારી પ્રવૃત્તિઓનુ નિયંત્રણ ચીજવસ્તુઓના વાપરનાર ઉપર વધારે બોજો લાદે છે, કારણ કે એ નિયંત્રણમા ઘણો મોટો ખર્ચો થાય છે સિવિલ સપ્લાઈઝ ડિપાર્ટમેન્ટ સુદ્ધાની સરકારી વેપારી પ્રવૃત્તિઓના હિસાબના આંકડાઓ પ્રસિદ્ધ કરવાની ચેમ્બરે માગણી કરી છે.

માલની અછતની પરિસ્થિતિમા રાજ્યહસ્તક વેપારી પ્રવૃત્તિ અંગે જે પ્રયાસો થયા તેનો પ્રતિકૂળ અનુભવ બાજુએ મૂકીએ તો પણ, ભવિષ્યની નીતિને સ્પર્શતા બીજા અગત્યના મુદ્દાઓ નજર સમક્ષ રાખીને આ સવાલનુ મૂલ્યાંકન કરવુ જોઈએ અને આમ કરતી વખતે આપણા દેશમા આપણે કઈ જાતની સમાજ–રચના કરવા ધારીએ છીએ તે ભુલાવુ ન જોઈએ. લોકતંત્ર તરીકે આપણે એવી પરિસ્થિતિ નિર્માણ કરવી છે જેમા એકહથ્થુ સત્તા યા પ્રવૃત્તિઓને સ્થાન ન રહે આપણા સમાજના ઘડતર અંગેની આપણી કલ્પનામા વ્યક્તિનુ સવિશેષ મહત્ત્વ સ્વીકારવામા આવ્યુ હોય અને પોતાના કલ્યાણ અંગેની મુખ્ય જવાબદારી એની પોતાની જ ગણવામા આવી હોય અને વધુમા, પોતાના વ્યક્તિગત પ્રયાસોનો ફાયદો એને જ મળવો જોઈએ એમ ધારી લેવામા આવ્યુ હોય તો એ અત્યંત અગત્યનુ થઈ પડે છે કે આર્થિક રચનાએ નફા અને તોટાની પદ્ધતિએ ચાલતી અને હરીફાઈનુ ધોરણ સાચવતી વ્યવસ્થાને વળગી રહેવુ જોઈએ. આમ થાય તો જ વ્યક્તિને પોતાના કારોબાર પાછળના પરિશ્રમનુ ફળ મળે અને પોતાના કામ અંગેની જવાબદારી પણ એની જ બની રહે. આ અંગે અમેરિકામા રાઈ ખાતે ૧૯૪૪ મા જે ઇન્ટરનેશનલ બિઝનેસ કોન્ફરન્સ મળી હતી તેમા ભારપૂર્વક જણાવવામા આવ્યુ હતુ કે, 'વ્યક્તિગત રીતે અથવા બીજા બધાની મદદથી પોતાને સારુ ધંધો શરૂ કરવો અથવા યાંત્રિક અથવા બીજા કોઈ ઉત્પાદનના સાધનમા પોતાની મહેનત અને મૂડી રોકવી, વાપરવી અથવા જોખમમા મૂકવી તેનો અધિકાર દરેક દેશના નાગરિકને અવશ્ય છે આમા એ સફળતાને વરે તો તે નફો ફક્ત એ વ્યક્તિ પૂરતો રહેતો નથી એને પરિણામે આખા દેશના ધંધારોજગાર અને

આબાદાની વધે છે અને એટલી બેકારી ઘટે છે અસફળતાની શિક્ષા એને એ થાય છે કે મહેનત પાણીમા જાય છે, બેકારી વધે છે અને એટલે અ શે દેશના આર્થિક તંત્રને નુકસાન થાય છે. આર્થિક વિકાસનુ અવલંબન કાર્યદક્ષતા અને પ્રારંભની કાર્યકુશળતા ઉપર નિર્ભર છે અને ઉપર નિર્દેશેલા વ્યક્તિગત અધિકાર આ ગુણોને પોષક છે. નવાનવા પ્રયોગો, આધુનિક શોધખોળો, ઊંડુ સંશોધન એ ખાનગી સાહસની લાક્ષણિકતાઓ છે અને તે માર્ગે ખાનગી સાહસ વિકાસ સાધે છે.' દેશની આર્થિક અને વેપારી પ્રવૃત્તિઓને સંગઠિત કરવામા ખાનગી સાહસના આત્મવિશ્વાસ, કામકાજની સ્વતંત્રતા અને સમાન તકની પ્રણાલિકાઓ ખૂબ અગત્યનો ભાગ ભજવે છે પ્રત્યેક વ્યક્તિને પોતાનુ વ્યક્તિત્વ ઘડવામા સગવડ સાપડે અને તેમ કરવાની તેને સંપૂર્ણ તક અને છૂટ મળે તે રીતે વેપારી પ્રવૃત્તિઓને સુગ્રથિત કરવાની સરકારની ફરજ છે. તોટાની બીક અને નફાની આશા દરેક વ્યક્તિને પોતે જે સમાજના વિભાગમા હોય છે તેમા પોતાની સ્થિતિ સુધારવા અર્થે સતત પ્રયત્નો ચાલુ રાખવા પ્રેરે છે. કોઈ પણ વ્યક્તિને પોતાના પ્રયત્નનુ ફળ ચાખવા મળશે એવી ખાતરી થતા તે પોતે આદરેલી પ્રવૃત્તિ સફળ બનાવવા પોતાનાથી બનતુ બધુ કરી છૂટે છે. એમ પોતે જે પ્રવૃત્તિ માટે વધુમા વધુ લાયક હોય તેને તે પસંદ કરે છે. ખાનગી સાહસની આનુષંગિક હરીફાઈની પદ્ધતિ પોતાની યોગ્યતા મુજબની પ્રવૃત્તિ પસંદ કરવાની પ્રત્યેક વ્યક્તિને છૂટ આપે છે. કોઈ પણ સાહસમા હરીફાઈ એ ખૂબ અસરકારક અંકુશ ગણાયો છે. રાજ્યહસ્તક જો વેપારી પ્રવૃત્તિઓ ઊભી કરવામા આવે તો કોઈ પણ સાહસની સફળતાની ચાવી–જેવા કે વ્યક્તિગત જોશ અને નવી નવી પ્રવૃત્તિઓ શરૂ કરવાના ઉત્સાહ ઉપર આની વિપરીત અસર પડે છે

## વેપારી પ્રવૃત્તિઓ અને રાજ્ય

વેપારવિષયક પ્રવૃત્તિઓ ચલાવવા સારુ રાજ્ય કે તેનુ કોઈ પણ અંગ બંધબેસતુ થતુ નથી તે દર્શાવતા થોડા બીજા કારણો હુ રજૂ કરીશ. સૌથી પહેલા તો તેમા વ્યક્તિગત રસનો અભાવ છે. આ ઉપરાત,

રાજ્યની આવી વેપારી પ્રવૃત્તિઓના સસ્થાના સચાલકોને ખરા અને ઝડપી નિર્ણયો લેતા પહેલા જાહેર ટીકાનો ભય લાગતો હોય છે. વેપારમા રહેલા સામાન્ય જોખમો સ્વીકારતા પણ આવી સંસ્થા ખચકાય છે. હવે જ્યારે વેપારની પરિસ્થિતિ બદલાતી જાય છે અને વેચનારનુ નહીં પણ ખરીદનારનુ બજાર અસ્તિત્વમા આવતુ જાય છે ત્યારે, આતરરાષ્ટ્રીય વેપારમા સફળતા મેળવવા સારુ આવી સસ્થાના સચાલકોના વ્યક્તિગત ગુણો અગત્યનો ભાગ ભજવે છે. તીવ્ર હરીફાઈનો મુકાબલો કરવો પડે તેવા વેપારમા નફા-વૃત્તિ અથવા વ્યક્તિગત સફળતા મેળવવાની વૃત્તિથી અસ્પૃષ્ટ રહી શકે તેવા અમલદારો આવી સરકારી સંસ્થાઓને નિરુપયોગી બનાવી દે છે. એ પણ યાદ રાખવુ જરૂરી છે કે રાજ્યનો વેપારી પ્રવૃત્તિઓમા તોટો એટલે આખરે તો દેશનુ પોતાનુ જ નુકસાન જ્યારે નુકસાન થવાનો સભવ છે ત્યારે કોઈ પણ વેપારી તોટો ઓછો કરવા તનતોડ પ્રયત્નો કરે છે, કારણ તે જાણે છે કે તોટાનો વખત એટલે એની વ્યક્તિગત હાનિ. આ સામાન્ય વાત મે લંબાણથી રજૂ કરવાનુ એટલા માટે યોગ્ય ધાર્યું છે કે આજકાલ આપણે સાભળીએ છીએ કે રાજ્યે એક યા બીજી વેપારી પ્રવૃત્તિ હાથ ધરવી જોઈએ.' હજી હાલમા જ આપણા વ્યાપારઉદ્યોગખાતાના પ્રધાને, સરકાર પોતે જ સીધુ કાપડ નિકાસ કરશે એવી ચીમકી આપવાનુ યોગ્ય ધાર્યું હતુ ! એ તો કબૂલ કરવુ જ જોઈએ કે ગમે તેવા નિર્ણયો લેવાની સરકાર પાસે સત્તા છે અને તે તેને અમલમા પણ મૂકી શકે છે પણ, જાપાનમાથી કાપડની આયાત કરવાની વેપારી પ્રવૃત્તિ અગે સરકારી સંસ્થાને જે અનુભવ થયો હતો તે તરફ હુ તેમનુ ખાસ ધ્યાન અવશ્ય દોરીશ. કદાચ તે વખતે આયાત થયેલા માલના જથ્થામાથી હજી પણ થોડો માલ પડ્યો હશે ! આ માલ આયાત થયો ત્યારે દેશમા કાપડની ખૂબ અછત હતી તે આપણે સારી પેઠે જાણીએ છીએ. દેશની સમક્ષ વિકાસ-યોજનાઓનો મોટો ગજ પડ્યો છે. સરકાર પાસે એટલુ બધુ અગત્યનુ કામ પડ્યું છે કે વેપારી પ્રવૃત્તિઓમા અટવાવાની તો તેમને બિલકુલ જરૂર જણાતી નથી. વ્યાપારવાણિજ્યના ક્ષેત્રમાની કોઈ પણ પ્રવૃત્તિમા સીધી રીતે

કે આડકતરી રીતે પોતાની શક્તિ અને સાધનો રોકતા રાજ્ય થોભશે તો તે યોગ્ય જ ગણાશે. સરકારની સાધનસામગ્રી અને શક્તિ એ લોકોનીજ છે અને બન્નેને હરીફાઈમાં સામસામી મૂકવામાં સરવાળે કોઈજ ફાયદો નથી.

અત્યારસુધીમા રાજ્યે વેપારી પ્રવૃત્તિઓના અમુક ભાગમા પ્રવેશ કર્યો છે. આવી પ્રવૃત્તિ તે ક્ષેત્ર પૂરતી જ મર્યાદિત ગણી તેને વેપારી ધોરણે જ ચલાવવી જોઈએ. પોતાની વેપારી અથવા ઔદ્યોગિક પ્રવૃત્તિ ચલાવવા સારૂ એક અલગ નવી સંસ્થા—જુદી જુદી કોર્પોરેશનો—હોવી જોઈએ એ સિદ્ધાતનો તો મધ્યસ્થ સરકારે સ્વીકાર કર્યો છે. આવી રીતે, સરકારહસ્તક ચાલતી હોય તે દરેક વેપારી પ્રવૃત્તિ અલગ પાડી દેવી જોઈએ અને તેનુ સ્વતંત્ર સ્વરૂપ હોવુ જોઈએ મુબઈ રાજ્યની સરકારહસ્તક કાપડ, ગતર, મિલ્ક પાવડર અગેનો મોટો વેપાર છે. આ બધી પ્રવૃત્તિઓના પરિણામની પરીક્ષા વેપારી રીતે અને ધોરણે થવી જોઈએ. આ સવાલને નીતિને લગતા બીજા સવાલ સાથે પણ ઘણો સંબંધ છે. આ બધી પ્રવૃત્તિઓમા રાજ્યની સાધનસામગ્રીનો ઉપયોગ દેશના નાગરિકોની વ્યક્તિગત સાધનસામગ્રીની વિરુદ્ધમા થાય છે. આવી હરીફાઇમા બને હરીફોને નિયત્રિત કરતી મર્યાદાઓ સમાન હોવી જોઈએ એમ માની લેવામા આવે એ સ્વાભાવિક છે. ખાનગી રીતે સચાલિત વેપારની વિરુદ્ધ રાજ્યસચાલિત વેપારી સસ્થાને ખાસ છૂટછાટો ન મળવી જોઈએ. સરકારી વેપારી સંસ્થાઓને કર ન ભરવો પડે તો તે અયોગ્ય ગણાય કારણ તે હરીફાઈની સમાન ભૂમિકા ખચિત ગણી શકાય નહીં. આપણા દેશના રાજ્યોની સરકારોહસ્તક વાહનવ્યવહાર અને બીજો વેપાર છે આ બધી પ્રવૃત્તિઓને વેપારી રીતે જ મૂલવવી જોઈએ અને તે રીતે તેની ઉપર કરભારણ થવુ જોઈએ. હાલમા તેમને જે કર-મુક્તિ મળે છે તે પરિસ્થિતિ ચલાવી લઈ શકાય નહીં.

## દેશની બેકારી

હુ મારું પ્રવચન પૂરૂ કરુ તે પહેલા દેશની રોજી અગેની સ્થિતિ ઉપર ધ્યાન ખેંચવા માગુ છુ મધ્યમ વર્ગમા બેકારીનુ પ્રમાણ ગભીર રીતે વધતુ

જાય છે. સારી નોકરીને અભાવે ગમે તે નોકરીમા પણ ઘણો બધો ભાગ રોકાયેલો છે. ઘણા સુશિક્ષિત યુવાનો નોકરીની તપાસમા આમથી તેમ ફરતા જોવામા આવે છે અને તે પરિસ્થિતિ આજે સામાન્ય થઈ પડી છે. સરકારે અને જાહેર જનતાના અભિપ્રાયના ઘડવૈયાઓએ આ સમસ્યાના ઉકેલ માટે સચિન્ત થવુ જોઈએ અને તે ઉકેલવા પ્રયાસો કરવા જોઈએ. સરકારે જે અંકુશો અને નિયંત્રણો અમલમા મૂક્યા છે અને જેથી હમેશનો ધંધોરોજગાર ખોરવાઈ ગયો છે તેનાથી પણ પરિસ્થિતિ વણસી છે. ખાસ કરીને આપણા મુબઈ રાજ્યમા તો ચીજોના બજારોમા વેપાર ખોરવાઈ જવાથી મધ્યમ વર્ગના ઘણા લોકોને શોષવુ પડ્યું છે. આથી વ્યક્તિઓનો ઘણો મોટો ભાગ રોકડાના અને વાયદાના બજારોમાથી તરેહવાર રીતે પોતાની આજીવિકા મેળવી લેતો. મધ્યમ વર્ગના વચલા અને નીચલા થરને માટે તો કાપડ બજારનો મોટો આધાર હતો. વહેંચણીની પ્રથા અને પદ્ધતિમા જે ફેરફારો થયા છે તેથી ભૂતકાળની જેમ આ બધા બજારો પહેલા જેટલા લોકોને આજીવિકાનુ સાધન આપી શકતા નથી. આજીવિકાના સાધનો વધે, મધ્યમવર્ગની બેકારી ઘટે તે સારુ આર્થિક અને વેપારી પ્રવૃત્તિઓ જોરશોરથી ચાલુ થવી જોઈએ અને તે દિશામા અવિરત પ્રયત્નો થવા જોઈએ આ સવાલ આખા દેશને સ્પર્શે છે અને તે ધોરણે જ આ સવાલનો ઉકેલ થવો ઘટે.

## પંચવર્ષીય યોજના

દેશના વિકાસ માટેની યોજના ગયે અઠવાડિયે પ્રસિદ્ધ થઈ હતી. સામાન્ય સિદ્ધાન્તો, મુખ્ય અંગો અને તેની મહત્તા નક્કી કરવામા, ૧૯૫૧ મા આ યોજનાના પ્રસિદ્ધ થયેલા ખરડામા જે ધોરણ અનુસરવામા આવ્યુ હતુ, તે જ ધોરણ મુખ્યત્વે હાલમા પણ અનુસરવામા આવ્યુ છે. એક મહત્ત્વનો ફેરફાર એ છે કે આ યોજનામા, નવા કામો અને જૂના કામોને વિસ્તૃત બનાવવા માટેની રકમમા રૂપિયા ૫૦૦ કરોડનો વધારો કરવામા આવ્યો છે. સ્વાભાવિક રીતે જ આ યોજનામા, ખેતીવાડીનો ઉત્કર્ષ, વીજળીક બળનુ ઉત્પાદન, નહેર કામો, સામાજિક ઉન્નતિના

કામો વગેરે સામાજિક—આર્થિક પ્રકારની યોજનાઓ ઉપર ભાર મૂકવામા આવ્યો છે. કુલ ખર્ચામાથી ૧૭ ૪ ટકા જેટલા નાણા ખેતીવાડી અને સામુદાયિક વિકાસની યોજનાઓ પાછળ ખરચવાના છે, જ્યારે ઔદ્યોગિક વિકાસ પાછળ ૮ ૪ ટકા જેટલા નાણાં જ ખરચવાનાં છે આખી યોજના પાછળ જે નાણા ખર્ચવાના છે તેનુ પ્રમાણ જોતા, ખાનગી સાહસના ક્ષેત્રમાના ઔદ્યોગિક વિકાસને જે મહત્ત્વ આપવુ જોઈએ તે અપાયુ નથી, એવુ આપણને લાગે, પરતુ, આ યોજના ઘડનારાઓએ જણાવ્યુ છે કે આ ઔદ્યોગિક વિકાસને માટેના જરૂરી નાણા મુખ્યત્વે ખાનગી સાહસોએ મેળવવાના રહેશે, એ જોતા, આ ત્રુટી ઉપર ભાર મૂકવાનો કંઈ ખાસ અર્થ નથી, કારણકે, આ યોજનામા ખાનગી સાહસના ક્ષેત્રમાથી મેળવવાનાં નાણાની જે મર્યાદાઓ આકવામા આવી છે તેને માટે જરૂરી નાણાં મેળવવાનુ કાર્ય મુશ્કેલીભર્યું છે. વિકાસના એક સુયોજિત કાર્યક્રમદ્વારા દેશની આર્થિક અને માનવશક્તિની સમૃદ્ધિનો પૂરેપૂરો ઉપયોગ કરવાનો પ્રયત્ન વેપારી અને ઔદ્યોગિક હિતોએ પહેલા આવકાર્યો છે, એટલે અહી આ યોજનાના બધારણ અને તેમા કેવા પ્રકારની પ્રગતિની આશા રાખવામા આવી છે તે વિશે વિગતવાર ચર્ચા કરતો નથી. પરતુ આ યોજનાના એકબે અગો કે જેની મારા મત પ્રમાણે વધારે વિચારણા થવી ઘટે છે તેનો હુ ઉલ્લેખ કરીશ.

ખાનગી સાહસના ક્ષેત્રમાના ઉદ્યોગોના વિકાસની જવાબદારી મુખ્યત્વે ખાનગી સાહસની રહેશે. જોકે આમાં લોખડનો ઉદ્યોગ, મોટા વીજળીક સામાન બનાવવાનો ઉદ્યોગ, ખાતર બનાવવાનો ઉદ્યોગ વગેરેનો સમાવેશ થતો નથી આ રીતે આ યોજનામા ખાનગી સાહસનો હિસ્સો સ્વીકારવામા આવ્યો છે, તે આવકારપાત્ર છે, પરંતુ, આ યોજનામા ખાનગી સાહસની જે જવાબદારી આકવામા આવી છે તે અદા કરવા માટે અનુકૂળ સજોગો સરકાર પેદા કરે છે કે નહીં તે વિવાદાસ્પદ સવાલ છે ખાનગી ક્ષેત્રમાં જણાવેલા બેતાળીસ ઉદ્યોગોના વિકાસની યોજના માટે રૂપિયા ૨૩૩ કરોડના રોકાણની જરૂર છે. તે ઉપરાત, નવી મશીનરી અને કારખાનાને અદ્યતન

બનાવવા માટે રૂપિયા ૧૫૦ કરોડ જેટલા નાણા પણ ઉદ્યોગોએ મેળવવાના છે ઉદ્યોગોની ચાલુ નાણાની જરૂરત ધ્યાનમા લઇએ તો, ઔદ્યોગિક વિકાસ માટે બધુ મળીને રૂપિયા ૭૦૭ કરોડ જેટલા નાણાં જોઇએ, એવો અંદાજ રાખવામા આવે છે, જેમાથી જાહેર ક્ષેત્રમાંના ઉદ્યોગો માટેના નાણા બાદ કરીએ તો બાકી રૂપિયા ૫૩૩ કરોડ જેટલી રકમ જોઇશે. એટલે, જ્યારે ખાનગી સાહસ પાસેના નાણા સરકારે મોટે ભાગે નવા કરવેરા તથા લોનો દ્વારા ભેગા કરી લીધા છે ત્યારે, ઉદ્યોગોના વિકાસ માટે આટલી મોટી રકમના નાણા ખાનગી સાહસ કેવી રીતે એકઠા કરી શકશે? ભાવના ચડતરમા વધારો થયો છે અને નફાની મર્યાદા નીચી પડતી જાય છે તે જોતા અને મોટા ઉદ્યોગો ઉપર જકાત વગેરે વધારાના કરવેરાનો જે બોજો ઉમેરાતો જાય છે તેને ગણતરીમા લેતા, ખાનગી સાહસ અને ઉદ્યોગો રૂપિયા ૨૦૦ કરોડ બચાવી શકશે અને રોકાણ માટે ફાજલ પાડી શકશે એમ માનવુ બરાબર નથી. નાણાને અભાવે ખાનગી સાહસ નક્કી કરેલી પ્રગતિ સાધી નહીં શકે તો તેણે યોગ્ય ભાગ ભજવ્યો નથી એમ છેવટે ટીકા કરવામા આવશે, એ જોખમ હુ આજે જોઈ શકું છુ! ખાનગી મૂડીએ જે ક્ષેત્રમા પ્રગતિ દાખવવાની છે તેને લગતી નાણાકીય જોગવાઇઓની દરખાસ્તો પરિસ્થિતિનુ વાસ્તવિક મૂલ્યાંકન કરી જો વધુ બધબેસતી બનાવવામા નહીં આવે તો આયોજન હેવાલમા નિર્દેશિત ખાનગી વિભાગમાના ઉદ્યોગોની પ્રગતિનો કાર્યક્રમ પાર પાડવો મુશ્કેલ જણાય છે.

આ યોજનાને લગતી નાણાકીય દરખાસ્તોની સંપૂર્ણ વિગતો નક્કી થવાનુ હજી બાકી છે. યોજનામા જણાવેલી આપણી સાધનસામગ્રીની આકણી બરાબર કરવામા આવી છે, એમ માની લઈએ તો પણ, રૂપિયા ૬૦૦ કરોડનો ખાડો પૂરવાનો રહે છે. આ તૂટ પૂરેપૂરી કે વધતીઓછી પૂરવા સારુ નવા કરવેરા નાખવાનો વિચાર કરતા પહેલા હાલમા જે નવા કરવેરા નાખવામાં આવ્યા છે, તેના, લોકો ઉપર શા પ્રત્યાઘાતો થયા છે તેની અવશ્ય નોંધ લેવી ઘટે. આથી આ યોજના અંગેની નાણાંકીય જોગવાઈ આપણે પરદેશથી કેટલી મદદ મેળવી શકવાના છીએ તેની સાથે સંબંધ

ધરાવે છે. કારણ, આ ખોટ પૂરવાને નવુ તૂટતુ નાણુ (deficit financing) ઉપયોગમા લેવાની શક્યતાને પણ ઘણી મર્યાદાઓ છે. આવી પરિસ્થિતિમા આ યોજનાની આ નાણાકીય બાજુ વધારે તપાસ માગી લે છે અને વધુ ઊંચી સપાટીને પહોચવાનો પ્રયત્ન કરતા પહેલાં વધારાનુ નાણુ મેળવવાના સવાલ ઉપર પુષ્કળ ધ્યાન અપાવવુ જોઈતુ હતુ એમ લાગે છે આ યોજનાનો સમય, છે તેના કરતાં વધુ લબાવવો, અથવા નવા અથવા વધારાના કરનો બોજો વહન કરી આકરી મુસીબતોનો કાળ સહન કરી લેવો—એ બે વચ્ચે પસંદગી કરવાની હોય તો જાહેર જનતાના અભિપ્રાયે પહેલી વાત પસદ કરવી જોઇએ. આ યોજનાને પાર પાડવા જે નાણુ જોઇશે તે અગેની દરખાસ્તો વધુ વિચારણા માગી લે છે એ ચોક્કસ છે.

## વેચાણવેરો

મુબઈની હાઈ કોર્ટની ખાસ બેચે મુબઈના વેચાણવેરાનો ધારો રાજ્યની ધારાસભાની સત્તાની બહારનો (ultra vires) છે એવો ચુકાદો આપ્યો છે. તે પછી બનેલા બનાવોથી આપ સૌ પરિચિત છો. બહુમુખી પદ્ધતિથી વેરો લેવાનુ તજી દઈ શકાય કે નહીં એ રીતે આખા સવાલની વધુ વિચારણા કરવાને મારા મત પ્રમાણે આ ચુકાદાથી સરકારને એક તક સાપડે છે. અત્યારના સંજોગોમા આ કેસના ગુણદોષમા હું ઊતરવા ઈચ્છતો નથી, તેમ છતા, આ પ્રશ્નને એક જુદા જ દૃષ્ટિબિંદુથી જોવા હું સરકારને આગ્રહભરી વિનતિ જરૂર કરીશ. વેચાણવેરાની પદ્ધતિમા ફેરફાર કરવાથી લોકોમા જે પ્રત્યાઘાતો થયા છે તેને અનુલક્ષીને સરકારની આ બાબતની નીતિમા ઘટતો ફેરફાર થવો જોઈએ બીજે કોઈ પણ કારણે નહીં તો છેવટે જાહેર જનતાની લાગણીને સરકાર માન આપે છે એમ બતાવવા બહુમુખી પદ્ધતિ પાછી અખત્યાર કરવાની ઈચ્છા સરકારે છોડી દેવી જોઈએ. મારુ નમ્ર સૂચન છે કે સરકારે તાબડતોબ જૂની પદ્ધતિ અમલમા લાવવી જોઈએ અને જરૂરત જણાય તો આ બાબત એક નિષ્ણાત સમિતિને સરકાર સોંપી શકે આમ કરવા એમ પણ જાહેર કરી શકાય કે એકમુખી વેરાની

જૂની પદ્ધતિ અમલમા આવે છે તો પણ નિષ્ણાત સમિતિની ભલામણ તે મુજબની હશે તો બહુમુખી વેરો અમલમા લાવવાનુ જરૂરી અથવા યોગ્ય જણાતા તે મુજબનુ પગલુ અવશ્ય ભરવામા આવશે. આમ કરવામા આવશે તો હાલમા જે એક દૃઢ થઈ ગયેલી માન્યતા પ્રવર્તે છે કે લોકપ્રિય સરકાર જનતાના અભિપ્રાયને ગણકારતી નથી એમા સારો એવો ફેર પડી જશે.



(૩)

૧૯૫૨ ના વર્ષની બીજી ત્રૈમાસિક સામાન્ય સભા (તા. ૨૧ મી ઓકટોબર ૧૯૫૨) મા કરેલુ પ્રવચન

## મોટર લોરીઓની હડતાલ

છેલ્લા ત્રણ મહિનામા, મુબઈ રાજ્યને લાગે વળગે છે ત્યા સુધી, મુબઈ રાજ્યની નવા કરવેરાની ભલામણોએ સૌનુ ધ્યાન કેન્દ્રિત કર્યું હતુ. મોટરવાહનો ઉપર લદાયેલા કરના વધુ બોજા પ્રત્યેના વિરોધ તરીકે મોટર લોરીવાળાઓએ હડતાળ પાડી હતી અને એથી રોજબરોજની વેપારી પ્રવૃત્તિઓમા જે અસ્તવ્યસ્તતા વ્યાપી હતી તેથી થોડાક દિવસો તો ઉગ્ર ચિન્તાના વિષય બની ગયા હતા. સદ્‌ભાગ્યે હડતાળ પાછી ખેચી લેવામા આવી છે અને જે મુશ્કેલીઓને પરિણામે હડતાળ ઉપસ્થિત થઈ હતી તે મુશ્કેલીઓનુ નિવારણ શોધવાને માટે વાટાઘાટો ચાલુ છે એમ જાણવા મળ્યુ છે. એટલે, આ સવાલની ગુણવત્તાની દૃષ્ટિએ વિગતભરી છણાવટ કરતો નથી.

## બહુમુખી વેચાણવેરો

બહુમુખી વેચાણવેરાને લગતી ઉગ્ર ચર્ચા હજુ પણ આપણુ મહત્ત્વનુ ધ્યાન ખેચી રહી છે અને તા. ૧ લી નવેમ્બરથી તે ધારાનો અમલ કરવાના સરકારના નિર્ણયથી સર્વત્ર ગ્લાનિ અને નિરાશાની લાગણી ફેલાઈ છે. આ ધારા પ્રત્યે સ્પષ્ટ અને નિશ્ચિતપણે નાપસંદગી દર્શાવવામા આવી છે તે છતા વેચાણવેરાની આ નવી પદ્ધતિનો અમલ કરવાનો નિર્ણય કરવામા મુબઈ

સરકારે જે આગ્રહવૃત્તિ દાખવી છે તે કોઈક યોગ્ય ઉદ્દેશ માટે વધારે ઉચિત ગણાત! ક્રોધ અને આવેશથી પ્રેરાઇને હુ આ કહેતો નથી પણ મને આમ કહેતા ખરેખર અગત રીતે દુ:ખ થાય છે. કોઇ પણ વિવાદગ્રસ્ત સવાલને લીધે પરિણમતા ઉકળાટથી પોતાની ન્યાયબુદ્ધિને જરાયે અસર ન થવા દે એવી ઘણી મોટી સખ્યાના લોકો પણ આ નિરાશા અને દુખની લાગણી અનુભવી રહ્યા છે.

મુબઈ રાજ્યના વેપાર તથા ઉદ્યોગની દૃષ્ટિએ તથા સામાન્ય આર્થિક પ્રવૃત્તિઓની દૃષ્ટિએ વેચાણવેરા માટે બહુમુખી પદ્ધતિના વેરાની ખામીઓ પ્રત્યે સરકારનુ ધ્યાન ખેચવામા આવ્યુ હતું. લોકોની ખરીદશક્તિ ઓછી થઈ રહી છે તેવા સજોગોમા સામાન્ય શહેરીને માથે ઉપરનો બોજો વધે એવાં કોઇ પણ પગલાં ન લેવાવા જોઈએ એ દૃષ્ટિબિંદુ પણ આપણે સરકાર સમક્ષ રજૂ કર્યુ હતુ. મને અગત રીતે તેમજ તમારી સમિતિને આ સવાલની પુનર્વિચારણા કરવાનુ સરકારને સમજાવવામા નિષ્ફળતા મળી છે તેનુ ખરેખર દુખ છે. આ અગે ફરીથી કેવળ નાણાકીય દૃષ્ટિબિંદુથી વિચારણા કરવામા કદાચ સરકારી પ્રતિષ્ઠાનો ખ્યાલ આડે આવ્યો હશે એમ અનુમાન સ્વાભાવિક રીતે જ બાધી શકાય છે.

સરકારે કેટલીક છૂટછાટો જાહેર કરી છે કે જેથી કરીને અમુક જાતની અને કેટલીક ચોક્કસ વેપારી પ્રવૃત્તિઓની મુશ્કેલીઓ હળવી બને છે પહેલાની ભલામણોની જોગવાઈઓમા જે સખતાઈ હતી તેમાં ફેરફાર કરવામા- કે તેને હળવી બનાવવામા આ છૂટછાટો જેટલે અશે ફળીભૂત બને છે તેટલે અશે આ છૂટછાટો ખરેખર આવકારદાયક છે. પરતુ, આપણો મૂળભૂત વિરોધ તો એ છે કે બહુમુખી વેચાણવેરાની યોજના જ અનુકૂળ નથી. તાજેતરમા સરકારે એક નિવેદનમા વેચાણવેરાની પદ્ધતિમા ફેરફારના પરિણામો પ્રત્યે વેપારી જનતાએ જે આશકાઓ પ્રદર્શિત કરી છે તે પૂરે અશે સાચી નથી એમ પ્રતીત કરવાનો પ્રયત્ન કર્યો છે. હવે ટૂક વખતમા જ આ ધારો અમલમા આવવાનો છે તે સાથે આપણા

પ્રયત્નોનો બીજો તબક્કો શરૂ થાય છે. વ્યક્તિગત રીતે દરેક વેપાર અને ઉદ્યોગ ઉપર આ વેચાણવેરાની પદ્ધતિની શી અસર થશે તેની વિચારણા કરીને તેમા એવા ફેરફારો કરાવવાનો પ્રયત્ન કરવો કે જેથી કરીને એ ઉદ્યોગ તથા વ્યાપારને માટે ઉપસ્થિત થતી મુશ્કેલીઓ હળવી બની શકે

વેચાણવેરાના આ તાત્કાલિક સવાલ કરતાં પણ મહત્ત્વના એક મુદ્દાનો હુ ઉલ્લેખ કરીશ. જેઓ સત્તાસ્થાને છે તેઓ જાહેર અભિપ્રાય તરફ દુર્લક્ષ દાખવી રહ્યા છે અને તેની તેઓ ઉપર કંઈ અસર થતી નથી એવી દૃઢ લાગણી ફેલાવા લાગી છે રાજ્ય અને પ્રજા વચ્ચેના ગાઢા સંબધો કેળવવા માટે જે વાતાવરણ હોવુ જોઇએ તે કેળવવા માટે આવી લાગણીનુ ઉપસ્થાન મદદરૂપ થશે નહિ. દેશના વિકાસ માટે સુયોજિત કાર્યક્રમ પાર પાડવાની વાતો થઈ રહી છે. તેની સફળતા માટે જેટલી સરકારી યોજના અને માર્ગદર્શનની જરૂર છે તેટલી જ જરૂર જનતાના ઉત્સાહ અને સહકારની છે સરકારી નીતિઓને પરિણામે ભગ્નાશાની લાગણી જનતામા ફેલાશે તો સરકારી પ્રયત્નો જનતામા ઉત્સાહ પ્રેરવામા નિષ્ફળ નીવડે એવો ભય રહે છે. સરકારને કાયદા ઘડવાની સત્તા છે, પરંતુ કાયદાની કલમો જનતાના હૃદય અને માનસ બદલવામા સફળ થશે નહી. આપણી પ્રજાસત્તાવાદી સરકારે બીજી મુદત શરૂ કરી ત્યારે પ્રજાની શુભ લાગણી વિપુલ પ્રમાણમા તેમના તરફ હતી. દેશના વિકાસના હિતમા રાજ્યના સુકાનીઓ જાહેર અભિપ્રાય અને આકાક્ષાઓ તરફ વધારે ધ્યાન આપીને, એ શુભ નિષ્ઠાને જાળવી રાખવા ખાસ પ્રયત્નો કરશે એવી હુ આશા રાખુ છુ.

## દક્ષિણ આફ્રિકાની લડત

દક્ષિણ આફ્રિકામા વસતા હિન્દવાસીઓ તરફના વર્તાવની બાબતમા જે ઘટનાઓ બની રહી છે તે અત્યંત ચિન્તાજનક છે. ત્યા આપણા દેશબધુઓ ઉપર અનેકવિધ મુસીબતો લાદવામા આવી છે અને જે રીતે ત્યા હાલમા ધારાઓ બનાવવામા આવે છે અને, તેથી વધુ, જે રીતે તેને અમલી બનાવાયા છે તે હકીકત જે સિદ્ધાત ઉપર આપણે હમેશાં ભાર

મૂકીએ છીએ, તે જ પ્રતિપાદન કરે છે કે રંગદ્વેષને પરિણામે જે પરિસ્થિતિ નિર્માણ થાય છે તે જગતની શાંતિને ભયરૂપ છે. જાતિ, વર્ગ અથવા ધર્મના ભેદ વિના મૂળભૂત સ્વતંત્રતાની અને માનવહક્કોની જાળવણી તરફ સર્વસામાન્ય માનવૃત્તિની સંયુક્ત રાષ્ટ્રમંડળનું ખતપત્ર બધાને ખાતરી આપે છે. દક્ષિણ આફ્રિકાનો હિન્દી પ્રશ્ન સંયુક્ત રાષ્ટ્રો પાસે ઘણા વખતથી રજૂ થયો છે, છતાં ખતપત્રમાં જે સિદ્ધાંતો આમેજ કરવામાં આવ્યા છે તેનો અમલ કરાવવામાં કોઈ પણ અસરકારક પગલાં ભરી શકાયાં નથી અને તે દેશની આપણા દેશભાઈઓ અંગેની વલણમાં કાંઈ ફેર પડ્યો નથી. આ જાતની પરિસ્થિતિ લાંબો વખત ચાલુ રહે તો જે નૈતિક પ્રકોપ જન્મે છે તે સંયુક્ત રાષ્ટ્રોને આશ્રયે તથા તેની દ્વારા, આંતરરાષ્ટ્રીય શાંતિ અને મૈત્રી સાધી શકાય, એ વિચારસરણીની કડીઓને નબળી બનાવવા માટે પૂરતો છે ત્યાંની લડતનો અત્યારનો તબક્કો આપણામાં ખૂબ ગ્લાનિ ઉત્પન્ન કરે છે છતાં મને વિશ્વાસ છે કે આપણા વડા પ્રધાન પંડિત જવાહરલાલ નહેરુ આપણા ત્યાંના દેશબંધુઓને મદદ કરવા પોતાથી બનતું બધું કરી છૂટશે દેશના નાગરિકો તરીકે આપણી પણ ફરજ આ બાબતમાં છે અને ફંડ માટે હાલમાં જે અપીલ કરવામાં આવી છે તેમાં ઉદારતાથી આપણે રકમો આપીને લડતમાં આપણો નમ્ર ફાળો નોંધાવવો જોઈએ વ્યક્તિગત જોખમ વહોરીને પણ સ્વાર્થત્યાગથી હિંમતપૂર્વક આપણા દેશભાઈઓ જે સિદ્ધાંતની લડત ત્યાં ચલાવી રહ્યા છે તેમને ટેકો આપવાની આપણી પવિત્ર ફરજ છે.

## પરદેશી મૂડી અને હિન્દી ઔદ્યોગીકરણ

છેલ્લા થોડા વખતથી એક જ ક્ષેત્રમાં આપણા દેશના હિતો મારફતે ચાલતા ઔદ્યોગિક એકમોને ભોગે પરદેશી હિતસંચાલિત ઔદ્યોગિક એકમોનો જે વિકાસ અહીંયાં થયો છે તે જોતાં હિન્દી ઔદ્યોગીકરણ સારુ પરદેશી મૂડીના આપણા દેશમાં પ્રવેશ અંગે અને તેના વપરાશ અંગે નિયમનો અને શરતો આમેજ કરતો એક સર્વાંગી ધારો ઘડાવો જોઈએ. સામાન્ય રીતે આવી પરદેશી મૂડીનું રોકાણ ક્યાં ક્યાં ક્ષેત્રોમાં અને

કેવી રીતે કરવાની પરવાનગી આપી શકાય એ પણ આવા ધારા મારફતે નક્કી થવુ જોઈએ તા. ૬ ઠ્ઠી એપ્રિલ ૧૯૪૮ ને દિને જે ઔદ્યોગિક નીતિની જાહેરાત કરવામા આવી હતી તેનો મુખ્ય સૂર એ હતો કે હિન્દી મૂડીને પૂરક એવા પ્રમાણમા જ પરદેશી મૂડી આવવા દેવામા આવશે એ વખતે એમ ધારી લેવામાં આવ્યુ હતું કે આવી રીતે હિંદી ઉદ્યોગોમા રોકાતી પરદેશી મૂડી અને સાહસ ઉપર રાષ્ટ્રીય હિતની દૃષ્ટિએ જરૂરી એવા અંકુશો મૂકવામા આવશે. આ ઉપરાત, એમ પણ વિચાર કરવામા આવ્યો હતો કે આવી રીતે ભાગ લેનારું પ્રત્યેક એકમ વ્યકિતગત ધોરણે તપાસાશે અને સામાન્ય રીતે એવી નિશ્ચિત નીતિનુ અનુસરણ કરવામા આવશે કે હમેશને માટે મુખ્ય માલિકી અને અસરકારક કાબૂ હિન્દી હિતોના હાથમા જ રહે આ જાહેરનામાની નીતિ અંગેના આ પછીના બીજાં નિવેદનોમા એમ સ્પષ્ટ કરવામા આવ્યું હતુ કે આવી રીતે પરદેશી મૂડીનો ઉપયોગ ફક્ત બે રીતે કરવામા આવશે, એક તો, ટેકનિકલ જ્ઞાન અને ચીજોની જરૂરત સવિશેષ જેમા હોય તેવા ઉદ્યોગોમા અને બીજુ, હિન્દી ફાજલ નાણુ જેમા પ્રવેશ કરવા ઘણા વર્ષોથી ચોક્કસરીતે આનાકાની કરતુ હોય એમ લાગે એવા ઉદ્યોગોમા તે વખતે એમ પણ વિચારાતુ હતુ કે હિન્દી થાપણ દ્વારા જે ઉદ્યોગો પગભર થયા હોય તે ક્ષેત્રમા તો પરદેશી મૂડીનો પ્રવેશ ન જ સભવે, એટલુ જ નહીં, પણ આવા હિંદી માલિકીનાં ઔદ્યોગિક એકમોના વિકાસ માટે પૂરતો અવકાશ ભવિષ્ય સારુ રહેવો જોઈએ આપણા ઔદ્યોગિક વિકાસને હાલને તબક્કે આપણા દેશના મૂડી અને સાધનો ઉપરાત પરદેશી મૂડીનો ઉપયોગ જરૂરી હોય તો પણ આવી જાતની સહાગણ પ્રવૃત્તિ ઉપર દર્શાવેલા મૂળ હેતુ અને પાયાની નીતને અનુકૂળ એવી હોવી જોઈએ. આમ છતા, આગળ જણાવેલી ઔદ્યોગિક નીતિના ચોકઠામા બંધબેસતા દાખલાઓમા પરદેશી મૂડી પ્રવેશી છે એવુ નથી, એ અનુભવ ઉપરથી આપણે જાણીએ છીએ, અને આ ભયસ્થાન આપણે સ્વીકારવુ રહ્યુ

હિન્દી ઉદ્યોગોના વિકાસને ઝડપી બનાવવામા પરદેશી મૂડીનો ઉપયોગ મુખ્યત્વે કરીને હિન્દી સાધનસામગ્રીને પૂરક રહેવો જોઈએ ખાસ કરીને

જે ક્ષેત્રોમાં હિન્દી માલિકીના ઉદ્યોગોએ ઠીક ઠીક પ્રગતિ સાધી છે તેમા પરદેશી મૂડીનો પ્રવેશ અચૂક ન થવો જોઈએ અને તેમને હિસ્સો ન મળવો જોઇએ. આવા ક્ષેત્રો હિન્દી માલિકીના એકમોના વિકાસ સારુ અનામત રાખવા જોઈએ. પરદેશી માલિકી ધરાવતા ઘણા એકમો એવા છે કે જેમા ખાસ આવડતની જરૂર રહેતી નથી અને જે વપરાશની જ ચીજો બનાવે છે. આવી ચીજવસ્તુઓ હિન્દી એકમો પણ બનાવે છે., એટલુ જ નહી, પણ એમા એણે સફળતાપૂર્વક પ્રગતિ પણ કરી છે. છેલ્લા થોડા સમય દરમ્યાન ઉપર જણાવેલા એકમોએ પોતાનું ઔદ્યોગિક ઉત્પાદન વધાર્યુ છે અને તેથી તે જ ક્ષેત્રમા કામ કરતા બીજાં હિન્દી એકમોના વિકાસના ભવિષ્ય ઉપર આની અસર પડી છે. હાલની ઉત્પાદનની સપાટી જાળવી રાખવાનુ પણ તેમને માટે મુશ્કેલ થઈ પડ્યુ છે.

બિનહિન્દી એકમો તરફથી વધતી હરીફાઈને કારણે અમુક ઉદ્યોગોના ભવિષ્ય વિશે ચિન્તા ઉત્પન્ન થવાથી, તેના હિન્દી માલિકોને તેમના હકો અને હિન્દી માલિકીના એકમો પરદેશીઓને વેચવા પ્રેર્યા છે. આ ચેમ્બરે સત્તાવાળાઓ સમક્ષ જે દૃષ્ટિબિન્દુ ઘણીવાર રજૂ કર્યું છે તેને આવા બનાવો ટેકો આપે છે. 'કેપિટલ કન્ટ્રોલ'ના અને 'ફોરેન એક્સચેંજ'ના નિયમનો નીચે અત્યારે પરદેશી મૂડીની જરૂરત તપાસવાની જે યોજના છે તે પરદેશી મૂડીનુ કાર્યક્ષેત્ર ખાસ ઉદ્યોગો સારુ મર્યાદિત રાખવાનો ઉદ્દેશ બર લાવવામા બિનઅસરકારક નીવડી છે. આથી પણ શરૂઆતમા નિર્દેશ કરેલા ધારાના સવાલ ઉપર આપણુ ધ્યાન કેન્દ્રિત થાય છે આવા ધારામા નીચેની બાબતોનો સમાવેશ થવો જરૂરી છે. એક, પરદેશી મૂડી કઈ કઈ શરતોએ અને કયા કયા નિયમાધીન આપણે ત્યા આવી શકે અને હિન્દી ઔદ્યોગીકરણમા ભાગ લઈ શકે, બીજુ, ઔદ્યોગિક પ્રવૃત્તિના કયા કયા ક્ષેત્રોમા પરદેશી મૂડીની સહાય લઈ શકાય, ત્રીજુ, જે જે ક્ષેત્રોમા હિન્દી માલિકીના ઉદ્યોગો પગભર થયા હોય તેમના વિકાસને પૂરો અવકાશ મળે તે સારુ શા શા ઉપાયો યોજવા જોઈએ, ચોથું, પરદેશી માલિકીના એકમોમા કંપનીની મૂડીમા

કેટલા ટકા હિન્દી મૂડીનુ રોકાણ થવુ જોઈએ અને તેના કારોબારમાં હિન્દી પ્રતિનિધિત્વનુ પ્રમાણ કેટલુ હોવુ જોઈએ તેની ઓછામા ઓછી પળાવી જોઈએ તેવી મર્યાદાઓ નક્કી થવી જોઈએ અને છેલ્લુ, ઘડાયેલી નીતિને અનુરૂપ પરદેશી મૂડી કાર્ય કરી રહી છે કે નહીં તે અસરકારક રીતે તપાસી શકાય તેવી વ્યવસ્થા અસ્તિત્વમા લાવવી જોઈએ

થોડા વખતથી એમ જણાય છે કે આયાતજકાતમાથી બચવા અથવા મુક્ત આયાત ઉપરના ઇમ્પોર્ટ કન્ટ્રોલની નીતિના હાલના નિયમનોની અસર દૂર કરવા પરદેશી માલિકીના ઔદ્યોગિક એકમોએ પોતાની ઉત્પાદનની પ્રવૃત્તિ ખૂબ વિકસાવવા માંડી છે. જે કારખાના અથવા એકમો આપણા દેશમા અસ્તિત્વમા હતા તેને આ વાત ખાસ લાગુ પડે છે કારણ તેમને આમ કાર્યવિસ્તાર સારુ પરવાનગી લેવાની જરૂર પડતી નથી આવો વિસ્તાર નવા ઓર્ડિનરી શેરો કાઢીને ભંડોળ મેળવવાને બદલે ઉછીનુ ભંડોળ લઈને કરવામા આવે છે. ટૂંકામા, આનો અર્થ એ થયો કે જે કારખાનદારો અત્યારસુધી દૂર બેઠા બેઠા હિન્દી ઉદ્યોગો સાથે હરીફાઇ કરતા હતા તે હવે આપણા દેશમા જ મુકામ કરીને, દેશની સીમાઓની અંદર રહીને, ઉત્પાદનનો નફો દેશમાથી બહાર ખેચી જાય છે. આવી જાતની નવી પ્રવૃત્તિ અટકાવવા ચાપતા ઇલાજો નહીં લેવામા આવે તો રક્ષણ આપીને હિન્દી ઉદ્યોગોને વિકસાવવાની યોજનાઓ અથવા બીજી મદદની યોજનાઓને ધક્કો પહોચશે એવુ લાગે છે.

આ જગ્યાએ, સરકારની નીતિ પુનર્વિચારણા માગી લે છે એવો બીજો સવાલ આપણે જોઈ લઈએ સામાન્ય નીતિ અગેના નિવેદનો દ્વારા સરકારે ખાતરી આપી છે કે આપણા દેશમાં સ્થપાતા પરદેશી એકમો અને તે જ ક્ષેત્રમા કામ કરતા હિન્દી એકમો વચ્ચે કોઈ પણ ભેદભાવ રાખવામા નહી આવે અને બંનેને એક જ જાતની નીતિ સ્પર્શશે. આવી જાતની બાહેધરી આપવા માત્રથી સ્વતંત્ર રાષ્ટ્ર તરીકેનો દેશની માલિકીનાં સાહસોને ખાસ મદદ આપવાનો જે હક છે તે મટી જતો નથી. ઉદાહરણ

તરીકે, કોઇ એક ઉદ્યોગને વિકસાવવા માટે રક્ષણાત્મક રીતે તેને સહાયતાના રૂપમા નાણાકીય મદદ જરૂર આપી શકાય; રાજ્ય તરફથી બીજી પણ ખાસ સગવડો આપી શકાય અથવા ખાસ ક્ષેત્રોમા ઉદ્યોગોના પરિણામો અંગે ખાતરી આપવાની જવાબદારી લઇ શકાય; રાજ્ય છૂટછાટો પણ આપી શકે, જેમકે, દેશની ખનીજ સંપત્તિ અંગે શોધખોળ કરવાનો હક આપી શકાય. આવી બાબતોમા ઉપર જણાવેલી મદદ ફક્ત હિન્દી માલિકીના અને વ્યવસ્થાના એકમોને જ આપવાનો રાજ્યને પૂરો હક છે. આવી જાતની નીતિને કોઇ પણ સંજોગોમા ભેદભાવભરી નીતિ તરીકે ઓળખાવી શકાય નહીં, કારણકે આતરરાષ્ટ્રીય ધોરણે આવી નીતિને સ્વીકૃતિ મળી ચૂકી છે.

૧૯૨૫ મા એક્સટર્નલ કેપિટલ કમિટીએ આ પ્રશ્ન ઉપર વિચાર કર્યો હતો. તેમણે સ્વીકાર્યું હતુ કે રાજ્ય તરફથી સીધી નાણાકીય મદદની બાબતમા અથવા બીજી મદદની અને છૂટછાટ આપવાની બાબતમા બિનરાષ્ટ્રીય તત્ત્વો ઉપર નિયમનો મૂકી શકાય. અત્રે એ યાદ રાખવુ ઘટે કે કમિટીની ભલામણો જુદા જ સંજોગોમા અને પરિસ્થિતિમાં ઘડાઇ હતી. આવી જ રીતે ૧૯૨૯ મા પરદેશીઓ સાથેના સંબંધો અંગે જે આતરરાષ્ટ્રીય પરિષદ મળી હતી, તેમણે જાહેર કર્યું હતુ કે રાષ્ટ્રની આર્થિક રચનાના અમુક ક્ષેત્રમા બિન-રાષ્ટ્રીય તત્ત્વોના પ્રવેશ ઉપર પ્રતિબંધ મૂકવાનો દરેક રાષ્ટ્રને અધિકાર છે. ઔદ્યોગીકરણની ઝડપ વધારવાના કાર્યમાં પરદેશી મદદ મેળવવાની આતુરતામા ઉપર જે ભયસ્થાનો ને મર્યાદાઓ દર્શાવવામા આવ્યા છે અને મુખ્ય હેતુની સિદ્ધિ ઉપર તેની જે અસર પડે છે, તેની ઉપેક્ષા રખે કરવામા આવે આ વિષયની આવી બધી બાજુઓ વિશિષ્ટ અભ્યાસ માગી લે છે અને તે સારુ હિન્દી સરકારે એક સમિતિની નિમણૂક કરવી જોઈએ આ સમિતિની ભલામણો ઉપર વિચારવિનિમય કરી, તેને ધોરણે એક ઉપયુક્ત ધારો ઘડી શકાય જેથી ઉપર જણાવેલા ઉદ્દેશ પાર પડે

આ વિષયની સાથે એક બીજો વિષય ખૂબ સંકળાયેલો છે અને તે દેશની વેપારી પ્રવૃત્તિઓમાં પરદેશીઓનુ પેસવુ. આ બાબતમા તો નાણાકીય

જરૂરિયાતનો પણ સવાલ નથી, તેવી રીતે ટેકનિકલ જ્ઞાન કે અનુભવનો પણ સવાલ નથી. હમણા હમણા રોજિંદી વ્યાપારી પ્રવૃત્તિમા અને ખાસ કરીને પરદેશ સાથેના વેપારના ક્ષેત્ર તરફ ઘણા પરદેશીઓ આકર્ષાયા છે. એમ જાણવા મળે છે કે આવા પરદેશીઓ સૌથી પ્રથમ ટેમ્પરરી પરમિટ અથવા વિસા (Visa) લઈને થોડા સમય માટે આવે છે, અથવા વેપાર અ ગેના સ બંધો બાધવા આવે છે. અવારનવાર આવી પરવાનગીઓની મુદત પછીથી લ બાવવામા આવે છે અને તે પછી તેઓ લાબી મુદતનો વસવાટ કરી શકે છે. પરદેશમાના આયાતનિકાસ કરનારાઓ સાથે તેમનો વ્યક્તિગત સંબંધ હોવાથી અહીંના હિન્દી વેપારીઓ અને પરદેશના વેપારીઓ વચ્ચેના ચાલુ સ બધોને ઉલટાવી નાખવામા આમ તેઓ સફળ થાય છે. આની વિરુદ્ધનુ પાસુ જોઈએ તો જે દેશોમાથી આવા પરદેશીઓ આવે છે તેમના જ દેશોમા આપણા દેશભાઇઓને તે દેશની અ દરની મુસાફરીની સ્વતંત્રતા ઉપર, રહેઠાણના અધિકાર ઉપર, અને વેપારરોજગાર અને ધ ધાના હક ઉપર તરાપ પડતી હોય એવી અનેકવિધ મુસીબતોનો સામનો કરવો પડે છે અહીંયા પરદેશીઓ સાથેની આપણી વર્તણૂક અન્યોન્યાનુબ ધી ધોરણે જ અવશ્ય થવી જોઈએ.

* * *

## વારસાવેરાની જોગવાઈ કરતુ બીલ

કોઈ પણ માણસના અવસાન પછી તેની મિલકતના મૂલ્યાકન ઉપર મિલકતવેરો લેવાની સત્તા મેળવતુ એક બીલ પાર્લામેન્ટની છેલ્લી બેઠકમા રજૂ કરવામા આવ્યુ છે. નાણાકીય દષ્ટિએ આ વારસાગત મિલકત ઉપર વેરો નાખવાની યોજનાની જરૂર છે કે નહીં તેની વિગતવાર છણાવટ કરીએ તે પહેલા મારે એટલુ જણાવવુ જોઈએ કે આ જાતના વેરાની યોજના વિચારવા માટે અત્યારના સ જોગો જરા પણ અનુકૂળ નથી દેશનો જાહેર મત મોટે ભાગે એમ માને છે કે સીધા કરવેરાનો બોજો અને ખાસ કરીને વ્યક્તિગત આવક ઉપરના કરનો બોજો ઘણો વધારે છે અને યુદ્ધ શરૂ થયુ ત્યારથી ઉત્તરોત્તર વધતા જતા દરે આવકવેરો વસૂલ કરવાથી એવા સ જોગો ઉપસ્થિત થયા છે કે થાપણના ઘડતર માટે મુખ્ય આધારસ્તંભ

જેને ગણી શકાય તે ખાનગી નાણાની બચત ઘણી મુશ્કેલ બની છે. યુદ્ધ પહેલાંનાં વર્ષોમા સરકારના વેરાઓમાથી નીપજતી કુલ આવકના ૨૩ ટકા જેટલા નાણા આવકવેરામાથી મળી રહેતા હતા, હવે એ જ વેરા દ્વારા સરકારને કુલ વેરાઓની આવકના ૪૫ ટકા જેટલા નાણા મળી રહે છે. કરવેરા તંત્રની તપાસ હાથ ઉપર લેવાની જાહેર માગણીને ધ્યાનમા લઈને ટેક્સેશન ઇન્ક્વાયરી કમિટી નીમવાનો ઈરાદો સરકારે જાહેર કર્યો છે. આવી ઊંચી કક્ષાની તપાસને પરિણામે સીધા કરવેરાના પ્રમાણમા રાહત આપવામા આવશે એમ કર ભરનાર પ્રજા સ્વાભાવિક રીતે જ આશા રાખે છે એવે પ્રસગે એક વધુ કર નાખવાથી કરવેરાના બધારણ અને અસહ્ય પ્રમાણ પ્રત્યે વધારે અસતોષ ફેલાશે કઈ નહીં તો આવી કમિટીની તપાસ પૂરી થાય ત્યાસુધી વારસાગત મિલકત ઉપર વેરો લેવાની યોજના સરકાર મોકૂફ રાખશે એવી આશા તો સેવવામા આવી હતી.

બીજા દેશોમા વારસા મિલકત ઉપર વેરો લેવાની યોજનાઓનો અનુભવ પણ ખૂબ સંતોષકારક નથી ઘણા વર્ષોથી આવો કર અમલમા હતો તેવા દેશોમા પણ તે કરને લીધે થાપણ વેડફાઈ જતી હતી અને બચતવૃત્તિ નિરુત્સાહિત થઈ જતી હતી, પરિણામે, તેની અસર તે દેશોના આર્થિક તંત્રના બધારણ પર પડતી હતી. દાખલા તરીકે, યુનાઈટેડ કિગ્ડમમા વારસાવેરાથી ધીમે ધીમે મોટી મોટી જમીનમિલકતો વહેચાઈ ગઈ છે. હિન્દુસ્તાન જેવા મુખ્યત્વે ખેતીપ્રધાન દેશમા પણ આવુ જ પરિણામ આવશે એવો ભય સેવાઈ રહ્યો છે. ભાગીદારીના ધધામા એક ભાગીદારીનો કોઈ ભાગીદાર અવસાન પામે ત્યારે વારસાવેરો ભરવા માટે નાણા મેળવવામા જે મુશ્કેલીઓ અનુભવવી પડે તેથી ખાનગી ભાગીદારીને ધોરણે ધધાની પ્રથા ખોરવાઈ જવાનો સભવ છે. હિન્દુસ્તાનમા મુખ્યત્વે ખાનગી ભાગીદારીને ધોરણે કૌટુબિક ધધો વેપારી પ્રવૃત્તિઓના પીઠબળ સમાન છે અને આ જાતની પ્રવૃત્તિ ખોરવાઈ જવાની શક્યતા અને સભાવના પ્રત્યે ખૂબ કાળજીપૂર્વક ધ્યાન અપાવુ જોઈએ. વારસાગત મિલકત ઉપર વેરો લેવાની યોજના સામે વધારે મૂળભૂત વિરોધ તો એ કારણે છે કે

એનાથી નાણાની બચત મુશ્કેલ બને છે અને પરિણામે થાપણનો સંચય પણ કઠિન બને છે. અવસાન બાદ, વારસાવેરા પેટે, મિલકતનો મોટો ભાગ લગભગ ખૂંચવી લેવામા આવશે એ હકીકત પોતાની સાધનસમૃદ્ધિનો વ્યય કરવાની વૃત્તિ પ્રેરશે. જ્યારે ખાસ જરૂર છે તેવે વખતે વેપારી પ્રવૃત્તિઓમાં રોકવામા આવતી થાપણને બીજે માર્ગે વાળીને અથવા તેને વેડફી નાખવાની વૃત્તિને ઉત્તેજીને દેશના ઔદ્યોગિક વિકાસને રૂંધવા ઉપરાંત, આ વેરાથી ક્રેડિટ મેળવવા અંગે પણ ઘણી મુશ્કેલીઓ ઊભી થશે. ઇંગ્લેંડમા 'નેશનલ ડેટ એન્ડ ટેક્સેશન' એ વિષયની તપાસ માટે નીમવામા આવેલી કમિટીએ, વારસાવેરાનો વિગતવાર અભ્યાસ કર્યા પછી એવું અનુમાન બાંધ્યું હતું કે 'ભૌતિક અને માનસિક પરિણામો સાથે જોતા એવું ચોક્કસ જણાય છે કે નાણાની બચત ઉપર આવકવેરા કરતા વારસાવેરાની અસર સ્પષ્ટ રીતે વધારે હાનિકારક છે'. ટૂંકમા, આ વેરાની યોજનાથી નાણાની બચત અને થાપણના ઘડતર ઉપર માઠી અસર થશે, મોટી મિલકતો ખાસ કરીને સ્થાવર મિલકતો નાના નાના ટુકડામા વહેંચાઈ જશે, વળી વેરો ભરવા માટે જરૂરી નાણા મેળવવા સારુ ધંધામા રોકવામા આવેલી થાપણનો ઉપયોગ કરવાની જરૂરત ઊભી કરીને, ફરજિયાત ધંધાને વેચી દેવામા આવે એવી પરિસ્થિતિ ઊભી થશે અને, વધારે મહત્ત્વનુ તો એ છે કે, તેથી દેશના વેપાર અને ઉદ્યોગનો વિકાસ પણ રૂંધાશે

વળી વારસાવેરા અંગે બીજી મહત્ત્વની યાદ રાખવા જેવી વસ્તુ એ છે કે નાણાવિષયક ધારાશાસ્ત્રીઓએ વારસાવેરા અને વારસાના કાયદા વચ્ચેનો ગાઢ સંબંધ સ્વીકાર્યો છે. આપણા દેશમા વારસાહકની ગૂંચવણભરી પદ્ધતિઓ અમલમા છે અને તેનું નિયમન કાયદા ઉપરાંત વ્યક્તિગત પ્રણાલિકાને આધારે થાય છે. વારસાને માટે આપણા દેશમા જે વિવિધ પદ્ધતિઓ અમલમાં છે તેના મૂળભૂત સિદ્ધાંતો સાથે સંઘર્ષમા આવ્યા વગર, વારસાવેરાની એક સરખી યોજના અનુકૂળ થશે કે નહિ તે એક વિવાદાસ્પદ પ્રશ્ન છે દાખલા તરીકે, આ બીલમા એવી જોગવાઈ છે કે હિંદુ અવિભક્ત કુટુંબમા મિલકતના ઘણા હકદાર હોય તો તેમાથી કોઈ

પણ એના અવસાનથી અવિભક્ત કુટુંબની મિલકતમા તેના ભાગ ઉપર વારસાવેરો આપવો પડશે. હિંદુઓના વારસામિલકતને લગતા કાયદાના મૂળભૂત સિદ્ધાન્તનુ આથી ઉલ્લંઘન થાય છે. કારણકે જે પ્રથા હિંદુઓને લાગુ પડે છે તે પ્રથા પ્રમાણે કુટુંબના ભાગીદારના હાથમા જે મિલકત હોય તે અવિભક્ત કુટુંબની મિલકત ગણાય, અને જોકે તેમા વ્યક્તિગત હિસ્સાનુ પ્રમાણ કાઢી શકાય તો પણ તે હિસ્સાની મિલકતનો પોતાની મરજી મુજબ વસિયતનામુ કરીને પણ નિકાલ લાવવાનો તેને હક નથી. અવિભક્ત કુટુંબની મિલકતમા, અવસાન પામેલા ભાગીદારના હિસ્સાનુ પ્રમાણ નક્કી કરવા માટે કોઈ કલ્પિત ધોરણ અમલમા લાવવુ તે હિંદુ કાયદાના મૂળભૂત સિદ્ધાંતોનુ ઉલ્લંઘન કરવા બરોબર છે. મુસ્લિમોમા બે પદ્ધતિઓ પ્રવર્તે છે, તેવી જ રીતે પારસી, ખ્રિસ્તી વગેરેમા પણ વારસાહકનાં વિવિધ પ્રથા અને ધોરણ સ્વીકારાયેલા છે. એટલે જુદી જુદી પદ્ધતિથી નિયમિત થતી વારસામિલકતને એક જ ધોરણે વારસાવેરો લાગુ પડવાથી પરિણામમા અન્યાય થવાનો સભવ રહે છે.

આ યોજના સામે ઉપર જણાવ્યા મુજબ મૂળભૂત સૈદ્ધાન્તિક વિરોધ છતાં પણ વારસાવેરાની યોજના અમલમા મૂકવાનુ સરકાર નક્કી કરે તો તે માટે ઘડવામાં આવેલા આ બીલની જોગવાઈઓમા ઘણો ફેરફાર કરવો પડશે; કંઇ નહીં તો શરૂઆતના વર્ષોમા વારસાવેરાના વધારેમાં વધારે દરનુ ધોરણ નીચુ રાખવુ પડશે આ વેરામાથી બાકાત રહે તેવી મિલકતની રૂપિયા ૨ લાખની હોવી જોઈએ. વળી એવી પણ જોગવાઈ હોવી જોઈએ કે એક જ મિલકત ઉપર દસ વરસની અંદર એક કરતા વધારે વાર વેરો ન લેવાવો જોઈએ. જોકે એ મુદત દરમ્યાન એ મિલકત એકથી વધારે વાર વારસા તરીકે અપાઇ હોય તો પણ મિલકતનુ મૂલ્યાકન કરનાર અધિકારીઓ તરફથી કઈ કનડગત ન થાય એ સારુ મિલકતોનુ મૂલ્યાકન કરવાનુ ધોરણ અને સિદ્ધાન્તોની આ કાયદામા, જમીન કબજે લેવાના કાયદામા કરવામાં આવ્યુ છે તેમ, જોગવાઈ કરવી જોઈએ. આવકવેરો અથવા રાજ્ય અથવા સ્થાનિક સત્તાઓ તરફથી લેવામા આવતા કરો પેટે જે નાણા આપવાના

હોય તેને, વારસાવેરાની વસૂલાત કરવા માટે મિલકતનુ મૂલ્યાંકન કરતી વખતે, ગણતરીમા લેવા જોઇએ. વેરો ભરવા માટે રોકડ નાણાં મેળવવા સારુ મિલ્કત વેચવી પડે અને તેમ કરવામા મિલકતનુ મૂલ્ય ઓછુ ન થઈ જાય તેને માટે એવી જોગવાઇ કરવી પણ જરૂરી છે કે વેરો નક્કી કરવા માટે મિલકતનુ જે મૂલ્ય ગણવામા આવ્યુ હોય તે જ મૂલ્યને ધોરણે શેર, ડિબેન્ચર અને જામીનગીરીઓની મિલકત, વેરા પેટે આપી શકાય. આ ઉપરાત, ચેમ્બરની કમિટીએ બીજા ઘણા સુધારાઓ સૂચવ્યા છે. હુ ફરીથી ભારપૂર્વક જણાવુ છું કે આ બીલની જોગવાઈ઼ઓ અમલમાં લાવવા માટે આ સમય સાનુકૂળ નથી અને ટેક્સેશન ઈન્ક્વાયરી કમિટીનો અહેવાલ તૈયાર થાય ત્યા સુધી આ વેરાની યોજના સરકારે મુલતવી રાખવી જ જોઇએ



(૪)

૧૯૫૨ ના વર્ષની પહેલી ત્રૈમાસિક સામાન્ય સભા (તા ૯મી જુલાઈ ૧૯૫૨) મા કરેલુ પ્રવચન

## મુંબઈરાજ્યની કરવેરાની દરખાસ્તો

મુબઈ સરકારના અદાજપત્રમા જે કરવેરાની દરખાસ્તો રજૂ કરવામા આવી છે તેથી આપણે બધા ચિંતામા ડૂબ્યા છીએ. ખાસ કરીને, વેચાણવેરા અગે ( Multi-point ) પદ્ધતિ સ્વીકારવાની જે દરખાસ્તો છે તે પરત્વે નાપસદગી અને વિરોધ જાહેર થયા છે આ ફેરફારને લીધે વેપારરોજગારને જે મુસ્કેલીઓ અને વાધાઓ નડવાનો સભવ છે તે સરકાર સમક્ષ રજૂ કરવા માટે ચેમ્બરે જે સક્રિય પગલા ભર્યા છે તે તમે જાણો છો. વડા પ્રધાન શ્રી મોરારજી દેસાઈ, નાણાપ્રધાન ડો જીવરાજ મહેતા અને મજૂર અને આરોગ્ય ખાતાના પ્રધાન શ્રી શાતિલાલ શાહને મળવા ચેમ્બરનુ એક પ્રતિનિધિમડળ ગયુ હતુ. જ્યારે આર્થિક અને વેપારી પ્રવૃત્તિમા મદીનુ મોજુ ફરી વળ્યુ છે ત્યારે આ તબક્કે નવા કરવેરા ન

નાખવા અને જૂના કરવેરા ન વધારવા મુંબઈ સરકારને ભારપૂર્વક વિનંતિ કરવામાં આવી હતી. વેચાણવેરા અંગે બહુમુખી પદ્ધતિ અખત્યાર કરવાથી જે અનિચ્છનીય પરિણામો આવશે અને મુશ્કેલીઓ નડશે તેનો પણ ખાસ ઉલ્લેખ કરવામાં આવ્યો હતો. મને જણાવતાં દિલગીર થાય છે કે હાલના અનુમાનો ઉપરથી એમ લાગે છે કે સરકાર પોતાની કરવેરાની દરખાસ્તોને પડતી મૂકવાનું વલણ ધરાવતી નથી. આમ છતાં, હું આશા રાખું છું કે વેપારી અને બીજા હિતોએ આ અંગે એકી અવાજે પોતાના જે વિચારો દર્શાવ્યા છે તે ધ્યાનમાં લઈ સરકાર આ બાબત ઉપર પૂરતી વિચારણા ચલાવશે.

## આર્થિક અને નાણાંકીય પરિસ્થિતિ

૧૯૫૧ના છેલ્લા મહિનાઓ દરમ્યાન અને તે પછીની દેશની આર્થિક પરિસ્થિતિ ઘણા બધા પ્રતિકૂળ કારણોને લઈને બગડી છે. આ વર્ષની શરૂઆતથી પરિસ્થિતિ રફતે રફતે વધુને વધુ ખરાબ થતી ચાલી અને ચાલુ વર્ષના પહેલા ત્રણ મહિના દરમ્યાન આપણા આર્થિક ઘડતરને ધક્કો પહોંચાડતા મંદીના મોજામાં આપણો વેપારરોજગાર અટવાઈ ગયો છે આ પરિસ્થિતિ શાથી ઉત્પન્ન થઈ એ અંગે એક જ અભિપ્રાય ન હોઈ શકે. ભૂતકાળના ફુગાવાના ભાવો વિરુદ્ધ આ ઘટાડો સર્વસામાન્ય મંદીને લીધે હોઈ શકે અથવા આ ઘટાડો આંતરરાષ્ટ્રીય કારણોને પરિણામે પણ હોઈ શકે, આવી જ રીતે બેંકના વ્યાજના દરમાં વધારો, વેપારને નડતી નાણાભીડ વગેરે કારણો અંગે પણ તે હોઈ શકે પણ હવે આ મંદીને પરિણામે ઘટેલા ભાવો વધુ ઘટતા અટકી ગયા છે તેથી રાહતની લાગણી અનુભવવામાં આવે છે આ અંગે સરકારે જે જાહેરાતો કરી અને જે પગલાં ભર્યાં તેથી પણ લાભ થયો છે ઉત્પાદનને ધક્કો પહોંચે, બેકારી વધે અને પરદેશી હૂંડિયામણ મેળવતી આપણી નિકાસોને ફટકો પડે ત્યાંસુધી પરિસ્થિતિ બગડવા નહીં દેવામાં આવે એવી સરકારની જાહેરાતો અને નિકાસજકાતમાં ઘટાડો, અમેરિકન રૂની ખરીદી અંગે વધુ છૂટછાટ મૂકી આપવામાં આવેલી નાણાકીય મદદ, રિઝર્વ બેંકે બિલમાર્કેટના વિકાસ

અંગે લીધેલા પગલા, આવી યોજના નીચે શેડયુલ્ડ બેંકોને અપાયેલી મદદ વગેરે બધા સક્રિય પગલાનુ એકંદર પરિણામ વેપારની પરિસ્થિતિને મદદરૂપ નીવડયુ છે આ પરિસ્થિતિ સુધારવાની ઝડપ વધવી જોઇએ અને આપણી ચેમ્બર અને બીજી જાહેર સંસ્થાઓએ ચાલુ રહેલી નિકાસજકાતની અસર તપાસવા, નિકાસ અગેના પ્રતિબધો જોવા કાપડ ઉપરની જકાત કાઢી નાખવા વગેરે અગે જે સૂચનાઓ કરી છે તે ઉપર અમલ થવો જોઈએ.

જ્યારે જ્યારે જરૂર જણાય ત્યારે બેંકો તરફથી આપવામા આવતી ક્રેડિટની શરતોમા અમુક છૂટછાટો મૂકવામા આવે, તેવી જ રીતે મધ્યસ્થ બેંકિંગ સત્તા તરફથી જે નાણુ ધીરવામા આવે છે તેનુ ક્ષેત્ર થોડુ વિશાળ કરવામા આવે તો આર્થિક અને વ્યાપારિક પ્રવૃત્તિઓને જરૂરી ઉત્તેજન મળશે એટલુ જ નહીં પણ આર્થિક પરિસ્થિતિ સુધરશે. મને ચોક્કસ લાગે છે કે આ મુદ્દાઓ ઉપર સત્તાવાળાઓ વિચારણા ચલાવી રહ્યા છે. ભાવો નીચા લાવવામા જે કારણો અગે બજારોમા ગભરાટ ફેલાયો તે કારણોને લીધે વધુ નુકસાન ન થાય અને મદીને કારણે વેપારરોજગાર ન ખોરવાઈ જાય એ ઉપર ધ્યાન આપવામા આવશે એવી આશા છે. આપણી બધાની ઇચ્છા છે કે અત્યારના ભાવો જે યુદ્ધ પહેલાના ભાવો કરતા અનેકગણા વધારે છે તે ઘટવા જ જોઈએ, પણ આવો ઘટાડો યથાક્રમ અને ધીમો હોવો જોઈએ.

## સ્વતંત્ર નાણાંકીય નીતિ

એક નવા મુદ્દા ઉપર તમારુ ધ્યાન દોરીશ. બ્રિટિશ નાણાતંત્રના ક્ષેત્રમા જે મોટા ફેરફારો થાય અથવા નવી પરિસ્થિતિ ઉત્પન્ન થાય તેની અસર અને પરિણામથી આપણી નાણાકીય અને હૂડિયામણની નીતિ વણસ્પર્શી રહે તે દિશામા ચોક્કસ પગલા ભરવાની જરૂરત છે. બને દેશો વચ્ચેના ગાઢ સબધોને લીધે અને પહેલાના વખતમા બને વચ્ચે જે સત્તાવાર દર હતો તેને પરિણામે છેવટે આપણે એમની પાછળ ઘસડાવુ પડતુ. ઇગ્લેડમા સત્તાવાળાઓએ જે પગલા ભર્યાં તેનુ જાણે અનુસરણ થતુ હોય તેમ બેંક ઓફ ઇંગ્લેડના વ્યાજના દરના વધવાની સાથે અહીયા પણ બેંકના વ્યાજનો

ાદર વધ્યો તે જોતા એમ શંકા કરવામા આવે છે કે આ પગલુ વાજબી હતુ કે કેમ! જોકે હુ આ દલીલમા કોઈ તથ્ય જોતો નથી. આવી જ રીતે સ્ટર્લિંગની કિંમતમા વધુ ઘટાડો થાય તો તેની શી અસર થશે તે અંગે હાલમા વિવિધ અટકળો ચાલી છે. આમ બનવાનો સંભવ છે પણ ખરો. હુ આ પ્રશ્નનો ઉલ્લેખ એટલા માટે કરુ છુ કે આપણા દેશનુ આર્થિક અને નાણાકીય તંત્ર ઇંગ્લેંડના નાણાકીય ક્ષેત્રમા થતા ફેરફારોની અસરમાથી મુક્ત રહેવુ જોઈએ એમ હુ માનુ છુ અને એ અંગે સક્રિય પગલા ભરવા જોઈએ આપણા દેશની નાણાકીય નીતિ આપણી જરૂરતો પ્રમાણે જ મુખ્યત્વે ઘડાવી જોઈએ અને બહારના ફેરફારો અને વધઘટોની અસરથી શક્યત· આપણો દેશ મુક્ત રહેવો જોઇએ. મને ખબર છે કે ઉપર નિર્દેશ કરેલી નીતિ અખત્યાર કરવામા સ્વાભાવિક મર્યાદાઓ રહેલી છે. આવી નીતિ ધીમેધીમે જ અપનાવી શકાય, કારણ આપણે જાણીએ છીએ કે આપણી સ્ટર્લિંગ પુરાંત ઇંગ્લેંડમા હજી પડેલી છે. આ ઉપરાંત, આપણે સ્ટર્લિંગ બ્લોકના સભ્ય છીએ અને આપણા વેપારનો મોટો ભાગ ઇંગ્લેંડ અને સ્ટર્લિંગ બ્લોકવાળા દેશોની સાથે રહ્યો છે. આમ છતા, અત્યારની પરિસ્થિતિ, જેમા ઇંગ્લેંડમા થતા ફેરફારો આપણને ફાવે તેમ અસર કરી શકે, તે વહેલી યા મોડી બદલાવી જ જોઈએ

### અંકુશો

યુદ્ધકાળ દરમ્યાન અંકુશો દાખલ કરવામા આવ્યા હતા અને તે એક દૃષ્ટિએ ઉચિત પણ હતા. જરૂરતની ચીજવસ્તુઓના ઉપલબ્ધ પુરવઠાનુ ન્યાયી રીતે વિતરણ થાય તેને મદદ કરવા, ઉત્પાદન વધારવા અને ભાવોને કાબૂમા રાખવા અંકુશો ઘડાયા હતા અને અમલી બન્યા હતા. આવી જ રીતે પરદેશમા નિકાસ ઉપર અંકુશો મૂકવામા આવ્યા હતા, જેથી દેશમાં જરૂરિયાતની ચીજોનો પૂરતો પુરવઠો રહેવા પામે. આયાત ઉપર અંકુશો મૂકવાનુ કારણ હતુ, પરદેશી હૂંડિયામણના આપણા સાધનોનો બચાવ. આ સારું જરૂરતો મર્યાદિત પ્રમાણમા થતી રહી અને તેને અંગેની વ્યવસ્થિત આયાતપદ્ધતિ અમલમા આવી.

આ તબક્કે હું એ સ્પષ્ટ કરવા માગુ છું કે જે વ્યક્તિઓ અંકુશોની વિરુદ્ધ આગ્રહ ધરાવે છે તેઓ અંકુશના સિદ્ધાંતની વિરુદ્ધમાં તો છેજ, પણ તે ઉપરાંત, તેઓ અનુભવે જાણે છે કે આ અંકુશો જે ઉદ્દેશો સાધવા મૂકવામા આવ્યા હતા તેમા નિષ્ફળ નીવડ્યા છે. નિષ્ફળતાની સાથે સાથે આ અંકુશોની નીતિને પરિણામે એવા કારણો ઊભા થયા છે કે જેને લીધે આપણા આર્થિક તંત્રના સુસંચાલનમા વાધો આવ્યો છે.

અંકુશની આટીઘૂંટીના વહીવટી મુદ્દાએ આ પ્રશ્નની જટિલતામા વધારો કર્યો છે અત્યારે વ્યવસ્થા અને વહીવટી સાધનોનુ જે ચાલુ ચોકઠુ છે અને તેની જે મર્યાદાઓ છે તે જોતા અંકુશો સાથે સંકળાયેલી વેપારીપ્રવૃત્તિનુ નિયમન કરવામા અને તે અંગેની જવાબદારીઓ પરિપૂર્ણ કરવામા તે અસમર્થ છે. આ અંકુશોની પ્રથા લોકોના નૈતિક ધોરણના અધઃપાતનુ એક મુખ્ય કારણ છે અને તે લાંચરુશવતના વાતાવરણને પોષક છે. અંકુશોની પદ્ધતિ સામેનો વાધો અને વિકાસ અંગે આયોજનના કાર્યક્રમને અંગેનુ નિયમન એ બંને જુદી જ બાબતો છે અને તે વચ્ચે ગૂંચવાડો ઊભો કરવાની જરૂર નથી. નાણાકીય અને હૂંડિયામણના ક્ષેત્રમા આંતરરાષ્ટ્રીય અસરમાથી આપણે મુક્ત રહી શકીએ તે માટે રાષ્ટ્રીય હિતની દૃષ્ટિએ નિયમનની જરૂરત છે તે અંગે આપણે સચેત છીએ. આપણે એ પણ જાણીએ છીએ કે પુરવઠા અને માગની હાલની પરિસ્થિતિમા આયાત અને નિકાસ ઉપર થોડાક નિયમનો ચાલુ રહેવા જ જોઇએ. અમે જે વસ્તુ ઉપર ભાર મૂકીએ છીએ તે એ છે કે, યુદ્ધસમયે અંકુશો જે આર્થિક ઉદ્દેશો સિદ્ધ કરવા માટે મૂકવામા આવ્યા તેમા, અને શાંતિના સમય તરફ વધતા જતા વચગાળાના વખતના આર્થિક ઉદ્દેશોમા, મૂળભૂત ફરક છે. અછત અને વિતરણના પ્રશ્નોનો ઉકેલ લાવવામા અંકુશોનો સાગમા સારી રીતે અમલ કરાય તો પણ અંકુશો એક નકારાત્મક નીતિ જ રહે છે. આપણા કરતા વધુ વિકાસ પામેલા અને આર્થિક રીતે વધુ સુસજ્જ એવા દેશોનો અનુભવ છે કે અંકુશો—પછી

તે ગમે તેવા સ્વરૂપમા હોય અને તેનો અમલ ભલેને ગમે તેવો કડક હોય– ઉત્પાદન વધારવાના કાર્યમા કે પછી વધારે સારી વિતરણની વ્યવસ્થા લાવવામા કે ભાવની સ્થિરતા સાધવાના સુપરિણામો લાવવામા નિષ્ફળ ગયા છે.

સામાન્ય સભા માટેના આવા નાના પ્રવચન દરમ્યાન, જુદા જુદા અંકુશો મુકાય છે તેનો કેવી રીતે અમલ થઈ રહ્યો છે એનુ પરીક્ષણ કરવાને અવકાશ નથી. પણ, માત્ર વિહગાવલોકન કરીએ તો, કાપડઉપરનો અકુશ ૧૯૪૪થી અમલમા છે આની સચિત અસર એ છે કે ઉત્પાદન ખોરવાયુ છે, વિતરણમા વાધો આવ્યો છે અને ખાસ કરીને માલના વિતરણ માટેના જે નિશ્ચિત માર્ગો છે તેમને ખૂબ શોષવુ પડ્યુ છે રૂ ઉપરનો અકુશ તો કોઈ પણ વખતે સફળ થયો નથી અને એ અંકુશને પરિણામે રૂ ઉગાડનારા હિતો અને મિલો વચ્ચે રૂના ભાવ અને બીજા અગત્યના મુદ્દાઓ ઉપર ચાલુ ઘર્ષણ રહેવા પામ્યુ છે. ખાડની વાત લઈએ તો અકુશો ઉઠાવી લીધા પછી પરિસ્થિતિ ચોક્કસ સુધરી છે. પોલાદના ક્ષેત્રમા અકુશોને પરિણામે સરકાર જરૂરતો માટે કુલ ઉત્પાદનના લગભગ અર્ધા ભાગ જેટલો માલ નક્કી કરેલે દરે મેળવી શકે છે એ વાત બાદ કરીએ તો લોકોની જરૂરત માટે જે પોલાદનુ વિતરણ કરવામા આવે છે અને, જે હિસ્સો જાહેર કરવામા આવે છે, તેનુ ધોરણ બુદ્ધિજન્ય નથી જોઇતી પરમિટો મળી હોય છતા ચાલુ બાધકામે સિમેન્ટ વિના હાથ જોડીને બેસી રહેવુ પડે, એ જ સિમેન્ટ ઉપરના અકુશનો અર્થ સાધારણ રીતે કરવામા આવે છે. આ અવલોકન ઉપરથી છેવટના એક જ નિર્ણય ઉપર આપણે પહોચી શકીએ કે ઘણા ખરા અકુશો નાબૂદ કરવા આજના સજોગો અનુકૂળ છે અને લોકોની મનોવૃત્તિ એ તરફ છે. એ દેશના અર્થતત્રને ગભીર નુકસાન પહોચાડયા સિવાય સૂતર, કાપડ, લોખંડ અને પોલાદ, સિમેન્ટ, વેજિટેબલ ઘી, કોલસા, મીઠુ વગેરે ઉપરના ઔદ્યોગિક અંકુશો અને શણ, રૂ, રબર વગેરે કાચા માલ ઉપરના અકુશો તાબડતોબ નાબૂદ કરી શકાય.

### અનાજ પરનો અકુશ

અત્યારસુધી મે અનાજ ઉપરના અકુશની વાત કરી નથી ભૂતકાળમા આ સવાલની ચર્ચા વખતે એવુ ધારી લેવામાં આવતુ હતુ કે

સમાજના બહોળા હિતની દૃષ્ટિએ આ અંકુશનુ પ્રતિપાદન આવશ્યક છે. મોટા ભાગની માન્યતા એવી હતી કે જયાસુધી અનાજના પુરવઠાની અને દેશની વધતી જતી વસતીને પરિણામે વધેલી અનાજની માગની સમતુલા ન સધાય ત્યાસુધી આ અંકુશ તો એક યા બીજા સ્વરૂપમા લોકોએ નિભાવી લેવો પડશે, અને જેમ જેમ નહેરો અને બીજી યોજનાઓને પરિણામે અન્નઉત્પાદન વધે તેમ તેમ તેનો અમલ હળવો થઈ શકશે. પણ, મદ્રાસના વડાપ્રધાન શ્રી ચક્રવર્તી રાજગોપાલાચારીએ તે રાજયમાથી અનાજ ઉપરનો અકુશ કાઢી નાખવાનુ જે હિંમતભર્યું પગલુ ભર્યું છે તેથી એવી આશા જન્મી છે કે, આજના પુરવઠાના ક્ષેત્રમા પણ, અનાજ મેળવવા અને વહેચવામા અત્યારસુધી નિયમનનો જે અમલ થયો છે તેના કરતા આથી દેશને અને લોકોને વધુ ફાયદો થશે. મદ્રાસમા જે પગલુ ભરવામા આવ્યુ છે, તેને જે આવકાર સાપડ્યો છે, અને એથી પણ વધુ, દેશના તે ભાગમા જાણવા જેવી કોઇ પણ પ્રત્યાઘાતી અસર આથી થવા પામી નથી એ પરિસ્થિતિ સૂચક છે, ભવિષ્ય માટે આશાસ્પદ છે. આશા રાખીએ કે મદ્રાસે જે દોરવણી આપી છે તેનાથી સત્તાવાર વર્તુળોમાં અકુશનુ માનસ બદલાશે અને નવી દિશામા તેમના વિચારો દોરાશે. મારુ તો એમ ચોક્કસ માનવુ છે કે આ અંકુશોની પરપરાને લીધે ડગલે ને પગલે અમારા હાથપગ બાધવામા આવ્યા છે તેમાથી બહાર આવીશું તો જ ઉત્પાદનની ઝડપ વધશે અને આપણે આર્થિક ઉત્થાનની વધુ નજદીક પહોચીશુ આવા અકુશોના અમલને લીધે વેપારની નીતિમત્તાનુ ધોરણ લાલચને લીધે નીચે સરકયું છે તે પણ ઊંચું આવશે; અંકુશો કાઢી નાખવાની સાથે સાથે લાચરુશવતનુ પ્રમાણ ઘટશે અને પરિણામે અમલદારો સામેનો લાચરુશવતનો લોકોનો ઊહાપોહ ઘટશે.

... ... ...

## સ્વદેશી

દિલગીરીની વાત છે કે આજના વખતમા સ્વદેશીની ભાવના ઘણી ઓછી થતી ચાલી છે. પરદેશી સત્તા વિરુદ્ધ અને તે સત્તાની દેશના

હિન્દની વિરુદ્ધ એવી સત્તાધાર નીતિઓ સામે ફેલાયેલી પ્રજાનો વિરોધ અને અસંતોષની લાગણી વ્યક્ત કરવામાંથી, આપણા દેશમાં સ્વદેશીની ભાવના જન્મી હતી. લોકોના બંગભંગવિરોધને સત્તાવાળાઓએ ગણકાર્યો નહીં ત્યારે શ્રી સુરેન્દ્રનાથ બેનરજીની નેતાગીરી નીચે, નાસીપાસ થયેલા નેતાઓએ અને બંગાળના લોકોએ આ પ્રશ્નની પુનર્વિચારણા અંગે દબાણ લાવવા અસહકારની નકારાત્મક બાજુ તરીકે, એક આર્થિક હથિયાર રૂપે, સ્વદેશીનો ઉપયોગ કર્યો. લગભગ એ જ વખતે લોકમાન્ય તિલકે પણ આપણી બાજુ આર્થિક હથિયાર તરીકે સ્વદેશીનું મહત્ત્વ સમજાવ્યું. આપણી સ્વરાજ્ય માટેની રાજકીય હિલચાલમાં સ્વદેશીની ભાવનાએ અગત્યનો ભાગ ભજવ્યો હતો અને તેની આર્થિક અસરે તે વખતના રાજ્યકર્તાઓને વિચાર કરતા કરી મૂક્યા હતા. પણ આ ભાવનાને દેશના આર્થિક ઉત્પાદનના એક પ્રભાવિત સાધન તરીકે ખપાવવાનું માન તો મહાત્મા ગાંધીજીને ફાળે જાય છે. ગાંધીજીએ રાજકારણની દૃષ્ટિએ સ્વદેશીના નકારાત્મક ઉપયોગની સાથે સાથે સ્વદેશીની આર્થિક બાજુ જોરશોરથી રજૂ કરી. સ્વરાજ્યની લડતમાં તેમણે બે હેતુઓ ઉપર સવિશેષ ભાર મૂક્યો . રાજકીય સ્વતંત્રતા અને આર્થિક સ્વતંત્રતા.

રાજકીય ક્ષેત્રે સ્વરાજ્યની લડતમાં આપણને વિજય મળ્યો છે; પણ આર્થિક ક્ષેત્રે આપણે હારતા જઈએ છીએ એમ લાગે છે, કારણ સ્વદેશીના વપરાશ માટેનો આપણો ઉત્સાહ અને જુસ્સો ઓસરતો ગયો છે. પૂનામાં 'ઈન્ડસ્ટ્રિયલ કૉન્ફરન્સ' મળી ત્યારે સદ્ગત રાનડેએ દેશના ઉત્કર્ષના પ્રયત્નોમાં સ્વદેશીનું સ્થાન અને મહત્ત્વ સમજાવતાં જે ઉદ્ગારો કાઢ્યા હતા તે આજે યાદ આવે છે. તેમણે કહ્યું હતું કે, 'એક દેશનું બીજા દેશ ઉપરનું રાજકીય પ્રભુત્વ ઘણું ધ્યાન ખેંચે છે, પણ એના કરતાં વધુ જોરદાર પણ ધ્યાન ન પડે એવું પ્રભુત્વ, એક દેશની મૂડી અને સાહસ, બીજા દેશના વ્યાપાર–ઉદ્યોગ ઉપર ધરાવી શકે એ છે. આવી જાતના પ્રભુત્વથી ખૂબ વિપરીત અસર થાય છે અને રાષ્ટ્રના જીવન જેવી બહુમુખી પ્રવૃત્તિઓ આથી રૂંધાઈ મરે છે.' રાજકીય સફળતા મળ્યા પછી થયેલા સંતોષના વાતાવરણમાં

આ સ્વદેશીની ભાવના જ આપણે ભૂલી ગયા છીએ અને આર્થિક સ્વરાજ્ય મેળવવાની પૂર્વના આદર્શોનું મહત્ત્વ પણ વિસરી ગયા છીએ એવી બીક સાચી લાગે છે.

**સ્વદેશીની સફળતા બે સિદ્ધાન્તો ઉપર નિર્ભર છે: એક, દેશમાં જે ચીજોનું ઉત્પાદન થાય તેની ખપતનું ક્ષેત્ર તૈયાર હોય અને બીજુ, પુરવઠા કરતાં સ્વદેશી ચીજોની માગનું પ્રમાણ ખૂબ વધારે હોય જેથી ઉત્પાદનને હમેશાં પ્રોત્સાહન મળે.** આ દેશમા બનતી ચીજો માટે લોકોએ ખૂબ આગ્રહ ધરાવવો જોઈએ અને સ્વદેશીની ભાવના અને દેશની આર્થિક તાકાત વધારવાની નેમ બર લાવવી હોય તો લોકોએ થોડી ત્યાગવૃત્તિ પણ કેળવવી જોઈએ દેશના ભવિષ્ય કાજે સ્વદેશીનુ આર્થિક મહત્ત્વ હમેશાં જાહેર જનતાની સમક્ષ રજૂ કરવુ જોઈએ. મને ચોક્કસ લાગે છે કે સ્વદેશીભાવના પ્રત્યે આપણી હાલની બેકાળજીની જગ્યાએ સુયોગ્ય વાતાવરણ ઘડવા અને સ્વદેશીની ભાવનાને મૂર્ત સ્વરૂપ આપવા અથાગ પરિશ્રમ કરવો જોઈએ.

## સરકાર અને સ્વદેશી

સરકાર આ સ્વદેશીના આગ્રહ અંગે ઘણુ કરી શકે એમ છે સરકારની પોતાની જરૂરતોની ચીજવસ્તુઓની ખરીદી શકયત. સ્વદેશી માલને પ્રોત્સાહન દેનારી હોવી જોઇએ અને 'સ્ટોર પરચેઝ'ની સત્તાવાર નીતિના એક અંગ તરીકે સ્વદેશી માલની તરફેણમા થોડીક ભાવની પસંદગી પણ રહેવી જોઈએ. આપણા દેશમા મિલો, કારખાના વગેરેમા બનતી ચીજોને ઉત્તેજન મળવુ જોઈએ અથવા હિન્દી માલિકીની અથવા વ્યવસ્થાની બેંકો, વીમાકંપનીઓ વગેરેને પ્રોત્સાહન આપવુ જોઈએ એવી ઇચ્છાથી સરકારની સ્ટોર પરચેઝ અથવા બીજી વ્યવસ્થા અંગેની નીતિ ઘડવામા આવતી નથી એમ માનવાને કારણ છે ઉદાહરણ તરીકે, પરદેશની તેલની કંપનીઓ, જેમને અહીં રિફાઇનરી નાખવાની છૂટ આપવામા આવી છે, તેમની સાથે હાલમાં જે કરાર કરવામા આવ્યો છે તેમા તેમણે હિંદી

માલિકીની બેંકો, વીમાકંપનીઓ, વહાણવટું વગેરેનો બને તેટલો ઉપયોગ કરવો જોઈએ એવી શરત આમેજ કરવામાં આવી નથી. આ મુદ્દા ઉપર સરકારનું જ્યારે ધ્યાન દોરવામાં આવ્યું ત્યારે સત્તાવાળાઓએ એવી વલણ અખત્યાર કરી હતી કે જાણે એ પ્રશ્ન સાથે એમને કાંઈ સબંધ નથી અને આવું કામકાજ ખાનગી સાહસે હરીફાઈ કરી મળી શકે તેટલું મેળવવું જોઈએ! આવી જ રીતે એક સરકાર–સમત સંસ્થાને મોટરવાહનોની આયાત અંગેનો એક મોટો ઓર્ડર કોલંબોયોજના અનુસાર મૂકવો પડ્યો હતો. એનું કારણ એ હતું કે કેનેડિયન સત્તાવાળાઓને આ અંગે જે હિન્દી સામગ્રી ને સાધનો છે તેનો ઉપયોગ કરવા સમજાવવાના પ્રયાસોમાં આપણા સત્તાવાળાઓ સફળ થયા ન હતા.

સ્વદેશીની ભાવના પુનર્જીવિત કરવા માટે એક તો હિન્દી માલ વાપરનારે સ્વદેશી જ ચીજો કોઇ પણ ભોગે વાપરવાનો ખૂબ આગ્રહ ધરાવવો જોઇશે. બીજું, આપણા ઉદ્યોગપતિઓએ અને વેપારીઓએ સારી અને ટકાઉ ચીજો કિફાયત ભાવે મળે એ જોવું જોઇશે. ત્રીજું, સરકારે આ આંદોલનને પોતાનાથી બની શકે તેટલો બધો ટેકો આપવો જોઇશે અને છેલ્લું, આપણા વર્તમાનપત્રોએ આ ભાવનાને જીવંત રાખવા હરહંમેશ પ્રચાર કરવો પડશે. આ હેતુ સાધવા, સ્વદેશીનું આર્થિક મહત્ત્વ હમેશા લોકો સમક્ષ રજૂ કરવા, આપણા દેશની ચીજો અને સ્વદેશી વપરાશને અવરોધે એવી વલણ ઉપર અંકુશ મૂકવા, એક સ્વદેશી લીગ જેવી કાયમની સંસ્થાની મને અગત્ય અને જરૂરત લાગે છે. હું માનું છું કે આવી સંસ્થાની સ્થાપના અંગે સરકાર અને લોકો બંનેએ સાથે મળીને પ્રયત્નો કરવા જોઈએ અને સ્વદેશીનો પ્રચાર થવો જ જોઈએ, ત્યારે જ આપણને આર્થિક સ્વરાજ્ય મળશે.

## વહાણવટું

સરકારે ૧૯૪૭માં જે સમિતિ નીમી હતી તેણે વહાણવટાના વિકાસ અંગેની નીતિનું ધ્યેય નક્કી કર્યું હતું. ટૂંકામાં, કાંઠાળ વેપાર હિન્દી

વહાણવટા માટે સુરક્ષિત રહેવા જોઇએ. પરદેશના વેપારમા હિન્દી વહાણવટુ ભાગ લઈ શકે તે સારુ મધ્યસ્થ સરકારે તેને નાણાંકીય મદદ આપવી જોઈએ અને આ દેશની આસપાસના દેશો તથા પરદેશ સાથેના વેપારમાં હિન્દી માલિકીનુ વહાણવટુ સુયોગ્ય ભાગ લઈ શકે તે માટે અસરકારક પગલા ભરાવા જોઇએ એવી સમિતિની ભલામણો હતી.

સમિતિએ એમ પણ દર્શાવ્યુ હતું કે સરકારના પ્રતિનિધિઓ, હિન્દી વહાણવટાના વ્યવસ્થાપકો અને વેપારઉદ્યોગના પ્રતિનિધિઓનુ બનેલુ એક શિપીંગ બોર્ડ બનવુ જોઈએ સમિતિની ભલામણ મુજબ આમ વધુ ને વધુ ભાગ મેળવતા હિન્દી વહાણવટા સારુ હિન્દી ટનેજ કેમ વધારવુ તે પણ જણાવવામા આવ્યુ હતુ. કાઠાળ વેપારને સુરક્ષિત રાખવાની દિશામા અને સરકારમાન્ય શિપીગ કોર્પોરેશન સ્થાપવાની દિશામા જે પગલા ભરાયા છે તેને આવકાર આપવા છતા હિન્દી વહાણવટાના ઝડપી વિકાસ અંગે ખાસ પ્રગતિ સધાઇ નથી તે અંગે નિરાશા પ્રદર્શિત કર્યા સિવાય રહેવાતુ નથી. હિન્દી વહાણવટાએ પરદેશના વેપારમા ભાગ લેવો જોઇએ એ એક મુખ્ય ભલામણ હતી અને સરકારે એનો સ્વીકાર પણ કર્યો હતો. આ અંગે આવી રીતે ભાગ લેતા વહાણવટાને નાણાકીય મદદ આપવાની પણ સમિતિની ભલામણ હતી. આ મક્કમ નીતિની જાહેરાત અને સ્વીકાર છતા, જ્યારે સાભળવા મુજબ, હિન્દ–ઇગ્લેડ વચ્ચે સર્વિસ ચલાવતી એક હિન્દી વહાણવટાની કંપની આવી સર્વિસમા નુકસાન ખમવુ પડે છે એ કારણે એ બંધ કરવાનો વિચાર કરે છે ત્યારે એ હકીકતનો ઉપર દર્શાવેલી નીતિ સાથે કશો મેળ ખાતો નથી એમ લાગે છે! જો આવો છેવટનો નિર્ણય લેવાવો જ રહ્યો તો તે આપણા દેશ અને દેશના વહાણવટા સારુ ભારે કમનસીબી લેખાશે ઘણાં વર્ષો પહેલા હિન્દ–ઇંગ્લેંડ વચ્ચે એક સર્વિસ શરૂ કરવાનો પ્રયત્ન કરવામા આવ્યો હતો, જેમા સફળતા મળી ન હતી. તે વખતે તો આપણી ઉપર પરકીય સત્તા હતી અને તેને બ્રિટિશ વહાણવટામા ખાસ રસ હોવાથી નાણાકીય મદદ આપવાનો સવાલ જ ઉપસ્થિત થતો નહોતો, પણ આજે તો સરકાર રાષ્ટ્રીય છે અને તે હિન્દી વહાણવટાને મદદ કરવા

અને વિકાસ સાધવાના ધ્યેયને વરેલી છે એટલે પરદેશી વેપારમા આપણો ભાગ વધે તે જોવા તે ઉત્સુક છે. તેથી જો નાણાકીય મુસ્કેલીઓને કારણે હિન્દ–ઇંગ્લેડ વચ્ચે ચાલુ થયેલી સર્વિસને બધ કરવાનો વારો આવવાનો હોય તો વહાણવટાઅગે સ્વીકારાયેલી નીતિનુ મૂલ્યાકન શુ કરવુ એ સમજાતુ નથી! આવી જાતનો કોઇ પણ નિર્ણય હિન્દી વહાણવટાના વિકાસની તવારીખમા એક લાછનરૂપ ગણાશે. આ હિન્દ–ઇંગ્લેડની સર્વિસને બધ ન થવુ પડે તે સારુ જરૂર પૂરતી સક્રિય મદદ કરવા સરકારે આગળ આવવુ જોઇએ જેથી સરકારની જાહેરાત અગે અને સરકાર વહાણવટાને બધી રીતે મદદ કરવા માગે છે એ અંગે વિશ્વાસ ઉત્પન્ન થાય. હુ આશા રાખુ છુ કે સત્તાવાળાઓ આ બાબત ઉપર પૂરતુ ધ્યાન આપી રહ્યા છે.

આપણા કરતા ઘણા નાના દેશોની સરખામણીમા પણ આપણુ વહાણવટુ ઘણા નાના કદનુ છે. દુનિયાના વેપારની સરખામણીમા આપણો વેપાર લગભગ ચાર ટકા હોવા છતા દુનિયાના વહાણવટાની સરખામણીમા આપણુ વહાણવટુ ફક્ત અર્ધો ટકો છે આથી આપણા વહાણવટાનુ નાનુ કદ અને દેશને ખમવુ પડતું અપાર નુકસાન આપણુને સમજાય છે. ગયે વર્ષે પરદેશોમાથી અનાજની આયાત અગે લગભગ રૂપિયા ૪૦ કરોડ નૂરમા ખર્ચાયા હતા, આમાથી ફક્ત રૂપિયા ૧ કરોડનુ નૂર હિન્દી વહાણવટાને મળ્યુ હતુ અને બાકીનુ પરદેશી કપનીઓ દ્વારા પરદેશ ખાતે ઘસડાઇ ગયુ હતુ આપણી ખાસ જરૂરતો અંગે આમ અત્યારે પરદેશી વહાણવટા ઉપર આપણે જે આધાર રાખવો પડે છે તે ન રાખવો પડે અને આતરરાષ્ટ્રીય ક્ષેત્રમા આપણે જે અગત્યનુ સ્થાન મેળવવા જઇએ છીએ તે જોતા આપણી પાસે ઘણા વધારે જહાજો હોવા જોઇએ અને બીજા નવા વેપારમાર્ગો હોવા જોઈએ એમા શકા નથી. હુ આશા રાખુ છુ કે વહાણવટાનો વિકાસ સાધવામા સરકાર વધુ હિમતભર્યાં અને ઉદાર પગલા ભરશે અને જે વેપારીમાર્ગો આપણા વહાણવટાના હાથમા છે એમાનો એક પણ ઓછો ન થાય એ જોવામા આવશે. હું એ પણ આશા રાખુ છુ કે રાષ્ટ્રધ્વજ ફરકાવતા આપણા જહાજો માટે વહાણવટાના નવા ને નવા માર્ગો સરકારની નીતિને પરિણામે ઊઘડતા જશે.



# વેપારીવર્ગ સામે થતા પ્રહારો અને તેનાં કારણો

વેપારીવર્ગ ઉપર આજે ચારે તરફથી પ્રહારો થઈ રહ્યા છે અને વેપારીઓ ખોટા છે, છેતરનારા છે, નફાખોરિયા છે, કાળા બજારિયા છે, સમાજદ્રોહી છે ઇત્યાદિ સંબોધનો હાલમા તેમને માટે લગભગ સામાન્ય થઈ પડ્યા છે!

## ખેદજનક પરિસ્થિતિ

પૂ. મહાત્મા ગાધીજીએ સખત વિરોધ અને ભારે પ્રયત્ન કરી અંત્યજોની સ્થિતિ સુધારી તે પહેલા તેમનો પડછાયો પણ પાપરૂપ હોય તે પ્રકારનુ વર્તન જેમ તેમની સાથે ચલાવવામા આવેતુ તેવુ વર્તન, કંઈક અંશે, વેપારીવર્ગ પ્રતિ, ઘણી વખત જવાબદાર સ્થળો તરફથી પણ થઈ રહ્યુ છે. આ પરિસ્થિતિ ખરેખર શોકજનક છે, અનુચિત છે અને કોઈને શોભાસ્પદ કે લાભદાયક નથી. અને જ્યારે સરકાર દેશને જાતિ અને વર્ગ વિનાનો કરવા મથે છે અને પ્રાંત, જાતિ અને વર્ગો વચ્ચે આંતરવિગ્રહ થાય એવું કંઈ પણ થવા દેવું ન જોઇએ એમ ચાહે છે ત્યારે જે વેપારીવર્ગ સેંકડો વર્ષો તથા પેઢીઓ થયા સમાજની ઉપયોગી સેવા કરી રહ્યો છે તે વર્ગ સાથે આવુ વર્તન ચલાવવા દેવુ યોગ્ય નથી.

વેપારીવર્ગની કોઈક વ્યક્તિએ સમાજવિરોધી, અપ્રામાણિક અથવા નીતિ કે કાયદા વિરુદ્ધ આચરણ કરે તે ઉપરથી તે આખા વર્ગને દોષિત અને અનીતિમાન ઠરાવવો એ ન્યાય્ય નથી. સુજનતા અને દુર્જનતા એ તો સંસારમાં સર્વત્ર પ્રસરી રહી છે અને વેપારીવર્ગમાં દુર્જનતા જ છે અને ધંધાદારી (professional) કે અમલદારી વર્ગોમા માત્ર સુજનતા ભરી છે એ માનવુ દેખીતી રીતે જ ભૂલભરેલુ છે.

## તેથી તો પ્રામાણિક વર્ગ ઘટી જશે

વાજબીપણાનો વિચાર કર્યા સિવાય, વારંવાર, એક આખાયે વર્ગ ઉપર ઠપકા અને ગાળોનો વરસાદ વરસાવવામા આવ્યા કરે ત્યારે તેની

'વ્યાપાર'ના ૯ સ ૧૯૫૨ના દીપોત્સવી અંકમા પ્રકટ થયેલો લેખ

અસર મરી જાય છે અને આવું વર્તન, ખોટું કરનારાઓને શરમિંદા બનાવવાને બદલે ઊલટા નફફટ બનાવી મૂકે છે. વળી, આથી જે નિર્દોષ અને પ્રામાણિક વ્યક્તિઓ હોય છે તેને ઘોર અન્યાય થાય છે અને અંતે પ્રામાણિક વર્ગ પ્રહારોથી કંટાળી ઓછો થતો જાય છે, જ્યારે અપ્રામાણિક વર્ગ તેનાથી ટેવાઈ જઈને બેપરવા અને નિર્લજ્જ બની વિસ્તરતો જાય છે.

આ પરિણામ વેપારીવર્ગ માટે, સરકાર માટે, દેશ માટે કે કોઈને માટે હિતકર નથી. તેથી જેઓને એક આખા વર્ગને સકારણ કે અકારણ ટોકવાની ટેવ પડી છે—અને ખેદની વાત છે કે આ ટેવથી આપણી કેટલીક પ્રતિષ્ઠિત વ્યક્તિઓ પણ મુક્ત નથી—તેઓએ એ ટેવ છોડી દેવી ઘટે છે.

વેપારીવર્ગ પ્રતિ આક્ષેપોનો જે પ્રવાહ સતત ચાલુ રહ્યો છે તે વેપારીઓને સમાજમા ખૂબ અપ્રિય બનાવવામા ફળીભૂત થયો છે એ વાત કબૂલ કર્યા વિના ચાલે એમ નથી. આ પરિસ્થિતિ તપાસ માગે છે અને બે પ્રશ્નો ઉપસ્થિત કરે છે: પ્રથમ, આના કારણો શા છે ને કોને આભારી છે? અને બીજે, આ વિષમ પરિસ્થિતિનો સામનો કરવા શા ઉપાયો લેવા આવશ્યક છે? વેપારીવર્ગની અપ્રિયતાના કારણોને પણ બે ભાગમા વહેચી શકાય. પોતાના વર્તનને આભારી અને અન્યના વર્તન કે પ્રચારને આભારી.

**એ ભવ્ય ભૂતકાળ**

આપણા દેશની સસ્કૃતિમા વેપારી વિષે ઉન્નત આદર્શ છે. કવિ સામળ ભટ્ટે

> 'વણિક તેહનું નામ જે જૂઠું નવ બોલે,
> વણિક તેહનું નામ જે ઓછું નવ તોલે'

એમ કહી, શાહ નામે ઓળખાતા વેપારીની બાદશાહ સાથે તુલના કરી છે. વળી, જ્યારે ઉદયપુરના રાણા પ્રતાપ પાસે મોગલ બાદશાહ સામે લડત ચાલુ રાખવા પૈસા અને સાધન ખૂટી ગયા

ત્યારે સ્વદેશની સ્વતંત્રતા અર્થે ભામાશાએ અઢળક સંપત્તિ રાણાને ચરણે ધરી હતી એ ઇતિહાસપ્રસિદ્ધ હકીકત છે.

વેપારીના ઉચ્ચતમ આદર્શના આ દૃષ્ટાંત છે, પણ દિલગીરીની વાત એ છે, કે આપણા એ ઉચ્ચ આદર્શો ઘણે અંશે ભુલાઈ ગયા છે અને અતિ સ્વાર્થ, અતિ લોભ અને સત્વર શ્રીમંત થવાની વૃત્તિથી ઉદ્ભવતા દોષોએ વેપારીવર્ગના એક મોટા ભાગને આવરી લીધો છે.

અંકુશો અને નિયમનો પણ આ સ્થિતિ માટે ઘણે અંશે જવાબદાર છે કેટલાક અંકુશો ને નયમોની કડકાઈ અનુભવમા એવી માલૂમ પડે છે કે તેમનુ સંપૂર્ણ પાલન કરવુ લગભગ અશક્ય બને છે, અને આની સાથે સ્વાર્થ કે લોભવૃત્તિ ભળી જતા અંકુશોનો ભંગ થાય છે. આ સ્થિતિનો લાભ, સામ્યવાદી કે તોફાની તત્ત્વો જે સમાજને છિન્નભિન્ન કે અવ્યવસ્થિત કરવા માટે તકની જ વાટ જોઈ રહ્યા હોય છે અને જેઓ માર્ગદર્શન માટે સ્વદેશમાં નહિ પણ પરદેશ તરફ નજર રાખે છે તેઓ પૂરેપૂરી રીતે લે છે અને ઝીણવટભર્યો (subtle) તથા ઝેરી પ્રચાર કરી વેપારીને કાળા, ભયાનક અને લોહી ચૂસનાર તરીકે ચીતરે છે.

વળી જે વેપારી ભાઈઓ ટૂંકી સ્વાર્થબુદ્ધિથી ઊંધે રસ્તે ગયા હોય તેને વારવાને કે તેની ખરાબ અસર બીજા પ્રામાણિક વેપારી ભાઈઓ ઉપર ન થાય તેને માટે, વેપારીવર્ગ તરફથી કોઈ પણ જાતના વ્યવસ્થિત પ્રયત્નો થતા નથી, એટલે, વેપારીવર્ગ જે મૂડીવાદી ગણાય છે તેને ભાષણો, છાપા કે કટાક્ષચિત્રો ઇત્યાદિ દ્વારા ઉતારી પાડવાના અને સમાજના શત્રુ તરીકે દેખાડવાના પ્રયત્નોને નિરંકુશ વેગ મળે છે, અને કમનસીબે જેઓ સામ્યવાદથી સર્વથા વિરુદ્ધ છે એવાઓ પણ આની અસર હેઠળ અજાણપણે આવી જઈ તેમા સૂર પુરાવે છે.

આ વસ્તુસ્થિતિનો અંત લાવવા માટે સબળ પ્રયત્નો થવા જોઈએ. વેપારીઓ નાબૂદ થાય એ દેશ માટે હિતકર નથી. જે રીતે આપણી સમાજરચના ઘડાયેલી છે અને હજારો વર્ષ થયા ચાલુ રહેતી આવી છે,

તેમા વેપારીવર્ગની આવશ્યકતા છે એ નિર્વિવાદ છે વળી, પેઢી દર પેઢીથી વેપારીઓના લોહીમા ઓતપ્રોત થઈ ગયા છે તેવા વેપાર સબધી સસ્કારો, આવડત અને ડહાપણ ગમે તેટલા સુશિક્ષિત, પ્રામાણિક અને બુદ્ધિશાળી સરકારી અમલદારોમા થોડાક વર્ષોમા આવી શકે નહીં, કારણકે તેમને તો પહેલેથી જ પાઠ શીખવાના હોય છે।

## વેપારીઓનું સ્થાન તો રહેવાનુ જ

વળી, સરકાર મારફત ચાલતા વેપારઉદ્યોગનો અનુભવ, મોટે ભાગે દેશને માટે કડવો અને મોંઘો નીવડ્યો છે એ જાણીતી વાત છે. એટલે અમુક તત્ત્વોને પસદ પડે કે નહીં તો પણ લાબા વખત સુધી વેપારીઓ માટે આ દેશમા સ્થાન રહેવાનુ એ ચોક્કસ છે વેપારીઓએ, જનતામા થયેલ અપ્રિયતાને માટે પોતે કેટલે અંશે જવાબદાર છે તે શોધવા, આતરનિરીક્ષણ કરવુ જરૂરી છે, અને આ પરિસ્થિતિ માટે કારણભૂત હોય તે દોષોનો નિર્વિલબ ત્યાગ કરી, સુધારણા માટે પોતે જ સત્વર પગલા ભરવા ઘટે છે, તેમ જ જે જાતનુ વાતાવરણ ઉપસ્થિત થવા પામ્યુ છે તેનાથી ચેતી જઈ, પરસ્પરના કુસપનો ત્યાગ કરી, સામાન્ય હિત અને સરક્ષણ અર્થે સગઠન સાધવુ વેપારીવર્ગને માટે અતિ આવશ્યક છે.

## વેપારીમડળો ઊભાં કરો

પૂરતા સંપ, સહકાર અને સહાનુભૂતિને અભાવે તેમ જ ક્ષણિક અગત લાભ લેવાની વૃત્તિને લીધે, સામાન્ય વેપારીહિત માર્યું જવાના અનેક દાખલા છે આ સજોગોમા, જે વેપારરોજગારના મડળ ન હોય તેઓએ વેપારી મડળો સ્થાપવા જોઈએ અને દરેક વેપારરોજગારના મડળે પોતાના સામાન્ય હિતના રક્ષણ માટે ચૂપકીદી અને સુસ્તીને છોડી દઈ, જાગૃતિ અને તત્પરતા ધારણ કરવી અગત્યની છે. તેમણે પોતાના સભાસદોને અયોગ્ય, અસામાજિક કે અપ્રામાણિક વર્તનમાથી સ્પષ્ટ રીતે વારવા જોઈએ અને બહારના તત્ત્વો ખોટી રીતે તેમની વિરુદ્ધ પ્રચાર કરે તો તેનો રદિયો અને જવાબ તુરત અને અસરકારક રીતે અપાય તેવો પ્રબંધ કરવો જોઈએ

સાથે સાથે, પોતાના વેપારરોજગારને અનુકૂળ તાલીમ, જ્ઞાન, કેળવણી, સાધન કાર્યકુશળતા ઈત્યાદિ પૂરતા પ્રમાણમા દરેક સભાસદને મળી શકે તેવી વ્યવસ્થા કરવી જોઈએ, તેમ જ ઊંચા દરજ્જાની નીતિ અને પ્રામાણિકતાના આદર્શો સભાસદો અપનાવે તે તરફ સતત ધ્યાન આપવું જોઇએ.

આજના વેપારીએ સમજવુ જરૂરનુ છે, કે કેવળ ધનનુ બળ તેને પોતાની પ્રવૃત્તિમા ફત્તેહ અપાવી શકશે નહીં. ધન ઉપરાન્ત તેનામા નેતૃત્વ, અનુભવ, વૈજ્ઞાનિક આવડત અને પોતાના વેપારવિષયક ઉચ્ચ કક્ષાનુ જ્ઞાન હોવુ જોઈશે. તેણે પોતાના કામમા બુદ્ધિપૂર્વક રસ લઇ તેને વધુ ને વધુ સફળ બનાવવા સહૃદય અને નિરંતર પ્રયત્ન કરવા જોઈશે કે જેથી તેનો વેપાર સુકરતાથી, ઓછામા ઓછી પડતરે, સારામા સારી નીતિથી અને વધારેમા વધારે લાભદાયક રીતે ચાલે. વળી, તેણે પોતાના વેપાર પ્રત્યે એકલક્ષી થવુ જોઈશે અને દરેક ઠેકાણે માથું મારી પોતાના ધ્યાન, શક્તિ અને સાધનો વિખેરાઇ ન જાય, તેની કાળજી રાખવી પડશે.

## એ પુરાણા વિચારો તજી દો

આ પ્રમાણે, નિયમિત અને કુશળતાયુક્ત અને એકનિષ્ઠ કામગીરીથી તેણે પોતાની ફરજ સંપૂર્ણ રીતે અદા કરવી જોઇશે કે જેને પરિણામે જનતા, ઉચ્ચ કોટિની (Quality) વસ્તુઓ સરળતાથી તથા ઓછામા ઓછા મૂલ્યે મેળવી શકે. શેઠાઈ કે માલિકીના પુરાણા વિચારો હવે ચાલશે નહીં અને 'દેશનો લાભ પ્રથમ' એ સૂત્ર સદૈવ ધ્યાનમા રાખી એણે પોતાની, પોતાના વર્ગની તેમ જ દેશની આર્થિક ઉન્નતિ માટે, પોતાનો ભાગ યથાર્થ રીતે, સત્યનિષ્ઠાથી ભજવવો જોઈશે.

આજે આપણા દેશમા પણ સમૃદ્ધ અને અસમૃદ્ધ માનવીઓ વચ્ચેનુ ઘર્ષણ દૃષ્ટિગોચર થયુ છે. આર્યભાવના પ્રમાણે તો, ભાગ્યવંત પોતાના સંચિત પુરુષાર્થનુ ફળ ભોગવે છે, એ સિદ્ધાંતથી ભાગ્યવતની ઈર્ષ્યા કરવી જોઈએ નહીં, પણ આ શ્રદ્ધા અને ધર્મભાવના દિવસે દિવસે લુપ્ત થતી ગઈ છે, અને સમૃદ્ધ માનવીઓ ઈર્ષ્યાનું કારણ બની રહ્યા છે. એ કબૂલ

કહેવું જોઈએ કે આ સ્થિતિને માટે સમૃદ્ધોના એક મોટા ભાગનું વર્તન પણ કેટલેક અંશે જવાબદાર છે.

વેપારીને ભલે મૂડીવાદી અને સમૃદ્ધ ગણવામાં આવે પણ હવે 'सर्वेगुणा: काञ्चनमाश्रयन्ते' એ વાત સત્વર ભૂલી જઈ, વેપારીઓએ પોતાના વર્તન અને ચારિત્ર એવા રાખવા ઘટે છે કે જેની સામે કોઈ આંગળી ચીંધી શકે નહીં. વાસ્તવિક રીતે તપાસીશું તો માલૂમ પડશે કે બધા વેપારીઓ શ્રીમંત હોતા નથી, પરંતુ વેપારીઓનો મોટો ભાગ તો મધ્યમવર્ગનો છે અને સમાજના તેવા બીજાં અંગો માફક તેની પ્રવૃત્તિ ઉપર એટલે તેના વેપાર ઉપર તેની આજીવિકાનો આધાર રહે છે.

વળી, વેપારી થતાં તેઓ જનતાનું એક અંગ મટી જતા નથી. સાથે, એ પણ ધ્યાનમાં રાખવું જરૂરી છે કે વેપાર એટલે નફો અથવા નુકસાન, નહીં કે એકધારો નફો જ નફો. કદાચ આ વાત લડાઈનાં તથા તે પછીનાં કેટલાક મોટા નફાના વર્ષો આવતા થોડા વખત માટે ભુલાઈ ગઈ હશે, પણ વેપારમાં નોકરી કે આડતની જેમ નિશ્ચિત આવક હોતી નથી એ જાણીતું છે.

## સરકારની જવાબદારી

વેપારીઓ અપ્રિય થયા છે તે માટે સરકાર પણ કેટલેક અંશે કારણભૂત મનાય છે. પૂજ્ય મહાત્મા ગાંધીજીએ પરદેશી સત્તાને હઠાવવાના આંદોલનમાં વેપારીઓને સાથે રાખ્યા હતા. મહાત્માજી વેપારીઓને પોતાના કર્તવ્યનું ભાન કરાવવા, તેમની ઊંચી ભાવનાને જાગૃત કરતા, અને વેપારીઓની મર્યાદાઓ અને મુશ્કેલીઓને પણ સમજતા અને તેની કદર કરતા. વેપારીઓને ગાંધીજીએ પ્રેમથી વશ કીધા હતા અને તેઓની પાસે બ્રિટિશ સરકાર સામેની લડતમાં મોટો ભાગ ભજવાવ્યો હતો. સ્વ. સરદાર વલ્લભભાઈએ પણ એ જ પ્રમાણે વેપારીઓ સાથે ભાવભીનું વર્તન રાખ્યું હતું, પણ કમનસીબે વેપારીઓની મુશ્કેલી પ્રત્યે કે વેપારી હડધૂત ન થાય તે સંબંધમાં આપણી આજની સરકારો લગભગ બેપરવા બની ગઈ છે. કેટલાક તો એમ પણ માને છે કે પોતાના બિનઅનુભવ ને બિનઆવડત ઢાંકવા વેપારીઓ ઉપર થતું દોષારોપણ તેમને ઈષ્ટ છે, આ

વાતમા ભલે કાઈ તથ્ય ન હોય તો પણ જે વર્ગ આજ સુધી કોંગ્રેસ જોડે જ રહ્યો છે તેને, મૈત્રીરહિત નીતિથી, થોડે ઘણે અંશે પણ પ્રતિસ્પર્ધી તત્ત્વોના સકંજામા પડવા દેવો, એ કોંગ્રેસે રચેલી સરકારો માટે કોઇ રીતે વાજબી અને હિતાવહ નથી.

## પ્રચારકાર્ય જરૂરી બન્યુ છે

પોતાના સંરક્ષણ ખાતર, અન્યાયનો સામનો કરવા માટે, તથા પોતાનુ દૃષ્ટિબિંદુ રજૂ કરવા માટે પ્રચારકાર્ય એ આજે ખૂબ અગત્યનુ હથિયાર ગણાય છે ચાલુ સંજોગો તપાસતા, વેપારીવર્ગને પણ તેનો સત્યતાપૂર્વક ઉપયોગ કર્યા વિના હવે છૂટકો નથી. મંડળો, ભાષણો, લેખો, પત્રિકાઓ, છાપા ઈત્યાદિ દ્વારા વેપારીઓ માટે પ્રચારકાર્ય આવશ્યક બની ગયુ છે. 'Give a dog a bad name and then shoot him', એવુ જે વેપારીઓના વિષયમા બની રહ્યુ છે તેનો સામનો કરવા આ ખાસ જરૂરી છે.

## અર્થશાસ્ત્ર અને રાજનીતિ

'અર્થશાસ્ત્ર અને રાજનીતિ સાથોસાથ રહે છે, તે અવિભાજ્ય છે અને એક બીજા ઉપર આધાર રાખે છે,' સ્વ. સર દીનશા વાચ્છાનુ ઘણા મહત્ત્વનુ તથા મનનીય આ વાક્ય જે હિન્દી વેપારી મંડળના માસિકનો સુદ્રાલેખ છે અને તેના દરેક અંકમા મોખરે છાપવામા આવે છે, એનો મર્મ સમજી, બની શકે તેટલે દરજ્જે તેને આચરણમા મૂકવાનુ પણ ઓછુ આવશ્યક નથી.

આવી રીતે સક્રિય પગલા ભરવામા આવશે તો 'વેપારીવર્ગ ફરી પ્રજા અને સરકારમા પોતાનુ ઉચ્ચ અને માનભર્યું' સ્થાન પ્રાપ્ત કરશે અને પોતાના ઉપર થતા અન્યાયોનો અસરકારક સામનો કરી શકશે. બેશક, આ બધુ એક દિવસમા બની શકે નહીં. પરંતુ આ દિશામા થયેલા પ્રયત્નોનુ ફળ શરૂઆતથી જ દેખાવા માંડશે એ નિશ્ચિત છે માટે હવે વિલંબ ન કરતા, વેપારી આલમ ચેતે, જાગૃત થાય અને પોતાના હિત અને સંરક્ષણ માટે કટિબદ્ધ બને, નહીં તો પોતાના અહિત કે નાશને માટે વેપારીવર્ગ પોતે જ કદાચ જવાબદાર ગણાશે!



*

# કારકિર્દીની પસંદગી

કઈ કારકિર્દી પસદ કરવી એ પ્રશ્ન, વિદ્યાભ્યાસ પૂરો થતા, યુવાન મિત્રો સામે ઘણીવાર અટપટી સમસ્યા તરીકે ઊભો રહે છે.

આ સમસ્યાનો ઉકેલ આણવામા અનેક કારણો અગત્યનો ભાગ ભજવે છે, જેવા કે, સંજોગો, બુદ્ધિપ્રભાવ, વ્યક્તિગત વલણ, આસપાસની પરિસ્થિતિ અને સાપડી આવતી તક તથા અવકાશ. કારકિર્દીની પસદગી પરત્વે જે પ્રશ્નો સ્વાભાવિક રીતે ઉપસ્થિત થાય છે તે નીચેના ત્રણ છે પસદગી કોણ કરે, પસદગી ક્યારે થવી જોઇએ, અને પસદગી કરેલી કારકિર્દીમા સફળતા મેળવવા માટે ક્યા ગુણો તથા સાધનની આવશ્યકતા છે?

મને લાગે છે કે જે મહત્ત્વનો નિર્ણય પોતાના સમગ્ર જીવન, ભાવિ-સુખ અને સારી કારકિર્દિને અસર કરે એવો ભારી છે, તે માબાપ કે વાલીઓની સલાહ, સહાય અને દોરવણી વિના, બહુ થોડા યુવકો પોતે, એકલા, ભાગ્યેજ કરી શકે આ ફરજ અને જવાબદારી, મારા મત પ્રમાણે માબાપો કે વાલીઓની છે. જેઓ પોતાના પુત્રો અથવા પોતાની સભાળ નીચે મુકાયેલા કિશોરના સાચા હિતો હૈયે ધરાવતા હોય, તેમ જ જેમણે સાધારણ કેળવણી, ડહાપણ અને અનુભવ સપાદન કરેલા હોય તેવા માબાપ કે વાલી આ ફરજ બજાવવાને વધારે લાયક છે અને કારકિર્દીની પસદગી માટેનો નિર્ણય લેવામા તેમની ઉપર ઉત્તરદાયિત્વ મુકાય એ જ ઉચિત છે. આ નાજુક અને અગત્યનો નિર્ણય યુવાનોના જીવનપથને ખૂબ અસર કરનારો હોવાથી માબાપો અને વાલીઓની ઘણી મહત્ત્વની વિચારણા, કાળજી અને દીર્ઘદૃષ્ટિ માગી લે છે અને તેથી જરૂર જણાય તો માબાપો કે વાલીઓએ આ વિષયમા પોતાનાથી વધારે લાયકાતવાળી અને અનુભવી વ્યક્તિઓ પાસેથી માર્ગદર્શન લેવામા જરા પણ સકોચ રાખવો ન જોઇએ, અને સર્વ સંજોગો ધ્યાનમા લઇને તથા યુવકોના વલણ અને વૃત્તિ જોયા પછી જ આ અગત્યનો નિર્ણય લેવાવો જોઇએ.

---

'મુંબઈ સમાચાર'ના વિ. સ. ૨૦૦૮ના દીપોત્સવી અંકમા પ્રગટ થયેલો લેખ.

આ પસદગી માબાપો પોતાના પુત્રોને પૂર્ણ વિશ્વાસમા લઇ, તેમને પ્રેમ, લાગણી અને મિત્રતાથી જીતી લઇને તથા તેમની સપૂર્ણ સમતિ અને રાજીખુશી સાથે કરે એ અતિ આવશ્યક છે. તેમ થવાથી યુવકોને ભવિષ્યમા કોઇ પણ સમયે એમ લાગવાનો પ્રસંગ ન આવે કે એ પસંદગી તેમના ઉપર લાદવામા આવી હતી અને તેમા પોતે સમત ન હતા

મારી માન્યતા પ્રમાણે આ નિર્ણય, સામાન્ય રીતે યુવકો અભ્યાસ પૂરો કરી રહે તે અગાઉ જ લેવાઇ જવો જોઇએ. આનુ કારણ એ છે કે, યુવકો ભવિષ્યમા જે પ્રવૃત્તિ, વેપાર, ધધો કે નોકરી સ્વીકારવાના હોય તેના ઉપર તેમના અભ્યાસનો ક્રમ અને પ્રકાર કેવા હોવા જોઇએ તેનો આધાર રહે છે. આજના વિશિષ્ટતાના યુગમા અને જ્યારે આપણી શિક્ષણ-પદ્ધતિમા વિવિધ વિષયોના વિસ્તૃત સમૂહમાથી અભ્યાસના વિષયો નક્કી કરવાના હોય છે ત્યારે કારકિર્દીની પસદગી ઘણી વહેલી તકે ન કરવામા આવે તો તે માટે આવશ્યક અને અનુરૂપ શિક્ષણક્રમનો લાભ યુવકોને મળી શકતો નથી અને ભાવી જીવનમા જે કદાચ તદ્દન નિરર્થક નીવડે તેવુ શીખવવામા વર્ષો વેડફાઇ જાય. જે માબાપો પોતાના પુત્રોની કારકિર્દી રઝળે નહીં, અવળે માર્ગે ચડી જાય નહીં, તેમ જ દિશા વગરની ઘડાઇ જાય નહીં એમ ઇચ્છતા હોય તેમણે આ નિર્ણય ઘણો વહેલો એટલે કે પુત્રોની કિશોરવય દરમ્યાન કે જ્યારે તેઓ હાઇસ્કૂલના અભ્યાસક્રમમા પ્રવેશ કરતા હોય તે સમયે લેવાય, એવી ગોઠવણ કરવી જોઇએ.

જેમ એક શાણો શિલ્પશાસ્ત્રી જે જગ્યામા તેને ઇમારત બાધવાનુ સોપવામા આવ્યુ હોય તેના ઉપર ઘણુ ધ્યાન આપે છે, અને તેની લાક્ષણિકતા, દિશાઓ, આજુબાજુની પરિસ્થિતિ, તેમ જ મુકરર કરેલી નાણાની રકમનો પૂરેપૂરો વિચાર કરે છે અને પછી નકશા દોરે છે, બ્લુ પ્રિન્ટો તૈયાર કરે છે, સુધરાઈ અથવા સરકારી સત્તાવાળાઓ પાસેથી પરવાનગી મેળવે છે, કોન્ટ્રેક્ટ, સાધનસામગ્રી અને મજૂરીની વ્યવસ્થા કરે છે અને ત્યાર પછી બાધકામનુ કાર્ય શરૂ કરે છે, એ જ પ્રમાણે માબાપો-કે જેઓ પોતાના પુત્રોના ભાગ્યવિધાતાઓ છે તેમણે તેઓની કારકિર્દીની આયોજના, રચના અને ઘડતર કરવા જોઇએ.

બધા સંજોગો સરખા હોય અને પ્રતિકૂળ કારણોનો અભાવ હોય તો પિતાનો જે ધંધોરોજગાર હોય તે જ હું તો પુત્ર માટે પસંદ કરું. એક સુવિખ્યાત ધારાશાસ્ત્રીને હું ઓળખુ છુ કે જેઓ નાની વયથી જ અને જ્યારે તે સ્નાતક પણ થયા નહોતા ત્યારથી જ કાયદાનુ જ્ઞાન ધરાવતા હતા આનુ કારણ એ હતુ કે એમના પિતાશ્રી પણ કાયદાશાસ્ત્રી હતા અને તેમની સાથેના સતત સહવાસથી તે યુવાને સ્વાભાવિક રીતે અને ખાસ પ્રયત્ન વગર તે જ્ઞાન મેળવ્યુ હતુ. જો તેને માટે કોઇ બીજી કારકિર્દી પસંદ કરાવીને ઉપર્યુક્ત લાભ ગુમાવવામા આવ્યો હોત તો તે ખેદની વાત ગણાત પણ સદ્‌ભાગ્યે તેને માટે કાયદાશાસ્ત્રીનો ધધો પસદ કરવામા આવ્યો અને તેઓ આજે એ ધધામા તેજસ્વી સિતારા માફક ઝળકે છે. મારી ખાસ માન્યતા છે કે કિશોરાવસ્થામા જે છાપ પડી હોય તેની અસર મનમા ઊંડી કોતરાઈ જાય છે અને તે સહેલાઇથી ભૂસી શકાતી નથી કદાચ આ વિચારો જૂનવાણી જેવા લાગશે પરંતુ મને ખાતરી છે કે તે જેટલા જૂના છે તેટલા જ સાચા છે

પસદ કરેલી કારકિર્દી સફળ બનાવવાના સાધનોમાં યોગ્ય શિક્ષણ અને તાલીમની ઘણી આવશ્યકતા છે તેના વગર સફળતા પ્રાપ્ત કરવા માટે જે કુશળતાનુ ધોરણ જોઈએ તે સાંપડી શકે નહીં. સફળતાની સિદ્ધિ માટે અનેક ગુણો આવશ્યક છે, જેવા કે, સામાન્ય સમજ અને બુદ્ધિબળ, ચારિત્ર્ય અને શિસ્તપાલન, સત્યપરાયણતા અને પ્રામાણિકતા, શારીરિક શક્તિ અને ઉદ્યોગીપણુ, ધીરજ અને ખત, કાળજી અને ઉત્સાહ, જ્ઞાન-પિપાસા અને અભ્યાસવૃત્તિ, સૌજન્ય અને સહનશીલતા, કર્તવ્યનુ ભાન અને સેવાવૃત્તિ, તેમ જ આત્મવિશ્વાસ અને ઈશ્વરમા શ્રદ્ધા.

આ બધા ગુણો એક સાથે ધારણ કરવાનુ કામ સહેલુ નથી. પણ જો યુવકો પોતાની કારકિર્દીમા શ્રેષ્ઠતા મેળવવાની આકાક્ષા સેવતા હોય અને ટોચ ઉપર પહોંચવાની ઇચ્છા ધરાવતા હોય તો આ ગુણો અનિવાર્ય છે. અને હુ નથી ધારતો કે તેમાના ઘણાખરા ગુણો અપનાવ્યા સિવાય ધ્યેયને પ્રાપ્ત કરી શકાય એ ગુણો કેળવવા યુવકોએ કુમારાવસ્થામાથી જ પ્રયત્નો શરૂ કરવા જોઈએ અને તે બાલ્યકાળથી જ પ્રાપ્ત કરવાનુ શીખવવામા આવે એ ઇચ્છવાયોગ્ય છે મે એવા કુટુબો જોયા છે કે જેમાં બે ત્રણ વર્ષનો બાળક હોય તેને પણ સુસંસ્કારભર્યું વર્તન શીખવવામા આવે

છે. ઉદાહરણ તરીકે, વડીલોને અને મહેમાનોને 'નમસ્તે' કહેવાનું બાળકને તેની માતા મમતાથી શીખવે છે. માબાપો તરફથી અપાતુ આવુ ધ્યાન અને પ્રેમાળ પ્રયત્ન નિરર્થક જતા નથી, પરંતુ યુવકો માટે તેમની ભવિષ્યની જિંદગીમા, તેમને સફળતા પ્રાપ્ત કરાવવામા ખૂબ કીમતી ભાગ ભજવે છે.

અંતમા, યુવકો માટે માબાપો કે વાલીઓ તેમનાથી બનતુ બધુ કરે તો પણ સફળતાની સિદ્ધિનો આધાર છેવટે તો યુવકોના પોતાના જ ઉપર રહે છે. સંભવિત છે કે તેમના સારામા સારા અને સ્તુત્ય પ્રયાસો છતા સફળતા ન મળે આ સંબંધમા ભગવાન શ્રીકૃષ્ણે આપણને કર્તવ્યનો સોનેરી માર્ગ બતાવ્યો છે કે.

'कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।'

વળી કોઈ પણ ધંધો કે કારકિર્દી સારા અથવા નરસા હોતા નથી. પણ તે સારા નીવડે કે નરસા તેનો આધાર જે વ્યક્તિ તેનુ આચરણ કરે છે તેની ઉપર છે. દાખલા તરીકે એક ધારાશાસ્ત્રી, ન્યાયની સમતુલા જાળવવા પ્રયત્નશીલ રહે છે, તે કાયદાશાસ્ત્રીના ધંધાની પ્રતિષ્ઠા વધારે છે, જ્યારે બીજો ઝગડાને ઉત્તેજન આપીને તે ધંધાને હલકો પાડે છે.

કવિ એલેકઝાંડર પોપે યોગ્ય જ કહ્યુ છે કે,

'Honour and shame from no condition rise,
Act well your part, and there all honour lies.'

પણ આ બધુ કહ્યા છતા એ ભૂલવુ ન જોઇએ કે:

उद्योगिन पुरुषसिंहमुपैति लक्ष्मी ।
दैवेन देयमिति कापुरुषा वदन्ति ॥

વિજય ઉદ્યમીને જ વરે છે અને ભીરુ જ ભાગ્ય ઉપર આધાર રાખીને બેસી રહે છે. માટે સફળતા મેળવવા માટે સુયોજિત અને ઉત્તમ પ્રયત્નો ચાલુ રાખવાની અને સફળતા સિદ્ધ થાય નહીં ત્યાંસુધી તેની પાછળ સતત મંડ્યા રહેવાની યુવાનોને મારી સલાહ છે.

જેઓ પરિશ્રમ કરે છે તેઓને જ ઈશ્વર સહાય કરે છે.

★

# ઉદ્યોગ દ્વારા આબાદી

આપણા દેશમા આજસુધીમા કાપડ, લોખંડ, ખાંડ, વહાણવટુ, મોટર, એન્જિનો, બે ંકિંગ, વીમો ઈત્યાદિ ઉદ્યોગો સ્થપાયા છે અને તેથી કેટલેક દરજ્જે આપણે ઔદ્યોગીકરણની દિશામા પ્રગતિ કરી છે. પણ, અર્વાચીન હિંદને મોટા પાયા પર ઔદ્યોગીકરણની આવશ્યકતા છે. 'ઉદ્યોગ દ્વારા સંપત્તિ' એ સૂત્રમા હુ માનુ છુ. આપણો દેશ કૃષિપ્રધાન છે, અને પાશ્ચાત્ય દેશોની સરખામણીમા આપણે ઔદ્યોગિક વિકાસમા પછાત છીએ આપણી ખેતીનુ ઉત્પાદન વસતીના વધારાની સાથે વધી શક્યું નથી. આપણી અત્યારની વસતી, કે જેના મોટા ભાગ પાસે જરૂરી વસ્તુઓનો અભાવ છે, તેને માટે જ નહીં પણ વધતી જતી પ્રજાને માટે પણ આપણે ઉપયોગી કામધંધો શોધીને ધન પેદા કરવાનુ છે. વળી, આપણા સંરક્ષણના કાર્ય માટે પણ ઉદ્યોગોની સુવ્યવસ્થા તથા વિકાસની આવશ્યકતા છે. આ સૌ માટે ઔદ્યોગીકરણ એ જ એક ઉપાય છે, અને ઔદ્યોગીકરણ દ્વારા જ આપણે દેશને સમૃદ્ધ બનાવી શકીશુ, લોકોનુ જીવનધોરણ ઊંચુ લાવી શકીશુ અને આપણી સ્વતંત્રતા જાળવી રાખવાને આવશ્યક એવા સંરક્ષણસાધનો તૈયાર કરી શકીશુ આપણે સદૈવ પરદેશો ઉપર આધાર રાખી શકીએ નહીં. પરતુ જોઈતી વસ્તુઓ આપણે સ્વદેશમા જ, અને જેમ બને તેમ જલદી, ઉત્પન્ન કરવી જોઈએ. લોકમાન્ય તિલક અને મહાત્મા ગાંધીજીના સ્વદેશીના મત્રને આપણે વિસારવો ન જોઈએ, અને આપણે પોતે વસ્તુઓનુ ઉત્પાદન કરી શકીએ નહીં ત્યાસુધી તે વસ્તુઓ પરદેશથી મગાવવાને બદલે, શક્ય હોય ત્યાસુધી, આપણે તેના વગર જ ચલાવી લેવુ જોઈએ, આપણે ટૂ ક સમયમા સ્વાવલબી થવા માટે તથા જીવનધોરણને ઊંચુ લાવવાના હેતુથી, સર્વ ક્ષેત્રોમા ઔદ્યોગીકરણ કરવુ જોઈએ, અને આપણા દેશની સંપત્તિ વધારવા માટે આ માર્ગે વિનાવિલબે ચાલવુ જોઈએ.

---

વર્તમાન ભારતની આર્થિક સમસ્યાનો સચોટ ઉકેલ દર્શાવતો, 'મુ બઈ સમાચાર'ના વિ સ. ૨૦૦૬ ના વર્ષના દીપોત્સવી અ કમાં પ્રગટ થયેલો લેખ.

હુ સમગ્ર ઔદ્યોગીકરણની ભલામણ કરું છુ, પણ તેથી માણસોને યંત્રવત બનાવી દેવાનો મારો આશય નથી આપણી સંસ્કૃતિનો અને આધ્યાત્મિક વૃત્તિનો ત્યાગ ન કરવો પડે તેની સંભાળ રાખીને આપણે ઔદ્યોગીકરણ કરવુ જોઇએ, પણ યંત્રયુગમા બળદગાડાની આર્થિક નીતિ ચાલી શકે નહીં, એવી જ રીતે, આપણે 'એટમ બૉમ્બ' અને 'હાઈડ્રોજન બૉમ્બ'ના અસ્તિત્વની પણ ઉપેક્ષા કરી શકીએ નહીં. આજે આપણને મોટરગાડીઓ, ટ્રામ, રેલવે, વરાળયંત્રો, વિમાનો, વહાણો, વીજળીના સામાન, સાચાકામ, ખાતર, યાન્ત્રિક હળો, સંરક્ષણના સાધનો ઈત્યાદિ વિના ચાલી શકે નહીં આવી તથા બીજી અસખ્ય વસ્તુઓ કે જેને માટે આપણે પરદેશ પર આધાર રાખવો પડે છે તે વસ્તુઓને ઔદ્યોગીકરણદ્વારા આપણા દેશમા જ બનાવીશુ તો તેથી આપણી મર્યાદિત સાધન સંપત્તિનો વ્યય થતો અટકશે અને આપણો દેશ સમૃદ્ધ થશે. ઔદ્યોગીકરણની દિશામા આપણે શુભ શરૂઆત કરી છે એ ખરું, પણ ઔદ્યોગીકરણના સર્વાંગી વિકાસની આજે ખાસ આવશ્યકતા છે. અર્ધનિશ્ચયાત્મક કે ઉત્સાહવિહોણા ઉપાયો અથવા શકાસ્પદ આદર્શશ્રેણીઓ આપણા પ્રયત્નોને નબળા બનાવશે અને ઔદ્યોગિક સ્વતન્ત્રતાના આપણા ધ્યેયને શિથિલ બનાવશે.

હુ ગૃહઉદ્યોગની અગત્ય ઓછી ગણવા માગતો નથી, પરતુ, મોટા ઉદ્યોગની વિચારણા કરતા મને ચોક્કસ લાગે છે કે અત્યારે આપણી મોટામા મોટી જરૂરત ઉત્પાદન, વધુ ઉત્પાદન, અને તેથી પણ વધુ ઉત્પાદનની છે મૂડીદારો, કામદારો, અને સરકાર એ સૌએ ઉત્પાદન ખૂબ વધારવા માટે શક્ય એટલા બધા પ્રયત્ન કરવા જોઇએ

**આજના ઉદ્યોગપતિએ જાણવુ જોઈએ કે માત્ર પોતાના ધનના બળથી તેનો ઉદ્યોગ સફળ થશે નહીં. ધન ઉપરાંત, તેને નેતૃત્વ, અનુભવ, વૈજ્ઞાનિક આવડત, અને પોતાના ઉદ્યોગનું ઉચ્ચ કક્ષાએ સંચાલન કરવાનું સંપૂર્ણ જ્ઞાન ધરાવવુ પડશે, કે**

જેથી તેનો ઉદ્યોગ ઓછામાં ઓછી પડતરે, સારામાં સારી જાતનું, અને વધારેમાં વધારે ઉત્પાદન કરી શકે. વળી, તેણે પોતાના ઉદ્યોગ પ્રત્યે એકલક્ષી થવું જોઈશે, અને દરેક ઠેકાણે માથુ મારી પોતાનાં ધ્યાન, શક્તિ અને સાધનો વિખેરાઈ ન જાય તેની કાળજી રાખવી પડશે. શેઠાઈ કે માલિકીના પુરાણા વિચારો હવે ચાલશે નહિ. 'દેશનો લાભ પ્રથમ' એ સૂત્ર સદૈવ ધ્યાનમાં રાખી એણે પોતાનો ભાગ યથાર્થ રીતે, સત્યનિષ્ઠાથી ભજવવો જોઈશે.

શ્રમજીવીએ પોતાની જવાબદારી સમજવી જોઇશે. તેની તરફ હવે હલકું કે બેધ્યાન વર્તન રાખવામાં આવતુ નથી, મજૂરીની મહત્તા સ્વીકારાઈ છે, અને સમાજમાં તેને માનભર્યું સ્થાન મળ્યુ છે. તેના પરિશ્રમ અને કુશળતા ઉપર માલની જાત અને ઉત્પાદનના પ્રમાણને આધાર છે. તેણે સમજવુ જોઇશે કે પગારના વધતા ધોરણનો આધાર આખરે તો તેના કારખાનાના નફા ઉપર રહેશે, તેથી પોતાના કામમા બુદ્ધિપૂર્વક રસ લઇ તેની સફળતા માટે તેણે સહૃદય પ્રયત્ન કરવા જોઇશે. જ્યારે તે ગેરહાજર રહે ત્યારે પોતાના પગાર ઉપરાંત દેશના હિતને એ નુકસાન પહોચાડે છે, એ તેણે યાદ રાખવુ પડશે, તથા નિયમિત હાજરી અને કુશળતાયુક્ત ને એકનિષ્ઠ કામગીરીથી પોતાની, પોતાના વર્ગની તેમ જ દેશની આર્થિક ઉન્નતિ માટે પોતાની ફરજ સંપૂર્ણ રીતે અદા કરવી જોઇશે, કે જેથી ઉચ્ચ કોટિની વસ્તુઓ જનતા સરળતાથી તથા ઓછા મૂલ્યે મેળવી શકે.

આ સંબધમા સરકારની ફરજ પણ અગત્યની છે. ઉદ્યોગપતિઓ અને કામદારો તેમના ક્ષેત્રોમા યોગ્ય ભાગ ભજવે એ સરકારે જોવુ પડશે, અને બન્ને વચ્ચે મીઠા અને મૈત્રીભર્યો સંબંધ સ્થપાય તેનો પ્રબધ કરવો પડશે. સરકાર નિયમન ભલે કરે પણ તે રાષ્ટ્રીયકરણ કે યત્રશાસન (regimentation)ની હદ સુધી પહોચી જાય કે તેથી ઉત્સાહ મંદ પડી જાય તેવુ હોવુ જોઇએ નહીં. સરકારે કારખાનાના આયોજન તથા વિકાસ માટે વૈજ્ઞાનિક અને આધુનિક સાધનો મેળવી આપવા ગોઠવણ

કરવી જોઇશે તથા આવશ્યક મૂડી માટે, ફાઇનેન્સ કોરપોરેશનો કે બેંકો દ્વારા અથવા પોતે ભાગીદાર થઇને અથવા બીજી કોઇ રીતે સહાય કરવી પડશે. સ્વતંત્ર પ્રજાને કામ કરવાની ઇચ્છા થાય, કામ કરવાની પ્રેરણા અને ઉત્સાહ મળે, તે સર્જન કરી શકે, સ્પર્ધા કરી શકે, બચત કરી શકે, નાણા રોકી નફો કરી શકે, એવી સ્થિતિ સરકારે પ્રયત્નપૂર્વક ઊભી કરવી જોઇશે, જેથી લોકો પોતાનુ આધિભૌતિક અને આધ્યાત્મિક જીવન સારી રીતે ભોગવી શકે.

ઉત્પાદન વધારવા માટે, છેલ્લામા છેલ્લી વૈજ્ઞાનિક શોધો, સશોધન, અને અદ્યતન યત્રોની જરૂર છે. ધરતીમાતાની માફક વિજ્ઞાન ધન પેદા કરવામા સહાય કરે છે. ઘણી કીમતી અને ઉપયોગી વસ્તુઓ ઓછે મૂલ્યે દરેકને મળી શકે છે તે સ્થિતિ વિજ્ઞાનને આભારી છે, તેથી ઉદ્યોગને મૂડી, મજૂરી અને વહીવટી તત્રના જેટલી જ વિજ્ઞાનની અપેક્ષા છે.

કાર્યાલય એટલે કારખાનુ, મિલ, કે કામ કરવાની જગ્યા, એ પણ અગત્યની બાબત છે. કાર્યાલયનુ સ્થળ વિશાળ; હવાવાળુ તથા પ્રકાશવાળું, ચેન પડે તેવુ, સગવડવાળુ તથા સુવ્યવસ્થિત, સગવડ પડે તેવે ઠેકાણે આવેલુ, અને કળા તથા સૌંદર્ય વડે આનંદ આપનારુ હોવુ જોઇએ, જેથી કામદારોને આકર્ષે અને ત્યાથી તેમને જવાનુ ગમે નહીં.

ઔદ્યોગીકરણનો વિકાસ કરવા માટે મૂડીની જરૂર પહેલી છે. નવાં યત્રો મેળવવા માટે તે વિના ચાલવાનુ નથી. ઉત્પાદન મદ પડવાનુ એક મોટુ કારણ જૂના અને ઘસાઇ ગયેલાં યત્રો છે. પણ આજના વખતમા થાપણ મેળવવી મુશ્કેલ છે. મુબઇ કે જે નાણા અને બેકિંગ અંગેની બાબતમા મધ્યબિંદુ સમાન ગણાય છે તે પણ મૂડી ઊભી કરવાના વિષયમા અનુકૂળ સ્થિતિમાં નથી કેટલાક વર્ષ પૂર્વે રાજાઓ, જમીનદારો, વ્યાપારીઓ અને મધ્યમ વર્ગના માણસો મૂડી પૂરી પાડતા, પણ તેમની પાસે હવે ફાજલ નાણુ નથી. તેમની પાસેથી મૂડી ઊભી થઈ શકતી નથી, એનુ કારણ તેમની અનિચ્છા નહીં પણ તેમની અશક્તિ છે.

ઉપલા વર્ગો ભારે કરવેરા અને બીજાં કારણોથી બચત કરી શકતા નથી તેટલુ જ નહી પણ આવકખર્ચનાં બે પાસાં પણ સરખા નથી

કરી શકતા. બચત કરી શકાય તેવી સ્થિતિ હવે મજૂર વર્ગો અને ખેડૂતોની થઈ છે, પરંતુ દુર્ભાગ્યે તેઓ બચત કરવાને ટેવાયેલા નથી. તેમ જ બચતના ફાયદા વિશે તેમને હજીસુધી કંઈ શિક્ષણ મળ્યુ નથી. તેમાના કેટલાક પોતાના ફાજલ નાણાથી સોનુ, ચાદી, ગાચરચીલુ અથવા તેઓને અત્યારસુધી જેના વગર ચલાવી લેવુ પડતુ હતુ તેવી વસ્તુઓ ખરીદતા હશે એ ખરુ, પરંતુ, તેમનુ ફાજલ નાણુ દેશના ઔદ્યોગીકરણને મદદરૂપ થાય એવા રોકાણમા જતુ નથી.

શ્રી રાજગોપાલાચારી થોડા માસ પહેલાં બોલ્યા હતા કે 'વધુ પગાર અને કમાણીરૂપે રાષ્ટ્રીય આવક હવે ગરીબ વર્ગના હાથમા વધારે પ્રમાણમા જાય છે, એટલે દેશને જોઈતાં નાણા માટે હવે તે વર્ગ પાસે જવુ પડશે. આગળના વખતમા અંડરરાઇટરો, બેંકો અને શ્રીમતો, સરકાર તરફથી બહાર પડતી લોનો ઉપાડી લેતા પરંતુ જ્યારે રાષ્ટ્રીય આવક બહોળા વતુંળમાં વહેંચી નાખવામા આવી છે, જ્યારે શ્રીમંતો ઉપર વધુમા વધુ કરવેરા પડ્યા છે અને તેઓ, વાજબી રીતે, હવે કઈ બચાવી શકતા નથી, ત્યારે દેશના વિકાસ અને ખિલવણીની યોજનાઓને પહોચી વળવા માટે ગરીબોએ સહકાર આપવો જોઇએ. જો કામદારો અને ખેડૂતો રાષ્ટ્રમા પોતાને ભાગીદારો તથા સહકાર આપનારા તરીકે ગણશે નહીં તો બધી ખિલવણીની યોજનાઓ થભી જશે, કારણકે બીજુ કોઈ હવે તેમા નાણુ ફાજલ પાડી શકે તેમ નથી ' જો આપણે કામદાર અને ખેડૂતવર્ગ, જે પૂર્વે નાણું રોકનાગ હતા તે બેમાથી એકે પાસેથી થાપણ ઉઘરાવવામાં ફળીભૂત ન થઇએ તો સરકાર સિવાય બીજાં કોઈ સાધનો થાપણ મેળવવા માટે દેખાતા નથી. કમનીસીબે, મધ્યમ વર્ગ તો લગભગ નાશ પામ્યા જેવો જ થઇ ગયો છે. મૂડી મેળવવાનો ભાર આ સંજોગોમા સરકાર પર જ પડશે. કેટલાક અગત્યના ઉદ્યોગોની ખિલવણી માટે સરકારે પોતે જ શરૂઆત કરી છે, અને આવી સ્થિતિમા બીજા જરૂરના ઉદ્યોગોને પણ સરકારે જ મૂડી મેળવી આપવી પડશે. અલબત્ત, નવાં યંત્રો માટે બહુ મોટી રકમ જોઈએ છે, અને સરકાર માટે પણ એ મેળવવાની વાત સહેલી નથી, પણ હાલમાં થાપણ સહેલાઈથી મેળવી શકાય એવા બીજા કોઇ રસ્તા દેખાતા નથી.



# વ્યાપારી અંકુશો

અંકુશો મુખ્યત્વે કરીને છેલ્લા યુદ્ધને પરિણામે ઉદ્ભવેલા છે. ગત યુદ્ધ એ સર્વાંગી યુદ્ધ હતુ અને હિંદને તેમાં સંડોવવામા આવ્યાથી તેને પોતાની સર્વ સાધનસામગ્રીનો ઉપયોગ કરવો પડ્યો હતો, એટલુ જ નહીં, પણ તેને જીવનની જરૂરતો સહિત ઘણી વસ્તુઓથી વંચિત રહેવુ પડ્યુ હતુ. આવી નીતિથી તે સમયે દેશનુ અર્થકારણ હંમેશ પ્રમાણે ચાલવા દેવુ શક્ય ન હતુ, જેને પરિણામે સરકાર માટે અંકુશો અને નિયમનો મૂકવા અનિવાર્ય હતા.

અનાજ, કાપડ, કાગળ, પરદેશી હૂંડિયામણ, રૂ, સિંગદાણા, ખાંડ વગેરેના ઉત્પાદન, વહેંચણી, વેચાણ, ભાવો, નિકાસ અને—અથવા આયાત સંબંધી વિવિધ પ્રકારના અંકુશો મૂકવામા આવ્યા હતા.

માણસે કેવી રીતે વ્યાપાર કરવો, તેણે શુ, કેટલુ, અને કયા ભાવે ખરીદવુ કે ન ખરીદવુ અથવા વેચવુ કે ન વેચવુ એ વિષયમા પોતાના સ્વાતંત્ર્ય ઉપર કોઈ પણ જાતની મર્યાદા કે અંકુશ મુકાય તે સાધારણ રીતે લોકોને પસંદ પડતુ નથી તેથી અંકુશો ભાગ્યે જ લોકપ્રિય હતા. છતા જનતા એમ માનતી હતી કે આ બધુ ટૂંક સમય માટે છે અને યુદ્ધની અસાધારણ પરિસ્થિતિ પૂરી થતાની સાથે નીકળી જશે.

યુદ્ધ તો પૂરું થયુ, પરંતુ યુદ્ધને અંતે એવી અનેક બાબતો આવી પડી કે જેનાથી અંકુશો દૂર કરવાનુ કાર્ય મુશ્કેલ થઈ પડ્યુ. વળી, વિચારશ્રેણીઓમા પણ ભિન્નતા દેખાવા લાગી કેટલાક એમ માનતા હતા કે ખાસ કરીને હિંદે જ્યારે સ્વાતંત્ર્ય પ્રાપ્ત કર્યું ત્યારે દેશના હિતમા આવશ્યક હોય તો વ્યક્તિસ્વાતંત્ર્ય ઉપર અંકુશ મુકાવો જોઇએ. બીજાઓ એમ માનતા હતા કે યુદ્ધ પૂરું થઈ ગયુ હોવાથી માલની પેદાશ અને તેની

---

ઑલ ઇન્ડિયા રેડિયોના મુંબઈ સ્ટેશન પરથી મંગળવાર તા. ૨૫ મી મે ૧૯૪૮ ને દિને રાત્રે ૯–૪૫ વાગે કરેલુ વાયુપ્રવચન., પ્રકટ થયુ રવિવાર તા. ૩૦ મી મે ૧૯૪૮ ના 'જયભારત'માં તથા તા ૩૧ મી મે ૧૯૪૮ ના 'નવસૌરાષ્ટ્ર'મા

માગના શાશ્વત નિયમનો અમલ થવા દેવો જોઇએ અને અંકુશો કાઢી નાખવા જોઇએ. અંકુશોનો વાસ્તવિક વ્યવહારમાં થયેલો અમલ ઘણા દાખલામાં ગેરવાજબી અને અપ્રિય હતો, અને તેનાથી કાળા બજાર અસ્તિત્વમાં આવ્યા હતા, વ્યાપારની ચાલુ નીતિરીતિ ફગાવી દેવામાં આવી હતી અને પસંદ કરાયેલા માત્ર થોડાક માણસોને અમુક જાતના ઈજારા અપાયા હતા વગેરે અપ્રિય અનુભવો ભૂલી શકાય એવા ન હતા. લોકોને કંઈ પણ ખરીદવા માટે ખૂણે ખૂણે લાંબી હારોમાં કલાકો સુધી ઊભા રહેવું પડતું હતું અને ઘણીવાર તો પરિશ્રમ વ્યર્થ જતો ! સરકારી અંકુશોના ખાતામાં હજારો અધિકારીઓ અને બિનઅનુભવી માણસો રોકવામાં આવ્યા હતા જેથી કરોડો રૂપિયાનો, જનતાના સમયનો અને શક્તિનો વ્યય થતો હતો. ગૂંચવાડો અને અસંતોષ વધી પડ્યા અને જનતાનો પોકાર મહાત્માજીના કાન સુધી પહોંચ્યો.

જ્યારે ઘણે ઠેકાણેથી અંકુશો ચાલુ રાખવાની તરફેણ થતી હતી તેવે સમયે પૂજ્ય મહાત્માજી તેમની ગૂઢ આંતરદૃષ્ટિથી વસ્તુસ્થિતિ કળી ગયા અને અંકુશોને અમર્યાદિત સમય સુધી ચાલુ રાખવાની વિરુદ્ધમાં તેમણે પોતાનો પ્રબળ અવાજ ઉઠાવ્યો. તેમણે જોયું કે કેટલાક અંકુશો બનાવટી અછત ઊભી કરતા હતા, તેનો લાભ જેમને અત્યંત જરૂર છે તેમને ન મળતાં શ્રીમંતોને મળતો હતો, અને ગરીબ ખેડૂતને તેની પેદાશ માટે ઘણો નીચો ભાવ મળતો હતો. મહાત્માજીએ અંકુશો કાઢી નાખવાની ચોખ્ખી સલાહ આપી રાષ્ટ્રના ભલા માટેના તેમના કાર્યોમાં આ છેલ્લું મહાન કાર્ય હતું. ચાલુ ઘરેડમાં ગુંચવાયેલા કેટલાકો જે જોઈ ન શક્યા તે મહાત્માજીએ નિહાળ્યું. એ એક વિષચક્ર હતું. અંકુશોએ લોકોને અપ્રામાણિક બનાવ્યા, અંકુશોથી કાળાં બજારો ઊભા થયા, અંકુશો ઓછા ઉત્પાદનના કારણભૂત પણ થઈ પડ્યા.

મહાત્માજીના પ્રબળ આગ્રહનો આપણે ઉપકાર માનીએ કે જેટલા બની શકે એટલા અંકુશો દૂર કરવા માટે પગલા લેવાઈ રહ્યા છે. લોકોનો ઉત્સાહ સજીવન કરવામાં આવે છે અને પેદાશ અને માગનો સિદ્ધાંત ફરીથી પ્રવર્તશે એમ જણાય છે. આમ છતાં ઘણા વર્ષોના નિયમન પછી અસલ

પરિસ્થિતિ એક દિવસમાં પુનઃ આવી શકે નહીં, અને થોડા વખત માટે ભાવોમા વધારો થાય તથા અગવડ ભોગવવી પડે પરંતુ અંતે અર્થશાસ્ત્રનો શાશ્વત સિદ્ધાંત જ દરેક દેશ અને કાળ માટે સાચો છે તે જ ફળીભૂત થશે.

આજે આપણા દેશની સૌથી વધુ આવશ્યકતા ઉત્પાદનની છે ‘ઉત્પાદન કરો અથવા નાશ પામો,’ આ નિશ્ચયાત્મક શબ્દો આપણા દેશની હાલની ચિંતાજનક સ્થિતિનો બરાબર ખ્યાલ આપે છે માટે દેશનુ ઉત્પાદન વધારવા શક્ય એટલા બધા પ્રયત્નો કરવા જોઇએ

અંકુશો એ યુદ્ધસમય માટેનુ પગલુ હતુ અને તેથી તેને ચાલુ રાખવાને ટેવાઈ જવુ ન જોઇએ એ માન્ય રાખીને, અને અંકુશોનો અમલ કરનારા થોડાક બિનઅનુભવી અધિકારીઓ ભલે તેઓ ઘણા વિશ્વાસુ અને લાંચરુશવતથી દૂર હોય તો પણ તેઓ પેઢીઓથી અનુભવ સંપાદન કરેલ એવા અસંખ્ય વ્યાપારીઓનુ સ્થાન લઈ શકે નહી, તે સમજીને, સરકાર ઉત્પાદનમા સર્વાંગી વધારો થાય તે માટે ક્રમશઃ અને વ્યવસ્થિત રીતે બધા અનાવશ્યક અંકુશોને કાઢી નાખે અને એથી જે પુષ્કળ માણસો ફાજલ પડે તેમને વધુ રચનાત્મક કાર્યમા રોકે એ જરૂરનુ છે. છતા સરકાર માત્ર અંકુશો ઉઠાવી લે એ ઉત્પાદન વધારવાની આપણી આજની અગત્યની આવશ્યકતા માટે પૂરતુ થઈ પડશે નહીં. એ માટે લોકોએ પણ ભારે પ્રયત્ન કરવા જોઇશે. સરકાર અને લોકોએ એક બીજાના દૃષ્ટિબિંદુઓ અને મુશ્કેલીઓ સમજવા જોઇશે અને એકરાગ અને સહકારથી કામ કરવુ પડશે. આમ કરવાથી તથા કાર્યની એકાગ્રતાથી ઉપયોગી પરિણામો લાવી શકાશે અને ઉત્પાદન વધશે

હુ અર્થશાસ્ત્રના પેદાશ અને માગણીના સિદ્ધાંતમા માનનારો છુ. પેદાશ કરતા જ્યારે માગણી વધારે હોય ત્યારે પેદાશ વધારવી એ જ ઉપાય છે. ઉત્પાદન વધે નહીં ત્યાસુધી ભાવો ઊંચા જાય, જેને પરિણામે માગ ઘટે, મોટુ ઉત્પાદન કરવાની પ્રેરણા મળે અને એ રીતે સ્થિતિ થાળે પડે. વળી, હું અંકુશોને બદલે હરીફાઈને પસંદ કરું છુ. હરીફાઇથી માલ

વાપરનાર વર્ગને હમેશા લાભ થાય છે જ્યારે નફા માટેનો અવકાશ વધુ હોય ત્યારે નવુ સાહસ કરનારા લોકો નીકળી આવે અને તેમની વચ્ચેની હરીફાઈથી જનતાને સારી સેવા તથા સારો અને સસ્તો માલ મળે અકુશો સાહસ કરવાની વૃત્તિને ઓછી કરે છે, નવા સાહસિકોને ભાગ લેવાનુ મુશ્કેલ બનાવે છે અને ચાલુ વેપારીઓને ઈજારો નહીં પણ એક પ્રકારનો ખાસ લાભ કરી આપે છે આ વ્યાપારીઓને હરીફાઈને અભાવે નફો ચોક્કસ મળવાનો જ હોવાથી તેઓ સ્વાભાવિક રીતે માલ વાપરનારાઓના હિત પ્રત્યે બેદરકાર બને છે.

આપણા દેશના અર્થકારણના હિતમાં આયાતનિકાસના વ્યાપાર ઉપર તથા પરદેશી હૂડિયામણના કામકાજ ઉપર અમુક પ્રકારના નિયંત્રણો ચાલુ રહે એ આવશ્યક ગણાશે. હાલના સજોગોમા જે માલની આપણને ઘણી જરૂર છે તે માલની અમર્યાદિત નિકાસ થઈ શકે નહીં, તેમ જ ટૂક વપરાશની અને મોજશોખની વસ્તુઓની આયાત કરવી કે પરદેશોમા મોજશોખ માટે પર્યટન કરવામા મોટી રકમો ખર્ચવી એ વાજબી ગણાશે નહીં. આપણે બહારના દેશોમાથી અનાજની આયાત કરીએ છીએ અને હજુ કેટલોક વખત સુધી તેમ કરવુ ચાલુ રાખવુ પડે વળી, જનતાનુ જીવનધોરણ ઊંચું કરવાના હેતુથી આપણા દેશના ઔદ્યોગીકરણ માટે આપણને કારખાનાને લગતા યત્રો તથા બીજી વસ્તુઓની જરૂર છે. આ બધુ ખરીદ કરી શકાય તે માટે આપણુ પરદેશી હૂડિયામણનુ ભડોળ સાચવી રાખવું જોઈએ, એટલુ જ નહીં પણ જે માલ બહાર મોકલવાની અનુકૂળતા હોય તેવા માલની આપણે મોટા પ્રમાણમાં નિકાસ કરીને તે પરદેશી હૂડિયામણના ભડોળને વધારવુ જોઇએ. વળી, બેકિંગ, ઈન્સ્યુરન્સ તથા શેર બજાર અને અન્ય બજારો ઉપર કાયદાથી, પરવાના આપવાથી, અથવા બીજી કોઈ રીતે નિયત્રણ ચાલુ રાખવુ એ જાહેર જનતાના હિતમા સલાહકારક ગણાશે.

આપણી સરકાર હવે રાષ્ટ્રીય છે. આથી જેમ બ્રિટિશના અમલ હેઠળ હતુ તેમ હવે જનતા અને સરકારના મંતવ્યો વચ્ચે કોઈ જાતનુ

ઘર્ષણ હોવુ ન જોઇએ. મને ખાતરી છે કે આપણી માતૃભૂમિની સેવા કરવાને, દેશમાથી ગરીબાઈ દૂર કરવાને, જનતાનુ જીવનધોરણ ઊંચુ બનાવવાને, અને દરેક જણ રિદ્ધિ સિદ્ધિથી રહી શકે 'એવુ ભારત સર્જવા સરકારની સાથે વ્યાપારી જનતા પણ તેટલી જ ઉત્સુક છે. આપણા વ્યાપારી વર્ગે પોતાના સાહસમા તથા પોતાના જનતા સાથેના વ્યાપારમા પોતે પ્રામાણિક રહે એ જોવુ જોઇએ મનુષ્યના સ્વભાવ પ્રમાણે નફો મેળવવાની વૃત્તિ વ્યાપારીઓમા સહજ હોય, પણ તે તેમનુ એકલક્ષી ધ્યેય હોવુ ન જોઇએ તેની સાથે પ્રામાણિકતા, ન્યાયપ્રિયતા, જનતાની સેવાની ભાવના, અને દેશ પ્રત્યે પોતાના ધર્મનુ ભાન હોવા જોઇએ. તેમનામાના કેટલાકના અપકૃત્યોથી ઘણી વાર તેમના આખા વર્ગનુ સારું નામ કલુષિત થાય છે માટે વ્યાપારી જનતાના પ્રત્યેક માનવીએ પોતામાના એવા લોકો માટે તિરસ્કાર દર્શાવવો જોઈએ, તેમની ખરાબ રીતોને મનથી, વચનથી અને કર્મથી વખોડી કાઢવી જોઈએ અને અંકુશો કે નિયમનો જ્યાસુધી ચાલુ રહે ત્યાંસુધી તે બરાબર પાળવામા આવે તે જોવુ જોઈએ. સરકારમા અનુભવની ખામી હોય અથવા સરખા વહીવટનો અભાવ હોય તેથી તે સ્વાર્થી લોકોએ પોતાના લાભ માટે કરેલા અપ્રામાણિક કાર્યો ચલાવી લેવાય નહિ સરકારે પણ જે અંકુશો તેમની જરૂરતથી વધુ સમય ચાલુ રહ્યા છે, જે જનતાને નાહક કંટાળો આપે છે, અને જે વધુ ઉત્પાદન માટે લોકોના રસ અને ઉત્સાહને ખંડિત કરે છે અથવા લોકોને સ્વાશ્રયી તથા સાધનસંપન્ન બનાવવાને બદલે અસહાય અને સરકાર પર આધાર રાખતા બનાવે છે તેવા અંકુશો એક પણ વધુ દિવસ ચાલુ ન રહે તે જોવુ જોઈએ.



# હિંદના ખેતીવિકાસનો પ્રશ્ન

હિંદના લોકોનો લગભગ પોણો ભાગ ખેતી ઉપર નિર્ભર છે અને દુનિયાના ધંધાર્થી લોકોમાથી સાઠ ટકા કરતા વધુ માણસો ખોરાક ઉત્પન્ન કરવામા રોકાયેલા રહે છે. પરંતુ, આ પ્રમાણે વિશ્વની વસતીનો મોટો ભાગ ખેતી કરીને ખોરાક પેદા કરવાનુ કામ કરતો હોવા છતા જગતના લોકોને અને ખાસ કરીને હિંદની જનતાને પૂરતુ ખાવાનુ મળતુ નથી.

ખોરાક અને ખેતીવાડી વિશેની સાથી રાષ્ટ્રોની પરિષદે ૧૯૪૩ મા જાહેર કર્યું હતુ કે દુનિયામા તમામ લોકોને ખાવા માટે પૂરતો ખોરાક કદી પણ મળ્યો નથી. સમસ્ત માનવજાતની ખોરાકની જરૂરત પૂરી પાડવી હોય તો દરેક પ્રદેશના ખોરાકના ઉત્પાદનમા જંગી વધારો થવો જોઈશે. લીગ ઑફ નેશન્સની પોષણ સબંધી મિશ્ર સમિતિએ ૧૯૩૭મા એવો અભિપ્રાય દર્શાવ્યો હતો કે એશિયાના એક અબજથી વધારે રહેવાસીઓમાથી પોણા ભાગના લોકોનુ ભોજન તદુરસ્તીના ધોરણથી ઘણુ હલકુ છે અને આપણા દેશની બાબતમા તો એમ લેખાય છે કે લોકોનો માત્ર ઓગણચાળીસ ટકા જેટલો ભાગ જ સારી રીતે પોષણ મેળવે છે, જ્યારે એકતાળીસ ટકાને કનિષ્ઠ પોષણ મળે છે, અને વીસ ટકા જેટલાને તો તદ્દન ખરાબ ભોજન મળે છે।

ઉપર્યુક્ત કરુણ સ્થિતિનુ મૂળ કારણ એ છે કે ઘણા દેશોમા ખેતીનુ વૈજ્ઞાનિક રીતે આયોજન કરવામા આવતુ નથી.. આ બાબત થોડા સમય પૂર્વે ૧૯૪૪ ના સપ્ટેમ્બર માસમા વૉશિંગ્ટન ખેતીવાડી પરિષદમા વિચારવામા આવી હતી એ પરિષદનો મુખ્ય હેતુ હિંદ અને દૂર પૂર્વના દેશોની ખેતીમા સુધારણા કરવાના પ્રશ્નની ચર્ચા કરવાનો હતો. મુખ્ય વક્તાઓમાથી ઉપપ્રમુખ શ્રી વૉલેસે એશિયાના દેશોની ખેતીની પેદાશનો વિકાસ કરવાની જરૂરત

---

'મુબઈ સમાચાર'ના સ. ૨૦૦૧ (ઈ સ ૧૯૪૫)ના દીપોત્સવી અ કમા પ્રકટ થયેલો લેખ.

ઉપર ભાર મૂક્યો હતો. તેમ એમ પણ જણાવ્યું હતું કે હિંદ અને ચીનના લોકોને તેમની આવક વધારવા માટે તથા તેમના પાકનું ઉત્પાદન કુશળતાભરી રીતોથી વધારે થાય તે માટે મદદ કરવી જોઇએ.

આપણા દેશનો છેલ્લા ચાળીસ વર્ષનો ઇતિહાસ એમ કહે છે કે ખેતીના વિષયમા અનિશ્ચિત નીતિ પ્રવર્તે છે. પ્રાતિક અને મધ્ય સરકારો તરફથી જમીનની સુધારણા તથા પાકનુ પ્રમાણુ વધારવા માટે કંઈ ધ્યાન આપવામાં આવ્યુ નથી. હિંદી સરકારના વ્યાપાર ખાતાના સભ્ય ઑન. સર અઝીઝુલ હક્કે તેમના પ્રવચનમા ૧૯૧૦ પછીના ચોખાના પાકના આકડા આપતા જણાવ્યુ હતુ કે હિંદની વસતી ૧૯૧૦–૧૧ મા એકત્રીસ કરોડ દશ લાખની હતી, તે વધીને ૧૯૪૧ મા આડત્રીસ કરોડ એસી લાખની થઇ હતી, જ્યારે મુખ્ય અનાજની પેદાશ, પ્રતિવર્ષ સહેજ ફેરફાર થતો રહી, ૫૦૦ થી ૫૧૦ લાખ ટનની વચ્ચે લગભગ સ્થિર ચાલુ રહી હતી.

આથી એ જરૂરનુ છે કે સરકારે ખોરાકનુ ઉત્પાદન વધારવા માટે ગભીરપણે વિચાર કરવો જોઈએ અને તે માટે તમામ શક્ય પ્રયત્નો કરવા જોઇએ, જેમકે ખેતીનુ વાવેતર વધારવું, ઉજ્જડ જમીન સુધારીને ખેતીલાયક બનાવવી, પાક વધારવા માટે ખાતર વગેરે વાપરવાનુ ખેડુતોને શીખવવા નિષ્ણાતોની મદદ લેવી, જમીનની શક્તિ જાળવી રાખવી, ઢોરઢાખરરૂપી ધનનુ જતન કરવુ કે જેથી હમણાં હિંદમા દૂધની તગી પડે છે તે દૂર થઇ આવકમા વધારો થાય વગેરે વગેરે. હિંદની જમીનમાથી બીજા દેશોની સરખામણીમાં સૌથી ઓછો પાક ઊતરે છે. હિંદમાં ચોખાનો પાક એકરદીઠ ૭૫૦ થી ૯૦૦ રતલ ઊતરે છે. જ્યારે તે અમેરિકામાં ૧૫૦૦ રતલ, ઇજિપ્તમા ૨૦૦૦ રતલ, જાપાનમાં ૨૩૦૦ રતલ અને ઇટલીમા ૩૦૦૦ રતલ થાય છે. ઘઉં હિંદમા એકરદીઠ ૬૫૦ રતલ ઊતરે છે જ્યારે તે ઓસ્ટ્રેલિયામાં ૭૧૦ રતલ, આરજેન્ટિનામા ૭૮૦ રતલ, અમેરિકામા ૮૫૦ રતલ, કેનેડામા ૯૭૫ રતલ અને યૂરોપમા ૧૧૫૦ રતલ થાય છે. ખેતીના સશોધન માટેની ઇમ્પિરિયલ કાઉન્સિલે આ સબધમાં ખેતી અને પશુ-

ધનના વિકાસ માટે ૧૦૦૦ કરોડ રૂપિયાની થાપણની જરૂરતવાળી એક યોજના તૈયાર કરી છે, અને તેનો હેતુ એ છે કે પાકનુ ઉત્પાદન દશ વર્ષમાં પચાસ ટકા જેટલુ અને પદર વર્ષમા સો ટકા જેટલુ વધારવુ પશુ ધનને સુધારવા માટે પણ એ યોજનામા ઢોરોને ખોરાક આપવવાની, ઉછેરવાની, અને રોગથી મુક્ત રાખવા માટેની કેટલીક રીતો સૂચવવામા આવી છે.

એ યોજના ઘડનારાઓએ ખેતીની બધી બાજુથી ચર્ચા કરી છે અને ખાસ કરીને ખેતીમા વિજ્ઞાનનો પૂરેપૂરી રીતે ઉપયોગ કરવાની અગત્ય ઉપર ભાર મૂક્યો છે તથા સસ્થાઓદ્વારા ખેતી વિષયક સંશોધન અને કેળવણીની વ્યવસ્થા કરવા માટે ચોક્કસ યોજના રજૂ કરી છે. એમ છતા, તેમા હિંદની ખેતીની વ્યવસ્થા કરવા માટે કેળવાયેલા માણસોની જરૂરનો પ્રશ્ન બાકી રહી જાય છે. એ યોજનામા ખેડૂતોને કેળવવા માટે, નિવૃત્ત થયેલા અને થતા લશ્કરી માણસોનો ઉપયોગ કરવાનુ સૂચવાયુ છે પરતુ એવી શકા સ્વાભાવિક રીતે રહે કે એ માણસો આ જાતના કામના અનુભવ અને તાલીમને અભાવે ખેડૂતોને કુશળતાભરી દોરવણી આપવામા સફળ થશે કે નહી. સરકારે પહેલુ કામ તો એ કરવાનુ છે કે અમેરિકાની માફક કૃષિકારોને દરેક રીતે મદદ કરવા માટે એક વિસ્તૃત મધ્યવર્તી સસ્થા ઊભી કરવી જોઈએ જે ખેતીવાડીની વાસ્તવિક યોજનાનો સારી રીતે અમલ કરી શકે.

અમેરિકામા મળેલી હોટ સ્પ્રિંગ્સ પરિષદના પ્રમુખે બરાબર જણાવ્યુ હતુ કે તેઓ ખોરાક વિશેના લાબા ગાળાના પ્રશ્નની ચર્ચા કરવા ભેગા મળ્યા હતા, તો પણ દુનિયાના ખોરાકના જથ્થાની પરિસ્થિતિ એવી છે કે યુદ્ધ દરમ્યાન પણ જો દરરોજની વપરાશની વસ્તુઓની પેદાશ વધારવામાં નહીં આવે તો જનતાને ખોરાક વગર ચલાવવાનો વખત આવશે. માટે સાથી રાજ્યના દેશોએ અને ખાસ કરીને હિંદે જો બગાળની કમનસીબ ઘટનાનુ પુનરાવર્તન ન થવા દેવુ હોય તો ઉપલી ચેતવણી બરાબર ધ્યાનમા રાખવાની જરૂર છે.

એમ જાણવા મળે છે કે સર હેનરી ફ્રેન્ચે હિંદમાં ખોરાકની પરિસ્થિતિ વિશે હેવાલ રજૂ કર્યો હતો જેમાં તેણે આ દેશમા ખોરાકની ખરેખર તગી

હોવા બાબત નામદાર શહેનશાહની સરકારનુ ધ્યાન ખેંચ્યુ છે. છતા તેમણે એમ જણાવ્યુ છે કે હિંદ પોતાની જરૂરત પૂરી પાડવા માટે બહારના દેશો ઉપર આધાર રાખી શકે નહીં પણ પોતાના દેશમા જ પાક મોટો ઉત્પન્ન કરવાના પ્રયત્નો તેણે કરવા જોઈશે.

મને લાગે છે કે હમણાની અને હવે પછીની ખોરાકની જરૂરતો સબધમા આપણા દેશને સ્વાવલબી બનાવવા માટે મજબૂત પગલા લેવા જોઈએ. વળી, આપણા દેશને સારી રીતે અને પૂરતા પ્રમાણમાં ખોરાક પૂરો પાડવો હોય તો ખેતીનુ અસરકારક આયોજન કરવાની ખાસ જરૂર છે.

આ સજોગોમા યુદ્ધોત્તર ઉદ્યોગવિકાસના પ્રશ્ન કરતા હિંદના ખેતી-વિકાસનો પ્રશ્ન ઓછો મહત્ત્વનો તો નથી જ



# સં. ૧૯૯૯માં ધ્યાન ખેંચી રહેલા કેટલાક પ્રશ્નો

ગયા બજેટમા, રક્ષણખર્ચનો આંકડો એ ખાસ ધ્યાન ખેંચે તેવો પ્રશ્ન છે. આટલો જંગી ખર્ચ કરવા છતા, આપણને એમ કહેવામા આવે છે કે હિંદુસ્તાનને માથે ખર્ચનો બોજો બહુ હલકો છે અને તેના રક્ષણ માટે જે ખર્ચ થાય છે તેનો મોટો ભાગ શાહી સરકાર અને અમેરિકાની સરકાર ભરપાઈ કરે છે આપણા ઉપર મહેરબાની બતાવવાનો આ જે દેખાવ કરવામાં આવે છે તે યોગ્ય નથી. શાહી નેમ ખાતે અફઘાન યુદ્ધ, સરહદ પરની પ્રવૃત્તિઓ, બરમા યુદ્ધ વગેરે લડતોનો ખર્ચ હિંદુસ્તાનને માથે લાદવામા આવેલો, અને તે અનુભવ મેળવ્યા પછી, તે પ્રસગોનુ પુનરાવર્તન ન થાય અને આ લડાઈમા પણ આવો ખર્ચ આપણે માથે ન નાખવામા આવે તે સાવધાનીથી જોતા રહેવાની ઘણી જ આવશ્યકતા છે. જ્યાસુધી હિંદી પ્રજાના પ્રતિનિધિઓનો દેશના રક્ષણની નીતિ ઉપર કાબૂ નથી, અને જ્યાસુધી દેશની પ્રજા રક્ષણના ખર્ચની તપાસ હાલની બંધારણીય તાબેદારીને લીધે નથી કરી શકતી, ત્યાસુધી રક્ષણનો બધો ખર્ચ વાજબી છે અને પારકો બોજો હિંદ ઉપર નાખવામા નથી આવતો, એવી ખાતરી હિંદી પ્રજામતને નહીં થાય

## સ્ટર્લિંગ અનામતો

હિંદુસ્તાનને હિસાબે જે સ્ટર્લિંગ અનામતો વિલાયતમાં જમા થઈ રહી છે તેના તરફ લાલુપ દૃષ્ટિ ફેંકવામા આવે છે એ ચિન્તા ઉપજાવે તેવી વાત કહેવાય. હકીકત એ છે કે આ દેશમા લડાઈને લગતી જે જે ખરીદીઓ થઈ, તેના નાણા શહેનશાહની સરકારે લડનમાં સ્ટર્લિંગમા આપવાનુ પસંદ કર્યું છે. સાધારણ રીતે, જેવી રીતે અમેરિકાને તેના નાણા અમેરિકાના

'મુંબઈ સમાચાર'ના સં. ૧૯૯૯ (ઈ સ ૧૯૪૩)ના દીપોત્સવી અંકમા પ્રકટ થયેલો લેખ

ડોલરમા અપાય છે તેવી રીતે હિંદનો હિસાબ હિંદના રૂપિયામા પતાવવો જોઈએ. આતરરાષ્ટ્રીય હિસાબો પતાવવા માટે જો સાધારણ રીતો અખત્યાર કરવામા આવે તો પોતાના દેણા પેટે ઇગ્લેડે આપણા દેશ તરફ સોનુ મોકલવુ જોઈએ આ અનામતો અત્યારના રૂપમા એકઠી થયેલી છે તેનુ કારણ નક્કી કરેલા ધોરણો મુજબ હિસાબો પતાવવાની વિલાયતની અશક્તિ છે. હિંદી વેપારી જનતા તરફથી આ અનામતોનો કેવી રીતે ઉપયોગ કરવો જોઇએ તે બાબતને લગતી જુદી જુદી સૂચનાઓ કરવામા આવી છે, જેવી કે, હિંદુસ્તાનમા જે બ્રિટિશ મૂડી રોકવામા આવેલી છે તેને ભરપાઈ કરવા માટે સદરહુ અનામતોનો કેટલોક ભાગ વાપરવો જોઇએ. આ સૂચનામા કશુ અસાધારણ નથી. અમેરિકામા પોતાની જે મૂડી રોકાયેલી હતી તેને માટે ઇગ્લેડને આવુ પગલુ લેવુ પડ્યુ હતુ. વિલાયતના ઉપયોગ માટે બ્રિટિશ સરકારની માગણીથી હિંદી સરકારે જ્યારે હિંદીઓની ડોલરની અસકયામતો હાથ કરી ત્યારે કોઈને ગભરાટ થયો નહોતો. રાજકીય તાબેદારીને લીધે કમનસીબ હિંદુસ્તાન પોતાનુ લેણુ ઉપર બતાવેલી રીતો મુજબ માગી નથી શકતુ, તેમ ભરપાઈ નથી કરાવી શકતુ એવી સૂચના થઇ રહી છે કે લડાઈ પછી યંત્રો અને સાધનોની ખરીદી માટે યુદ્ધોત્તર પુનર્રચના ભંડોળ ('પોસ્ટ વૉર રિકન્સ્ટ્રક્શન ફંડ') ઊભુ કરવા આ બધી અસકયામતો સ્થગિત કરી દેવી. આ સૂચના સામેનો બીજો વિરોધ બાજુએ રાખતા, લડાઇ પછી સ્ટર્લિંગ જો પડી જાય તો તેનાથી હિંદને સહન નહીં કરવુ પડે તેની ખાતરી શી? વળી આ સ્ટર્લિંગ અસકયામતોથી આ દેશમા ચલણમા વધારો થયો છે, જ્યારે આ અસકયામતોથી ઇગ્લેડને આ દેશની સંમતિ વગર તદ્દન ઓછે વ્યાજે લાબી મુદતની લોન મળે છે અને તેથી પોતાને ત્યા ચલણમા ફુગાવો થતો અટકાવી શકે છે હિંદુસ્તાને ભૂતકાળમાં બહુ સહન કરેલુ છે હૂંડિયામણનો ખોટો દર ટકાવી રાખવા ૧૯૨૦-૨૧ મા વિલાયતમા રહેલી હિંદની સ્ટર્લિંગ અસકયામતો વેડફી નાખવામા આવી હતી આ વખતે તેમ નહીં થાય અને અનામત સ્ટર્લિંગ આપણા દેશના હિત માટે જ વપરાશે એવી હિંદી પ્રજાને ખાતરી આપી, આપણો આ બાબતમા રહેતો ભય દૂર કરવાની સરકારની ફરજ છે

## સં. ૧૯૯૯માં ધ્યાન ખેંચી રહેલા કેટલાક પ્રશ્નો

### ચલણનો ફુગાવો અને અર્થશાસ્ત્રીઓની સૂચના

દેશની ચલણનીતિને લગતુ એક નિવેદન કેટલાક આગેવાન અર્થ-શાસ્ત્રીઓએ થોડા માસ પહેલા બહાર પાડયુ હતુ. તેઓના મતવ્ય સાથે હુ ઘણે ભાગે સમત છુ પણ કરવેરામા વધારો કરવાની હજુ શકયતા છે એ જાતના તેઓના અભિપ્રાયને ખાસ કરીને, હુ ટેકો આપી શકતો નથી. ઊલટાનુ આપણે જોઈએ છીએ કે લડાઈ શરૂ થયા પછી પ્રતિવર્ષ કરવેરામા વધારો થતો જ ગયો છે અને તેને પરિણામે વેપારની ખિલવણી માટે કે નવા સાહસો શરૂ કરવાના ઉત્સાહ ઉપર અંકુશ મુકાયો છે. વળી, વેપાર ઉદ્યોગ ઉપર જે વધારાના નફા ઉપરનો કરરૂપી બોજો નખાયો છે તેની તેઓએ અવગણના કરી લાગે છે. મધ્યમ વર્ગ અને બાંધી આવકવાળાની આવક ઉપરના વેરા ઉપર સરચાર્જના દરના વધારાથી, ખરીદશક્તિમાં ઘણો ઘટાડો થયો છે અને હવે તેની આવક ઉપર બોજો નાખવાનો જરા પણ અવકાશ નથી.

નિષ્ણાતોએ બીજુ એવુ સૂચન કર્યું છે કે હિંદી સરકારે અને સાથી રાજ્યોએ દેશમા લોન ઊભી કરવી. સરકારના દષ્ટિબિંદુમા અને નીતિમા ફેરફાર થાય તો જ આ સૂચના સફળતાપૂર્વક અમલમા મૂકી શકાય. જ્યાં સુધી દેશના રાજકીય વાતાવરણમા સુધારો નહિ કરવામાં આવે ત્યાંસુધી સરકારી લોનોને સામાન્ય પ્રજા પૂરતો ટેકો આપશે એવી આશા રાખવી વ્યર્થ છે. આ આર્થિક અસ્વસ્થતાના કારણો ઊંડા છે અને કરવેરાના વધારાથી કે લોનોથી તેનુ નિરાકરણ થાય તેમ નથી.

### નવી કંપનીઓ અને ઔદ્યોગિક સાહસો

અગાઉ કરતાં હાલ નાણાની છોળ વધારે હોવાથી દેશમા કેટલીક નવી કંપનીઓ શરૂ કરવામા આવી છે આ જાતનો વિકાસ આવકારપાત્ર છે પણ સાથે સાથે આપણે એ ખાસ જોવુ જોઈએ કે ઉપલી લડાઈ પછીના ઇતિહાસનું પુનરાવર્તન ન થાય આપણે આ બાબતમાં સાવધ રહેવું જોઈએ. અને કાયમ ચાલુ રહે તેવા લક્ષણોવાળી કંપનીઓને ઉત્તેજન આપવુ જોઈએ.

યોગ્ય ધોરણે જ આર્થિક વિકાસ કરવા માટે આપણા પ્રયત્નો હોવા જોઈએ, કારણ દેશનુ હિત તેમા રહેલુ છે. આપણે ઉદ્યોગના ક્ષેત્રમા ખૂબ જ પછાત છીએ, અને મારા મત પ્રમાણે, પ્રજાને જેને માટે વિશ્વાસ હોય તેવા ઉદ્યોગપતિઓને હાથે નવા ઉદ્યોગો અને સાહસો માટે સદ્ધર કંપનીઓ કાઢવા માટે હાલનો સમય ઘણો જ અનુકૂળ હતો, પણ કમનસીબે, હિંદ સંરક્ષણ ધારાની ૯૪ અ કલમ હેઠળ નવી કંપનીઓ કાઢવા ઉપર સરકાર તરફથી અંકુશો મૂકવામાં આવ્યા છે, જેને પરિણામે હું જાણુ છુ કે હિંદી ઉદ્યોગના વિકાસના આવા પ્રયત્નોમા મોટો અંતરાય મુકાયો છે.

## બેંકિંગ અને નિયમન

બેંકિંગની બાબતમા આપણે જોઈએ છીએ કે કેટલીક નવી બેંકો ખોલવામા આવી છે. દેશમા સદ્ધર બેંકિંગના યોગ્ય વિકાસની શકયતાઓ હજી ઘણી છે. બેંકિંગ સંસ્થાઓ સમાજમા અગત્યનો ભાગ ભજવે છે અને દેશના વેપાર, ઉદ્યોગ અને સમૃદ્ધિનો આધાર બેંકિંગ પ્રવૃત્તિની સદ્ધરતા અને સેવાવૃત્તિ ઉપર નાનેસૂને અંશે રહેતો નથી. અને એટલુ યાદ રાખવુ જોઇએ કે જે મૂડી બેંકો પાસે આવે છે તે પોતાની નથી પણ મોટે ભાગે તે જાહેર પ્રજાની ડિપોઝિટોથી બનેલી હોય છે; એટલે હું એમ માનું છુ કે બેંકિંગ ઉપર, દેશને અને સમાજને હિતકર નીવડે તેવા, છતા દેશી બેંકોના વિકાસમા અંતરાય રૂપ ન બને એવા અંકુશો અને નિયમનો સામે કોઇને વાંધો હોઈ શકે નહીં.

## દેશી બેંકો અને પરદેશી હૂંડિયામણ

સામાન્ય સમયમા હિંદુસ્તાનનો કુલ આયાત અને વિકાસનો વેપાર દર વરસે રૂા ૬૦૦ કરોડનો હતો. એકસચેન્જનુ કામકાજ બિનહિંદી બેંકો કરે છે અને તે બેંકો 'એક્સચેન્જ બેંકો'ના નામથી ઓળખાય છે. આ કામકાજ મોટે ભાગે બિનહિંદી બેંકોના હાથમા છે. તે વિશે બેંકિંગ તપાસ સમિતિના હેવાલમા જણાવાયુ હતુ કે હિંદી બેંકોને આ કામ કરવામા અવરોધ કરતું તત્ત્વ મોટા સાધનોવાળી બિનહિંદી બેંકોની હરીફાઈ

છે. લંડન તેમ જ બીજા પરદેશના અગત્યના સ્થળોએ આપણી બેંકોની શાખાઓ નથી તે પણ એક કારણ છે. બેંકિંગ તપાસ સમિતિએ હેવાલ રજૂ કર્યો ત્યારપછી બેંકિંગનો દેશમા વિકાસ થયેલો છે. બેંકોની સંખ્યા વધી છે અને તેનાં સાધનો પણ વધ્યા છે. રિઝર્વ બેંક પણ સ્થપાઈ છે. અને તેની લંડનમાં શાખા છે, અને રિઝર્વ બેંક ઓફ ઇન્ડિઆ એક્ટની કલમ ૧૭ (૩) મુજબ પરદેશના એક્સચેન્જ બીલો વટાવવાનુ કામ કરવાની અને પરદેશના વ્યાપારને નાણાનુ સાધન પૂરુ પાડવામા મદદ કરવાની સત્તા પણ રિઝર્વ બેંકને આપવામા આવેલી છે. મારુ એમ માનવુ છે કે રિઝર્વ બેંકે આ બાબત હાથ ધરવી જોઈએ અને હિંદી શેડયુલ્ડ બેંકો પરદેશના હૂંડિયામણનુ કામકાજ કરી શકે તથા પરદેશ સાથેના વેપારમા પોતાનો યોગ્ય ફાળો આપી શકે તે હેતુથી તેણે યોજના તૈયાર કરવી જોઈએ, અને જરૂર જણાય તો આ કામને સહેલુ બનાવવા બીજા દેશોમા પણ શાખાઓ ખોલવી જોઈએ

## લડાઈ બાદ 'પુનર્રચના' કે 'રચના'?

લડાઈ પછીના ગાળામાં પુનર્રચના અને આર્થિક નીતિને લગતા પ્રશ્નોની ચર્ચા આપણુ ધ્યાન હાલ ખેંચી રહી છે. હિંદના સંબંધમાં લડાઈ પછીની પુનર્રચના અને યોજનાઓના પ્રશ્ન બાબતમા મને લાગે છે કે 'પુનર્રચના' એ શબ્દ કાંઈક હાસ્ય ઉપજાવે એવો છે. આપણે જ્યારે પુનર્રચનાની વાતો કરીએ ત્યારે કોઈક જાતની રચના પહેલા હતી એમ માની લેવુ જોઈએ. ખરી બિના તો એ છે કે લડાઈ પહેલાના સમય દરમ્યાન ઉદ્યોગના ક્ષેત્રોમાં આપણી આર્થિક નીતિનુ કાંઇ પ્રમાણ જ નહોતુ. આપણે માટે લડાઈ પછીના સમયનો પ્રશ્ન 'પુનર્રચનાં' ન હોઈ શકે પણ ચોખ્ખી અને સાદી 'રચના' હોઈ શકે.

આવા પ્રશ્નનુ ન્યાયી નિરાકરણ મેળવવા માટેના કોઇ પણ આંતર-રાષ્ટ્રીય પ્રયાસોને આપણે સહકાર જરૂર આપીશું; પણ ઉદ્યોગમાં આગળ વધેલા દેશો અને હિંદ જેવા પછાત દેશો વચ્ચેનો મૂળ ફરક ધ્યાનમા

રાખવો ઉચિત છે પ્રગતિશીલ દેશોની દૃષ્ટિએ ઘડાયેલી આંતરરાષ્ટ્રીય યોજનાઓ અને ધોરણો હિંદ જેવા પછાત દેશને લાગુ પાડી નહીં શકાય, તેમ જ એવી યોજનાઓ હિંદ જેવા દેશને લાભકારક પણ નીવડી નહી શકે. એવી જ રીતે, દુનિયાના કાચા માલો ઉપર આંતરરાષ્ટ્રીય અંકુશ અને વહેંચણીના સંબંધમા, કાચો માલ પેદા કરતા હિંદ જેવા દેશોનો પોતે પેદા કરેલા માલો ઉપર પહેલા પોતાનો હક હોવો જોઈએ. લડાઈ પછીની, દેશને મદદરૂપ એવી આર્થિક નીતિ ઘડવાની સંપૂર્ણ સ્વતંત્રતા આપણને હોવી જોઈએ, આ પછી જ આપણે અન્ય દેશોને આવા કામોમાં સહકાર આપી શકીએ.

વળી, આપણી નીતિનો મુખ્ય હેતુ ત્વરિત ઔદ્યોગીકરણનો નિશ્ચિત કાર્યક્રમ હોવો જોઈએ કે જેથી દેશની કાચી સંપત્તિનો સારામા સારો ઉપયોગ કરવાનો દેશને લાભ મળે. આ લડાઈએ આપણા ઔદ્યોગિક બંધારણમાની ત્રુટીઓને ઉઘાડી પાડી છે. આપણી પહેલી ફરજ આવી ત્રુટીઓ નાબૂદ કરવાની અને ઉપયોગી પેટા-ઉદ્યોગોને પ્રોત્સાહન આપી આગળ વધારવાની છે, દાખલા તરીકે, રસાયણ, દવાઓ, અને રંગો બનાવવાના ઉદ્યોગોને પ્રોત્સાહન મળવુ જોઈએ. બની શકે એટલી યાંત્રિક અને આર્થિક દક્ષતાથી, સ્પર્ધાત્મક કિંમતોએ, લોકોપયોગી માલોનુ વધુમાં વધુ ઉત્પાદન એ આપણી આર્થિક નીતિનુ ધ્યેય હોવુ જોઈએ અને આ દિશામા આપણુ ધ્યાન એકત્રિત થવુ જોઈએ. વાહનવ્યવહારની સગવડ પૂરી પાડતા વહાણો, એન્જિનો, વેગનો, મોટરો વગેરે પરદેશથી થતી આયાત ઉપર આધાર રાખવો પડે તેવી સેંકડો વસ્તુઓ બનાવવાના ઉદ્યોગોની શરૂઆત વગરવિલંબે થવી જોઇએ. લડાઈ બાદ રચના માટે આપણે પણ 'ઉદ્યોગોની સમિતિ' જેવુ એક બંધારણ દેશમા ઊભુ કરવું જોઈએ, નવા ઉદ્યોગો સ્થાપવાની શક્યતાની તપાસ કરી નવા ઉદ્યોગો સ્થાપવા જોઈએ અથવા તો જૂના ઉદ્યોગોને બહોળા બનાવવા જોઈએ અને એ બાબતની ચોક્કસ અને શક્ય હોય એવી સૂચનાઓ ઘડવી જોઈએ. આ સઘળું પૂર્ણ રીતે ફળીભૂત કરવા માટે સરકાર, પ્રજા, અને

વેપાર-ઉદ્યોગના નેતાઓ વચ્ચે ઉચ્ચ પ્રકારનો અને હાર્દિક સહકાર તથા ફળદાયી સંપર્ક જરૂરી છે.

## ખેતીવાડી અને દુષ્કાળ

આપણો દેશ ખેતીપ્રધાન છે. લાખો ટન દાણો આપણે દર વર્ષે પરદેશ મોકલતા હતા તે દેશ આજે ખોરાકની તંગીથી પીડાય છે અને સેંકડો વર્ષ સુધી ન સાંભળેલી કે અનુભવેલી બિના બંગાળ જેવા હિંદુસ્તાનના મહાન પ્રાંતમાં બની રહી છે અને તે પણ નામદાર વાઈસરોય સાહેબ લોર્ડ લિનલિથગોના અમલ દરમ્યાન, તેઓ નામદાર વાઈસરોય તરીકે હિંદુસ્તાનમાં પધાર્યા ત્યારે હિંદી ખેતીને ફાયદો થાય એ તેમનું ધ્યેય છે એ દર્શાવવા પોતાની જોડે બે સારા ગોધા લેતા આવ્યા હતા! આ કરુણ પરિસ્થિતિ તથા તેનાં કારણો વિષે વધુ લખવું દુઃખ ઉપજાવે છે આપણે પ્રભુ પાસે પ્રાર્થીએ કે આવી દુઃખદ સ્થિતિનો જલદી અંત આવે.



# બૅંકિંગ વિશે કેટલાક વિચારો

બૅંકિંગને ઘણીવાર ઉદ્યોગપ્રધાન ઉદ્યોગ કહેવામા આવે છે, પણ શું તે એક ઉદ્યોગ છે? નિઃસંશય, બૅંકિંગ અનેક માણસોને કામમા પ્રવૃત્ત અને ઉદ્યમી રાખે છે, પરંતુ સામાન્ય રીતે ઉદ્યોગ (Industry) શબ્દ જે અર્થમાં વાપરવામા આવે છે (જેમકે મિલઉદ્યોગ, લોખંડનો ઉદ્યોગ) તે અર્થમા એ શબ્દ બહુ યોગ્ય ગણાય નહીં. કારણકે બૅંકિંગ પ્રત્યક્ષ રીતે ઉત્પાદન કરતું નથી, જોકે, પરોક્ષ રીતે તેમ કરવામા ઘણું સહાયભૂત થાય છે. બૅંકિંગ એ ધંધો (Profession) પણ નથી, કેમકે તેની સિદ્ધિ અને ઉપયોગિતા એક વ્યક્તિની બુદ્ધિ, શક્તિ, વિજ્ઞાન અને પ્રયત્ન ઉપર અવલંબતી નથી, પણ અનેક અને વિવિધ પ્રકારના, સુયોજિત અને સુસંબદ્ધ સંજોગો ઉપર તેની સફળતાનો આધાર રહે છે. બૅંકિંગ તે વેપાર (Commerce) પણ નથી. કારણ માલની લેવેચ કરવી એ તેનુ મુખ્ય અંગ નથી. ત્યારે બૅંકિંગ એ કયા પ્રકારની પ્રવૃત્તિ છે?

બૅંકિંગ એક સેવાપ્રધાન પ્રવૃત્તિ (Service) છે. તે દેશની તથા જનતાની સેવા બજાવે છે. આધુનિક સમયમાં આપણને આગગાડી, તાર, ટેલિફોન, ટ્રામ વગેરે સિવાય ચાલતુ નથી, તેમ નિયમાનુસાર તથા વ્યવસ્થાપૂર્વક કામ કરતી બૅંકિંગની સંસ્થા વગર ચાલી શકે નહીં. ખેતીવાડી, ઉદ્યોગ કે વેપાર બૅંકિંગની મદદ વિના સંપૂર્ણ વિકાસ સાધવાની આશા રાખી શકે નહીં. દેશની સમૃદ્ધિનો આધાર બૅંકિંગની પ્રવૃત્તિ ઉપર નાનેસૂને અંશે નથી રહેતો.

આ પ્રમાણે વસ્તુસ્થિતિ હોવાથી બૅંકિંગ પ્રતિ દુર્લક્ષ પરવડે નહીં અને આ સેવાપ્રધાન પ્રવૃત્તિને અવગણના, ઉત્તેજનનો અભાવ અથવા વાસ્તવિક સહાયની ગેરહાજરીને લીધે શોષવુ ન પડે, એ જોવાની સામાન્ય

ઈ સ. ૧૯૪૧ માં લખાયેલો અને તે જ વર્ષે 'મુંબઈ સમાચાર'ના દીપોત્સવી અંકમા પ્રકટ થયેલો લેખ.

જનતા તેમ જ સરકાર બન્નેની ફરજ થઈ પડે છે. બેંકરની જનતા પ્રત્યેની ફરજ તેટલી જ ગંભીર તેમ જ પવિત્ર છે અને લોકોપયોગી સસ્થા (Public Utility Service)ના સંબંધમા હોય છે તેમ બેંકરનું મુખ્ય ધ્યેય જનતાની સેવા બજાવવાનુ હોવુ જોઈએ આ સિદ્ધાત અનુસાર બેંકરથી પોતાના જ સ્વાર્થનો વિચાર કરી અઘટિત મોટો નફો મેળવી શકાય નહીં, પરંતુ બીજી સેવાભાવી સસ્થાઓની માફક તેણે માત્ર વાજબી નફાથી સંતુષ્ટ થવુ ઘટે. વ્યાજખોર શાહુકાર, ગ્રાહક પાયમાલ થતો હોય તો પણ પોતાને લાભ થતો હોય તો તેની લેશ પણ ચિંતા કરતો નથી; પરંતુ બેંકર તો પોતાના ગ્રાહકને જિવાડી પોતે જીવે છે. આ બે વચ્ચેનો, તફાવત : બેંકરની પ્રવૃત્તિ ઉપકારક છે, વ્યાજખોરોની વિઘાતક.

હિંદ પોતના શરાફો માટે વિખ્યાત છે. પ્રાચીન સમયથી તેઓ દેશની સેવા કરતા આવ્યા છે. તેમની હૂંડીઓ દૂર દૂર વિસ્તારોમા જતી અને જે જમાનામા દેશના જુદા જુદા ભાગમા પહોચવાને મહિનાઓ લાગતા ત્યારે પણ તે સ્વીકારાતી. તે પરદેશોમાં તથા દરિયાપારના દેશોમા પણ પહોચતી. આ કળામા હિંદે અજબ પ્રગતિ કરી હતી અને શરાફોની હુંડી પાછી ફરી હોય તેવા દાખલા જાણવામા નથી. થાપણ(Deposit)ના સબધમા સૌના મનમા એવી ભાવના વસતી કે થાપણ ભરપાઈ ન થઈ શકી તો ફરી જન્મ ધારણ કરીને પણ તે ઋણ ફેડવુ પડશે. બેંકિંગના વિષયમા ભારતનિવાસીઓનો આવો ઉન્નત આદર્શ હતો.

સૈકા સુધી આપણા દેશમા બેંકિંગનુ કામકાજ આવા શરાફોના હાથમા રહ્યુ. પાછળથી, પાશ્ચાત્ય પ્રજા આવતા, જૂની પ્રણાલિકા બદલાઈ ગઈ અને આપણા ગર્વરૂપી શરાફોનુ સ્થાન બેંકો નામે ઓળખાતી સંસ્થાઓએ લેવા માંડ્યુ. છેવટમા, સને ૧૯૩૫થી રિઝર્વ બેંક ઓફ ઈન્ડિયા સ્થપાઈ કે જે, સરકારી બેંક, બેંકોની બેંક તથા દેશની મધ્યવર્તી બેંકિંગ સંસ્થા તરીકે કામ કરતી થઈ.

બીજા દેશોની સાથે સરખાવતા આપણા દેશમાં બેંકોની સંખ્યા ખરેખર ઘણી ઓછી છે, છતા પણ એવી ફરિયાદો કરવામાં આવે છે કે

કેટલાક ભાગમા, દાખલા તરીકે બગાળ અને મદ્રાસ વિભાગમાં, પુષ્કળ નાંની બેંકો નીકળી પડી છે. રિઝર્વ બેંકે, બેંકોનુ નિયમન કરવાના કાયદા માટે કેટલીક દરખાસ્તો ઘડી કાઢી છે જેમાની એક, અતિ નાની અને સદ્ધર નહીં હોય તેવી બેંકોને ઊભી થતી અટકાવવાનો ઈરાદો રાખે છે રિઝર્વ બેંકે બીજી પણ કેટલીક દરખાસ્તો રજૂ કરી છે જે જનતાના હિતમા હોવાનુ પોતે માને છે. હાલમા તો યુદ્ધના કારણને અંગે એ દરખાસ્તોને અભરાઈએ ચડાવી દેવામા આવી છે, પરંતુ વહેલી કે મોડી તે ફરી ઉપસ્થિત થવાની. પણ આ લેખનો આશય તે દરખાસ્તોની ચર્ચા કરવાનો નથી.

શરાફો દેશના આર્થિક હિતનુ એક આવશ્યક અંગ છે એવો મજબૂત દાવો રજૂ થયો છે, છતાં તેઓનો રિઝર્વ બેંક સાથે સતોષકારક અને સીધો સંબધ સાધવાનુ હજુ સુધી બની શક્યું નથી અત્યારસુધી તો માત્ર શેડ્યુલ્ડ બેંકો એટલે કે જેઓની રૂપિયા પાચ લાખ કે તેથી વધુ કિંમતની થાપણ હોય, તેઓ જ રિઝર્વ બેંક સાથે એક પ્રકારનો સંબધ ધરાવે છે. બેંકોના નિયમનનો કાયદો પસાર કરવામા આવશે ત્યારે શેડ્યુલ્ડ બેંકો રિઝર્વ બેંકો સાથે કદાચ વધારે નિકટ સબધમા અને શેડ્યુલ્ડ ન હોય તેવી બેંકો પણ આવા પ્રકારના સબધમા આવે એ સંભવિત છે.

રિઝર્વ બેંકની અંકુશ મૂકતી દરખાસ્તોએ લોકોના મનમાં શકાઓને જન્મ આપ્યો છે, કેટલીક મોટી બેંકોએ પણ આવી દરખાસ્તો સામે વિરોધ દર્શાવ્યો છે એમ સંભળાય છે અને એ સંબધમાં એક મહત્ત્વનો પ્રશ્ન ઉદ્ભવે છે કે, પરદેશી બેંકોની હરીફાઈ સામે રક્ષણ આપવાનો કંઈ પણ પ્રબધ કર્યા સિવાય તથા અકુશોના બદલામાં ચોક્કસ લાભો આપ્યા સિવાય, માત્ર નિયમનરૂપી અતરાયો મૂકી હિંદી બેંકિંગનો કુદરતી વિકાસ અટકાવવો, એ શું આપણા જેવા નિર્ધન દેશના હિતમા છે? દેશની આર્થિક સમૃદ્ધિ માટે આવશ્યક એવી બેંકિંગ જેવી પ્રવૃત્તિના વાજબી નિયમન સામે કોઈને વાધો હોઈ શકે નહીં, પણ આવા નિયમન

સાથે જો હિંદી બેંકિંગને વાસ્તવિક સહાય કરનારા પગલા સામેલ ન હોય તો તે ભાગ્યેજ લોકપ્રિય થઈ શકે.

કેટલેક ઠેકાણે એવી માન્યતા ધરાવાય છે કે જુદી જુદી સ્વતંત્ર રીતે કામ કરતી નાની બેંકો ઘણી હોય તે કરતા જેમ ગ્રેટ બ્રિટનમા મોટી પાચ (Big five) બેંકો છે તેમ દેશભરમા પથરાયેલી ઘણી શાખાઓ-વાળી મોટી બેંકો થોડી સંખ્યામા હોય તે સારું. પરંતુ આપણા દેશની નિર્ધનતા તથા સંજોગોનો વિચાર કરીએ તો નાની પણ લોકોપયોગી સેવા કરતી બેંકોની આવશ્યકતા છે તે નિર્વિવાદ છે. બેંકની ગણનાનો આધાર તેની લઘુતા ઉપર નહીં પણ તેની લોકોપયોગિતા, પ્રામાણિકતા અને સંગીનતા ઉપર રહે છે. મોટી બેંક બધી સગીન જ હોય અને નાની બેંક બધી નબળી હોય એવુ હંમેશ હોતુ નથી. આપણા લોકો શરાફો સાથે સૈકા થયાં કામ પાડવાને ટેવાયેલા હોવાથી અગત સંપર્ક સિવાય સંતોષ પામતા નથી. આવો અગત સંપર્ક મોટી બેંકો તેની સખ્યાબંધ શાખાઓ હોવા છતાં, ભિન્ન ભિન્ન ભાષા, ભિન્ન ભિન્ન રિવાજ વગેરે કારણોને લીધે સાધી શકતી નથી. વળી નાની બેંક પોતાના ગામડાં, શહેર અથવા જિલ્લા માટે પૂરતી રીતે મોટી હોઈ શકે. જ્યારે અમેરિકા અબજોમાં અને ઇંગ્લેંડ કરોડોમાં વાત કરે છે, ત્યારે આપણા ગરીબ દેશમા તો હજારોની સખ્યા પણ મોટી ગણાય છે! જે, શહેરના લોકોને નાનુ લાગે તે, ઘણીયે વાર, નાના ગામ કે ગામડા માટે પૂરતુ હોય છે. નાના ગ્રાહકોને સામાન્ય રીતે નાની બેંક પાસે જવુ સહેલુ પડે છે. મોટી બેંકો ઘણીયે વાર પોતે જેને અતિ નાનુ કામકાજ ગણે છે એવા કામ માટે આતુર હોતી નથી. આ બધું જોતા નાની બેંકો જે પોતાના ક્ષેત્રમા સુંદર સેવા બજાવી રહી હોય છે, તેઓને તેમના સ્થાન ઉપરથી પદભ્રષ્ટ કરવી એ શું યોગ્ય છે? કોઈ નાની બેંકો પોતાની શક્તિ ઉપરાંત કામકાજ કરતી હોય, અથવા પોતાના કામકાજને સુવ્યવસ્થિત રાખવાને અશક્ત જણાય, તો તેનો ઉપાય તેઓને સુધારવાનો છે, નહીં કે તેઓને બંધ કરાવવાનો. નાની બેંકોને ધોરણસર વ્યવસ્થાવાળી બનાવી તેઓને

દેશની બેંકિંગ ઇમારતનો એક ઉપયોગી ખંડ થવા દેવી જોઈએ. રિઝર્વ બેંક ઓફ ઇન્ડિયા અસ્તિત્વમા આવી ત્યારે એમ સામાન્ય રીતે ધારવામા આવતુ હતુ કે હિંદને અને હિંદી બેંકિંગને તેનાથી ઘણા મોટા લાભ થશે. માનીએ કે રિઝર્વ બેંક પોતાની મર્યાદા પ્રમાણે બની શકતા બધા પ્રયત્નો કરતી હશે, પણ જનતાને તેનાથી થતા ફાયદા તો હજી શોધી કાઢવા રહ્યા. બેશક, રિઝર્વ બેંક સરકારી જામીનગીરી ઉપર તથા સોનાચાંદી ઉપર શેડ્યુલ્ડ બેંકોને નાણા ધીરી શકે છે. વળી હૂંડીઓ (Bills) તથા ખેતીવાડીની જામીનગીરી (Agricultural paper) ને અમુક શરતે વટાવવાની (rediscount) સત્તા ધરાવે છે, પણ વ્યવહારમા તો આવો ઝાઝો લાભ લેવાયો કે અપાયો હોય એમ લાગતુ નથી. દુર્ભાગ્યે રિઝર્વ બેંક તરફથી ઔદ્યોગિક જામીનગીરી (Industrial paper) ઉપર નાણા ધીરવાની જોગવાઇ કરવામા આવી નથી. બીજા કેટલાક દેશોની મધ્યવર્તી બેંકો (Central Banks) તરફથી ઔદ્યોગિક તથા વ્યાપારી સાહસોને નાણા ધીરવાની જોગવાઈ હોય છે. આશ્ચર્યની વાત છે કે આપણી મધ્યવર્તી શરાફી સંસ્થા (Reserve Bank) આવી જાતની સગવડ આપવાની સત્તા શા માટે લેતી નથી? જેમ સરકારી જામીનગીરીઓ સામે ૯૫ ટકા નાણા ધીરવામા આવશે એમ રિઝર્વ બેંક તરફથી માત્ર જાહેર થતા, સરકારી જામીનગીરીના ભાવોમા મજબૂતી તથા સ્થિરતા આવી છે, તેમ ઔદ્યોગિક જામીનગીરીઓને, ધીરવાને લાયક (Eligible paper) તરીકે, રિઝર્વ બેંક તરફથી સ્વીકારવામા આવે, તો ઔદ્યોગિક માગણીઓ અને ખાસ કરીને નાના અને મધ્યમવર્ગના ઉદ્યોગો (Small and midium-scale industries), જે નાણા માટે પોકાર કરી રહ્યા છે, તેઓને ઘણી મદદ મળે

આપણી મધ્યવર્તી બેકિંગ સંસ્થા, કેવી રીતે સક્રિય મદદ આપી શકે; તેનુ આ, એક ઉદાહરણ છે. જનતા, બેંકોદ્વારા લેવડદેવડ કરવાની ટેવ કેળવીને શાખ અને ધીરધારના વિકાસમા સહાય કરી શકે, તેમ જ બેંકિંગના

વિષયમાં પણ તે રાષ્ટ્રીય ભાવના સદૈવ પોતાની સમક્ષ રાખે. બેંકો, સેવાનો મુદ્રાલેખ ગ્રહણ કરીને અને જનતાનો વિશ્વાસ સંપાદન કરી શકે તેવી સાવચેતીવાળી નીતિ, ઊંચા પ્રકારની નૈતિક પ્રામાણિકતા, વિવેક, નિયમ અને પદ્ધતિસર કામ કરવાની ટેવ, કોઈથી પણ ઊતરે નહિ એવી કાર્યકુશળતા વગેરે ગુણો ધારણ કરીને, સહાયભૂત થઈ શકે.

છેવટમાં, આપણે સહૃદયતાથી પ્રાર્થીએ કે આપણો દેશ વધુ ને વધુ સમૃદ્ધિવાન બને, એવું એક જ ધ્યેય મનમાં રાખી, આપણી મધ્યવર્તી શરાફી સંસ્થા, આપણી બેંકો, આપણા શરાફો અને આપણી જનતા, એ સૌને માટે, એક રાગથી અને સંપૂર્ણ સહકારથી એકબીજા સાથે ઓતપ્રોત થઈ, કાર્ય કરવાનું સત્વર શક્ય બને!



# રૂપિયા ઉપરનો દરોડો

આખી દુનિયામા, ઘણાં વર્ષો થયાં, નાણાંકીય ક્ષેત્રમાં પેપર કરન્સી અગત્યનો ભાગ ભજવી રહી છે અને અન્ય દેશોમા તેમ જ આપણા દેશમા, પ્રજા એનાથી પરિપૂર્ણ ટેવાઈ ગયેલી છે. આજના જમાનામાં પેપર કરન્સીનો ઉપયોગ અનિવાર્ય છે અને તેના વિના કોઈપણ દેશનુ આર્થિક બંધારણ કલ્પવુ મુશ્કેલ છે. વેપારરોજગાર માટે તથા મોટે ભાગે દરેક કામમાં જ્યાં નાણાની આપલે હોય છે, સા નોટોનો ઉપયોગ છૂટથી અને વિનાસંકોચ થતો આવ્યો છે. આપણો દેશ જોકે, બીજા દેશોના પ્રમાણમા ગરીબ છે અને પ્રજાનો કેટલોક ભાગ નિરક્ષર છે, તે છતા હુ નથી ધારતો કે પ્રજાને નોટ વિશે કદી પણ વાસ્તવિક અવિશ્વાસ ઉત્પન્ન થયો હોય.

ત્યારે પ્રશ્ન એ ઉદ્ભવે છે કે ગયા જુન અને જુલાઈ માસમા, મુંબઈમાં અને હિન્દુસ્તાનમા ઘણી જગ્યાએ રોકડા રૂપિયાની એકાએક મોટી માગણી નીકળી હતી અને ભારે ઊહાપોહ થઈ રહ્યો હતો એનુ કારણ શુ? મને લાગે છે કે આવી સ્થિતિ ઊભી થવામા થોડેઘણે અંશે નીચે દર્શાવેલાં કેટલાક કારણો જવાબદાર હોય :

(૧) ગયા સપ્ટેમ્બર માસથી યૂરોપમા શરૂ થયેલા વિગ્રહને પરિણામે થયેલા ઉત્તરોત્તર ફેરફારો; અને તેને અંગે લોકોના મનમાં ઊપજેલા ભય અને ચિન્તા;

(૨) આ સ્થિતિને અંગે રૂપિયાના સિક્કાઓનો સંગ્રહ કરવાની વૃત્તિ;

(૩) કેટલાક સ્વાર્થી માણસોનો અપ્રામાણિક એટલે કે વટાવ લઈ ઓછા રૂપિયામા નિરક્ષર અને ગરીબ લોકો પાસેથી, ગેર-સમજૂતી ઊભી કરી નોટો પડાવી લેવાનો ઇરાદો;

(૪) મોટી નોટોના બદલામા નાનુ પરચૂરણ કરાવવાની જરૂરત.

---

ઑલ ઇન્ડિયા રેડિયોના મુંબઈ કેન્દ્ર પરથી ઈ. સ. ૧૯૪૦ના ઑગસ્ટમાં કરેલુ વાયુપ્રવચન, પ્રકટ થયુ. 'જન્મભૂમિ'ના તા. ૩૧–૮–૧૯૪૦ના અંકમા.

વળી, બીજો પ્રશ્ન એ થાય છે કે આ પરિસ્થિતિ ઊભી થઈ તે વાજબી હતી? મારા મત પ્રમાણે, પાચ રૂપિયાથી નાની રકમની આપલે કરવા માટે, રૂપિયાના સિક્કાની જરૂર પડે તે સિવાયના બીજા હમણા દર્શાવ્યાં તે બધા કારણો વાજબી ગણાય નહીં, કેમકે, લડાઈ ચાલતી હોય તે સમયે સારાનરસા વર્તમાન તો અવારનવાર આવ્યા જ કરે એટલે તેનાથી ભયભીત અને ચિન્તાતુર થવાથી કશો ફાયદો થાય નહીં. વળી, રૂપિયાના સિક્કા કે જે સિક્કાની કિંમત ચાંદીના આજને ભાવે નવ આના માત્ર થાય છે તેનો વિનાલોભ સંગ્રહ કરવો તે સગ્રહ કરનારને પોતાને પણ હાનિકારક છે. અને અસાધારણ સંજોગોમા ગરીબ કે અભણ કે ગામડાના માણસોના અજ્ઞાનનો લાભ લઈ વટાવ કમાવાની વૃત્તિ કરવી એ અક્ષમ્ય ગણાય.

સારે નસીબે વસ્તુસ્થિતિને પહોચી વળવા, સરકાર તથા રિઝર્વ બેંક તરફથી યોગ્ય પગલા લેવાયા, અને તેને લીધે થોડા જ દિવસ પછી આ દોડધામ શમી ગઈ.

હવે ત્રીજો પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે રૂપિયાની નોટો રૂપિયાના સિક્કા જેટલી લોકોમા પ્રિય અને સગવડભરી છે કે કેમ? એના જવાબમા તો કહેવુ પડશે કે એકદર રીતે જોતા નાના પરચૂરણ માટે રૂપિયાની નોટ કરતાં રૂપિયાનો સિક્કો વધારે પ્રિય અને સગવડભર્યો છે. આનુ કારણ એમ નથી કે એક રૂપિયાની નોટ ઉપર લોકોનો વિશ્વાસ નથી. કારણ તેમ હોય તો બીજી મોટી નોટો ઉપર પણ લોકોનો અભાવ હોય, પણ તેવુ કાંઈ નથી. રૂપિયાની નોટ કરતા રૂપિયાનો સિક્કો લોકોને વધુ પસંદ પડે તેના બીજાં કારણો છે. રૂપિયાનો સિક્કો, ખાસ કરીને હિંદુઓમા તો લક્ષ્મીરૂપ ગણાઈ, પૂજામા મુકાય છે. દીપોત્સવીને ટાકણે તો સૌ કોઈ તેનુ પૂજન કરે છે. વળી ચાદી આપણા દેશમા હમેશા જ લોકપ્રિય રહી છે અને તેથી ચાદીનો સિક્કો લોકોને રૂપિયા જેવા નાના ચલણ માટે પસદ હોય એ સ્વાભાવિક છે. તેમજ, ભેટો આપતી વખતે નોટો ન આપતાં રોકડા રૂપિયા આપવાનો રિવાજ લાબા કાળથી પડી ગયો છે. એટલે કે, કેટલાક સાધારણ વ્યવહારમાં

રોકડા રૂપિયાની વપરાશ રહે છે. વળી, લેવડદેવડમા રૂપિયાની નોટ કરતાં રૂપિયાનો સિક્કો વાપરવો વધારે સહેલો પડે છે.

પેપર કરન્સીનો કોઇ અભ્યાસી આપણા દેશના ચલણ પાછળની નીતિ તપાસશે તો તેને માલૂમ પડશે કે યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકા સિવાય બીજો કોઇ પણ દેશ દુનિયામા એવો નથી કે જેની ચલણને લગતી સ્થિતિ આપણા દેશ જેટલી સંગીન અને સદ્ધર હોય. આપણી રિઝર્વ બેંક પાસે નોટોની પાછળ રિઝર્વ તરીકે મોટા પ્રમાણમાં સોનુ છે, સ્ટર્લિંગ જામીનગીરીઓ છે, કરોડો રોકડા રૂપિયા છે, હિંદી સરકારની જામીનગીરીઓ છે, ગીનીઓ છે અને ચાંદી છે. ટૂંકમા, અબજો રૂપિયાની અસકયામત છે.

આ બધી વસ્તુસ્થિતિનો જરા ખ્યાલ કરનાર સહેલાઇથી સમજી શકશે કે રોકડા રૂપિયાનો નાહક સંગ્રહ કરવો કોઇને પણ ફાયદાકારક નથી. એક તો તેમ કરવાથી સરકારે હાલ બહાર પાડેલા કાયદાનો ભંગ થાય, બીજુ, સગ્રહ કરનારને તેટલી રકમ ઉપર વ્યાજની ખાધ સહન કરવી પડે. રોકડા રૂપિયાના સગ્રહ કરનારને ચોરીનો ભય સદૈવ રહે નાહકનો સગ્રહ કરનાર પોતે કંઇ પણ ફાયદો ઉઠાવ્યા સિવાય બીજા ખરી જરૂરતવાળાને અગવડ પહોંચાડે જેથી સરકારને રૂપિયાની નોટો વધુ પ્રમાણમા કાઢવી પડે અને નાહકનો તેનાં ખર્ચનો બોજો કર ભરનારાઓ, જે આપણા દેશી ભાઇઓ જ છે, તેમને વેઠવો પડે આ પ્રમાણે અનેક રીતે રૂપિયાના સિક્કાનો અકારણ સંગ્રહ કરનાર, પોતે કંઇ પણ લાભ ઉઠાવ્યા સિવાય, સમાજને નુકસાન કરનારો નીવડે, માટે કોઇ પણ સમજુ કે ન્યાયી માણસ, આવી વૃથા પ્રવૃત્તિમા પડે નહીં.

અમેરિકા અને ગ્રેટબ્રિટન જેવા શ્રીમંત અને સત્તાધારી દેશો સુદ્ધા દુનિયાના બધા જાણીતા દેશોમા, લડાઇ ન હતી ત્યારે પણ, સોના અને ચાંદીના સગ્રહ ઉપર અકુશ મુકાયો હતો, અને કાયદો ઘડી પ્રજા પાસેથી સોનુ લઇ લેવાયુ હતુ, જેની વિરુદ્ધ એક હરફ તે દેશોમાં ઉચ્ચારાયો ન હતો. આ બતાવે છે કે આધુનિક જમાનામાં ચલણની નીતિના સંરક્ષણાર્થે અથવા એવા બીજાં કોઇ આવશ્યક કારણોને અગે, પોતાના દેશની સરકાર

ધારે તે વખતે આવા અંકુશ મૂકી શકે છે અને પ્રજાએ તે પાળવા પડે છે. હું ધારું છું કે હિંદુસ્તાન એક જ દેશ છે કે જ્યાં સોના કે ચાંદીનો સંગ્રહ કરવાને માટે કોઈ પણ જાતનો અંકુશ મૂકવામાં આવ્યો નથી. ગમે તે વખતે, કિંમત આપી, ગમે તેટલું સોનું કે ગમે તેટલી ચાંદી આપણા દેશમાં ખરીદી શકાય છે. તેની ઉપર સરકાર તરફથી કશો પ્રતિબંધ નથી. શું આ એક બાબત જ રૂપિયાનો સંગ્રહ કરનારને ખાતરી કરવા બસ નથી કે આપણા દેશના ચલણનું બંધારણ ઘણા જ મજબૂત પાયા ઉપર રચાયેલું છે અને તેને વિશે કંઈ પણ ચિંતા કે ભયનું કારણ નથી?

હાલમાં આ વિષય ઉપર જે ચર્ચાઓ થઈ છે, લેખો લખાયા છે, પ્રવચનો થયાં છે અને આંકડાઓ બહાર પડયા છે તેણે સારો પ્રકાશ પાડ્યો છે અને બતાવી આપ્યું છે કે દેશની નાણાકીય પરિસ્થિતિ સંગીન છે. સરકારે રોકડા રૂપિયાનો સંગ્રહ કરતો અટકાવવા જે વટહુકમ બહાર પાડેલો છે તેના કરતાં પણ પ્રચારકાર્ય વધુ સંતોષકારક અને અસરકારક નીવડયું લાગે છે, અને તે ચિંતા અને ભયની લાગણી જે કેટલાક લોકોમાં જન્મ પામી હતી તેને ઘણે અંશે દૂર કરવામાં ફળીભૂત થયું છે. પૂજ્ય મહાત્મા ગાંધીજીએ ખોટી ધાસ્તીઓથી વેગળા રહેવા પ્રજાને ભલામણ કરી છે તેની હિતકારક અસર દરેક વિચારશીલ વ્યક્તિ ઉપર થઈ હોય એ સ્વાભાવિક છે આપણે આશા રાખીએ કે ખોટી ધાસ્તીથી પ્રવૃત્ત થઈ રૂપિયાના સિક્કાઓનો અકારણ સંગ્રહ કરનારાઓ આ જાતની પ્રવૃત્તિ પોતાના તેમ જ દેશના હિતમાં નથી એ સમજી તેનો ત્યાગ કરે.



# ભારતીય વહાણવટાના સંજીવક :
# શ્રી વાલચંદભાઈ

સજ્જનો,

ભારતીય વહાણવટાની આજસુધી શેઠશ્રી વાલચંદ હીરાચંદે જે સેવા કરી છે તે માટે તેમને અભિનંદવા આપણે આજે, અહીં એકત્ર થયા છીએ. અલ્પ શબ્દોમા કહુ તો શેઠ વાલચંદે ભારતીય વહાણવટાને પુનર્જીવન અપાવ્યુ છે એમ કહેવુ યથાર્થ જ છે. મારા નિમંત્રણને સન્માની આપ સર્વ અહીં ઉપસ્થિત થયા છો તે માટે તથા છેક બારડોલીથી આવી આ સમારંભની શોભા વધારવા માટે તથા અમારા આ કાર્ય બદલ સહાનુભૂતિ દર્શાવવા માટે સરદારશ્રી વલ્લભભાઈ પટેલનો હું ખરા હૃદયથી આભાર માનુ છુ.

આજના પ્રસંગે ભારતીય વહાણવટા સાથે મારા પરલોકવાસી વડીલોનો જે સબધ હતો તેનો ઉલ્લેખ કરું તો અયોગ્ય નહીં લાગે. ઈ સ. ૧૮૭૯થી ભારતીય વહાણવટાનો પ્રારંભ થયો છે અને મારા વડીલોએ આ ઉદ્યોગમા ઘણો જ મહત્ત્વનો ફાળો આપ્યો છે. છગનલાલ એન્ડ કંપનીમા હુ જ્યારે કામ કરતો હતો ત્યારે આ ઉદ્યોગના નિકટ પરિચયમાં હું સારી રીતે આવ્યો. તે સમયે અમારી કંપની મારફત દર વર્ષે સાઠથી સિત્તેર વહાણો અદાજે પાચથી છ લાખ ટન માલની હેરફેર કરતા હતા. અમને અમારો આ વ્યવસાય ઈ સ. ૧૯૧૬મા બધ કરવો જરૂરી લાગ્યો, બલ્કે તેમ કરવાની ફરજ પડી. તે સમયે પ્રથમ મહાયુધ્ધે ઉપસ્થિત કરેલી પરિસ્થિતિને કારણે બ્રિટિશ સરકારે અમારા બધા વહાણો પોતાના અમલ નીચે લીધાં. અમારો આ ધંધો બધ થતા સાથે વહાણવટુ કરતી પરદેશી કંપનીઓના માર્ગમાથી એક મહત્ત્વનો હરીફ આપમેળે

તા ૧ લી જાન્યુઆરી ૧૯૪૦ ને દિને 'વિલિંગ્ડન સ્પોર્ટ્સ કલબ'મા, શેઠશ્રી વાલચંદ-ભાઈના માનમાં યોજાયેલા ભોજનસમારભ પ્રસગે કરેલુ પ્રવચન.

# એ ચિરસ્મરણીય ભોજનસમારંભમાં



શ્રી વાલચંદ હીરાચંદની રાષ્ટ્રીય વહાણવટાના ઉદ્યોગની સેવાઓને અભિનંદવા માટે યોજાયેલા ભોજનસમારંભમાં સરદારશ્રી વલ્લભભાઈ પટેલ, શ્રી વાલચંદભાઈ અને શ્રી પ્રાણલાલભાઈ

## આમંત્રિતોસહિત



ઉપર્યુક્ત પ્રસંગે શ્રી પ્રાણલાલભાઈ, શ્રી ભુલાભાઈ દેસાઈ, શ્રી વાલચંદભાઈ, શ્રી કનૈયાલાલ મુનશી, શ્રી રતનચંદ હીરાચંદ અને સર હરસિદ્ધભાઈ દિવેટિયા—ચારસો આમંત્રિતોમાંની કેટલીક અગ્રગણ્ય વ્યક્તિઓ

ચાલ્યો ગયો. આ બધાને કારણે ભારતીય વહાણવટાના વ્યવસાય માટે મને જે સહાનુભૂતિ અને માન હોય એ સમજી શકાય એવા જ છે.

## દેશીપરદેશી કંપનીઓની સ્પર્ધા

વહાણવટું કરતી પરદેશી સંસ્થાઓ જ્યારે આપણી સ્વદેશી સંસ્થાઓની સાથે હરીફ તરીકે હોડમા ઊતરે છે ત્યારે સ્વદેશી સંસ્થાઓને કેવા કેવા પ્રકારની મુસીબતોનો મુકાબલો કરવો પડે છે તેનાથી હુ સારી રીતે માહિતગાર છું. વહાણવટું ખેલતી પરદેશી સંસ્થાઓ ઘણે દરજ્જે આપણા કરતા મજબૂત અને ઊંચી કક્ષાની હોવા છતા તેમને તેમના દેશની સરકાર તરફથી પૂરેપૂરુ પીઠબળ મળે છે. આવી પરિસ્થિતિમા પરદેશી હરીફોનો પ્રતીકાર કરી આપણા વહાણવટાને આગળ લાવવાના પ્રયત્નોમા શેઠશ્રી વાલચંદને કેટકેટલી અડચણો નડી હશે, કેટકેટલા સંકટોમાથી એમને માર્ગ કાઢવો પડ્યો હશે એ બધુ હુ ઘણી જ સારી રીતે કલ્પી શકું છુ. આ ઉદ્યોગને આગળ લાવવા માટે કયા કયા વિરોધી તત્ત્વો સાથે એમને બાથ ભીડવી પડી હતી એની કહાણી હુ અહીં કહેવા માગતો નથી હુ અહીં તો એટલુ જ કહીશ કે તેમનામા રહેલા ગુણોને કારણે હુ હમેશ એમનો એક પ્રશંસક રહ્યો છુ.

એક જમાનો એવો હતો કે સાત સમંદરો પર ગૌરવથી ઘૂમતાં વહાણો પર આપણું ભારતીય નિશાન પૂરા દમામથી અને ગુમાનથી ફરકતુ હતુ પણ પાછો એક એવો સમય આવ્યો કે આ ઉદ્યોગ આ સમંદરોને તળિયે જઈને બેઠો ! અને પુનઃ એક એવો પણ જમાનો પ્રવર્ત્યો કે પરદેશી વહાણો આપણા દેશની સંપત્તિ દિનગત પોતાના મુલકમાં ઘસડી જતા હતા, અને એને રાષ્ટ્રીય કાર્ય ગણી તે તે મુલકની સરકાર તરફથી એમની તારીફ થતી હતી અને ગૌરવથી એ વહાણો તરફ આંગળી ચીંધવામા આવતી હતી પણ આપણે સદ્‌ભાગ્યે એ સમય પલટાયો અને શેઠશ્રી વાલચંદે ભારતીય વહાણવટાનુ સત્ય સ્વરૂપ સરોવરમાના જળની માફક સ્વચ્છ અને સ્પષ્ટ કરી દાખવ્યુ. ભારતીય વહાણવટું એટલે એમા [illegible]



ખ ડ ૧/૯

વ્યવસ્થા પણ ભારતીય હોવી જોઈએ એ આપ સૌ જાણો છો જ. જો ભારતીય વહાણવટુ સંપૂર્ણપણે ખીલશે તો ઉત્પાદનોના ભારતીય સાધનોની લૂંટ બંધ થશે, ભારતનો વ્યાપાર અધિક વિસ્તરશે, ભારતીય માલનો પરદેશના બજારોમાં સારો ભાવ આવશે અને ભારતના કિનારાનું સંરક્ષણ થશે. પણ જો આ વહાણવટુ પૂર્ણપણે સ્વદેશી નહીં થાય તો ભારતનુ સ્વાતંત્ર્ય પણ અપૂર્ણ જ રહેશે. શેઠશ્રી વાલચંદે કેવળ આ ઉદ્યોગનુ સ્પષ્ટ સ્વરૂપ બતાવ્યુ છે એમ નથી પણ એને સ્વદેશી બનાવી પૂર્ણ રીતે એ ખીલી શકે એ માટે સર્વ પ્રકારનો સ્વાર્થત્યાગ પણ કર્યો છે.

## સ્વદેશીનાં પૂર

વર્તમાન સદીના પ્રારંભથી જ આપણા દેશમા સ્વદેશી માટે આસ્થા નિર્માણ થઇ છે. સ્વદેશીના પૂર પ્રથમ તો કાપડના ઉદ્યોગ તરફ વળ્યા ખરા, પણ સમય જતા એ નીર બધે જ વિસ્તર્યા. અને આ આંદોલનને કારણે કેટલાયે સ્વદેશી ઉદ્યોગોને પ્રોત્સાહન મળ્યુ. લોખંડ, સાકર, સિમેંટ અને બીજા સ્વદેશી ઉદ્યોગોને સરકાર તરફથી અતિઅલ્પ પ્રમાણમા સહાય મળી પણ વહાણવટાનો ધંધો તો પ્રજાના સ્વદેશપ્રેમ પર અવલંબતો હતો અને છે. આ વહાણવટાના ઉદ્યોગને સ્વદેશી અને રાષ્ટ્રીય ઉદ્યોગ ગણી એને એ સ્વરૂપે આપણી સમક્ષ સૌપ્રથમ શેઠ વાલચંદે રજૂ કર્યો એ વીસરી શકાય એમ નથી આ ઉદ્યોગને માત્ર શરૂ કરી કે ચાલુ કરી તેઓ થોભ્યા નહિ પણ આ ઉદ્યોગ સ્વદેશી જ હોવો જોઇએ અને એ રીતે જ ચાલવો જોઇએ એ પ્રશ્ન કેટલો અગત્યનો છે તે દરેક ભારતીય જન સુધી એમણે પહોચાડ્યો એ નાનીસૂની વાત નથી. આ ઉદ્યોગને તેઓ રાષ્ટ્રસેવાના ઉચ્ચ હેતુથી નિહાળે છે અને પ્રત્યક્ષ વ્યવહારમાં પણ એનુ આચરણ થાય છે કે નહિ એને માટે હમેશ જાગ્રત રહે છે.

## ત્યાગની કથા

અને આ તત્ત્વો દૃષ્ટિ સમક્ષ હોવાને કારણે જ શેઠ વાલચંદે 'બંગાળ બર્મા સ્ટીમ નેવિગેશન કંપની'નુ સૂત્રસંચાલન પરદેશીઓના હાથમા જવાનો

સમય આવ્યો, ત્યારે પોતા તરફથી જરૂરી એવી સહાય કરી. અને શેઠ વાલચંદે આપેલી એ અણમોલ સહાયને કારણે જ બંગાળ બર્મા સ્ટીમ નેવિગેશન કંપની એક સ્વદેશી કંપની તરીકે પોતાનુ અસ્તિત્વ ટકાવી રાખી, પોતાનું કાર્ય કરી શકી. આ જ ઉચ્ચ હેતુથી પ્રેરાઈને શેઠ વાલચંદે મારી વહાણવટું કરતી સંસ્થાને માત્ર જીવતદાન આપ્યુ એટલુ નહિ પણ જ્યારે મારી સંસ્થાના બધા વહાણો ધૂળ ખાતા પડી રહેવાની પરિસ્થિતિમા આવ્યા હતા અને આ સંસ્થા એક દિવસ માટે પણ પોતાનુ અસ્તિત્વ ટકાવી શકે એ પરિસ્થિતિમા ન હતી ત્યારે એમણે એ સંસ્થાને, એના પૂર્વ સમય જેવી કાયમી સ્થિતિમા મૂકી જ્યારે પરદેશી કંપનીઓએ વહાણના ભાડાનો દર ઓછો કરી, સ્વદેશી સંસ્થાઓ માટે મૃત્યુજનક પરિસ્થિતિ ઉપસ્થિત કરી ત્યારે એમણે પરદેશી કંપનીઓને સાથ ન આપ્યો, અને એથી પણ આગળ વધી ભારતીય વહાણવટું કરતી સંસ્થાઓને આ ખતરનાક સ્પર્ધામાથી ઉગારી લેવા સારુ લાખો રૂપિયાના ભાડાનુ ઉત્પાદન ભારે અભિમાનથી અને આનંદથી જતુ કર્યું. આજે ભારતીય વહાણવટાને જે કીર્તિ અને ઉત્તમ અવસ્થા પ્રાપ્ત થઈ છે તેનો મોટા ભાગનો યશ શેઠશ્રી વાલચંદને જ ફાળે જાય છે.

ઇંગ્લેંડ, જાપાન, અમેરિકા અને બીજા પશ્ચિમના દેશો વહાણવટાના આ ઉદ્યોગને રાષ્ટ્રની સંપત્તિ વધારનારો ઉદ્યોગ ગણી તેને જોઈએ એ પ્રકારની સહાય આપે છે એ જો આપણે ધ્યાનમા લઈએ તો આપણા દેશમા, આ ક્ષેત્રે, શેઠશ્રી વાલચંદે બજાવેલી કામગીરીનો આપણને સ્પષ્ટ રીતે ખ્યાલ આવી શકે એમ છે. ભારતીય વહાણવટાના ઉદ્યોગને યોગ્ય સ્થાન મળે અને તેની ઉન્નતિ થાય એ સારુ સરકારના કાન ઉઘાડવા માટે આખા દેશમા કોઈએ પણ પોકાર ઉઠાવ્યો હોય તો તે માત્ર શેઠ વાલચંદે. અને પોતાનુ આ ધ્યેય સિદ્ધ કરવા માટે જ તેઓ હમેશ દિલ્હી, કલકત્તા, સિમલા અને લંડનમા રહે છે. ભારતીય વહાણવટાને યોગ્ય સ્થાન મળવું કેટલુ જરૂરી છે એ સરકારને જણાવવા માટે પોતાને મળેલી પ્રત્યેક તકનો

એમણે ઉપયોગ કર્યો છે ટૂંકમા, કહેવાનુ એટલુ જ કે ભારતીય સમુદ્રોમા અવરજવર કરવા માટે માત્ર ભારતીય વહાણોને જ મજૂરી મળે એ માટે એઓ પૃથ્વી પર સ્વર્ગ ઉતારવા જેવુ ભગીરથ કાર્ય કરી રહ્યા છે એમ કહીશ તો તે અત્યુક્તિ નહિ ગણાય.

## શ્રી વાલચંદનું વ્યક્તિત્વ

આવા આ વાલચંદશેઠને બીજે કોઈ સ્થળે કોઈ જુએ તો એ આશ્ચર્યમા જ પડે વાલચંદશેઠ એમને મળવા આવનાર કોઈ ગૃહસ્થ સાથે મોટા આદરસન્માનથી વાત નથી કરતા, અને તેની સાથે મીઠા શબ્દો પણ બોલતા નથી. પોતાને મળવા આવનાર ગૃહસ્થની ભાવનાઓનો જરા પણ વિચાર કર્યા વગર પોતાનો દૃષ્ટિકોણ અને મંતવ્ય નિર્ભયપણે ચોખ્ખે ચોખ્ખા શબ્દોમા કહી દે છે. તેમને મળવા આવેલા ગૃહસ્થ સાથે વાતચીત કરતી વેળા પણ તેમની નજર મોટે ભાગે દરવાજા તરફ જ હોય છે. તેમનુ કામ ‘હા’ અને ‘ના’ એમ બે શબ્દોમા જો પૂરુ થતુ હોય તો તે કદી ત્રીજો શબ્દ નહીં બોલે! અને તેમને મળવા આવનાર સાથેનુ કામ જો ટેલિફોન ઉપર જ પતી જતુ હોય તો તે મળવાનુ માંડી જ વાળે છે! શેઠ વાલચંદની કાર્યશક્તિની ગતિ મોટર અને વિમાન કરતા પણ અધિક છે આવુ હોવા છતા પણ આપણે એમને શા માટે ચાહીએ છીએ? એમના માટે આપણા હૃદયમા આટલો આદર શા માટે હશે? વ્યાપાર અને ઉદ્યોગની પ્રગતિ માટે સ્વદેશીની ઉચ્ચ ભાવનાથી પ્રેરાઈ તેઓ જે નિતનવા સાહસો કરી રહ્યા છે અને રાષ્ટ્રની સંપત્તિ વધારવા માટે તેઓ જે અવિશ્રામ કાર્ય આરંભી રહ્યા છે એ માટે જ આપણે એમની તરફ આટલા આદર અને માનથી જોઈ રહીએ છીએ તેઓ દૃઢપણે માને છે કે **ભારતનું ઉજ્જવળ ભાવી સિદ્ધ કરવાની ચાવી સ્વદેશીમાં જ છુપાયેલી** છે. આ પ્રકારની કર્તવ્યબુદ્ધિથી પ્રેરાઈ એમણે અનેક સુંદર ઇમારતો તૈયાર કરાવી છે, કેટકેટલા પૂલો બંધાવી વાહનવ્યવહારની મુસીબતો દૂર

કરી છે અને મોટા મોટા પર્વતોમા બોગદા બનાવી રેલવેલાઈનો તૈયાર કરાવી છે. તેમની કુશળ આવડતને લીધે ભાગ્યાતૂટ્યા રદ્દી સામાનમાથી લશ્કરની છાવણીઓ ઊભી થઈ શકી છે. ખેતીવાડીના ઉદ્યોગમા પણ તેમણે તેમની ફરજ બજાવી છે અને આજે તેઓ મોટરો, વિમાનો અને વહાણો તૈયાર કરવા માટે વિશાળ પાયા પર કારખાના તૈયાર કરવાની યોજના વિચારી રહ્યા છે. પણ ભારતની તવારિખમા સોનેરી અક્ષરે નોંધી રાખવા જેવુ જો કોઈ એમનુ કાર્ય હોય તો તે વહાણવટાના ઉદ્યોગનુ

શેઠ વાલચંદની મહત્ત્વાકાક્ષા 'વિકટોરિયસ' અને 'સ્ટ્રેથનવર્સ'થી પણ ઊંચી કક્ષાનાં વહાણો તૈયાર કરવાની છે આવા વહાણો પર ભારતનુ રાષ્ટ્રીય નિશાન ગૌરવથી ફરકતુ હોય અને તેઓ સાત સાગરોમા વ્યાપારાર્થે ભ્રમણ કરતા હોય એવુ દૃશ્ય જોવાનીયે તેમની ઇચ્છા છે

આપણે સૌ જાણીએ છીએ કે વાલચંદભાઈ અને સિંધિયાના સંબધો અખંડ છે. આવી પરિસ્થિતિમા 'સિંધિયા હાઉસ'ના ઉદ્‌ઘાટનના સમારભ પ્રસગે સરદાર વલ્લભભાઈ પટેલે શેઠશ્રી વાલચદ માટે જે શબ્દો વાપર્યા છે એનાથી બીજા શબ્દો વાપરવા મને યોગ્ય લાગતા નથી. આ પ્રસગે સરદાર વલ્લભભાઈ પટેલે કરેલા પ્રવચનમાથી થોડુક તેમની રજા લઈ આપને કહુ છુ.

"તમારી સામે આજ જે ભવ્ય અને વિશાળ ઇમારત ઊભી છે તે છેલ્લા વીસ વર્ષથી ભારતીય વહાણવટાના ઉદ્યોગની પ્રગતિ માટે જે અવિરત શ્રમ આદરવામાં આવ્યો છે તેનુ પ્રતીક છે. રાષ્ટ્રસેવાની આ ઉત્કૃષ્ટ પ્રતિમા છે. સિંધિયા કપનીના ભૂતકાળના ઇતિહાસમાથી દરેક ભારતવાસી અભિમાન લઈ શકે એમ છે. જો રામાયણમાથી રામનુ જીવનકાર્ય બાદ કરીએ તો બાકી શુ રહે? જે રીતે રામચંદ્રના જીવનકાર્યે રામાયણને ઉજ્જવળ બનાવ્યુ છે એ જ પ્રમાણે સિંધિયા કંપનીના ઇતિહાસમા શ્રી વાલચદે કરેલા અવિશ્રામ અને અવિરત શ્રમનું સ્થાન અને મહત્ત્વ છે.

તેમની પ્રચંડ કર્તવ્યશક્તિ, રાષ્ટ્રપ્રેમ અને સિંધિયા કંપનીના હિત માટેની એમની પ્રવૃત્તિની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે. શ્રી વાલચંદ જેવા કર્તવ્યવાન પુરુષ સિંધિયા કંપનીને મળ્યા છે તે સિંધિયા કંપનીનુ મહાભાગ્ય છે. રાષ્ટ્રીય અર્થવ્યવસ્થામા સિંધિયા કંપનીનુ સ્થાન અતિ ઉચ્ચ છે.

જ્યારે કોઈ ભારતીય જન વહાણના તૂતક પર પગ મૂકે છે અને વહાણ પર ફરકી રહેલા પરદેશી નિશાનને નિહાળે છે ત્યારે શરમથી એનુ મસ્તક નીચે ઝુકી પડે છે. સાત સાગરોમાં ઘૂમતા વહાણો પર ભારતીય નિશાન ફરકતુ જોવાની આપણી નેમ હોવી જોઈએ. વહાણવટુ કરતી પરદેશી સંસ્થાઓને તેમની સરકાર તરફથી જેવા સહાય અને સંરક્ષણ મળે છે તે પ્રકારે સહાય અને સંરક્ષણ જો સિંધિયા કંપનીને મળ્યા હોત તો આ દુનિયાના દરેક ભાગમા સિંધિયા કંપનીનુ નિશાન આપણે જોવા પામત! ભારત ખરેખર દુર્ભાગી છે, છતા પણ સિંધિયા કંપની અને શ્રી વાલચંદને મારે એટલુ કહેવાનુ કે તેમણે નિરાશ થવાની જરા પણ જરૂર નથી. સમગ્ર ભારતની પ્રજા તમારી સાથે છે. સુવર્ણાક્ષરે લખી રાખવા જેવી સ્વદેશીની વ્યાખ્યા ગાધીજીએ તૈયાર કરી છે અને અંતે તો તે જ સત્ય સિદ્ધ થવાનુ છે. ભારત પરદેશી કિનારાઓ પર હકુમત મેળવવા ઇચ્છતુ નથી પણ તે સાથે ભારતીય કિનારા ઉપર તો માત્ર પોતાનુ જ પ્રભુત્વ મેળવવાની તેની ઇચ્છા છે.

હુ અહીં સિંધિયા કંપનીને અને તેના સંચાલકોને સંપૂર્ણ સહાય આપવાનો સંદેશ લઈને આવ્યો છુ. સિંધિયા કંપનીના વહાણો ન હોત તો 'ડફરીન'ના કુશળ ખલાસીઓનુ ક્યા ને કેવુ સ્થાન હોત? ભારતીય વહાણવટાના ઉદ્યોગનો એટલો તો વિનિપાત થયો છે કે ભારતીય વહાણો માટે, માછલીઓ પકડવાના કાર્ય સિવાય બીજુ એક પણ કાર્ય રહ્યુ નથી! પોતાના કિનારા ઉપર પરદેશીઓની હકુમત ધરાવનાર આ જ એક કમનસીબ દેશ છે સિંધિયા કંપનીના પ્રમુખ એટલા કર્તવ્યનિષ્ઠ અને શક્તિશાળી છે કે તેમના પર ગમે તેવી આફત આવે તો પણ તે ડગે એમ નથી. આ વસ્તુ સંસ્થાએ

અભિમાન પ્રગટ્યા જેવો છે. આ પ્રસંગે સિંધિયા કંપનીને અંતઃકરણપૂર્વક અભિનંદન આપતાં આશીર્વાદ આપું છું કે ભારતીય વહાણવટાની ઉન્નતિ અને કીર્તિ એટલી વધો કે આખું જગત એની સામે એકીનજરે જોઈ રહે."

સરદારશ્રીએ વાલચંદભાઈ અને સિંધિયા કંપની માટે ઉચ્ચારેલા વચનો હું વાલચંદભાઇને ફરી અર્પણ કરું છું અને ભારતીય વહાણવટાના ઉદ્યોગની એમણે જે અમૂલ્ય સેવા કરી છે તે બદલ હું તેમને અંતઃકરણ-પૂર્વક અભિનંદન આપું છું.



# વ્યકિતવિશેષ સાથે શ્રી પ્રાણલાલભાઈ



ભારતના રાષ્ટ્રપતિ ડૉ રાજેન્દ્રપ્રસાદ સાથે નવી દિલ્હીમા, એમની વર્ષગાઠ
નિમિત્તે અભિનન્દન આપતા તથા 'સ્વદેશી બુલેટિન'ની પ્રત
બતાવતા (૧૯૫૩)



ા: વડા પ્રધાન શ્રી જવાહરલાલ નહેરુ સાથે રાજભવન (મુંબઈ)મા



શ્રી ઢેબરભાઈ સન્માનસમિતિને ઉપક્રમે માધવબાગમાં તા ૧૨-૧-૧૯૫૫ને દિને, કૉંગ્રેસપ્રમુખ
શ્રી ઉછરંગરાય ઢેબર માટે યોજાયેલા સન્માનસમારંભમાં, સ્વાગત સમિતિના પ્રમુખ
શ્રી પ્રાણલાલભાઈ, શ્રી ઢેબરભાઈ તથા સમારંભના પ્રમુખ શ્રી મોરારજી દેસાઈ સાથે



માહિતી તથા ધ્વનિવિસ્તાર ખાતાના કેન્દ્રપ્રધાન ડૉ બી વી કેસકર સાથે તાજમહાલ હોટેલમાં
ભોજનસમારંભ વેળા તા. ૧૧-૨-૧૯૫૫



શ્રી શ્રેયાંસપ્રસાદ જૈન, શ્રી મનસુખલાલ માસ્તર, શ્રી રતિલાલ મૂ. ગાંધી, સર ચિંતામણ દેશમુખ,
શ્રી રામદાસ કીલાચંદ, સર રહિમતુલ્લા ચીનાઈ સાથે

ઉત્તર પ્રદેશના રાજ્યપાલ શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી સાથે

પોરબંદરના મહારાજાશ્રી સર નટવરસિંહજી કે. સી. એસ. આઈ. સાથે



સર પુરુષોત્તમદાસ ઠાકુરદાસ તથા સર મણિલાલ બી. નાણાવટી સાથે

સૌરાષ્ટ્રના
રાજપ્રમુખ
નામદારશ્રી
જામસાહેબ
તથા
શ્રી
પ્રાણલાલભાઈ
રાજકોટ,
એપ્રિલ, ૧૯૫૬



લુણાવાડાનરેશ
શ્રી વીરભદ્રસિંહજી

રાજવી
મિત્રો



ધ્રાંગધ્રાનરેશ
શ્રી મયૂરધ્વજજી



૧



૨

## • અન્ય રાજવી મિત્રો •

૧
વાસદાનરેશ
શ્રી ઈન્દ્રસિંહજી

૨
ધરમપુરનરેશ
શ્રી વિજયદેવજી

૩
રેવાનરેશ
સ્વ. સર ગુલાબસિંહજી



# સ્વપ્ન કે સત્ય ?

મોહન કૉલેજમા મુકરર કરેલાં પુસ્તકો જ ભણવામા આખો વખત કાઢતો નહી. સાહિત્યવિલાસી કુટુંબમા ઉછરેલો એટલે નક્કી કરેલ કોર્સની ચોપડીઓ તો તેણે સ્કૂલમા જ વાચી નાખી હતી. હમણા તો તેનુ ચિત્ત શેક્સ્પિયર ને શેલી કે કાલિદાસ ને બાણના રસમય લેખો વાચતા વાચતા તૃપ્તિ પામતુ નહી. એટલુ જ નહીં પણ ધીમે ધીમે રસિક સાહિત્ય તેને વધારે ને વધારે રસિક રસજ્ઞ બનાવતુ. કવિકુલગુરુ કાલિદાસનો ધર્મથી અવિરુદ્ધ, હૃદયને ભીંજવી નાખતો સુંદર પ્રેમરસ પી પીને ફરી પીવા તે અધીરો બનતો, મહાકવિ બાણની વિમળ વાણી બોલતાં બોલતાં તેના મનોહર મુખમા ગલગલિયા થતા, સર વૉલ્ટર સ્કૉટની શુરવીરતાભરી કડીઓ તે બોલતો ત્યારે તેના ગૌર મુખ ઉપર શુરાતની [illegible] ઊઠતી અને મહાન કવિવર શેક્સ્પિયરના શોકપ્રધાન નાટ્યપ્રસંગો [illegible] વાર તેનાં લાવણ્યમય ચંચલ નેત્રોને આંસુથી ભરી દેતાં [illegible] તો સુંદર અંગ્રેજ કવિતામા કે ઉન્નત સંસ્કૃત સાહિત્યમા [illegible] નવીન, [illegible] નહી સમજાયેલી [illegible] ને [illegible] શબ્દો અને [illegible] ગુજરાતી ભાષાની રસમયતા સમજવા મથતો. [illegible]

અનુરૂપ જ હતી. આવતી દિવાળી પછી તુરતમા જ સુમતિના પિતાએ લગ્ન કરવાનુ કહાવ્યુ હતુ એટલે બંને કુટુબોમા લગ્નના આનંદમંગળની તૈયારીઓ થતી હતી. સરલ હૃદયની સુમતિ મોહન જેવો સુજ્ઞ સ્વામી પામવાને વિચારે પરમેશ્વરનો શુદ્ધ અતરથી પાડ માનતી. જ્યારે રસિક મધુકર કમલિનીની કોમળ સુગંધનો વધારે ને વધારે આતુર બનતો.

* * *

કૉલેજમા મોહન જોડે સંસારીલાલ પણ ભણતો, સ્કૂલમા પણ બને સાથે હતા એટલે તેમની વચ્ચે બાળપણથી જ મૈત્રી થયેલી હતી. યુનિવર્સિટીની પરીક્ષા પાસે આવી હતી, એટલે બંને જણા કોર્સનું પુનરાવર્તન કરતા બેઠા હતા.

"મિત્ર, આખી ટર્મ કાલિદાસ અને ભવભૂતિ જ વાચવામાં કાઢી છે, તો કહે તેઓના પ્રેમના ટાયલા હવે પરીક્ષામા શું કામ લાગવાના?" સંસારીલાલે મોહનની સાહિત્યરસિકતા પર કટાક્ષ કરતા કહ્યુ અને વાસ્તવિક જીવનમા એ નિરર્થક છે એમ જણાવતા એણે વધુમા કહ્યું, "મોહન, જો તુ આ વખતે ફર્સ્ટ ક્લાસમા નહી આવે તો વાક તેમા તારી નવી ઘેલછાનો જ હો!"

"ઘેલછા?" સંસારીલાલના કથનનો વિરોધ કરતા મોહને જોશથી બોલવા માડ્યુ "સસારી, તુ પથ્થર હૃદયનો, પ્રેમની નરમાશ તે ક્યાથી ઓળખે? પ્રેમનીરથી, હૃદય-ઘટ છલાછલ ભરેલો હોય અને પ્રિયતમ વસ્તુને મળવા મન જ્યારે વલખા મારતુ હોય, ત્યારે જડ લોજિકમા મારુ મન ક્યાથી ખૂચે?"

"મોહન, લોજિક જ ખરુ શું, ખોટુ શું એ સમજાવનાર છે, એ લોજિકમા તારુ મન નથી ખૂચતુ કારણકે તને આ વસ્તુમા મોહ થયો છે સંસારમા મને તો પ્રેમના નીર કરતાં દુ:ખોના મોજા વધારે નજરે પડે છે, પણ તારી આખ તો હમણા મન્મથની મોહમાયા સિવાય બીજુ નહી દેખી શકે. ભાઈ, તુ ભાગ્યવાન છે કે, સુમતિબહેન જેવી દુર્લભ યુવતીને તુ વરનાર છે, નહી તો જે લગ્નના વિચારથી તુ આટલો હર્ષઘેલો બની જાય છે તે લગ્ન, સુખ, શાતિ અને સ્વતંત્રતાને છેલ્લી સલામ છે એ તને તુરતમા જ સમજાત."

## સ્વપ્ન કે સત્ય?

"સસારી, સસારી, શુ કહે છે? સ્ત્રીપુરુષના બે જીવનને પ્રેમની પવિત્ર ગાઠથી એક કરી, સ્વર્ગસુખને અહીં જ અનુભવ કરાવનાર ધર્મ્ય બધનને તુ સુખ, શાતિ અને સ્વતત્રતાનો અંત લાવનાર કહે છે? સંસારી, તેં તો દરેક વસ્તુમા દોષ જોવાની જ ટેવ પાડી છે, એટલે તને સર્વત્ર બધુ દોષયુક્ત જ દેખાય છે તારા લૉજિકનો શું આવો જ ઉપયોગ કરવા ધાર્યો છે?"

"મિત્ર, ઈશ્વર પાસે માગું છુ કે તારા વિવાહિત જીવનમા તને ઉત્તમ સુખનો જ અનુભવ થાય! છતા મારા કાકાકાકીનો ગૃહસ્થાશ્રમ જોઉં છુ તે જોતા હુ તો પરણવાનો વિચાર કદીયે કરું નહી. નસીબજોગે, મારા માતાપિતા હયાત નથી, તેથી મારે વિચારે વળગી રહેતો મને કોઈ અટકાવી શકનાર નથી."

આ રીતે બન્ને મિત્રો વચ્ચે પરીક્ષા માટે લેસન વાચતા વાચતા આ વિષય ઉપર ઘણો વાર્તાવિનોદ થયો. મોહને સંસારીને તેના આવા વિચિત્ર વિચાર માટે ઘણો ઠપકો દીધો. પણ સંસારીને તો હસવુ જ આવ્યું તેણે મોહન પાસે તેના કાકાકાકીના ગૃહવ્યવહારનુ રમૂજી છતા વિચારમા નાખે એવુ ચિત્ર રજૂ કર્યુ. 'કાકા આખા દિવસના ઓફિસના થાકથી થાકી બંગલે આવે ત્યારે કાકીને ઉંબરા ઉપર સ્મિતપૂર્વક આવકાર આપતી જોવાને બદલે કોલનવૉટરનુ પોતું માથે મૂકી કોચ ઉપર સૂતેલી જુએ. કાકીને બોલાવવા હોય ત્યારે કાકા પ્રેમના રસિક સબોધનોને તિલાજલિ આપી, 'સાભળે છે કે,' 'એઇ', 'છે કે' વગેરે મધુર નામોથી પોકારે અને કાકી પણ તેમને તેવી જ સુદર રીતે સ્નેહના સબોધનોએ સબોધે! કાકા ભોજન કરવા બેસે ત્યારે શાકમા મીઠું ન પડ્યુ હોય કે રોટલીમા મોણ ઓછુ થયુ હોય તોયે કાઇ કહ્યા વિના મૂગે મોઢે જમી લે, કારણકે કાકા જમવા બેસે ત્યાસુધી કાકીએ નાહ્યા પહેલા ચોટલોયે માડ વાળ્યો હોય તો રસોડામા આવી રસોયા ઉપર દેખરેખ રાખવાનુ તો શુ જ કહેવુ! રાત્રે વાળુ કર્યા પછી સૂવાના ઓરડામા કાકા નિદ્રાની શાતિ લેવા જાય ત્યા તેમના પલગ ઉપર, આડે પડવાના કોચ ઉપર અને ગાદીવાળી લાબી ઇઝીચેર ઉપર બધે નાની કાકૂડીના મૂતરના ભીના ધાબાં દૃષ્ટિગોચર થતાં જ હોય. કોઇ મહેમાન

આવ્યુ હોય ત્યારે કાકી મોસાળ જવા તૈયાર થયેલા હોય કે મસ્તક દુખવાના અસહ્ય પીડામા પડ્યા હોય. કોઇ શુભ પ્રસંગે બહાર જવાનુ હોય ત્યારે કાકીએ ફૂઇ રાણ્યાનો કે માસી મૂઆના સોગનો કાળો સાડલો પહેર્યો જ હોય. અને કદાચ, સોગ ન હોય તો લાલ બ્લાઉઝ ઉપર લીલી સાડીની ટેસ્ટફુલ યોજના તો નજરે પડે જ! કોઇકવાર ઘરે કામસર આવેલ ઓફિસના કલાર્કને કાકા સૂચના આપતા હોય ત્યારે વચમા તેને કાકીએ કાકૂડીના લેઘામા નાડી નાખી આપવા કહ્યું જ હોય. કાકા કોઇવાર એમ્યુઝમેન્ટમા ગયા હોય ત્યારે ઘેર આવતા જ સ્ત્રીઓને ઘરમા ગોંધી એકલા મોજ માણવા માટે લાબુ લેકચર શરૂ થયુ જ હોય'. સંસારીએ મોહનને આવુ ચિત્ર વર્ણવી બતાવ્યુ અને આવા સસારમા અને પગણેલા વ્યવહારમા સુખની આશા રાખવી એ ઝાઝવાના જળની ઝખના બરાબર છે એમ સમજાવ્યુ વળી કહ્યુ, "કાકી તો બિચારા ભોળા, જૂના જમાનાના નિષ્કપટી અને ગમે તેવા તોયે સ્નેહાળ છે. તેમને ઠેકાણે હાલની 'સરખા હક્ક'ની હિમાયતી, પતિને દેવને બદલે દાસ સમજતી, પરપુરુષ સાથેના મિલાપને, સમયને યોગ્ય રીતભાત માનનારી, ઘગ્ને અથવા કદાચ છોકગ થાય તો છોકરાને સભાળવા એ પોતાના દરજ્જાથી હલકુ લેખનારી, પતિનુ દેવાળુ નીકળી જાય તેવો લખલૂટ ખર્ચ કરતા ન અચકાનારી નારી મળી હોય તો તો કહેવુ જ શું?"

"સંસારી, તારા વિચાર અસહ્ય છે, તીવ્ર છે, હૃદયને ભેદે છે. તુ અતિશય કઠોર છે તારું કહેવુ શાસ્ત્ર અને શિષ્ટાચારથી વિરુદ્ધ છે." મોહને કચવાઇને કહેવા માડયુ. "ગૃહસ્થાશ્રમ મંગળકારી, મંગળમય છે. ચન્દ્રિકા જેમ પોતે હસતી, સકળ વિશ્વને હસાવે છે, તેમ સ્નેહાળ સુદરી પતિના આખા કુટુબને આનદિત કરતી પતિને સ્વર્ગનુ સુખ અહીં જ અનુભવાવે છે."

"ભાઈ, કાવ્યમાના વર્ણન અને સસારના અનુભવ એ બે એક નથી હો!" સસારીએ હસતા હસતા જવાબ આપ્યો "મોહન, મન્મથે ઉન્મત્ત કરેલા તારા મનનો આવેશ શાત થશે, અને જે લોજિક ઉપર તારું ધ્યાન ચોટતુ નથી તે જ તને સંસારના ધક્કેલામા માર્ગદર્શક થઈ પડશે"

# સ્વપ્ન કે સત્ય?

મોહનના લગ્ન શાંતિથી પતી ગયા રસિક પ્રણયી પત્નીને રસઝૂલણે ઝુલાવી રહ્યો છે, અને શાંત, સ્નેહાળ, પતિવ્રતા, સુમતિ સ્વામીસેવામા તન્મય બની રહી છે મોહન સુમતિને પ્રસન્ન કરવા સેંકડો સુંદર મનોહર વસ્ત્રઅલંકાર લાવતો અને તેને આનંદ થાય એ વિચારે ઘણા રસિક પુસ્તકો, સુંદર ચિત્રો કે સંગીતના મધુર વાદ્યો લાવી તેમાથી રસ લેતાં સુમતિને પ્રેમથી શીખવતો કોઈકોઈવાર સાંજે લક્ષ્મીનારાયણના દર્શન કરવા સુમતિ જાય તેની સાથે પોતેય જતો અને ત્યાથી બંને સાથે દરિયા કિનારે ફરવા જતા. સુમતિ મોહનને પ્રિય થવામા, અનુકૂળ થવામા તત્પર રહેતી મોહન સવારે ઊઠે તે પહેલા બારી પાસેના ટેબલ ઉપર પાણીથી ભરેલા બરાબર મંજાયેલા ચકચકતા લોટામા બાવળના બેત્રણ લીલા દાતણ તૈયાર જ રહેતા તે નાહી રહે તે અગાઉ પૂજા કરવાની ઓરડીમા પૂજા માટે ચંદન, અક્ષત, ધૂપ, દીપ આદિ સર્વ વસ્તુ પાટલા ઉપર ગોઠવેલી પડી જ હોય મોહન જમવા આવે તે પહેલા સુમતિ રસોડામા જઈ સર્વ ગોઠવણ કરાવી રાખે અને તે જમવા બેસે ત્યારે તેને જમાડવા સમ્મુખ બેઠી હોય. મોહનને કોલેજમા જવાનો વખત થાય તે પહેલા તેનુ નવુ ખમીસ બટન નાખેલ તૈયાર રાખ્યુ હોય તેમ જ ડગલો, ટોપી ઈત્યાદિ બ્રશ મારી પહેરવા માટે તૈયાર પડ્યા હોય. મોહન કોલેજમા જાય કે ત્યાથી આવે ત્યારે બારણામા સુમતિનુ સ્મિત ઝળકતુ જ હોય આ પ્રમાણે એકબીજાને પ્રિય થવાની મધુરી ચિંતામા બંનેના જીવન મધુરો અનુભવ લઈ રહ્યા હતા

લગ્ન પછી બેએક વર્ષે મોહનની વિધવા ફોઈ જે મોહનની માતાના મરણ પછી ઘરકારભાર ચલાવતી હતી તે મરણ પામી. તે જ અરસામાં મોહન ગ્રેજ્યુએટ થઇ, કોલેજ છોડી પિતાની ઓફિસમા જોડાયો. આજ સુધી તેણે સુમતિ જોડે અતુલ આનંદ ભોગવ્યો હતો. ધંધાની કે બીજી કોઇ પણ ચિંતાઉપાધિ તેના શિર પર પડી નહોતી. તે જ પ્રમાણે ઘર વ્યવહારની ચિંતાથી સુમતિ અલગ રહી હતી, એટલે રસિક પ્રેમી, સુશીલ સહચરી જોડે રમણીય દંપતીસુખનો ક્ષણે ક્ષણે નવો લાગતો લહાવો અનુભવતો કોઇવાર રજનીપતિ ચંદ્રમાનો શીતલ પ્રકાશ વિલસી રહ્યો હોય

ત્યારે શશિમુખી સુમતિનુ મસ્તક ખોળામા રાખી તેના મુખની નિર્દોષ કાંતિ નીરખતો, આની પાસે કલંકિત ચંદ્રમા તુચ્છ છે, એવા અર્થવાળી કવિતા તે બનાવતો, કોઇવાર રસિક કવિનું કાવ્ય છટાથી વાચી સંભળાવતો અને સુમતિને તેનુ રહસ્ય સમજાવતો. કોઇવાર પોતે સિતાર વગાડતો અને કોઇવાર એકલી સુમતિ સિતાર પર ભજન બેસાડતી બેઠી હોય ત્યા અચાનક આવી ભાવનાથી ભજનિયુ ગાઇ દેતો કોઇવાર પોતે અનુભવેલી કે વાચેલી વસ્તુઓની વાત કહેતો કે કોઇવાર સુમતિની આખો સામે તાકી તેમાથી રસના ઘૂટડા પીતો મોડી રાત સુધી જાગતો.

ઓફિસમા પિતાના કામમા જોડાયા પછી મોહનના સાહિત્યવિલાસી, સક સ્વભાવને જોઇતો સમય થોડો ને થોડો મળવા લાગ્યો, કારણકે દિવસે દિવસે પિતાનુ કામ તેણે પોતા ઉપર ઉપાડવા માડ્યુ અને એકાદ વર્ષમા તો તે પિતાનો જમણો હાથ થઇ પડ્યો. સુમતિ, જેનો આખો સમય આજસુધી મોહનને શુ ગમશે, તે શેનાથી પ્રસન્ન થશે એ જ વિચારમા જતો, તેને શિરે ઘરની પણ ચિંતા પડી, પણ થોડાક વખતમા જ ઘરવ્યવહારમા તે કુશળ થઇ ગઇ આ પ્રમાણે આ દંપતીને નવીન અનુભવ થવા માડ્યો અને સંસારમા આંજસુધી જે એકબીજાને જ જોતા તેને સંસારનો અન્ય વ્યવહાર પણ જોવાની ફરજ પડી. કોલેજજીવનમા અગાશીમા સૂતા સૂતા ચાંદનીમાં સુમતિના મુખની નિષ્કલંક શોભાનુ કાવ્ય બનાવાતુ ત્યા હવે પિતા સાથે વ્યાપાર સંબંધી નિશ્ચયો કરવા પડતા. આ પ્રમાણે મોહનના જીવનક્રમમા કેટલાયે ફેરફાર કરતો કાળ વ્યતીત થતો હતો તેટલામા એક અત્યંત આનંદદાયક પ્રસંગ જોઇ—પૌત્રનુ મો જોઈ—મોહનના પિતા સંસારયાત્રા સમાપ્ત કરી ચાલ્યા ગયા

*　　　*　　　*

એલાર્મ વાગવા માડ્યુ કે તુરત જ મોહન પલંગમાંથી ઊઠ્યો. પ્રાતઃસ્મરણ કરી, હાથપગ ધોઈ, ટેબલ ઉપર દાતણ લેવા જાય છે તો તે ત્યાં હતુ નહીં. ગમાને હાક મારતા સૂકું બાવળનુ દાતણ આવી પહોંચ્યુ. તે સૂગે મોઢે કરી, નાહીધોઇ, પૂજા કરવા ગયો તો પૂજાની ઓરડીમા કોઈ વસ્તુનુ

## સ્વપ્ન કે સત્ય?

ઠેકાણુ હતુ નહીં. એટલે મોહને પોતે જ સૌ વસ્તુ એકઠી કરી, ધૂપદીપ કરી, પૂજા આરંભી. જમવા ગયો ત્યારે રસોડામા હસતી સુમતિ હતી નહી, પણ થાળીપાટલા માડવા અગાઉ ઘાટી ઝાડુ કાઢતો હતો તેને તાકીદ કરી જોડેના ઓરડામા વાટ જોતો હીંચકે બેઠો. જમી, કપડા કાઢવા કબાટ ઉઘાડ્યુ તો માલૂમ પડ્યું કે ખમીસ અને અંગરખા હજી ધોવાઈને આવ્યા ન હતા એટલે કપડા બદલ્યા વિના એ જ કપડે ઓફિસમા જવા નીકળ્યો. જતા પહેલા બીજા ઓરડામા સુમતિ જે શ્રીમદ્‌ભાગવત વાચતી બેઠી હતી તેની પાસે ગયો સુમતિ ઘણી જ કૃશ થઈ ગઈ હતી. ઝીણો તાવ લાગુ પડેલો ત્યારથી તે નબળી ને નબળી થતી જતી હતી. તેના મો ઉપર લોહી હતુ નહીં. આખોમા પીળાશ નજર પડતી હતી. શરીર ઉપર હાડકા જ દેખાતા હતા. તેણે સુમતિની તબિયતના સમાચાર પૂછ્યા. ત્યા પાસે બેક વર્ષનો નાનકડો સુદર બાળક રમતો હતો તે મોહનને જોઈ કિલકિલાટ કરી રહ્યો. મોહને તેને ઊંચકી પ્રેમથી છાતીસરસો દાબ્યો અને પછી ઓફિસે ગયો. ઓફિસના કામકાજથી પરવાર્યો ત્યા સાત વાગી ગયા. ગાડીમા બેસી દરિયે ફરી, ઘરે આવતા આઠ થયા. ઘરે આવતા જોયુ તો સુમતિને સાજ પછી તાવની અસર જણાતી હતી. તુરત વૈદને બોલાવી દવાની વ્યવસ્થા કરી ત્યા નવ થયા. અને જમી પરવાર્યો ત્યા દશ થયા જમી પરવારી સુમતિના બિછાના પાસે ગયો તો ઈશારાથી માલૂમ પડ્યુ કે તેને તુરતની જ ઊંઘ આવી હતી. તેની ઉપર, તેના ફિક્કા પણ સ્નેહાળ ચહેરા ઉપર, તેના માસ વિનાના હાડકાવાળા કૃશ શરીર ઉપર પ્રેમથી અને દયાથી નજર ફેરવી જોડેના બિછાના ઉપર છોકરો સૂતેલો હતો ત્યા ગયો. ઊંઘમા પણ બાળક જાણે હસતો હોય એમ લાગતુ હતુ. તેના મોહક સ્મિતથી મોહાઈ મોહને ધીમેથી અતિ પ્રેમપૂર્વક તેના ગુલાબી ઓષ્ઠ પર ચુંબન લીધુ અને બાઈને કેટલીક સૂચના આપી વિદાય થયો પોતાનો સૂવાનો ઓરડો પાસે જ હતો ત્યા આવી ઇઝીચેર પર પડ્યો અને આખા દિવસનો થાકેલો થોડીવાર તો પડ્યો જ રહ્યો ઇઝીચેરની જોડે ફરતુ (revolving) બૂકકેસ હતુ તેમા સંસ્કૃત અને અંગ્રેજી લેખકોના મોહનને ગમતા પુસ્તકો પડ્યા રહેતા.

હમણા તેની ઉપર ઘણી ધૂળ ચોટેલી હતી અને પુસ્તકોની વચમા કેટલેક ઠેકાણે ઓફિસના પત્રવ્યવહારની ટાઈપરીટન પ્રતો ખોસી દીધેલી માલૂમ પડતી હતી. થોડી વાર પછી મોહન ઈઝીચ્યેર પરથી ઊઠયો ત્યારે તેનુ ધ્યાન ટપાલમાથી આવેલા કાગળો, જે નોકરે બૂકકેસ ઉપર રાખેલા હતા, તેની ઉપર ખેંચાયુ.

કાગળોમાથી એક સંસારીલાલનો નીચે મુજબ હતો:

હેરિસન રોડ, કલકત્તા.
મંગળવાર.

વહાલા ભાઈ મોહન,

લાબે વખતે તમોને પત્ર લખુ છુ, પણ મને વિશ્વાસ છે કે લાબો વિયોગ કે પરદેશ બેમાનુ એક્કે આપણી વચ્ચે અંતરાય નાખી શક્યું નહી હોય. તમે જાણીને ખુશ થશો કે અહી ધંધામા મેં બે પૈસા પ્રાપ્ત કર્યા છે આશા છે કે તમે પણ કુટુબકબીલે, ધંધેધાપે સુખી હશો. કાર્યપ્રસંગે હું મુબઈ આવુ છુ અને શનિવારે તમોને ઘરે મળીશ. વિશેષ ત્યારે જ રૂબરૂમા કહીશ. લિ.

તમોને અને બહેન સુમતિને હુ ગયો તે વખતે, હતા તેવા જ
પ્રેમઘેલા જોવા ઈચ્છતો તમારો જૂનો મિત્ર

**સંસારીલાલ.**

મોહને પત્ર વાચ્યો વાચતા તેની નજર પાસે પૂર્વઅવસ્થાનુ ચિત્ર આવી ઊભુ. કૉલેજમા ભણતા ત્યારના સસારી સાથેના વાદવિવાદ યાદ આવ્યા લગ્ન થવાના હતા તે વખતની મોહનની રીતભાત માટે ઠપકો આપતો લૉજિકનો પક્ષપાતી, અપરિણીત જીવનને અભિનંદતો સસારી સાભરી આવ્યો લગ્ન પછી સુમતિ સાથેના સુખના અમાપ આનદના પ્રસગો નજર પાસે તરી આવ્યા કૉલેજ છોડી વેપારમા પડ્યા પછી પિતા સ્વર્ગે સિધાવ્યા, એ સર્વ આખ આગળ દેખાવા લાગ્યુ છેવટ સુદર બાળકને જન્મ આપી સુમતિ બે વરસ થયા માદીસાજી ચાલી આવે છે એ દુ ખદાયક વાત યાદ આવી સંસારી વળી કહેતો હોય કે, 'મોહન,

આવેશ શાંત થશે અને વખત જશે તેમ તેમ તનેય પ્રેમના ટાયલા ઉપર હસવુ આવશે,' એવા ભણકાર કાનમા થવા લાગ્યા. અને સંસારીના પત્રમાના 'તેવા જ પ્રેમઘેલા જેવા ઈચ્છતો' એ શબ્દો ગણગણતો તે મૂઢ જેમ બેસી ગયો.

* * *

બન્ને મિત્ર મળ્યા, સુખદુ:ખની વાતોથી વાકેફ થયા.

"મોહન, તમારામા કેવો ફેરફાર!" સંસારીએ લાબે સમયે મિત્ર મોહનને મળ્યા પછી આશ્ચર્ય વ્યક્ત કર્યું. "કાવ્યની કલ્પનાઓને વાસ્તવિક માનનાર બિનઅનુભવી સ્ટુડન્ટને બદલે આજે હુ તમને દુનિયાદારીથી ઘડાયેલો માણસ ભાળુ છુ! વખત, વખત! વખત માણસના જીવન ઉપર કેવી અસર કરે છે!"

"સંસારી, હુ કેમ ન ઘડાઉં?" મોહને સગર્વ પ્રત્યુત્તર આપતા કહ્યું. "મેં જે લહાવો લીધો છે, સુખ ભોગવ્યુ છે તેની દેવતાઓ પણ ઈર્ષ્યા કરે! હાં, પણ વખત, વખત! વેપારમા પડ્યો, પિતા ગયા, સુમતિનુ શરીર બગડ્યુ. મારા આખા જીવનનો ક્રમ બદલાઈ ગયો એટલે સુધી કે આજે હુ ચાવીથી ચાલતા એક યન્ત્રની માફક ફર્યા કરુ છુ! સાહિત્યના ગ્રંથો મેં મહિનાઓ થયા જોયાયે નથી, જે સિતાર વગાડી મન બે ઘડી પ્રફુલ્લિત રહેતું તેના તાર કટાઈ એક પછી એક તૂટતા જાય છે વહાલી સુમતિ સાથે કેટલા મહિનાઓ થયા તેના શરીર માટેની કે દવાદારૂની વાત સિવાય બીજી કોઈ વાત પણ મેં કરી નથી કે નથી આનંદથી બે ઘડી બેઠો. માત્ર અતિશય આનંદનુ આ એક સ્થાન છે જેણે મારું જીવન કેવળ જુદું બની જતા અટકાવ્યુ છે," એમ કહેતા મોહને પાસે રમતા છોકરાને લઈ જોરથી ચૂમ્યો

આ સર્વ સાભળી, સસારી વિસ્મિત થયેલો, પણ તેનેય કંઈક અનુભવ થયેલો તેથી કહ્યું, "મોહન, આવો રમણીય બાળક આપનાર ગૃહસ્થાશ્રમ કેવો હશે? મોહન, મારે પણ તને તુ વિસ્મય પામે એવુ કાંઈક કહેવુ છે પણ પછી કહીશ."

આ પ્રમાણે વાતો કરતા મિત્રો જમવા ગયા અને ભોજન પછી એક મિત્રના લગ્નના આનંદઉત્સવમા નાચ હતો ત્યાં બન્નેને જવાનુ હતુ તે માટે નીકળ્યા ત્યા પરણતા મિત્રને મુબારકબાદી અને શુભાશિષો આપી નાચ જોતા બેઠા. પોતાના લગ્ન વખતે કેવી રમણીય ભાવના પોતના મનમા જન્મી હતી, તેના વિચારમા મોહનનુ ધ્યાન હતુ એટલે ગણિકાએ ગાવા માડ્યુ તે ઉપર તેનુ લક્ષ ગયુ નહીં. જ્યારે ગાનારીએ બીજુ ગાયન શરૂ કર્યું, અસ્થાઈ પછી અતરો ગાવા માડ્યો ત્યારે સંગીતના શોખીનનુ મસ્તક હાલવા માડ્યુ. અને ગાનારીના સમયોચિત હાવભાવથી મનહર કાંતિથી, મોહક કટાક્ષથી, મધુર આલાપથી અને કિન્નર જેવા સુદર સગીતથી મોહન રીઝયો અને તેની ચતુરાઈના સસારી પાસે વખાણ કરવા લાગ્યો. તે સાભળી જોડે બેઠેલા રગીલદાસ નામનો એક ઓળખીતો ગૃહસ્થ બોલી ઊઠ્યો :

"મોહનશેઠ, તમોનો આનુ ગાણુ પસંદ પડે છે તેમા કાઈ અજાયબ થવા જેવુ નથી તમોએ ઓળખી આ કોણ છે? રામલાલ શરાફને તો તમે ઓળખો છો, નહી?"

"જરૂર, જેણે ગાયનકળામા ભલભલા સગીતશાસ્ત્રીઓને મહાત કર્યા છે તે જ ને?"

"તે જ તેમની ઉપપત્ની, કહો, ગાયનમા કેમ અચ્છી ન હોય?"

મોહન ચકિત થયો. રામલાલ શરાફ એક પ્રતિષ્ઠિત વેપારી હતો. તે આવે રસ્તે ગયો હશે? તેટલામા તેનો વિચાર સમજ્યો હોય એમ રગીલદાસે આગળ ચલાવ્યુ. "તમને અજાયબી થાય છે? ભાઈ, એ તો જુઓને, એક રસિકને બિલકુલ જડ જેવી સ્ત્રી મળી હોય, જે વળી બાર મહિનાના પોણાબાર ખાટલા વશ રહેતી હોય ત્યારે તે બિચારો શું કરે? પ્રેમને ઢોળવા ક્યાક તો જગા જોઈએને?"

આ વાતચીતે મોહનને વિચારમા નાખી દીધો થોડીવાર પછી બન્ને મિત્રો ઊઠ્યા, સંસારીને તેના કાકાને ઘેર ઉતારી, બીજે દિવસે ભોજન

ઇત્યાદિનુ નિમંત્રણ કરી, મોહન ઘેર પાછો ફર્યો અને કપડા બદલી પલંગ ઉપર પડતા વેંત જ સૂઈ ગયો.

*　　　　*　　　　*

ચોપાટીના દરિયા ઉપરથી વાતો શાંત પવન પણ મોહનના વ્યાકુળ મનને શાંત કરી શક્યો નહી ગાડીને ઝડપથી ઘોડા ખેંચી જતા હતા, તેના કરતા હજારગણી ઝડપથી વિચારરૂપી–વિકારરૂપી અશ્વો મોહનને કોણ જાણે કયા લઈ જતા હતા! તેનો સારથિ ઉત્તમ હતો. ચોપાટી છોડ્યા પછી મોહને ઘોડાવાળાને ગાડી કયા હાકવી તે માટે સૂચના આપી. ઘોડાવાળો ન સમજ્યો હોય તેમ ફરી પૂછ્યુ, પાછો તે જ જવાબ મળ્યો, ઘોડાવાળો દિગ્મૂઢ થયો લાગ્યો થોડી વાર પછી એક નાજુક બેઠા ઘાટનુ સુંદર મકાન આવ્યુ. ત્યા ગાડી ઊભી રહી મોહને ઊતરી, આગળ નાનકડી વાડી હતી તેમાથી પસાર થઈ, ઓટલા ઉપર ચડી, બારણુ ઠોક્યુ. દાસીએ દાખલ કરાવ્યો અને એક દાદરો ચડતા ઘણા જ મનહર દીવાનખાનામા પહોચાડ્યો જ્યા સિતાર વગાડતી, ગાતી એક નવયૌવના બેઠી હતી. મોહનને જોઈ તે મનોરમા ત્વરાથી ઊઠી અને ઘણા આદરસત્કાર સાથે તેને આસન ઉપર બેસાડ્યો. કાન્તાના મુખકમળ ઉપર મોહનના આગમનથી અતિશય આનંદ પ્રકટ થયો અને તે શરમાતી શરમાતી, ચંચળ નેત્રોને ધરણી તરફ ઢાળતી, ધીમેથી કોમળ, મધુર વચન બોલવા લાગી:

"રંગીલદાસ શેઠનો ઉપકાર થયો કે આપ જેવા સજ્જને દાસીનુ ઘર પાવન કર્યું સત્પુરુષોના સમાગમથી અમારા જેવા પ્રાણીનુ પણ અવશ્ય કલ્યાણ થાય. મોહનશેઠ, શી આજ્ઞા છે દાસીને? આપના જેવાઓની સેવાનો અવકાશ મળવો એ કોઈ પુણ્યનો પ્રભાવ છે."

"સુંદરી, હુ રસનો ભૂખ્યો છુ. તુ રસિક છે. રસિકની ભૂખ ભાગવા સમર્થ છે. લાંબો સમય થયા મારી રસિકતા સુકાઈ ગઈ છે. તેને તુ પુન: પલ્લવિત કર."

મોહન ક્યાં આવ્યો? શું બોલે છે? આવા સંસ્કારી, ધર્મનિષ્ઠ કુટુબમા જન્મેલો મોહન શું કરવા તત્પર થયો છે? ધર્મ-કર્તવ્ય સમજનાર મોહનમાં

આ ફેરફાર કેમ સભવે ? અરેરે, આ તે સ્વપ્ન કે સત્ય ? કાતા એક ગણિકા હતી, મોહન જેવા શ્રીમત, રસિક નાગરિકની પ્રીતિને તે અભિનદે-એ સર્વથા સ્વાભાવિક હતુ. છતા જોઈએ તો કાઈક સુકૃત કરી લઉં એ ઇચ્છાથી કે જોઈએ તો મોહનના સસ્કાર જગાડવા પરમાત્માની પ્રેરણાથી, ગમે તે કારણથી–ગણિકા દુર્લભ, આશ્ચર્ય પમાડે એવા વચન બોલવા લાગી.

"મોહનશેઠ, તમારી રસિકતા સુકાઈ ગઈ ? શી રીતે?"

"કાતા, શુ કામ તુ મને એવો સવાલ કરે છે ? હુ બહુ બળ્યો છુ, કા વધુ બાળવા માગે છે ? રસિકતાની વેલીને પલ્લવિત, પ્રફુલ્લિત રાખનાર સ્નેહ-સિંચનને અભાવે તે સુકાઈ ગઈ છે હે સુદરી, તારા સ્નેહના સિંચનથી તુ તેને પુનર્જીવન આપ"

"મોહનશેઠ, મીઠા નિર્મળ નીરને બદલે સમુદ્રના ખાગ પાણીથી તમે કઈ લતાને ઉછેરવા ધારો છો ?"

"કાતા, પ્રિય, મધુર વચન બોલનારી કાતા, તુ શું કહેવા માગે છે ? હુ સ્નેહભર્યાં વચનો સાભળવા ઉત્સુક છુ."

"શેઠ, સ્નેહની આશા અમારી પાસે ? કસાઈને ત્યા દયાની આશા ? સૌથી વધારે કિંમતથી વેચાતા લિલામના માલની પાસે સ્નેહની આશા કેવી રખાય ? પ્રેમ જેવી પવિત્ર વસ્તુની પિછાણ તમે ભૂલ્યા છો. જેને માટે વલખા મારતાયે જે મળતા નથી, એ સ્નેહના સાધનો તમારી પાસે હોવા છતા તેને ભૂલી બજારમા તેને ખરીદવા નીકળ્યા છો ? ઓ ભૂલનારા, તમને મળશે, તેને બદલે, વીજળીના ઝબકાર જેવો ક્ષણિક આનંદ . પછી ગાઢ અધકાર."

મોહન દિગ્મૂઢ થયો. કાંતાએ પોતાનુ કહેવુ ચાલુ જ રાખ્યુ

"ધર્મના અવલબન વિના સ્નેહલતાને પોષવા ઇચ્છિનાર તમે નિર્મળ દાપત્યસ્નેહને અને અગ્નિ સમક્ષ લીધેલ પ્રતિજ્ઞાઓને ક્યા વિસારી ? જે ધર્મબધન તમને તથા તમારા પિતૃઓને તારનાર છે, તેનુ મહત્વ તમને એટલુ નજીવુ લાગે છે કે જરા માટે તમે તેને ફૂદી નાખવા તત્પર થયા છો ? શેઠ, મારા તો ઘણા ખરીદદાર છે, પણ તમારા જેવા કુલીન પડતા

બચે .. મારા જેવી ગણિકાથી જો એટલુ થઈ શકે તો માગ અહોભાગ્ય! મારી પાપની કાળી રાત્રીમા એક એટલો તારલો ઉદય પામે!"

કાંતાના કથનથી મોહનને તમાચો લાગ્યો હોય એવુ થયુ પોતાની કર્તવ્યબુદ્ધિ એટલી મલિન થઈ ગઈ કે તે તેને છેક અહીં ઘસડી લાવી! એક ગણિકા, ગુરુ જેમ બોધ કરે, ધર્મ-અધર્મ સમજાવે, એક ગણિકામા ભલુ કરવાની ઈચ્છા! ..મોહન અકળાયો, મૂંઝાયો, ઝંખવાણો પડ્યો, આભો બન્યો

* * *

સવાર થયુ મોહન હજી ઊઠ્યો નહોતો તેના પલગ પાસે આવી સુમતિ સપ્રેમ, સૂતેલા પતિના મુખને નીરખતી તેના મસ્તક ઉપર હાથ ફેરવતી હતી. ત્યા તેનો સુદર બાળક રમતો રમતો, ઓરડામા દાખલ થયો અને માતા પાસે દોડી ગયો. સુમતિએ તેને લઈ મોહનના પલંગ ઉપર તેની જોડે બેસાડ્યો પિતા ઊંઘે છે તેની પરવા ન કરતા બાળક ગેલ કરવા લાગ્યો તેના સ્પર્શથી, અવાજથી મોહન જાગ્યો સોડમા રમતા મોહક પુત્રને જોયો અને સ્નેહાળ પત્નીને પાસે ઊભેલી જોઈ. આ રમણીય દેખાવ જોતાં તેને અત્યન આનંદ થયો તેની સાથે કાંતાવાળો પ્રસંગનુ ભાન આવ્યુ.. ને મૂઝાયો. શું તે સ્વપ્ન હતુ? ક્ષણ વાર ગૂચવાડો રહ્યો, બીજી ક્ષણે તે સ્વસ્થ થયો. પુત્રને, પિતૃઋણમાથી તારનાર પુત્રને પકડી, છાતી સાથે ચાપ્યો સુમતિ-સુખદુખની સહભાગિની સુમતિનો હાથ હાથમા લઈ, મુખ પાસે લઈ જઈ, પ્રેમથી ચૂમ્યો. અને તેની તબિયત આજે આટલી બધી સારી જોઈ, ખુશ થતો તેની જોડે ઉમળકા સાથે વાત કરવા લાગ્યો.

* * *

'અરેરે, મન મને છેક ક્યા ઘસડી ગયુ? કર્તવ્ય, ધર્મ, નીતિનો વિચાર ક્ષણવાર પણ વિસારે ન પડે એવા ઉપર પણ ચંચળ મન, તુ કેવી અજબ અસર કરી શકે છે, તેને પામર બનાવી દે છે! શુ તે સ્વપ્નસૃષ્ટિ હતી? પ્રભુની કૃપા હતી? કે સ્વપ્ન હતુ? હુ પાપમાથી બચ્યો, નહીં, સ્વપ્ન એ શુ કરેલા વિચારનુ ઓછુવત્તુ, ભાગ્યુતૂટ્યું પ્રતિબિંબ નથી? કેટલાક અસ્પષ્ટ

બરાબર ન ઘડાયેલા વિચારો જન્મી તુરત નાબૂદ થાય છે, તેની ખબર પડતી નથી. શુ સ્વપ્નમા તે ઘડાઈ ફરી જન્મતા હશે? એ પ્રમાણે મારા મનમા સહેજ પણ વિચાર જન્મેલો હોય તેનુ જ સ્વપ્ન આવી શકે. ત્યારે, શુ મને આવો દુષ્ટ વિચાર કંઈક અંશમા પણ આવ્યો હશે? શિવ, શિવ, હુ એટલો નીચ હોઈશ કે સુમતિનો પ્રેમ, લગ્નની પ્રતિજ્ઞા, કર્તવ્યનો વિવેક ભૂલવા તત્પર થયો? મન, વાણી અને કર્મ એ ત્રણ રીતે પાપપૂણ્ય થઇ શકે છે, ત્યારે મનથી, વિચારમા શુ હુ દૂષિત થયો? અરે, પણ મને એ વિચાર આવ્યો જ કેવી રીતે હોય? શુ, સુમતિની માદગી, પિતાજી સ્વર્ગે ગયા તે પછીથી યત્રની માફક ચાલતો મારો જીવનક્રમ, તેનાથી નીપજેલો કંટાળો, એ તેમા કારણ હશે? પણ તેમા દોષ કોનો? સન્જોગોનો તો નહીં? નહી, નહીં, મારો જ તો મારા જીવનનો ક્રમ હુ પ્રયાસ કરું તો જરૂર બદલી શકુ. વહાલી ભલી સુમતિનું શરીર સારુ થતુ જાય છે. થોડા સમયમા ઈશ્વર તેને તદ્દન સ્વસ્થ કરી દેશે અરેરે, કાંઈ પણ ભોગ આપવા, ત્યારે હુ અસમર્થ હોઈશ? મારી બુદ્ધિ એટલી મલિન થઇ ગઈ કે જરાક જેટલી દેખાતી અડચણે હુ અધર્મ કરવા તત્પર થયો! પ્રિય સુમતિ તરફનો મારો પ્રેમ તે શુ તેના સ્વરૂપ ઉપરની મોહની જ! અથવા સંસારીલાલ એક વાર કહેતો હતો તેમ મન્મથે ઉન્મત કરેલા મનનો આવેશ! અરર! કેવો ક્રૂર વિચાર! નહી, સુમતિ, હુ એટલો નીચ નથી વહાલી, તારા પ્રત્યેના મારા અખડિત પ્રેમમા અંતરાય નાખવા કોઇ સમર્થ નથી શુ એક ગણિકા ઉપદેશ આપી અધર્મમાથી બચાવે? ભાગ્યે જ સંભવે, છતા એ બન્યુ સ્વપ્નસૃષ્ટિનો એ અધિકાર! હુ સ્વપ્નમા અધર્મ કરવા તૈયાર થયો, પણ ન ધારેલે ઠેકાણેથી મદદ આવી, હુ બચ્યો સસારમા શુ એમ બનતુ હશે? હા, સુસંસ્કાર પામેલાનો અધપાત અટકાવવા એક વાર તો ગેબી અવાજ થાય છે, તેનાથી સુભાગ્ય હોય તો સસ્કાર જાગ્રત થઇ એને બચાવે છે પણ ઘણીયે વાર તેમ છતાયે સંજોગો તેને બળાત્કારે ઘસડી જઈ ભુલાવતા નથી? અને એક વાર ભ્રષ્ટ થયો એટલે જાણે તેનો 'શતમુખ વિનિપાત જ નિર્મેલો.' એવુ નથી બનતુ? તેમા દોષ કોનો? શુ ભ્રષ્ટ થયેલ એકલો જ અપરાધી છે, એમ? સજોગો—સબળ, અનિવાર્ય, વિના કારણે, વગરવાકે

ઉત્પન્ન. થયેલ સંજોગો જ શું અપરાધ કરાવનાર નથી? રામલાલ શરાફ કર્તવ્યમાથી પલટાયો, તેમા તેના સંજોગો જ કારણભૂત નથી? અમુક પ્રતિકૂળ સંજોગોને અભાવે તે કર્તવ્યમાથી ચૂક્ત નહી. તેના કરતા ઘણા નીચા દરજ્જાના લોકો જે ઘણા ઓછા પ્રતિકૂળ સજોગો દેખાતા ચ્યુત થાય તે રામલાલને નિંદે છે શુ તે ન્યાય છે? હુ ઊંધે વિચારે ચઢ્યો, સંજોગોનો જ જો વાક કાઢીએ તો પછી દુનિયામા કોઈ એવો અપરાધ નથી થતો જેમા થોડેઘણે અશે સંજોગોનો વાક ન કાઢી શકાય. વળી, સજોગોને પેદા કરનાર કોણ? કર્મનુ ફળ મળે જ છે, કા અહીં જ કે પછીના જન્માતરમા, એ સિદ્ધાત પાસે તો, માણસ પોતે જ. તો પછી સંજોગોનો વાક કા કાઢવો? વળી પ્રતિકૂળ સજોગો વહેલામોડા, દિવસ પછી રાત્રી આવે છે એમ આવ્યા વિના રહેતા જ નથી તેની સામે ટકી શકાય એ હેતુથી ધર્મનિયમ રચાયા છે. એવા એકાદ પ્રતિકૂળ સજોગને પ્રથમ ઝપાટે પોતાના સુખનો કાઈક ભોગ આપી ટક્કર ઝીલવાને બદલે પડી જવુ એ તો અતિ શિથિલ ચારિત્ર્યનુ લક્ષણ રામલાલ શરાફની સ્થિતિ માટે લાગણી થાય, પણ તેથી તેનુ પાપ ઓછુ થતુ નથી.'

આવા આવા કઈક પૂર્વાપર સંબંધવાળા અને વિનાના તર્ક-વિતર્કોમાં મોહન ગરકાવ બેઠો હતો. સસારીલાલ આવી, કેટલોક સમય થયા તેની પાસે બેઠો હતો, તેની ઉપર પણ હજી તેનુ ધ્યાન પડ્યુ નહોતુ, અને જ્યારે સંસારીલાલે તેના ખભા ઉપર હાથ મૂકીને તેને હડસેલ્યો ત્યારે જ તે જાગ્યો.

* * *

સંસારીલાલનો ચહેરો આજે કાઈ વધારે નમ્ર, સ્નેહાર્દ્ર લાગતો હતો. તે મોહન અને સુમતિ પાસે કાઈક મહત્ત્વની પણ મનગમતી વાત કહેવા આવ્યો હતો. સુમતિ પણ આજે ઘણી વધારે સ્વસ્થ લાગતી હતી, તેના મુખ ઉપર આગલી રમણીયતા દષ્ટિગોચર થતી હતી, તે જોઈને મોહન જાણે મનમા પ્રભુનો ઉપકાર માનતો હોય એમ દેખાતો હતો. સસારીના વિવાહની–વેશવાળની વાત સાભળી આ દપતીએ ઘણો સતોષ પ્રદર્શિત કર્યો. કન્યા સુમતિના છેટેના સગપણમા હોવાથી તે તેને ઓળખતી હતી અને સર્વ વાતે સંસારીભાઈને યોગ્ય છે એમ સુમતિનુ 'સર્ટિફિકેટ'

મેળવી સસારી ઘણો જ ખુશ થયો. મોહને તેને સ્નેહથી ખૂબ દાબ્યો અને પૂર્વપ્રસગો સંભારી તેની સાથે વિનોદ કરવા લાગ્યો. લગ્નને સુખને, સ્વતત્રતાને છેલ્લી સલામ તથા પ્રેમને ઘેલછા કહેનાર કેમ ફસાયો, તે માટે ખુલાસો માગ્યો સસારીએ ગભીર મુદ્રાથી કહ્યું.

"મોહનભાઈ, પરદેશમા એકલા મેં ઘણો વખત વિતાવ્યો. પોતાના સ્વાર્થ માટે, પોતાના સુખ માટે અને અહર્નિશ પોતાને જ માટે વિચાર કરતા હુ કંટાળ્યો પશુપક્ષીની સૃષ્ટિ પણ પોતાના બચ્ચાને, પોતાની સહચરીને પ્રથમ ખવરાવી પોતે ખાય છે, શું તેના કરતા પણ હુ નીચો? એ વિચારે અંતે મારા મસ્તકને ભમાવી નાખ્યુ મનુષ્યનો ઉચ્ચ જન્મ પામી, કેવળ સ્વાર્થમય, પોતામય જીવન વિતાવી ખતમ કરવાના વિચારથી મને ત્રાસ થવા માડ્યો. આપણા શાસ્ત્રોના સિદ્ધાતો કેવા ઉચ્ચ ઉદ્દેશવાળા છે, તે સમજાવા માડ્યુ નાનપણમા બિનઅનુભવથી કે તમે કહેતા હતા તેમ બધે દોષ જ જોવાની ટેવને લીધે, ઉતાવળથી કરેલા નિશ્ચયો ભૂલભરેલા ભાસવા માડ્યા. એકલા, અપરિણીત રહેવુ, તેવા જીવનને અભિનંદવુ એ અધર્મ છે, કેવળ સ્વાર્થી સુખના લોભનુ પરિણામ છે, પાશ્ચાત્ય રીતભાતની વિચિત્રતાને લીધે ભલે તેઓને અવિવાહિત જીવનમા સુખ હો, પણ આર્ય સસ્કારોથી પોષાયેલા આર્યહૃદયને એવા અનાર્ય સુખની જરૂર નથી, એ બધુ ધીરે ધીરે સૂઝવા લાગ્યુ અતે, પ્રિય, સ્ત્રીપુત્રાદિને સુખમા જોવાની મધુરી ચિંતામા, જરૂર પડે તો તેમને માટે પોતાના સુખનો કે અનુકૂળતાનો ભોગ આપવામા કેવો આનદ હશે તે મન કલ્પવા લાગ્યુ, તે મેળવવા અધીરું બન્યુ તેટલામા કાકાનો પત્ર,આવ્યો તેમા હવે તુ અહીં આવ, અને તારા વિવાહ કરવાના અમારા વિચારોને સમત નહીં થાય તો અમે તારી જોડે સંબંધ રાખશુ નહીં, એવુ અલ્ટિમેટમ હતુ ભાવતુ હતુ તે વૈદે કહ્યું, અને હું અહીં આવ્યો ત્યારપછી શુ થયુ તે તુ જાણે છે"

"ભાઈ સસારી, તુ કૉલેજમા લૉજિકનો શોખીન હતો. તે લૉજિકનો ખરુ શુ, ખોટુ શુ, તેની તુલના કરવામા તેં ઘણો મધુરો ઉપયોગ કર્યો હ!"

## સ્વપ્ન કે સત્ય?

આજે સસારીના લગ્નનો દિવસ છે ધામધૂમ ચાલી રહી છે વાજાંના મધુર અવાજ કર્ણગોચર થાય છે. સસારીના કાકા આનદમા ન માતા આમથી તેમ દોડાદોડ કરી રહ્યા છે, સંસારીની કાકી જેને ઘણુ ખરૂં લાલ ચોળી ઉપર લીલી સાડી પહેરવી બહુ પસંદ પડે છે તે પણ આજે સુમતિએ સૂચવેલા સુદર વસ્ત્રાલંકારોથી વિભૂષિત થઈ, લગ્નના મંગલ ગીતો ગાવામા પરોવાઈ છે, છતા જાન, રાણીના પોશાકમા સજ્જ થયેલ કાકૂડીને નીરખી હરખાઈ જાય છે. સસારીને વરઘોડા માટે વસ્ત્રાલંકાર પહેરાવવામા ઘણા વખતથી ગૂથાયેલો મોહન હમણા જ કાર્ય પૂરુ કરી રહ્યો છે અને આભૂષણોથી સજ્જિત મિત્રને નીરખી તેને પ્રેમથી ભેટી પડે છે સસારીના ભાવપૂર્ણ નેત્રો સજળ થાય છે તેટલામા જેના સુદર મુખ ઉપર ગુલાબી ઝાય છવાઈ રહી છે, એવી બાળક મનહર પુત્રથી શોભતી સુમતિ આવી, તેને મંગળસૂચક ચાદલો કરે છે સસારી સુમતિને નમે છે અને તેના સુદર બાળકને ઊંચકી ધીમેથી અને ‘હવે હું પણ પુત્રસુખનો ભાગી થઈ શકીશ,’ એવુ કહેતો હોય એમ, ચુબન લે છે।



# રાધામાધવ

કૉલેજનું 'સોશિયલ ગેધરિંગ હતું વિદ્યાર્થી યુવકો અને વિદ્યાર્થિની સુંદરીઓ, સુશોભિત ઉદ્યાનને સંસ્કૃત, રસિક, નિર્દોષ હાસ્યાલાપોથી ઉજ્જવલિત કરતા, ચોમેર આનંદભેર, રસભેર વિચરતાં હતા, જાણે ઉન્નત પ્રદેશમા સુપંખીઓ મનોરમ કલરવ કરતા ન હોય !

પ્રિન્સિપાલનું મહેમાનોને આવકાર આપતું, વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થિનીઓને સફળ પરીક્ષા ઇચ્છતું, સ્નાતકો થવાની અણી ઉપરના વિદ્યાર્થીઓને દુનિયાની સફરની સફળતા ઇચ્છતુ અને એક્સ-સ્ટુડન્ટોને જૂની કૉલેજનો પ્રણય વિસારે ન પાડવા વિનવતુ, સહૃદય, સ્નેહભીનું, મીઠુ પ્રવચન સૌને આનદ આપી તાળીઓના અવાજ વચ્ચે ઘણા આદરને પાત્ર થયુ હતુ, બીજા સમયોચિત વ્યાખ્યાનો પણ પતી ગયા હતા કૉલેજના હૉલમા ખાસ ગોઠવેલી રગભૂમિ ઉપર 'સ્ટુડન્ટ્સ એમેચ્યોર ડ્રામેટિક ક્લબ' તરફથી કાર્યક્રમ શરૂ થવાને, સસ્કૃત, અગ્રેજી, ગુજરાતી, હિંદી તથા મરાઠી સાહિત્યની અતિ સ્વાદિષ્ટ વાનીઓ પિરસાવાને થોડીક મિનિટો જ બાકી હતી દરમિયાન કૉલેજ વૉલન્ટિયર્સ બૅન્ડ મીઠું, ભાવવાહી સગીત, દેશી તતુવાદ્યો ઉપર જમાવી રહ્યું હતુ ને પોતાની તાલીમ અને એકતાનું દિગ્દર્શન કરાવી રહ્યું હતુ, ને મહેમાનો ફ્રૂટ, નાસ્તો, ઠડા પીણાને ન્યાય આપી રહ્યાં હતા.

---

૧૯૨૧-૧૯૨૩ મા લખાઈ, પ્રગટ થઈ 'મુબઈ સમાચાર' દીપોત્સવી અક સ. ૨૦૦૪ મા

પ્રથમ દશ્ય 'રોમિયો અને જુલિયેટ'ના 'ઓરચર્ડ સીન'નું હતું. ગૌરાંગી, સર્વાંગસુંદર, અજબ લાવણ્યવતી, સુકુમાર જુલિયેટ પ્રેમની પ્રતિમા જ દીસતી હતી કદાવર બાંધાનો, દેખાવડો, મનોહર કાંતિવાન રોમિયો આદર્શ રમણ મોહક, રસભીનો, આકર્ષક હતો. બન્ને પાત્રો ભૂમિકાને યથોચિત વસ્ત્રાલંકારથી વિભૂષિત થયા હતા; કવિવર શેક્સ્પિયરની અનુપમ પ્રસાદીને સંપૂર્ણ ન્યાય આપતા હતા. આ વર્ષે એમ. એસસી.ની પરીક્ષામાં બેઠેલો, ઊંચા વર્ગની આશા રાખતો માધવ રોમિયો બન્યો હતો બી એ ક્લાસમાં ભણતી રાધાએ જુલિયેટની ભૂમિકા લીધી હતી

આ યુગલને આ પ્રેમપાઠ ભજવતું જોઈ સૌ વિદ્યાર્થીમંડળ ઘણું જ આનંદ પામતું હતું મિસ્ટર માધવ અને મિસ રાધા આખી કોલેજમાં સૌના ઘણા જ લાડકવાયા હતા બી એ ક્લાસમાં હતો ત્યાંસુધી માધવ કોલેજની ક્રિકેટ ટીમનો કેપ્ટન હતો, અને તેની કુશળતાથી દર વર્ષે કોલેજને 'શીલ્ડ' મળતું હતું. કોલેજની ચર્ચાસભાનો તે અગ્રણી હતો અને ભલભલા પ્રોફેસરોને પણ ચર્ચામાં તેણે મહાત કર્યા હતા. શિષ્યવૃત્તિઓનું ટોળું તેને વળગ્યું રહેતું, છતાં તે હમેશાં હસતો આનંદી રહેતો, સૌ જોડે ભળતો, કોલેજની મજાકમાં ભાગ લેતો હમણાં વળી 'ફેલો' તરીકે કોલેજમાં લેક્ચરો આપતો, ટેનિસ, બોટીંગ, તેમ જ બોક્સિંગમાં પણ આગળ પડતો ભાગ લેતો અને કોલેજ જીમખાનાનો 'આત્મા' હતો એક 'થરો સ્પોર્ટ' તરીકે સૌ માધવને ઓળખતા, ચાહતા અને પૂજતા. કુમારી રાધા વિદ્યાર્થિનીઓમાં પહેલે નંબરે ગણાતી આનંદી સ્વભાવની, બુદ્ધિશાળી, હસમુખી બીજી કોઈ વિદ્યાર્થિની તેના જેવી હતી નહીં 'રાધા માધવની જોડી' એમ સૌ કહેતા એ ખરું જ હતું કોલેજમાં સૌ જાણતા કે આ બે વચ્ચે ગાઢ પ્રેમ છે અને પરીક્ષાના પરિણામ પછી બંનેના લગ્ન થવાના છે એમ પણ કહેવાતું

કાર્યક્રમમાં છેલ્લું દશ્ય માલતી–માધવનું હતું સ્વામિની માટે યાચના કરવા આવેલી માલતીની દાસીને અડધી ગૂંથેલી બકુલાવલિ આપતા, હાથણી ઉપર ચડી મંદ ગતિથી સામે આવતી માલતીને નીરખતા, આકુલ, મિત્ર મકરંદથી આશ્વાસન અપાતા, પ્રેમઘેલા માધવની મનોદશાનું જીવતું ચિત્ર!

માધવની ભૂમિકા કૉલેજના માનીતા માધવે જ લીધી હતી. માલતીની ભૂમિકા ઇન્ટર ક્લાસમા ભણતી રમા નામની નાજુક, ચપળ સુંદરીએ લીધી હતી ટેબ્લો ઘણો જ સફળ નીવડ્યો અને તાળીઓની ગર્જના અને 'વાહ, વાહ'ના પોકારોથી તેને વધાવી લેવામા આવ્યો. સમારંભ આ દૃશ્યથી સમાપ્ત થયો.

*　　　　*　　　　*

માધવ એમ એસસી ની પરીક્ષામા ઊંચે નબરે ઉત્તીર્ણ થયો યૂરોપ જઈ ત્રણ વર્ષ સુધી આગળ અભ્યાસ કરવા માટે, પ્રેક્ટિકલ ટ્રેઈનિંગ લેવા માટે એને શિષ્યવૃત્તિ મળી. રાધા બી એ.મા પાસ થઈ રમા ઇન્ટર આર્ટ્સમા પાસ થઈ.

પરીક્ષાના આનન્દાયક પરિણામની ખુશાલી ઊજવાતી હતી આજે રમા રાધાને ત્યા આવી હતી.

'બહેન રાધા, હવે શુ કરવા ધાર્યું છે? માધવની પત્ની થઇ, તેની સાથે યૂરોપ વિચરવુ છેને? કે તેને એકલા જ અભ્યાસ કરવા મોકલવા છે?' એકબીજા ને અભિનદન આપ્યા પછી બને સખીઓ વચ્ચે વિશ્રંભકથા ચાલવા માડી અને રમાએ પ્રશ્નોની પરપરાથી રાધાનો ભાવી કાર્યક્રમ જાણવાનો યત્ન કર્યો.

'બહેન, માધવના આવા આવકારદાયક પરિણામે મને મલકાવાને બદલે આજે ચિંતામા નાખી દીધી છે.' અંગત સખીને રાધાએ અતરની વાત કહેવા માડી

'કેમ? તારાથી ખૂબ આગળ વધી ગયો તેથી? હવે કદાચ તારુ રાજ્ય તેની ઉપર નહીં ચાલે એ ભયથી? એમ હોય તો તારો ભય અસ્થાને છે બહેન, કારણકે માધવભાઈ તો તારે માટે સદૈવ પ્રાણ પાથરવાના છે. પછી, તું જોઈએ તો તેને દેવ ગણી પૂજજે કે જોઈએ તો આજ્ઞા ઉઠાવનાર દાસ બનાવજે!'

'બહેન, એને તો હુ દેવ ગણીજ પૂજવાની. એ મહાપુરુષની કિંકરીજ રહેવામા મારું મહદ્‌ભાગ્ય છે. પણ બહેન, શુ એ વહાલાનો ત્રણ વર્ષનો વિયોગ મારા ભાગ્યમા હજી નિર્માણ થયેલો છે ?'

'શા માટે ? તુ તેની જોડે લગ્ન કરી તેની સાથે યૂરોપ જઈ શકે છે.'

'રમા, એ કેમ બને ? તેના અભ્યાસમા, કેરિયરમા, હિતમા, હુ તેમની પ્રણયિની, ભાવી પત્ની અતરાય થાઉં ?'

'બહેન, પ્રેમ એજ પીડાનુ મૂળ છે પ્રેમ બાંધ્યો ત્યારે તો આ પંચાત થઈને ? મારી જેમ સદાયે કુવારા–સ્વતત્ર રહેવાનો વિચાર રાખ્યો હોત તો આ હૃદયમન્થન થવા વારો ન આવત !'

આ ચર્ચા પૂરી થાય તે પહેલા રાધાના પિતા તથા માધવ આવ્યા એક બીજાએ એક બીજાને યથોચિત આવકાર આપ્યો.

'બહેન, માધવને તો આવતા માસની શરૂઆતમા જ યૂરોપ ઊપડવુ પડશે !' પિતાએ પુત્રીને સમાચાર સભળાવ્યા.

'રાધા, વડીલને મેં સર્વ વસ્તુસ્થિતિથી પરિચિત કર્યા છે, તેમના શુભાશિષ મેળવી હુ કૃતાર્થ થયો છુ,' માધવે વચ્ચે ટહૂકો કર્યો

'રાધા, માધવ, મને લાગે છે કે ઉત્તમ માર્ગ એ છે કે તમારા લગ્ન તુરત કરી નાખીએ પછી તમે બને યૂરોપ સાથે જ વિદાય થાઓ, કેમ ?' વૃદ્ધ પિતાએ પોતાની પુત્રી અને ભાવી જમાઈને ઉદ્દેશીને કહેવા માડ્યુ 'મારાં વહાલા બાળકો, તમે બંને તથા તમારી સખી રમા એકમતે આજ નિર્ણય ઉપર આવશો એમ હુ આશા રાખુ છુ.'

આ પ્રમાણે પોતાનો મત દર્શાવી રાધાના પિતાશ્રી બન્ને પ્રેમીઓ અને રમાને મસલત કરવા મૂકી ચાલ્યા ગયા રમાએ તો એ જ મતને ટેકો આપ્યો. પરણીને સ્ટીમર ઉપર 'હનીમૂન' ઊજવવા અને સાથે જ યૂરોપ જવા ભાર મૂકીને સૂચવ્યુ. માધવે નિર્ણય કરવાનુ રાધા ઉપર નાખ્યુ રાધાના આદર્શો ઊંચા હતા, રાધાની ન્યાયવૃત્તિ, કર્તવ્યબુદ્ધિ

અડગ હતી. અભ્યાસ ચાલુ હોય ત્યારે પરણવુ એ તેને વિદ્યાર્થીઅવસ્થા સાથે દગો રમવા જેવુ લાગ્યુ પરણીને માધવની કારકિર્દીમા આડખીલીરૂપ થવુ એ તેને અસહ્ય લાગ્યુ આ નિર્ધન દેશમા અભાવવાળી વિજ્ઞાનની ઉચ્ચ પ્રકારની તાલીમ લેવા પરદેશ જતા માધવના ભલા સાથે દેશ તથા સમાજનુ પણ હિત સમાયેલુ છે એમ સમજાવ્યુ અને હાલ પરણવુ એ માધવ સાથે દેશ અને સમાજનુ અહિત કરવા સમાન અને પોતાના ઉચ્ચ આદર્શોને કચડી નાખવા બરાબર લાગ્યુ અતે, પોતાના સુખનો ત્રણ વર્ષ માટે ભોગ આપવો એ જ કર્તવ્ય છે, એ જ ધર્મ છે, એમ ગધાને મન ચોક્કસ થયુ વળી ત્રણ વર્ષ સુધી વૃદ્ધ પિતાને એકલા, નોકરોની જ દેખરેખ હેઠળ મૂકી પોતાના સુખનો જ વિચાર કરવો એ સ્વાર્થવૃત્તિ અને પિતૃભક્તિમા ન્યૂનતા લાગી.

રાધાએ નિશ્ચય તો કર્યો પણ બિચારીનુ હૃદય ચીરાતુ હતુ, આખમા અશ્રુ ભરાયા હતા, કઠ રૂધાતો હતો, છાતી ધડકતી હતી, ઓષ્ઠ ફરકતા હતા વહાલાનો આટલો લાબો વિયોગ ભોગવવો જ રહ્યો, એ વિચારે મસ્તક ભમવા લાગ્યુ તેનાથી ડૂસકા ખાળી રખાયા નહી. માધવના હાથમા હાથ રાખી, રમાને ખભે માથુ મૂકી એ દીન અબળા ડૂસકે ડૂસકે, ધ્રૂજતી ધ્રૂજતી પુષ્કળ રડી

* * *

આજે બપોરે સ્ટીમર બેલાર્ડ પિયર પરથી ઊપડી હતી થોડા વખત પર જ મુબઇનુ બારું છોડ્યુ હતુ, પણ કલાકો સુધી મુબઈના મહાલયો, મુબઈની મોહકતા અને મુબઇની ભવ્યતા દેખાતી હતી. તૂતકના કઠેરા ઉપર હથેળી ટેકવી એક યુવાન લાબો વખત થયા ઊભો હતો, પણ તેની ઉપર મોહમયીની શોભા કે મુદગ્તા કઈ અસર નહોતી કરતી તે શૂન્ય મનનો, જડ જેવો બની ગયો હતો તેનુ હમેશ હસતુ મુખકમળ મ્લાન બની ગયુ હતુ અશ્રુ નયનોમા ભરેલાં હતાં. હૃદયને તે મુબઇમાં છોડીને વિદાય થતો હતો.

તેના સેકડો મિત્રો, સ્નેહીઓ, સંબધીઓ સફળ સફર ઇચ્છવા

સ્ટેશને સ્ટીમરની વિદાય વખતે આવેલાં, કેટલાયે મેળાવડા તેને અભિનંદન આપવા થયેલા, ઘણા દૈનિકપત્રો તેમ જ સામયિકોમા તેની સરસ કારકિર્દી અને વધુ ટેકનિકલ ટ્રેઇનિંગ લેવા જતા તેની પ્રશસા કરતા લેખો આવેલા, પોતાની કૉલેજ અને છાત્રખાના તરફથી વિદાયસમારંભો યોજવામાં આવેલા : આમાના કોઇને નહોતુ સ્થાન તેના મનમા, રમી રહી હતી મનમા બસ એક છબી–રાધાના દીન વદનની સ્ટીમર ઊપડતી વેળાએ આખ આસુથી છલકતી હતી, હૃદય ચીરાઈ જતુ હતુ. છતાય મુખ ઉપર સ્મિત ધારી, જમણો હાથ ઊંચો કરી, રૂમાલ હલાવતી રાધાનુ ચિત્ર તેની આખ આગળ તરતુ હતુ. ત્રણ વર્ષ વાત કરતા વીતી જશે, વિદ્યાર્થીને વિદ્યાની સેવા પ્રથમ છે, હજી વધુ ઊંચુ પરિણામ અને કીર્તિ સંપાદન કરી આખ ઉઘાડશુ એટલી વારમા પાછા ફરશે, એવી એવી અનેક રીતે પ્રેમીઓ એકબીજા ને દિલાસો આપવાનો ડોળ કરી રહ્યા હતા, પણ હૃદય હૃદયનુ કામ કરી રહ્યું હતુ. બંનેના હૃદયમા ચીરા પડતા હતા વિદાયગીરીનો દિવસ આવી પહોચ્યો સ્ટીમર ઊપડી ચૂકી. હૃદય પ્રિયાને હવાલે કરી વિદ્યાર્થી વિદ્યા સંપાદન કરવા સિધાવ્યો અને રમણી આસુ સારતી રહી

વખત વખતનુ કામ કર્યે જાય છે ઉપલા બનાવને અઢી વર્ષ થઇ ગયા હતા માધવની કારકિર્દી યૂરોપમા પણ ઝળકતી હતી દરેક પરીક્ષામાં સરસ પરિણામ આવ્યુ હતુ. અને તેની ચાતુરી પરદેશમા પણ ભારે પ્રશસા પામી હતી હવે છેલ્લી પરીક્ષાને માત્ર છ માસ હતા, ત્યારપછી માતૃભૂમિ અને પ્રિયાનુ પુનર્મિલન! આ વિચારે માધવની તેજસ્વી આખમા હર્ષ અને માયાના અશ્રુ ભરાઈ આવતા હતા. આ બાજુ રાધા વહાલાની વાટ જોતી દિવસો ગણતી હતી, અને હવે ટૂંક સમયમા જ બંને એક થઈશુ એ મનગમતે વિચારે હર્ષઘેલી બની જતી હતી પ્રેમથી ઊભરાતા મુગ્ધાના હૃદયગમ પત્રો વાચવામા, સામા પ્રત્યુત્તર દેવામા, તેને ઘડીકની ફુરસદ રહેતી નહી. હૃદયના પૂજારીને હૃદયદેવતાની અર્ચનામા ક્યારે તૃપ્તિ થાય છે!

સરળ હૃદયના ને એકબીજા માટે મરતા પ્રેમીઓને દુખી કરવાનુ કુદરતને કા ગમતુ હશે? એકમેક માટે જ જીવતા, એકબીજાને જ જોતા પ્રેમીઓ શું એકબીજા ને ભૂલી શકે? કુદરત પાસે મારવાને ઘણા ફટકા છે,

પણ નિર્દોષ, સહૃદય, આશાભર્યાં પ્રેમીઓને હમેશ માટે અળગા કરવા એ ફટકાથી નિષ્ઠુર બીજો એકે નથી!

આજે છેલ્લી પરીક્ષાનો છેલ્લો દિવસ હતો. સાંજે કૃતકૃત્ય થઈ છુટકારાનો દમ ખેંચતો માધવ ઉતારે પાછો ફર્યો, જમ્યો, પરવાર્યો. સ્વદેશ જવાના, પ્રિયાને મળવાના, તેની સાથે એક થવાના સુખસ્વપ્નો રચતો અડધો જાગતો, અડધો ઊંઘતો આરામખુરશી પર એ પડ્યો

કોઈએ બારણુ ઠોકયુ માધવ ઊઠ્યો અને બારણુ ઉઘાડ્યું. નોકર પાસેથી ટપાલમા આવેલા કાગળો લઈ બારણુ બધ કરી એ પત્રો જોતો હતો. એક પત્ર ગધાનો હતો ઘણા જ પ્રેમથી, આનદથી માધવે એ કાગળ ઉઘાડ્યો, પરબીડિયામાથી બહાર કાઢ્યો, વાચવો શરૂ કર્યો વાચતા આરામખુરશી ઉપર એ એકાએક બેસી ગયો, સ્તબ્ધ થઈ ગયો. 'હાય, આ તે કેવુ ભયંકર પરિવર્તન!' એમ કહી એ આખ અને માથું ચોળવા લાગ્યો. આખમા આસુ ન હતાં, છતા ડૂસકા ભરી એ રડવા લાગ્યો, અરે! આ તે કેવો હૃદયભેદક પત્ર હતો!

પત્ર નીચે મુજબ હતો:

**વહાલા, મારા જીવનના આધાર,**

મને ભૂલી જાઓ! આપણે કરેલા સુખના સકેત મિથ્યા હતા. જે પદ પ્રાપ્ત કરવા અધીરું હૈયુ ઝખતુ, તે હવે મારે માટે અશકય બન્યુ હાય! વિધાતાએ મને મારી નાખી. મારી આશાઓના મદિર પર વીજળી પડી. આપ મહાપુરુષની પત્ની થવાનુ ભાગ્ય મારા જેવી રંકનુ તે ક્યાથી હોય!

હે હૃદયના ધણી, મારો સ્વામી હવે તુ નહીં, હુ તને છોડું છુ હુ નિષ્ઠુર બની છું, પ્રેમઘાતક થાઉં છુ, હૃદયની અંધ બની છુ, ક્રૂર વિધિથી વચિત થઈ છુ કોણ જાણે કોણ મને ક્યા દોરી લઈ જાય છે? હુ શુ કરી રહી છુ? હાય, જીવન–સખાને દગો- દઉં છુ? મારું સર્વસ્વ લુટાવી દઉં છુ? પણ હુ શું કરું? મારો અનાથનો શો ઉપાય?

વહાલા, તુ વિશાળ હૃદયનો છે ને ઉદાર છે. આ પાપિણી પ્રેમઘાતી એકવારની તારી સખીને ક્ષમા કર. મારા પ્રાણ, ખોળો પાથરીને યાચતી, કરગરતી તારી એક વારની સહચરીને ક્ષમાની ભીખ નહી આપે ?

લિ૦
હવે નહીં તારી
અભાગી રાધા.

રાધાના પિતા એક અતિ આબરૂદાર પ્રામાણિક શરાફ હતા. વેપારી-આલમમા તેની પહેલા નંબરની શાખ હતી તેના નામની હૂડીઓ સૌ હોશથી લેતા એટલાન્ટિક બેંક સાથે તેમનો લાખોનો વહીવટ હતો તેમના લાખો રૂપિયા ત્યા પડ્યા રહેતા. ઘણા વર્ષો સુધી આદર પામેલી આ બેંકે આજે એકાએક 'પેમેન્ટ સસ્પેન્ડ' કરવાનુ જાહેર કર્યું રાધાના પિતાની લગભગ બધી રોકડ—લાખો રૂપિયા રહી ગયા આવતી કાલે મોટી રકમની હૂડીઓ પાકતી હતી તે ભરવા નાણાની બીજી સગવડ હતી નહીં આવા આબરૂદારને વિનાઅપરાધે આબરૂ જવાનો વારો આવ્યો તે જાણતા હતા કે બેંક પાસેથી આઠ આના લેખે તો જરૂર આવવાના, પણ 'લિક્વિડેશન' પૂરું થતા તેટલી રકમની તુરત સગવડ ન થાય તો આબરૂ બચે નહીં એટલાન્ટિક બેંકમા શેઠ આવી ગયાની બૂમો ચોમેર ઊડતા, જે મદદે આવે એવા હતા તે પણ દૂર ખસી ગયા એ તો દુનિયાનો એક સામાન્ય નિયમ છે પડતાને ટેકો કોણ આપે છે ? રાધાએ પિતાને મિત્ર લક્ષ્મીધર પાસે મદદ માગવા સૂચવ્યુ, મદદ માગી હતી અને તેમા નિષ્ફળતા મળી હતી એમ માલૂમ પડ્યુ. બીજે બધે ઠેકાણે પ્રયત્ન કર્યો પણ ક્યાંયથી સતોષ મળ્યો નહીં. ઘણીવાર અણીને ટાંકણે મદદ કરી, જેની ઉપર ઉપકાર કર્યા હતા તે જાણે ઓળખતા જ નથી તેવી વર્તણૂક અખત્યાર કરી બેઠા હતા રાધાના પિતા આબરૂ જાય તે પહેલા મરવા તૈયાર થયા.

રાધા મૂઝાઈ લક્ષ્મીધરજી પિતા જોડે મિત્રતાનો દાવો રાખતા હતા, તેથી તેને સમજાવવાનો પોતે પ્રયત્ન કરવાનો નિશ્ચય કર્યો. લક્ષ્મીધરને ઘેર એ જવા નીકળી

લક્ષ્મીધર એકાદ વર્ષ થયા વિધુર થયેલા, આશરે સુડતાળીસ–ઉડતાળીસ વર્ષની ઉમરના, તદુરસ્ત હોવાનો દાવો કરતા, દેખાવડા, માનચાદના ભૂખ્યા, દબદબાના શોખીન, મેટ્રિકમા નપાસ પણ વેપારમા આગળ વધેલા અને અનેક લિમિટેડ કપનીઓના ડાયરેક્ટર કે ચેરમેન હતા. રાવબહાદુર અને જે. પી. ના ઇલકાબ મેળવ્યા હતા, ને સર–નાઇટ થવા કોશિશ કરતા હતા, અને તેથી છાપે ચડવા અને બહાર આવવાની એકે તક જવા ન દેતા.

રાધા તેમને મળવા આવી પહોંચી.

'ગૂડ મોર્નિંગ રાધા, કેમ છો?' રાધાને આવકાર આપતા લક્ષ્મીધર બોલ્યા. 'તમારા પપ્પાના ગોટાળા માટે ખરે હુ અતિ દિલગીર છુ પેલી કચરા જેવી બેંક પર આટલો વિશ્વાસ રાખવાનુ તેમને કેમ સઝયુ?'

'એ વિવેચનમા જવામા હવે કાઈ ફાયદો નથી,' રાધાએ નમ્રતા-પૂર્વક ઉત્તર આપતા પિતાની જોડે મિત્રતાનો દાવો કરતા હોવાથી, અણીને ટાકણે મદદ કરવા તેમને વિનતિ કરી અને એટલાન્ટિક બેંક ઉપરનો 'ક્લેઈમ' તેમજ સ્થાવર મિલ્કત બદલામા લખી આપવાનુ પણ કહ્યુ. તેમને તેમ થતા જોખમ રહેશે નહીં એ પણ સમજાવ્યુ

લક્ષ્મીધરે ચિરૂટ પીતા, મોમાથી ધુમાડાના ગોટેગોટા કાઢતા, આત્મ-તૃપ્તિમા આગમખુશીમા પડયા પડયા સૌ સાભળ્યા કર્યું, પણ એકે આશાભર્યો ઉત્તર આપ્યો નહીં રાધાએ ઘણી ઘણી રીતે હિંમત ધરી, ફરી ફરી સમજાવ્યા પણ લક્ષ્મીધરજી એકના બે થયા નહી અતે હારી અને દયાર્દ્ર સ્વરથી તે બોલી ઊઠી ·

'અરે, મારા વહાલા પિતાને બચાવવાને કોઈ માર્ગ નથી? બતાવો, બતાવો, કોઈક તો રસ્તો બતાવો!'

લક્ષ્મીધરને મનના કઈક અસાધારણ વિચાર આવ્યો હોય, એવુ પળભર લાગ્યુ. બીજી પળે એ હિંમતથી બોલ્યો

'રાધા, રસ્તો કાઢુ, પણ તમારાથી એક વાત બનશે?'

'બધુ બનશે પિતાની આ હાલતમા તેમને માટે મારાથી શુ નહીં બને?'

'ખચિત જ ? તમે વચન આપશો ?'

'હા હુ વચન આપુ છુ. મારા વહાલા પિતાને બચાવવા કઈ પણ અરે, કંઈ પણ કરવા તૈયાર છુ.'

'રાધા, તમે જાણો છો કે મારી પરણેતર એક વર્ષ થયા સ્વર્ગવાસી થઈ છે વળી તમને ખબર છે કે હુ મોટા કામકાજવાળો અને દરજ્જાવાળો માણસ છુ. આ બધાનો ખ્યાલ કરતા મને એક એજ્યુકેટેડ, મારા પોઝિશનને યોગ્ય ઘરવાળીની અને મારા આ આલિશાન બંગલાને એક ધણિયાણી અને મન્ત્રિણીની જરૂર છે, પણ આજ સુધી કોઈ સ્ત્રી મારી પસંદગી પામી નહોતી રાધા, મને જણાય છે, કે તમે ચાહશો મને પરણવાનુ વચન આપશો તો હું તમારા પિતાને બચાવીશ.'

કેવી માગણી! લગ્નના તે સોદા થતા હશે? રાધા બેબાકળી બની

* * *

માધવે રમાને તાર કર્યો હતો. તેના જવાબમા આવ્યુ કે રાધાએ પિતાની આબરૂ – પિતાની જિંદગી બચાવવા લક્ષ્મીધરની સ્વાર્થી માગણી કબૂલ રાખી, તેની જોડે લગ્ન કરવાનુ વચન આપ્યુ હતુ!

દૈવના અણધાર્યા કોપથી માધવ ઘેલા જેવો થઇ ગયો રાધા વિનાનુ શૂન્ય જીવન, રાધાનુ પિતૃભક્તિના યજ્ઞમા બલિદાન, કુદરતનો ઘોર અન્યાય, પૈસાની અજબ શક્તિ, પૈસાવાળાઓની ભયંકર સત્તા, પોતાની લાચારી, એવા અનેક વિચારોમા એ બિચારાનુ મસ્તક ભમી ગયુ જેમ તેમ કરી બીજે દિવસે હિંદુસ્તાન ભણી જતી સ્ટીમરમા પેસેજ મેળવ્યો અને પોતે મુબઈ પહોચે ત્યા સુધી રાધાના લગ્ન લક્ષ્મીધર સાથે ગમે તેમ કરી અટકાવવાની આજીજી કરતો રમાને તાર પાઠવ્યો. બીજે દિવસે એ સ્ટીમરમા ઊપડ્યો

માધવ તૂતક ઉપર બેભાન જેવો એક ખુરશી ઉપર બેઠો હતો. સમુદ્ર શાત હતો પણ માધવના હૃદયમા અશાન્તિનુ તોફાન જામ્યુ હતુ.

'અહહ, બધુ થઈ ચૂકયુ, આશાનુ એકે કિરણ રહ્યુ નહીં. હાય, મારી જીવનદોરી તુ પરાઈ થઈ! તો હવે જીવવુ કોને માટે? આ વિદ્યા, 'ને આ કારકિર્દી એ હવે શા કામના? તારા ઉન્નત આદર્શો ખાતર, મારી કારકિર્દી ખાતર, તેં આપણા લગ્ન મુલતવી રખાવ્યાં. અરેરે, તેનુ કેવુ ભયંકર પરિણામ! અરે, તારી આવી મહાન કલ્યાણવાછના, તેનુ આપણે માટે આવુ વિપરીત અનિષ્ટ પરિણામ ઘટે? તેં કર્તવ્ય ખાતર આત્મભોગ આપ્યો મારી પાસે આ નકામી જિંદગી સિવાય બીજું શુ છે? પણ તેનો ભોગ ચડાવી હુ અભાગી કોનુ કલ્યાણ—કયુ કર્તવ્ય કરી શકુ? રાધાના સહકારથી મારા વહાલા દેશનુ સમાજનુ બનતુ હિત કરવાની અભિલાષા ધરાવતો, હવે રાધાવિરહી, ચેતનહીન, નિસ્તેજ હુ શુ કરી શકવાનો? પૃથ્વી ઉપર ભાર રૂપ જ થવાનો! ઝૂરી ઝૂરી મરવા સિવાય મારે માટે હવે શુ બાકી રહ્યુ છે?'

માધવ ખુરશી પરથી ઊઠયો તૂતકના કઠેડા પાસે સમુદ્ર નિહાળવા ઊભો

'આ ગંભીર સમુદ્રમા અનેક રત્નો સતાયા છે અનેક આશાભર્યા જીવો આજ પહેલા તેમા હમેશ માટે સૂતા છે હે મહાનિધિ, આ અસહ્ય સતાપમાથી છૂટવા તુ મને તારા ઊંડાણમા સઘરીશ?' માધવ છલગ મારી સમુદ્રમા પડવા, મહાસાગરના ઊંડા પાણીમા અદૃશ્ય થઈ જવા લલચાયો.

એક નોકરે આવી તેના હાથમા એક વાયરલેસ તાર મૂકયો. માધવે તે લીધો. બળી રહેલ હૃદયે ઉઘાડયો સતપ્ત આંખોથી વાચ્યો ... નિરાશાની અધારી નિશામા આશાનો એક તારલો ચમકયો.

'રાધાના લગ્ન તો તમે અત્રે આવી પહોચશો તે જ દિવસના નક્કી થયેલાં છે, છતા આકાશપાતાળ એક કરીને પણ તે અટકાવીશ હિંમત હારશો નહીં, તમારો મદદગાર પ્રભુ છે' —રમા

* * *

રમાએ લક્ષ્મીધરને ખૂબ સમજાવ્યા, પ્રેમીઓની જિંદગી બરબાદ ન કરવા તેના હૃદયને વિનંતિ કરી. મિત્રદ્રોહી, નિષ્ઠુર અને દયાહીન કહેવાશે,

તેની પ્રતિષ્ઠા ધૂળ થશે, જગત નિંદા કરશે ઈત્યાદિ ઘણુયે કહ્યુ પરતુ નિર્ગ્રંથ. ઉન્મત્ત, અભિમાની, લક્ષ્મીથી ઉદ્ધત થયેલ ઉપર કશી અસર થઈ નહીં. તે તો એક જ વાત લઈ બેઠો કે રાધા જેવી શીખેલી, ભણેલી તેના પોઝિશનને લાયક મિસ્ટ્રેસની તેના મહેલને ખાસ જરૂર છે તેથી રાધાને વચનમાથી પોતે મુક્ત કરી નહીં શકે. વળી પોતાના પૈસા, પોઝિશન, ટાઈટલ્સની ધણિયાણી બનાવી તે તો રાધાનુ હિત જ કરી રહ્યો હતો. પ્રેમ અને પ્રીત એવુ એવુ એ કઈ માનતો જ નહોતો. ચતુર રમાએ જોઈ લીધું કે નમ્રતા ને આજીજીને આ માનવી પાસે સ્થાન જ નહોતુ.

'ઠીક ત્યારે, જોઉં છુ, ઓ અભિમાની બુઢ્ઢા, તુ કેમ રાધાને પરણે છે તે!' રમા ક્રોધ કરીને બોલી. "ધ્યાન રાખજે, હવે રાધાને પરણવા જતાં તારા શા હાલ થાય છે તે!'

અને પાસે પડેલા ટેબલ ઉપર હાથની મુઠ્ઠી ત્રણ વાર જોરથી પછાડી રમા ચાલી ગઈ. લક્ષ્મીધર હેબતાઈ ગયો.

રમા રાધાને ઘેર આવી રાધાની સ્થિતિ દયાજનક હતી. તે નહોતી જાગતી કે નહોતી સૂતી, નહોતી બોલતી કે નહોતી મૂગી રહેતી, નહોતી હસતી કે નહોતી રડતી શરીરના કોઈ ભાગ ઉપર ભારે ઘા પડવાથી કોઈ વાર બહાર લોહી નીકળતુ નથી છતા અંદર અસહ્ય વેદના થાય છે તેવી સતત વેદના આ દીન રમણી ભોગવતી હતી તેને આશ્વાસન આપવુ એ તેની મશ્કરી કરવા જેવુ હતુ.

માધવના આવેલા પ્રેમપત્રો રાધાએ ઘણીયે વાર રમાને વંચાવ્યા હતા અને રમા જાણતી હતી કે રાધા આદરપૂર્વક, સાવચેતીથી તેને રેશમી દોરીથી બાધી જાળવી રાખતી.

'બહેન, કઈ પણ સવાલ પૂછ્યા વિના, ટૂક સમય માટે મને માધવના પત્રો આપીશ?' બહેનપણી પાસે તેણે માગણી કરી

'શુ અમારાં સ્નેહનાં સંભારણા? એ પણ લઈ જવા છે?' રાધાએ હૃદય ફાટી જતુ હોય એવે સ્વરે પૂછ્યું.

'બહેન, લઈ નથી જવાં, એ શુદ્ધ પ્રેમના પવિત્ર સૂકતો ભણી પાવન થવુ છે' રમા રાધાના ગળામા હાથ નાખી પોતાના ગાલ સાથે તેનો ગાલ પ્રેમ અને દયાથી અડાડી મૃદુ સ્વરે બોલી.

આખરે એ પત્રોનુ બંડલ લઈ રમા પોતાને ઘેર ગઇ.

રમાએ દસ હજાર હેન્ડબિલો છપાવ્યા 'પૈસાના મદમા અંધ બનેલા લક્ષ્મીધર ભોળી કુમારિકાને પજામા લે છે,' એવુ મોટા અક્ષરોથી શીર્ષક કર્યુ હતુ. પછી માધવના, રાધા ઉપરના અદ્‌ભુત પ્રેમનુ વર્ણન હતુ, જેના પુરાવામા રાધા ઉપરના પત્રોમાથી ઉતારાઓ ટાકયા હતા. ત્યારપછી ધૂર્ત લક્ષ્મીધરે કેવી રીતે મિત્રની પુત્રીને પરણવાનુ વચન આપવા ફરજ પાડી હતી, તેનો ઈતિહાસ કહ્યો હતો. છેવટે, 'નિર્દોષ પ્રેમીઓનુ જીવન છિન્નભિન્ન કરવા મથતા આ સમાજના કીડાને સમાજ સાખશે?' એવો પ્રશ્ન કર્યો હતો

રમા હેન્ડબિલો લઈ લક્ષ્મીધરને ઘેર આવી. લક્ષ્મીધરે તેને મળવાની ના કહેવડાવી, પણ રમા તે ગણકાર્યા વિના તેની પાસે બેધડક ચાલી ગઈ. રમાની નીડરતા, ને રમાના ચડેલા ભવા જોઈ લક્ષ્મીધર ગભરાયો.

'હુ તને એક વાર વધુ તક આપવા આવી છુ,' રમાએ કહ્યું. 'જો આ હેન્ડબિલ શેરીએ, ઘેરઘેર આજ થોડા કલાકની અંદર, આ દસ હજાર હેન્ડબિલો તારી બદદાનતનો પોકાર કરશે થોડા કલાકમા જ આખી દુનિયા તારી પશુતાથી વાકેફ થશે. માણસજાત તારી ઉપર થૂંકશે. સમાજ તારા જેવા સમાજના ઉંદરનો ફૂક મારી ખાનારનો બહિષ્કાર કરશે અને સુશિક્ષિત કે સંસ્કારી વર્ગમા તુ અસ્પૃશ્ય બનીશ તારુ સ્થાન કયાય નહીં રહે, પછી ભલે તુ પરણજે રાધાને!'

લક્ષ્મીધર ધ્રૂજવા લાગ્યો, પરસેવાથી રેબઝેબ થઇ ગયો. ખૂબ મહેનત કરી માડમાડ બોલ્યો: 'હુ તારી ઉપર બદનક્ષીનો દાવો માડીશ. હુ તને પોલીસને સ્વાધીન કરીશ.'

'તે પહેલા તો તારી અપકીર્તિ ઘેરઘેર ગવાશે, ઓ ડફાસ હાકનાર,' એમ ખૂબ જોસથી કહી રમા ચાલી ગઈ.

લક્ષ્મીધર બીધો, અકળાયો, દિગ્મૂઢ બન્યો

*　　　　*　　　　*

લક્ષ્મીધર બિછાનામા પડ્યા છે. નર્સ સારવાર કરે છે. ડોક્ટર હૃદય તપાસે છે. એ અતિ ધીમે સાદે મહેનતથી બોલે છે:

'ડોક્ટર, મારા હાર્ટને શોક લાગ્યો છે.'

ડોક્ટરે હૃદય તપાસી, નાડી તપાસી, હૃદય નબળું પડ્યુ છે એમ જાહેર કર્યું, ને બિલકુલ હાલચાલ કરવાની મનાઈ કરી, સ્પેશિયાલિસ્ટને કન્સલ્ટ કરવાની જરૂર જણાવી, નર્સને સૂચના આપી તેઓ વિદાય થયા.

રાધાને લક્ષ્મીધરની અચાનક માદગીની ખબર પડતા તે આવી પહોચી. લક્ષ્મીધર તેને જોઈ ખુશ થયા. પાસેની ખુરશી ઉપર બેસવા ઈશારો કર્યો, નર્સને બહાર જવાની સંજ્ઞા કરી.

મૃત્યુને ભયે, રમાની ધમકીએ કે પશ્ચાત્તાપે લક્ષ્મીધર ઉપર ન ધારેલી અસર કરી જણાઈ. લક્ષ્મીધર રોઈ પડ્યા.

'રાધા, હુ તારો અપરાધી છું મને માફ કરી શકીશ?' એમ કહી રાધાનો હાથ પળવાર પોતાના હાથમા લીધો. ધીમેધીમે રમાની મુલાકાતોની વાત કરી, પોતાની આખ ઊઘડી છે અને પોતાના વચનમાથી રાધા છૂટી છે એ અમૃતવચન કહ્યુ, ને પોતાની સ્વાર્થવૃત્તિ માટે ક્ષમા આપવા આજીજી કરી. રાધાના પિતાને ધીરેલા પૈસા થોડા જ વખતમા હવે બેંક પાસેથી પૂરા વસૂલ થશે એ સંતોષકારક ખબર આપ્યા; પોતાના મિત્રને મદદ કરવાની તક આપવા માટે રાધાનો ઉપકાર માન્યો ને પોતે સાજા થાય તો માધવ સાથે પોતે જ રાધાના લગ્ન કરી આપવાની ઇચ્છા દેખાડી.

રાધા તાજૂબ થઈ એક બોલ પણ તે બોલી શકી નહીં તેના નયન–કમળમાથી ગુલાબી કપોલ ઉપર મોતીઓ સરવા લાગ્યા.

*　　　　*　　　　*

આજે રાધા તથા માધવના લગ્ન છે. બંનેના અસંખ્ય મિત્રો તેમને અભિનંદન આપવા ઊભરાય છે. રાધાના પિતા, તેમના જૂના મિત્ર લક્ષ્મીધર,

વરકન્યાની વહાલી સખી રમા, મહેમાનોનુ સ્વાગત કરવામાં જરાયે ફુરસદ પામતા નથી ફળ, ફૂલ, મેવા, મીઠાઈ, ઠંડા પીણા ઇત્યાદિથી મહેમાનોની ખૂબ સરભરા થઈ રહી છે. પરણુતા યુગલને પરમ સુખ અને સૌભાગ્ય ઇચ્છતા અસખ્ય મુબારકબાદીના પત્રો, તારો તેમ જ ભેટો આવતા જાય છે.

રાધામાધવનો હસ્તમિલાપ થાય છે. સ્ત્રીઓ મૃદુ, મધુર સૂરે અખંડ સૌભાગ્યની આ શષો અર્પતુ મંગળગીત ગાય છે. બેન્ડ ધીમુ, મીઠું, સંગીત વગાડી રહ્યુ છે.

પ્રેમીઓના મનમા એક જ વિચાર પ્રધાન સ્થાને છે: આ અનુપમ સુખનો લહાવો મિત્રશિરોમણિ રમાને જ આભારી છે. બનેના હૃદયમાં રમાનુ શાશ્વત સ્થાન છે.

રમાના હૃદયમાં આનંદ સમાતો નથી. મિત્રયુગલનુ સુખ તેને પોતાનું જ સુખ જણાય છે પોતાની સફલતાને પ્રભુની પ્રસાદીરૂપ શુદ્ધ પ્રેમનુ જ એ ફળ માને છે. રમાની આંખમા હર્ષના, કૃતકૃત્યતાનાં આંસુ ઊભરાય છે.

રમા, હવે પતિ–પત્ની થયેલ પ્રેમીઓ પાસે દોડી જાય છે. બનેના કાનમા, સર્વદા સ્નેહની સાંકળો વડે બંધાયેલા એક બીજાના કેદી રહો, એવી મીઠી સુધા રેડી આવે છે. દંપતી રમા સામે સ્મિત ઝળકાવે છે, જાણે પૂછતા ન હોય.

'બહેન! તારે હવે એ નાજુક બંધથી ક્યારે બંધાવુ છે?'



# સખી કે સન્નારી? : પીઠિકા

સમર્પણની સર્વોચ્ચ ભાવના વગર સ્નેહ સંપર્ણતા
પ્રાપ્ત કરતો નથી એ ઉદાત્ત ભાવનાનો
ધ્વનિ વ્યક્ત કરતી મનોરમ
એકાંકી નાટિકા

# સખી કે સન્નારી?

## પાત્રપરિચય



**ચંદ્રકાન્ત**

એક પ્રખ્યાત, ભલો ધારાશાસ્ત્રી (ઉંમર વર્ષ ૪૮)

**જ્યોતિર્મયી**

તેની જાજ્વલ્યમાન પત્ની (ઉંમર વર્ષ ૪૪)

**સૌદામિની**

તેમની પુત્રી (ઉંમર વર્ષ ૨૪)

**પ્રતાપ**

સૌદામિનીનો પતિ, ચતુર, સફળ ઈજનેર (ઉંમર વર્ષ ૨૮)

**રમા**

ચંદ્રકાન્તની નાની બહેન, તેના મિત્ર ડૉ. મનોહરની
પત્ની (ઉંમર વર્ષ ૩૬)

**ડૉ મનોહર Ph D.**

લૉ કૉલેજનો પ્રિન્સિપાલ, ચંદ્રકાન્તનો પરમ મિત્ર;
રમાનો પતિ (ઉંમર વર્ષ ૪૨)

**માધવ**

ડૉ મનોહર તથા રમાનો પુત્ર (ઉંમર વર્ષ ૧૨)

**ગંગા**

જ્યોતિર્મયીની દાસી (ઉંમર વર્ષ ૩૦)

## દૃશ્ય પહેલું



**સમય**

સને ૧૯૫૦ ની એક સવાર

**સ્થળ**

ચદ્રકાન્તના આલિશાન બગલાનો એક સુરમ્ય' ખંડ. રંગ, રાચરચીલુ, ચિત્રો, કલાત્મક આકૃતિઓ નથા તેની સુદર વ્યવસ્થા પરથી જણાય છે કે તે કોઈ સુશિક્ષિત, સસ્કારી, કલાત્મક, વ્યવસ્થાપ્રિય વ્યક્તિનુ કામ છે.



[ ચ દ્રકાન્ત અને જ્યોતિર્મયી સવારની ચા પીતા, ટેબલ ઉપર સામસામે બેઠા છે ચ દ્રકાન્તના હાથમા 'ક્રોનિકલ' છે, જ્યોતિર્મયી 'ટાઇમ્સ ઓફ઼ ઇન્ડિયા'ના પાના ફેરવે છે ]

ચંદ્રકાન્ત

જ્યોતિ, હિન્દુ કોડ બીલ પસાર થઈ ગયુ !

જ્યોતિ

સારું થયુ

ચંદ્રકાન્ત

જનતાનુ કલ્યાણ—એજ વાછનાથી આપણા દયાળુ ઋષિઓએ, સમાજ સુકરતાથી, શાતિથી, સુખપૂર્વક ચાલે એવી વ્યવસ્થા કરી હતી. હજારો વર્ષ પર્યંત ભારતે તેઓની સ્મૃતિઓનો અપૂર્વ લાભ ઉઠાવ્યો, નહીં જ્યોતિ ?

જ્યોતિ

('ટાઇમ્સ'ની બહાર મો કાઢ્યા સિવાય) હશે !

ચદ્રકાન્ત

અનેક વિદ્વાન, અદ્વેષગાગી, 'સન્મુનિઓ જુદા જુદા યુગમા ઉત્પન્ન થયા, અને કાળને અનુકૂળ ધર્મ'સંસ્થાપન, સમાજરચના, વિધિનિષેધ,

પરિવર્તન કરતા રહ્યા અને એ આદર્શ વાક્યોને પ્રતાપે આર્યસસ્કૃત‌ જીવંત તેમ જ જવલંત રહી.

[ જ્યોતિ છાપુ વાચવાનુ ચાલુ જ રાખે છે ]

પરદેશીઓએ ભારતને પરાધીન બનાવ્યો; તેની મહાન સસ્કારિતા, વિદ્યા અને ધર્મનો વિનાશ કરવા પ્રહાર ઉપર પ્રહાર કર્યા, આર્યસંસ્કૃતિને છિન્નભિન્ન કરી નાખવા, ભારતીય વિદ્યાને ભૂસી નાખવા, હિન્દુઓની સુદર સુખદ સમાજરચનાને ચૂથી નાખવા ભગીરથ પ્રયત્નો કર્યા, પણ ઈશ્વરની કૃપા અને ઋષિઓના આશીર્વચનથી, કે આપણા ધર્મબંધનો ને સમાજરચનાની સુદઢતાથી હિન્દુસ્થાન પરધર્મી થતા બચી ગયો

જ્યોતિ

( છાપામાથી મુખ બહાર કાઢી ) ભૂતકાળની વિભૂતિને સ્મરીને શો લાભ?

ચંદ્રકાન્ત

લાભ? પ્રિય જ્યોતિ, તને નથી લાગતુ કે પ્રાચીન ગૌરવનુ સ્મરણ આપણા અધ પતનનુ દુ:ખ ભુલાવવા કાઈક સહાયભૂત થાય છે?

જ્યોતિ

મને તો ઇતિહાસના પાના ઉથલાવવાનો કે ભાવીના ઉદરમા દૃષ્ટિ કરવાનો પ્રયત્ન જ નિરર્થક લાગે છે.

ચંદ્રકાન્ત

નહીં, નહી, તેમ નથી.

જ્યોતિ

ત્યારે પૂર્વની નિષ્ફળતાઓને યાદ કરી આપણા સ્વાભિમાનને હાનિ પહોચાડવા સિવાય બીજું તેનુ શુ ફળ છે?

ચંદ્રકાન્ત

તુલના, સરખામણી બીજાઓ કરતા આપણે કેટલે દરજ્જે બહેતર રહ્યા તેથી આશ્વાસન. બીજા પરાધીન જિતાયેલા દેશો સ્વાધીનતા સાથે સંસ્કૃતિ અને ધર્મ પણ ગુમાવી બેઠા. પણ આર્યોનાં ધર્મ, સસ્કૃતિ અને ભાવના અમર રહ્યાં!

જ્યોતિ

હા, હા, અમર તો રહ્યા, પણ મર્યા નહી તેટલુ જ! તેમા જે તેજ, પ્રભાવ અને યૌવન હતુ તે તો તે ગુમાવી બેઠા.

ચંદ્રકાન્ત

અને હિન્દુધર્મના ઘણાયે અંગો સ્થગિત, અપરિવર્તનશીલ, હઠીલા, સમયને અનુચિત, વસ્તુસ્થિતિથી દૂર દૂર, સયોગોને પ્રતિકૂલ અને પ્રત્યક્ષ પણ ન જોઇ શકનાર અંધ બન્યા, કોઈ કલ્યાણમૂર્તિ, પ્રતાપી, સ્મૃતિકાર ઋષિવર્ય પ્રાદુર્ભાવ પામ્યો નહીં પરાધીન ભારતનુ એ કમભાગ્ય.

જ્યોતિ

હવે સ્વાધીન ભારતના સુભાગ્યને યાદ કરોને ઋષિના થોથાપોથાને ભૂલી, સ્ત્રીપુરુષના સમાન અધિકાર સ્વીકારતા હિન્દી પાર્લામેન્ટના નવા હિન્દુધારાને અભિનદોને !

ચદ્રકાન્ત

જરૂર. સ્ત્રીઓની દશા ઊંચી લાવનાર સર્વ પ્રયત્નોને હુ સહૃદયતાથી વધાવુ છુ પણ દંપતીસબધમા પ્રેમ, ભાવના અને હૃદયની મહત્તા છે, નહીં કે અધિકાર અને સમાનતાની અને બુદ્ધિવાદનો નવો કોડ, ભાગ્યે જ દપતીમા પ્રેમ ઉત્પન્ન કરી શકશે કે બે હૃદયને જોડી શકશે !

જ્યોતિ

ભાવનાથી કઈ થતુ નથી બુદ્ધિથી જગત જિતાય છે. પણ મારે તો ઘણુ કામ છે. ઘરમા સમારકામ ચાલે છે અને નવા બાધકામની યોજના નક્કી કરવા પ્રતાપ પ્લાનો લઈને આવનાર છે પછી મારા સન્નારી સમાજનો મત્રી વાર્ષિક કાર્યક્રમ નક્કી કરાવવા આવનાર છે પછી સૌદામિની સાથે હૉસ્પિટલની કમિટીની મીટિંગ છે, ત્યા જવુ છે. વળી જુવેનાઈલ કોર્ટમા પ્રિસાઈડ કરવાનો આજે વારો છે અને બપોરે ત્યા જવુ છે. ત્યાથી પરભારું જ વિમેન્સ કાઉન્સિલની મીટિંગમા જવુ છે. એટલે આપનો વૃથા વિનોદ આપને મુબારક હો મને તો ક્ષમા કરો !

[ બને હાથ ઊંચા કરીને જોડે છે, પછી ટેબલ પરથી ઊઠે છે, અને જાય છે ચદ્રકાન્ત એકલો જ બેસી રહે છે જ્યોતિના વચનથી તેનું હૈયુ ઘવાયુ છે, એ તેની મુખમુદ્રા ઉપરથી સ્પષ્ટ રીતે વ્યક્ત થાય છે]

# સખી કે સન્નારી?

ચંદ્રકાન્ત

જ્યોતિને આ ચર્ચામા રસ પડે તેમ નથી. મને લાગે છે કે મારા વિચારો અને હુ પાછળ રહી ગયા છીએ જે ઝડપથી દુનિયા ધાયે જાય છે, તેની બરોબરી ખરેખર હુ કરી શક્યો નથી શુ હુ એક બેક નંબર (back number) થઈ ગયો?

[ઊઠે છે રૂમમા બે હાથ પાછળ એકમેકમા ભરાવી નીચુ જોતા વિચારમા આટા મારે છે]

ભાવના, પ્રેમ, કર્તવ્ય શુ એ હવે પુરાણી ફેંકી દેવા જેવી સામગ્રી થઈ ગયા? શુ પ્રત્યક્ષ જ અને બહારનો આડંબર અને ઉપરનો પત્રવ્યવહાર જ ગ્રહણ કરવા યોગ્ય બની ગયા? હૃદયની પ્રીતિ કરતા દેખાવનો પ્રેમ સમાજમા અગ્રસ્થાન પામ્યો છે? હરિ! હરિ! કેવુ પરિવર્તન!

[ભીતે જ્યોતિની છબી છે તે પાસે ઊભો રહે છે]

બી એ. પાસ થઈ કોન્વોકેશનના ઝભ્ભામા જ્યોતિ કેવી શોભે છે? જ્યોતિ— વહાલી જ્યોતિ, આપણે કેવા આનંદથી, કેવા પ્રેમથી પરણ્યા? જે દિને તારો કમનીય કંકણધારી કોમળ કર મારા જમણા હાથમા, અગ્નિ સમક્ષ મેં ગ્રહણ કર્યો, તે સુખના સારરૂપ પરમ આનંદમય અને મહાન ઉત્સવ હતો. અને વીસ પચ્ચીસ વર્ષ વહી ગયા, પણ જાણે કાલે જ એ કેમ ન બન્યુ હોય, એમ એ અદ્વિતીય પ્રસગ મારી સમક્ષ ખડો થાય છે.

[છબીની જોડે પોતાની છબી ટાગેલી છે તે જોઈ]

આ મારો ફોટો. એડ્વોકેટના ઝભ્ભામા પહેલીવાર કેસ જીતી આવ્યો ત્યારે જ્યોતિના આગ્રહથી પડાવેલો. અહા! શુ તે પ્રેમ! કેવો ઉલ્લાસ? કોર્ટથી આવુ, ત્યારે બારણામા એ પ્રેમાળ જ્યોતિ આવકાર આપતી ઊભી હોય આવતાની સાથે જ ચા પીતાપીતા કોર્ટમા શુ કર્યું, શું બન્યુ તેનો અથથી ઈતિ સુધી સવિસ્તર ઈતિહાસ જ્યોતિને કહુ. ધ્યાનપૂર્વક, અમૃત વરસાવતી એકીટસે જોતી જ્યોતિ તે સાભળ્યા જ કરે અને તેના ઉત્તેજન, આશ્વાસન કે સૂચનના મધુર વચનો સાભળું ત્યારે જ મને ચેન પડે પછી બન્ને સાથે ચાલીને ફરવા જઈએ, અને એકબીજાં સિવાય અન્ય કંઈ નહીં નીરખતાં

નાની મોટી, ગાડીઘેલી અર્થવાળી કે અર્થ વિનાની અસંખ્ય વાતો કરીએ અને આંખોના ડોળા જે તરફ જુએ તે તરફ બન્ને સાથે જ સરખા જ ફરે તેમ બન્નેના વિચારો એક જ સરખા હોય. જાણે બે હૃદયનુ સપૂર્ણ ઐક્ય કેમ ન દર્શાવતા હોય! ઘેર પાછા ફરતા જ્યોતિ રસોઈ કરવામા ગૂથાય ત્યારે હુ કા તો સાહિત્ય વાચુ, કા તો હારમોનિયમ વગાડી ગાઉં અને જમતા જમતા વાચેલુ હોય તેની જ્યોતિ સાથે ચર્ચા કરુ, કે જ્યોતિ પાસેથી મારા સગીતની અને સુરીલા કઠની પ્રશસા પામુ! જમી, બીડી વાંચુ, પણ જ્યોતિ વાસણકૂસણ સાફ કરતી હોય ત્યા કાયદાનો પ્રશ્ન પૂછવા પહોચી જાઉં, અને જ્યોતિ સ્મિતપૂર્વક, અમીનજરે મારા સવાલનો જવાબ મારી પાસે જ અપાવે! અરે કેવા તે સુખી દિવસો! કેવુ તે પ્રેમી યુગલ અમારું હતુ!

(નિશ્વાસ નાખીને) હાય! ગયા, તે ન ભૂલી શકાય તેવા પરમ આનંદના અને સુખના દિવસો.

હુ સફળતા પામ્યો, ધન પામ્યો, ખ્યાતિ પામ્યો, સુન્દર પુત્રીરત્ન પામ્યો. તેને ભણાવી, પરણાવી તે પ્રેમાળ પતિની સહચરી બની અને અમે પાછા બેના બે જ રહ્યા જે જ્યોતિએ મને ઉત્સાહ આપી આગળ ધપાવ્યો, મારી ગરીબ સ્થિતિમા મારુ ઘર ખબર ન પડે એમ કરકસરથી અને અથાગ પરિશ્રમ લઈ ચલાવ્યુ, તે પ્રિય જ્યોતિને ધન ખરીદી શકે તેવી સાસારિક સર્વ સગવડ આપતા કે જ્યોતિને બધુ સુખ મળે, જ્યોતિ બહાર આવે, તેની વિદ્યા અને શક્તિનો વિકાસ થાય, જ્યોતિ સમાજમા અગ્રભાગ લે એ સ્વપ્ના સેવતો અને પ્રયત્નો કરતો હુ વર્ષો સુધી થાક્યો નહી, હુ ધારાશાસ્ત્રી તરીકે મોખરે આવ્યો, જ્યોતિ પણ સમાજમા અગ્રપદે આવી અહા! પણ એ બધામાથી કેટલુ મેળવ્યુ, ગુમાવ્યુ, તે નિર્દય વિચાર હૃદયને વિદારી મૂકે છે.

[જ્યોતિ બહાર જવાના સુન્દર કલામય વસ્ત્રોમાં સજ્જ ઓરડામા પ્રવેશે છે 'ચદ્રકાન્ત વિચારવમળમાથી જાગે છે]

# સખી કે સન્નારી?

જ્યોતિ

જુઓ, રખે ભૂલી જતા આજે ડિનર પર આપણે ન્યાયમૂર્તિ શિવરાવને તથા મિસિસ મદાકિની રાવને નોતર્યા છે સાડા આઠનો સમય આપેલો છે. સૌદામિની તથા પ્રતાપ અને બહેન રમા તથા ડૉ. મનોહર આવનાર છે, પણ તેઓ તો ઘરના એટલે વહેલા આવશે.

ચંદ્રકાન્ત

જ્યોતિ, મને યાદ છે. હુ વખતસર તૈયાર થઈ જઇશ. પણ મારા જુનિયર સુરેશ તથા તેની પત્ની હસાને તેં નિમંત્ર્યા નહીં?

જ્યોતિ

ના, તમે મને કહ્યુ તો હતુ, પણ હજી તેઓને બહુ મોટી વ્યક્તિઓ સાથે ભળવાને વાર છે. વળી ગયે આઠવાડિયે જ તેઓને નિમંત્ર્યા હતા.

ચંદ્રકાન્ત

પણ જ્યોતિ, હસાને હળવામળવાની બહુ હોશ છે, બિચારીને કુટુબમા કે મિત્રોમા આપણા સિવાય બીજું કોઇ નથી બીજુ કાઈ નહીં, તો સુરેશ સાથેના સબધને ખાતર તો આપણે તેને બોલાવ્યાં કરવી જોઇએ, અને આપણે તેમને ઘેર પણ જવુ જોઇએ

જ્યોતિ

તમે બહુ ભલા છો, ભોળા છો. જરા પોતાની સ્થિતિનો તો તેમણે વિચાર કરવો જોઇએને? ક્યા તમે અને ક્યા સુરેશ? વળી હુ તો સ્વપ્નેય હસાને ઘેર જાઉ નહીં

ચંદ્રકાન્ત

જ્યોતિ! તુ શુ બોલે છે? આપણને આવુ સંકુચિત માનસ શોભે?

જ્યોતિ

કોણ કહે છે કે સંકુચિત માનસ? એ તો વ્યવહાર છે, સાગ સમાજમા સૌ તેને સ્વીકારે છે. દરેક વ્યક્તિએ પોતાનુ સ્થાન તથા પોતાના અને બીજા વચ્ચેનુ અતર તો સમજવુ જોઈએને? આમ ઉતાવળ કરી, આગળ આવવા મથશે તો તમારી હંસા સખત ઠોકર ખાઈ બેસશે સુરેશને તમારે ચેતાવવો જોઈએ, ખોટી રીતે ચડાવવો જોઈએ નહીં ત્યારે હુ જાઉં છું.

[ જ્યોતિ ત્વરાથી ચાલી જાય છે ]

ચન્દ્રકાન્ત

અરે! પ્રભુ! આ તે જ્યોતિ કે જેના અને મારા વિચારોનુ અહર્નિશ ઐક્ય હતુ! એ જ્યોતિ કે જેને મને જોતા અને સાભળતા તૃપ્તિ થતી નહીં, એ જ્યોતિ કે જે મારા કાર્યોમા, પિતાની જેમ મને ઉત્સાહ આપતી, માતાની જેમ ભૂલો માટે આશ્વાસન આપતી, ગુરુની જેમ ભવિષ્યનુ માર્ગદર્શન કરતી! હાય! ખરેખર, હુ ભૂતકાળમા જ જીવુ છું. આ તો નિશ્ચય તે જ્યોતિ છે કે જેણે સમાજમા નામ કાઢ્યુ છે, સ્ત્રી અને કેળવણી સસ્થાઓની જે અગ્રણી છે, આધુનિક ઢબની રીતભાત અને આચાર વ્યવહાર માટે જે દૃષ્ટાત લેવા યોગ્ય છે, વ્યવસ્થા, કાર્યદક્ષતા, મહેનત, અધ્યયન, યોજના, કલા, વિદ્યા, નિયમ, ઇત્યાદિ ગુણો માટે શહેરભરમા પકાયેલી એક અને અદ્વિતીય છે! હાય, પણ તે એ જ્યોતિ હવે રહી નથી કે જે પરણ્યા પછી પહેલો હુ તેને છોડી અમદાવાદ એક કેસ માટે જઈ રહ્યો હતો, ત્યારે મને બાઝી ડૂસકા ભરતી કહેતી હતી કે, 'વહાલા ચંદ્ર, મને સાથે કેમ નથી લઈ જતા? વનવાસમા પણ રામ સીતાને સાથે લઈ ગયા હતા, તો પ્રિય ચદ્ર, તમારી આ રક પરાયણા સીતાને છોડી તમે કેમ જઈ શકો છો?"

ઓ પ્રભુ, શા માટે તેં મને આવો અનુપમ પ્રેમ પાયો જો તારે આવી રીતે મને વંચિત જ કરવો હતો તો? અરેરે! કેવુ હૃદયભેદક પરિવર્તન! વિચારોમા, આચારમા, ધીમે ધીમે કેટલુ ન ઓળગી શકાય તેટલુ અંતર પડી ગયુ! ઓ દુર્ભાગી નિસ્તેજ ચદ્ર, નભોમંડળમા- હવે તારુ શું કામ છે? જેના શાત હૃદય ઉપર મસ્તક મૂકી રહ્યો હતો તે નિશા ઘોર બની અને અતે તને છોડી ચાલી જાય છે, તો ક્ષિતિજમા જ તુ હજી કેમ અલોપ થઈ જતો નથી?

[ બેસી, ટેબલ ઉપર માથુ ટેકવે છે, ડુસકા ભરે છે, ટેબલ પર માથું પછડાય છે ]

★

## દશ્ય બી



### સમય

તે જ સાંજે સાડાસાત વાગ્યાનો

### સ્થળ

ચંદ્રકાન્તના બંગલાનો સુશોભિત ડ્રોઈંગરૂમ

[ ચંદ્રકાન્ત ડિનર માટે યોગ્ય સુશોભિત પોશાકમાં સજ્જ થઈ પ્રવેશ કરે છે ]

ચંદ્રકાન્ત

સમયસર તૈયાર થઈ ગયો; પણ આજનો દિવસ ભારે મહેનતનો ગયો

[ ડૉ મનોહર તથા રમા પ્રવેશ કરે છે ]

આવ મનોહર; આવ બહેન રમા.

રમા

પ્રણામ ભાઈ, કેમ છો ?

મનોહર

How are you old chum ? (કેમ છો મારા જૂના મિત્ર ?) કાલે તો આખો દિવસ તને જોયો જ નહીં.

ચંદ્રકાન્ત

ખુશ છું, બહેન રમા, તમે બને આનંદમાં ?

[ મટર ટેબલ આસપાસ સોફા ચેર પર ગોઠવાય છે ]

રમા

હા, જી, પણ ભાઈ, કાલે તો તમે ક્યાંય દેખાયા જ નહીં ?

ચંદ્રકાન્ત

આજના વિકટ કેસ માટે તૈયારી કરવી હતી, તેથી મોડી સાંજ સુધી ચેમ્બરમાં જ હતો. પછી ભોજનનો વખત થઈ ગયો, અને રાબેતા મુજબ તમારે ત્યાં આવવાનું બની શક્યું નહીં, અને પરભાર્યો જ ઘેર આવ્યો.

મનોહર

કારણ ડિનર ટાઈમે હાજર ન હોય તો ભાભીજી જવાબ લે.

રમા

મારા ભાભી જેવા નિયમિત તો કોઈક જ હશે.

મનોહર

ચદ્ર, કેસનુ શુ થયુ? તુ જીતી આવ્યોને?

રમા

હેં ભાઈ, બિચારા નિર્દોષને તમે છોડાવી દીધો ને?

ચંદ્રકાન્ત

ઇશ્વરે લાજ રાખી, બ્હેન!

રમા

ભાઈ, શુ થયુ?

મનોહર

થાય બીજુ શુ? ચદ્રને મળી એક વધુ brilliant success (ઝળકતી ફત્તેહ) એક નવો causc celibre (જાણીતો દાવો) તેના જિતાયેલા દાવાઓની પરપરામા ઉમેરાયો.

ચંદ્રકાન્ત

Thank you (ઉપકાર) મનુ, deeply obliged (ખૂબ આભારી થયો). રમા, દેખીતી રીતે આરોપી સર્વંશ દોષિત જ લાગે એવો સજોગોનો પ્રપચ હતો, પરતુ મારુ હૃદય સાક્ષી પૂરતુ હતુ કે એ કેવળ નિર્દોષ, વખાનો માર્યો, કોઈક રક માનવી છે

રમા

ભાઈ, તમે તેની વહારે ધાયા?

મનોહર

હાસ્તો, બીજો એવો પરગજુ કોન્સેલ જન્મ્યો છે?

ચંદ્રકાન્ત

એઈ! મશ્કરી કરે છે કે મનુ? ખબરદાર!

[મનોહરની પીઠ પર ધબ્બો મારે છે, પછી રમા તરફ ફરી.]

રમા, કેસ થતા તે બિચારો સેશન્સ કમીટ થયો.

મનોહર

અને ત્યા ગરીબના બેલી ભગવાને આપણા આ ભાઈસાહેબરૂપી દેવદૂતને તેનુ રક્ષણુ કરવા મોકલી દીધા, નહીં વારુ?

[એમ કહી ચન્દ્રને ગાલ પર પ્રેમથી નાની થાપટ મારે છે]

ચંદ્રકાન્ત

દેવદૂતને નહીં, પણ એક અદના એડ્વોકેટને તો જરૂર

મનોહર

મિનિટને હિસાબે જેને ત્યા ટંકશાળ પડે છે એવા અદના એડ્વોકેટ! તારા જેવા ભાઈ સૌને હજો.

ચદ્રકાન્ત

Let me finish, Manu! Please don't interrupt, for a moment (મનુ, મને પૂરુ કરવા દે, જરા એક પળ માટે વચ્ચે નહીં બોલ) (રમા તરફ જોઈ) બહેન, આખો દિવસ આજે એક પગ પર જ રહેવુ પડ્યુ, પણ ઈશ્વરકૃપાથી આરોપસમર્થન માટેના લગભગ બધા સાક્ષીઓ તારા ભાઈની ઊલટ તપાસમા ખોટા પડ્યા આરોપી નિર્દોષ જાહેર થયો. એક અસહાય દોષહીન વ્યક્તિ મોતના મુખમા જતા બચી ગઈ

રમા

શાબાશ, ભાઈ, ગરીબના બેલી રામ, તમે એક ગરીબની વહાર કરી તેની આતરડીની આશિષથી તમારુ હૃદય ખૂબ ઠરશે.

મનોહર

હજારો રૂપિયાને બદલે એ તો તને અવશ્ય મળશે, ચદ્ર!

ચદ્રકાન્ત

આત્મસતોષ પાસે ધનનુ શુ મૂલ્ય છે, ડોક્ટર? બહેન, ઈશ્વરની અનહદ કૃપા, મારી લાજ આજે રહી ગઈ.

રમા

ભાઈ, સહૃદય અભિનંદન.

[ એક નિમંત્રિત ડિનર માટે મનહર આમંત્રણથી પ્રવેશ કરે છે ચંદ્રકાન્ત તથા મનોહર ઊભા થાય છે ]

જ્યોતિ

આવો મનોહરભાઈ, રમાબહેન, પ્રતાપ અને સૌદામિની હજુ નથી આવ્યા? (રિસ્ટવૉચ પર નજર નાખી) આવતાં હશે!

[ સૌ બેસે છે ]

રમા

સુરેશ અને હંસા પણ આવવાનાં છે ને ભાભી?

જ્યોતિ

તેમને કહ્યું નથી.

મનોહર

ચંદ્ર, તું તો કહેતો હતો કે એ યુગલ પણ આવનાર છે! મારે સુરેશની કૉલેજના લાભાર્થે એક ટ્રસ્ટ-ડીડ વિષે કાયદાની કંઈક સલાહ લેવી હતી.

ચંદ્રકાન્ત

હા, પણ પૂછ જ્યોતિને.

જ્યોતિ

મનોહરભાઈ, ટેબલ પર જગ્યા હતી નહીં, અને આજની પાર્ટી નાનકડી–exclusive (વિરલ) છે તેને બગાડવી નહોતી.

મનોહર

On the contrary, Jyotibahen, they are a fine couple and would grace and enliven any party. Besides, you know, Chandra is quite fond of his protege, young Suresh! (તેને બદલે એ સુંદર યુગલ કોઈ પણ પાર્ટીને શોભાવે અને પ્રફુલ્લિત કરે તેવું છે; વળી ચંદ્રનો તેના જુવાન ભાગીદાર પર પ્રેમ છે.)

રમા

ભાભી, આજે ભાઈ એક મોટો કેસ જીતી આવ્યા તે સાંભળ્યું?

## ગમી કે ગમાડી?

જ્યોતિ

એમ ! મને ખબર નથી

મનોહર

ઘર અને બજારની જંજાળમાંથી મોટા ભાઇ સાથે વાત કરવાની ફુરસદ મળે તો આપને ખબર પડે ?

ચંદ્રકાન્ત

જ્યોતિ, એક ખૂનનો સેશન્સ કેસ હતો. આરોપી મારી પાસે આવ્યો, અને મને નિર્દોષ લાગ્યો. મેં તેનો કેસ લીધો અને દસ દિવસની સખત મહેનતને પરિણામે એ બિચારો બચી ગયો. પ્રભુની કૃપા !

જ્યોતિ

ત્યારે કાંઇ ફી તો નહીં મળી હોય ?

ચંદ્રકાન્ત

તદ્દન મુફલિસ અને રંક હતો.

મનોહર

હજારો રૂપિયાને બદલે હજારો આશીર્વાદ તો લઈ આવ્યા, જ્યોતિ બહેન !

જ્યોતિ

મનોહરભાઈ, વ્યક્તિને સહાય કરતા સમાજને સહાય કરવી મને વધુ ઉપયોગી લાગે છે તમારા ભાઇએ એટલો સમય ફીવાળા કેસોમાં આપ્યો હોત તો લગભગ દસહજાર રૂપિયા મળત, અને તે રકમ તેમણે સાર્વજનિક હિતના કાર્યમા આપી હોત તો તેથી સમાજનુ વધુ શ્રેય થઈ શકત એ મારી તો માન્યતા છે.

રમા

પણ ભાભી, એક માણસ બીજાને મદદ કરી તેની જિન્દગી બચાવે એ માનવતા એ કંઈ ઓછી વાત છે ?

જ્યોતિ

હશે, હુ તો વધારે કલ્યાણ શેમા છે તે બતાવતી હતી

સૌદામિની

Oh Jyotibahen, you hold some funny views on things ! (અરે જ્યોતિબહેન, તમે કેટલાક વિષય પર વિચિત્ર વિચારો ધરાવો છો !)

[ પ્રતાપ તથા સૌદામિની પ્રવેશ કરે છે ]

Hello Pratap ! ( આવો, પ્રતાપ ! )

[ ચંદ્ર અને મનોહર ઊભા થાય છે ]

જ્યોતિ

આવો બંને કેમ મોડા થયા ?

[ સૌ બેસે છે ]

સૌદામિની

બા, આવવું હતું તો સાડાસાત વાગ્યે જ, પણ પ્રતાપ ઑફિસથી ખૂબ મોડા આવ્યા.

પ્રતાપ

એક ધનિક ગ્રાહક સાથે આરસમહેલ બાંધવાની ચર્ચામાં વખતનું ભાન રહ્યું નહીં. દોષ મારો છે, બા

ચંદ્રકાન્ત

(પ્રતાપ તથા સૌદામિની પાસે આવી બન્નેને એકેક હાથ લગાવી) પ્રતાપ! મારી દામુ! તમે કુશળ તો છો ને ? ચાર પાંચ દિવસે તમોને જોયા.

સૌદામિની

હાજી, બાપુ! થેંક્યુ પ્રતાપને કામમાંથી ખાવાની ફુરસદ પણ મળતી નથી.

[ જ્યોતિ તથ ા રમા એક બીજાને ન સભળાય તેમ વાત કરે છે ]

પ્રતાપ

બાપુ, બાંધકામની વસ્તુઓ પરથી અંકુશ નીકળી જતાં ધૂંધવાઈ બેઠેલી ઘરોની માગ એકીસાથે બહાર નીકળી પડી છે

મનોહર

વળી પ્રતાપ જેવા artist architect (કલાકાર ઈજનેર) આજે બીજો દેખાય છે?

પ્રતાપ

Thanks for the compliments, Doctor! (પ્રશંસા માટે આભાર, ડોક્ટર!) The fact is I see so much under ground wealth these days, I wish to bring it all out quickly, to high prominence. (એટલું બધું ધન જમીન તળે દટાયેલું હું હમણાં જોઉં છું કે તેને સત્વર બહાર ઊંચે લાવવા ઈચ્છું છું.)

મનોહર

And thereby combat inflation what? (અને તેમ કરીને ફુગાવાનો સામનો કરવો છે નહીં?) Our young building architect is also a public benefactor. (આપણો ઊગતો જુવાન ઇજનેર વળી સમાજ સુધારવા પણ પ્રયાસ કરે છે)

જ્યોતિ

(રમા સાથેની વાત પૂરી કરી) મનોહર, શું તમે કલકત્તા જનાર છો?

મનોહર

હા, બહેન, આપણી યુનિવર્સિટીને બીજો કોઈ જડ્યો નહીં, એટલે સેવકને પોતાના પ્રતિનિધિ તરીકે ઓલ ઇંડિયા યુનિવર્સિટીઝ કૉન્ફરન્સ પરમ દિને કલકત્તામાં ભરાનાર છે તેમાં હાજરી આપવા મોકલે છે.

પ્રતાપ

Congratulations, Doctor It is a great honour! (અભિનંદન; ડૉક્ટર, એ તો એક મોટું માન છે!)

મનોહર

Honour, yes. But what about hardships? (માન ખરું, પણ જહેમત અને મહેનતનું શું?)

ચંદ્રકાન્ત

'ક્યારે નીકળવું પડશે, મનુ?

મનોહર

આવતી કાલે સવારે, સાન્તાક્રુઝથી પ્લેનમા.

જ્યોતિ

પણ સાથે રમાનુ શું કામ છે? બે દિવસ એકલા રહેશો તો શું થઈ જશે?

મનોહર

કા, તમારે રમાનુ કંઈ કામ છે?

જ્યોતિ

જાણુતા નથી મનોહરભાઈ, કે અમારા સ્ત્રીસમાજનો હુન્નરઉદ્યોગ વિભાગ રમાના હાથ નીચે છે?

મનોહર

જ્યોતિબહેન, તમે જાણુતા નથી કે મારા હૃદયનો વિશેષ ભાગ પણ રમાના હાથ નીચે છે?

જ્યોતિ

પરણ્યે વર્ષો વીતી ગયા, પણ તમે બન્ને 'હની મૂનર્સ' (Honey mooners) હજી મટ્યાં નહી. હવે એ તમોને શોભે છે?

મનોહર

જ્યોતિબહેન, મને તો એવુ જ રહેવુ ખૂબ ગમે છે, પણ તમોને તો તેથી લજ્જા નથી આવતી ને?

[સર્વે હસે છે]

જ્યોતિ

અરે, શુ મનોહરભાઈ, અઠવાડિયામા બબ્બેવાર તમે રમાને તેના 'ઉપયોગી કામમાથી ઘસડી' જાઓ છો! બપોરે સાડાત્રણ વાગ્યાનો 'હુન્નર ઉદ્યોગગૃહ'નો વખત. ત્યારે જ તમારે તેને સિનેમામાં ઘસડી જવી. કર્તવ્ય છોડાવી તમારે તેને તમારી મોજનુ સાધન જ બનાવવાનુ. તમારા જેવા વિદ્વાનને આ યોગ્ય લાગે છે?

મનોહર

બહેન, એમા તો રમાનો જ દોષ લાગે છે. હું તો કહુ છુ કે સ્ત્રીમંડળની સેવા પ્રથમ, પતિનો પ્રેમ અને અનુકૂળતા પછી; પણ ગાડી

માનતી જ નથી. ખરેખર ચંદ્રભાઈની એ બહેન પણ તેના જેવી જ old fashioned (જૂના વિચારની) રહી ગઈ. અજાયબી છે જ્યોતિબહેન, કે બેમાથી એકકેયને આપ સુધારી શક્યા નહીં અરે તેઓ બને તો હજુ રામાયણના જમાનામા જીવે છે. (બંને તરફ જોઈ) ગાંડાઓ!

ચંદ્રકાન્ત

(મનોહરને) I plead guilty, your Lordship! (હુ ગુનો કબૂલ કરુ છું, નામદાર!)

જ્યોતિ

સૌદામિની, મનોહરભાઈ જિદ છોડશે નહીં એ તો રમાબહેનને કલકત્તા લઈ જશે જ. માટે બહેન, આ બે દિવસ 'હુન્નર ઉદ્યોગ વિભાગ' તું સંભાળી લઈશ? પ્રદર્શન ભરાવાને થોડા દિવસ બાકી રહ્યા છે. હવે તેના ઉપર કોઈએ ધ્યાન આપવુ જ જોઈએ.

સૌદામિની

બા, હુ બેચાર દિવસ સંભાળી લઈશ, નિશ્ચિત રહેજો.

રમા

થેંક્યુ, બહેન દામુ, તે મારા માથા ઉપરથી ભાર ઉતાર્યો. ભાભી નારાજ થાય તે મને ગમે જ નહીં, તેમ જ ડૉક્ટરને એકલા મૂકાય નહીં તુ બહેન, મારી વહારે ધાઈ, થેંક્યુ.

ચંદ્રકાન્ત

રમા, માધવને તો અહીં જ મૂકી જઈશ ને? કેમ જ્યોતિ?

જ્યોતિ

ખુશીથી. જો કે હું તો બાળકોને self help કરવાની તક મળે તો ગુમાવી દઉં નહીં. (રિસ્ટવૉચ જોઈને) હવે ન્યાયમૂર્તિને આવવાનો વખત થયો છે. આપણે સૌ બાલકનીમાં તેમને આવકાર આપવા બેમીશું?

ચંદ્રકાન્ત

જરૂર; ચાલો .....સૌ......મનોહર, રમા, પ્રતાપ, દામુ!

[ નામ લેતા સૌને પ્રેમથી હાથ લગાડે છે ]

ચાલો, બાલકનીમાં બેમીએ.

[ જ્યોતિ [illegible] બીજા પાત્રો [illegible]
એમ સૌ જાય છે ]

## દશ્ય ત્રીજું



**સ્થળ**

પ્રતાપના સુંદર ફ્લેટનું દીવાનખાનું.

**સમય**

બીજા પ્રવેશના બનાવને એક મહિનો થયા પછી, સવારે ૧૦ વાગ્યાનો.

[ પ્રતાપ તથા સૌદામિની બેઠા છે ]

**સૌદામિની**

અરે ઈશ્વર, એ કેવો પ્રાણઘાતક હૃદયદ્રાવક અકસ્માત! આવા ભલા પ્રેમી યુગલનો આવો કરુણ અંત!

[ આંસુ સારે છે ]

**પ્રતાપ**

હજી તો આપણે ડૉ. મનોહરનું યુનિવર્સિટી કૉન્ફરન્સ સમક્ષ કરેલું અતિશય વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાન છાપામાં વાચતાં હતા, ત્યાં એ ન માની શકાય તેવા માઠા સમાચાર આવ્યા. કલકત્તાથી પાછા ફરતા એરોપ્લેન અકસ્માતમાં ડૉ. મનોહર તથા રમાબહેન બંને માર્યા ગયાં. મહિનો થઈ ગયો, પણ એ કમનસીબ બનાવ જાણે કાલે જ ન બન્યો હોય! અરે રે દૈવ, તેમના સ્નેહીઓ પર તેં શા માટે આ વજ્રપાત કર્યો?

**સૌદામિની**

પ્રિય પ્રતાપ, બિચારો માધવ માબાપ વિનાનો થઈ ગયો આપણે હવે એ ભલા પ્રેમાળ વડીલ મિત્રો વિનાનાં થઈ ગયા રમાફોઈ વગર હવે હું મારી વાત કયાં કરવા જઈશ? મારા સુખદુઃખમાં કોણ ભાગ લેશે?

[ ડુસકાં ભરે છે ]

**પ્રતાપ**

દામુ, એ વહાલા મહાનુભાવ મિત્રોનો વિયોગ આપણે કદી ભૂલી શકીશું નહીં, પણ બાપુના દુઃખનો વિચાર કરી તારે ધૈર્ય ધરવું ઘટે.

## સખી કે સન્નારી?

સૌદામિની

હાય; હવે બાપુ ક્યાં દિલ હાલવશે? વાત કોની સાથે કરશે? આ સમાજ અને સાર્વજનિક કાર્યોંમા ખૂબ ગૂંથવાઈ ગયા પછી બાપુનું મન મળવાનું સ્થાન માત્ર તેઓ હતા.

પ્રતાપ

રમાબહેનને બાપુએ પુત્રીના માફક ગણી હતી. ભણાવી, સુસંસ્કાર રેડી, પોતાના પરમ મિત્ર જોડે પરણાવી, સુખી કરી હતી અને તેના સુખમા બાપુ રાચતા. રમાબહેને બહેનનું જ નહીં, પણ તેમને માટે સખી અને માતાનું સ્થાન લીધું હતું. ડૉ. મનોહર સાથે શાળામાંથી જ થયેલ મૈત્રી, તેવી ગાઢ મૈત્રીનો અને વિચારનો મેળ ભાગ્યે જ કોઈએ બે મિત્રો વચ્ચે જોયો હશે. સૌદામિની, તેઓના જવાથી બાપુની ખોટ આજે સૌથી મોટી ન પુરાય તેવી છે

સૌદામિની

વહાલા, બાપુનું શું થશે? અઠવાડિયા થયા તેઓ નથી બરાબર ખાતા કે પીતા. નથી બોલતા કે ચાલતા. વિચારમા ગરકાવ, એકલા, શૂન્યમનસ્ક ચહેરે ઘરે બેઠા રહે છે. તેમની તબિયત આમ તો બગડી જશે.

પ્રતાપ

દામુ, મને પણ બાપુની ખૂબ ચિન્તા થાય છે. તેઓ અદ્વિતીય મહાન ધારાશાસ્ત્રી છે, છતાં પ્રેમભાવના અને વાત્સલ્યથી પૂર્ણ છે. ધંધામા સફળતા, સમૃદ્ધિ કે સન્માન કશાથી તેમની સહૃદયતામા ન્યૂનતા આવી શકી નથી દામુ, મને ભય લાગે છે કે કદાચ આ આઘાત તેઓ પ્રેમીઓની મદદ વિના સહન પણ કરી શકે નહીં!

સૌદામિની

અરે, તો આપણું શું થશે? ઓ વહાલા, કાંઈ રસ્તો બતાવો કે એના અનિષ્ટમાથી બચીએ.

પ્રતાપ

કમનસીબે આપણી બન્નેની ઉંમર બાપુના પ્રમાણમા નાની છે. ખરું સખ્ય 'સમાનવય, શીલ અને ટેવોવાળા વચ્ચે જ થઇ શકે. છતા બાપુના

હૃદયમા ડૉ મનોહર તથા રમાબહેનનુ જે સ્થાન હતુ, તે યત્કિંચિત પણ પ્રાપ્ત કરવા આપણે પ્રયત્ન કરી, સૌમ્ય માયાળુ સહૃદય બાપુનો સંતાપ હલકો કરવા મથીશુ

સૌદામિની

વહાલા, આપ બાપુના જમાઈ છો, છતા તેમના પ્રત્યે પોતાના પિતા કરતા વધારે પૂજ્યભાવ તથા પ્રેમ ધરાવો છો

પ્રતાપ

દામુ, પૂજ્યભાવ અને આકર્ષણનુ કારણ સબધ કરતા બાપુનો પ્રેમાળ તથા માયાળુ સ્વભાવ, સરલતા, નિરભિમાન અનો પરગજુપણુ છે. દામુ, બાળક માધવને બાએ પચગની રેસિડન્શિયલ સ્કૂલમા મોકલી આપ્યો તે ઠીક કર્યુ ?

સૌદામિની

માધવનુ ભણતર ન બગડે તેથી વિદ્યામય વાતાવરણમાં તેને રાખવો તેમા તેનુ વધારે હિત છે એ વિચારે બાને તેમ કરવુ યોગ્ય લાગ્યુ, પણ તેને પાસે રાખવાની બાપુની બહુ જ ઇચ્છા હતી

પ્રતાપ

દામુ, પ્રિયતમ મિત્ર અને વહાલસોયી બહેનના એક પૂરા લાડકડા સભારણાને બાપુ પાસેથી આ વખતે દૂર કર્યો એ ઠીક ન થયુ. વળી માધવ ખૂબ પ્રેમાળ માતાપિતાની અતિશય વાત્સલ્યમય છાયામા ઊછર્યો છે. તેના આ દુ:ખદ બનાવને હજી માસ પણ થયો નથી, તેટલામા પિતાતુલ્ય પ્રેમ રાખનાર મામાથી પણ છૂટો પાડવો એ ઠીક ન હતુ.

સૌદામિની

ખરું, બાપુ અને માધવ બંનેને આ ખૂબ સાલશે. પણ ખેર, બાને ગમ્યુ તે ખરુ જ.

પ્રતાપ

દામુ, બાપુ જ્યારે સ્વર્ગસ્થ યુગલને સ્મરી કચવાય છે, અને આસુ સારે છે, ત્યારે બા તેમને ભૂતકાળના બનાવને નહીં સભારવા અને પ્રત્યક્ષ જે કર્તવ્ય છે તે ઉપર ધ્યાન આપવા સૂચવે છે બાપુનુ દિલ દુ:ખ અને

દર્દથી ભરપૂર છે, ત્યારે તેમને આવા ઉપદેશ કરતા પ્રેમમય સાંત્વનની વધારે જરૂર છે બાપુને દિલ ખાલી કરતાં રોકવા એ ઇષ્ટ નથી. દાસુ, બાને સમજાવવા જોઇએ કે તે બાપુની વેદના યુક્તિથી હલકી કરે. બાના મનમા ઉતારવુ જોઇએ કે હાલમા બાપુને સહૃદય સંભાળ, માયા, સહાનુભૂતિ અને પ્રેમની અપેક્ષા છે, સૂચના, ચર્ચા કે ઉપદેશની નહીં દાસુ, આ માટે બાની સલાહ મેળવવી ખૂબ આવશ્યક છે.

[ ટેલિફોનની ઘંટડી વાગે છે, પ્રતાપ ફોન લે છે ]

હું પ્રતાપ, તમે? ગંગા! હા, સૌદામિની આ રહ્યાં દાસુ, બાની દાસી ગંગા તને બોલાવે છે

[ સૌદામિની ફોનમા વાત કરે છે ]

સૌદામિની

હું સૌદામિની. કેમ ગંગા, બાને ઠીક નથી? ક્યારથી? બાપુ ગયા ત્યારથી? બાપુ ક્યા ગયા? ગઈ કાલે બહારગામ ગયા? બાને શુ જણાય છે? તાવ છે? ખબર નથી પડતી? હજી ડૉક્ટરને બોલાવ્યા નથી? હા આવુ છુ, તુરત આવુ છુ.

[ ફોન બંધ કરે છે ]

(પ્રતાપને) બા સવારથી બેડરૂમમાથી બહાર નીકળ્યા જ નથી. ડૉક્ટરને બોલાવવાની ના પાડે છે. અજાયબી! બાપુ કેસ માટે બહારગામ ગયા હશે? કંઈ ખબર આપી નહીં?

પ્રતાપ

તું જા બા પાસે. હું ઓફિસે ચક્કર મારી જલદીથી આવું છુ. પણ તને પહેલાં બાપુને ઘેર મૂકતો જઇશ, ચાલ

[ બંને જાય છે ]

★

# દૃશ્ય ચોથું



## સમય

સવારના સાડાદસ વાગ્યાનો. ગયા પ્રવેશ પછી અરધા કલાકે

## સ્થળ

ચદ્રકાન્તનો બગલો, જ્યોતિનો બેડરૂમ

[ જ્યોતિ પલંગ પર બેબાકળી પડી છે. વાળ છૂટા છે. કપડા રાત્રીના જ છે અને સવારનુ કાઇ નિત્યકર્મ હજી કર્યુ ન હોય તેવી સ્થિતિમા દેખાય છે. આખ લાલચોળ, આખી રાત્રી નિદ્રા ન આવી હોય તેવી લાગે છે પલગ પાસેની ટીપાઈ ઉપર પાણીના 'જગ' અને 'ટમ્બલર' જોડે એક ઉઘાડા કાગળ સહિત કવર પડ્યુ છે. દાસી ગગા સારવાર કરતી હોય તેમ ઊભી છે સૌદામિની પ્રવેશ કરે છે ]

સૌદામિની

બા! બા! તને શુ થયુ છે?

[ પલગ પર બાજુએ બેસે છે. અને હાથ પકડી નાડી જુએ છે ]

જ્યોતિ

(સૂતી હતી તે બેઠી થઈને) અરેરે! શું હુ સ્વપ્ન જોઉં છુ? હાય, કેવુ ઘોર નિર્દય સ્વપ્ન!

[ આખ ચોળે છે ]

સૌદામિની

બા! બા! જવાબ દેને! એકાએક આ તને શું થઈ ગયુ? (કપાળ પર હાથ મૂકીને) બોલને બા!

જ્યોતિ

હા, હુ અપરાધી; બધો જ મારો દોષ! હુ "ક્રૂર," હુ નિષ્ઠુર, હુ

દયાહીન, હું સ્વાર્થી, અભિમાની, પ્રેમ શૂન્ય ! ઓ પતિ, ન્યાયાસનના પૂજારી પતિ, તમારો આવો ન્યાય !

[ માથુ ફૂટે છે ]

સૌદામિની

(જ્યોતિનો હાથ પકડી) શું કરે છે, બા ? ગંગા, ડોક્ટરને ટેલિફોન કર અને જલદી આવવાનુ કહે.

[ ગગા જાય છે ]

બા, મને કહે ને; એકાએક તને શુ થઈ ગયુ ?

[ જ્યોતિના બને હાથ પકડીને પ્રેમથી તેના મોઢા સામે તાકી રહે છે ]

શાતિ રાખ બા, શું થયુ છે ?

જ્યોતિ

સૌદામિની, હુ સ્વપ્ન જોઉં છુ ! જાણે તારા પિતા મને છોડીને ચાલ્યા ગયા ! નિરપરાધી પત્નીને રાક્ષસીરૂપ આપતા ગયા. તેમની શ્રી અને કીર્તિ વધારવાના વિચાર અને વર્તનમા જેણે પોતાનો ખ્યાલ કર્યો નથી, જેણે અહર્નિશ પતિગૃહ, અનુપમ, એક અને અદ્વિતીય અને સર્વ સમાજમા અપૂર્વ તેજથી ઝળહળતુ દેદીપ્યમાન બનાવવા પળભર આરામ કે વિશ્રાતિ લેવાનો વિચાર સરીખડો કર્યો નથી, એ કર્તવ્યપરાયણ અર્ધાંગીને સર્વ દોષ માટે એક બોલ પણ સભળાવ્યા વિના આરોપી ઠરાવીને ચાલ્યા ગયા, તજી ગયા ! ન્યાયના ઓ ઉપાસક, આવો તારો ન્યાય !

સૌદામિની

(વાસે, માથે, ગાલે હાથ ફેરવતી) બા, બા, ધીરજ ધર ! મૂર્તિમંત ધીરતા એવી તને, આ શોભે ?

જ્યોતિ

હા, હા, હા, હા ......(અટ્ટહાસ્ય કરે છે)......સૌદામિની, કેવુ વિચિત્ર, હૃદયવિદારક સ્વપ્ન આવ્યુ ! (આખ ચોળે છે) અરે, પણ હુ જાગી ઊઠતી કેમ નથી ? શું ત્યારે આ સ્વપ્ન નથી ? અરે પરમાત્મા, શુ આ સત્ય છે ? હાય, સૌદામિની, હુ સર્વ ખોઈ બેઠી. મારુ સર્વસ્વ ગુમાઈ ગયુ.

સૌદામિની

બા, મને કહે તો ખરી, મને સમજાવતો ખરી, આ બધુ તને શુ થાય છે? બાપુ ક્યા ગયા છે?

જ્યોતિ

હાય, સૌદામિની, તે પહેલા હુ મરી કેમ ગઈ નહીં?

[ ટેબલ પરનુ પરબીડિયુ આગળીથી બતાવે છે ]

જો સૌદામિની, આ કાતિલ તીર! વિશ્વાસ અને શ્રદ્ધાની ઢાલ ગુમાઈ જતા પ્રહાર ઝીલવા અસમર્થ બનેલા હૃદયને છેક સુધી વીંધી નાખી સાર્થક થયુ છે.

[ સૌદામિની પત્ર કાઢી વાચે છે ]

' જાજવલ્યમાન જ્યોતિ,

એક યન્ત્ર સમાન નિયમિત અને ક્રમશ ચાલતા જીવનવ્યવહારમાથી મનસ્વીપણે કોઇ પણ ક્રમનિયમથી અબાધિત, અમર્યાદિત વિહરવા, પ્રકૃતિના શુદ્ધ વાતાવરણમા વિશુદ્ધ શ્વાસોચ્છ્વાસ લેવા હું જાઉં છુ. હવે હુ શુ કરુ, એ હૃદયમર્મચ્છેદક પ્રશ્નનો ઉત્તર અહી મને મળે એમ નથી.

એક વખત આપણે એક પખીની બે પાખ હતા આજે તુ વ્યવહારકુશળ, ચતુર, સ્ત્રીસમાજશિરોમણી છે હુ ભાવનાશીલ, પ્રેમને ઝખતો, મૈત્રીવિહીન વિવેકશૂન્ય અભાગી પુરુષ છુ આવી ભાગીદારી કયા સુધી ચાલશે?

સમયની બલિહારી છે. કાળના પ્રભાવે કેવુ આશ્ચર્યમય પરિવર્તન કર્યું છે! તુ પ્રગતિને પથે ત્વરિત ગતિથી ચાલી, હુ મૂઢ મૂ ઝાઈ ગયો, અને દિગ્મૂઢ બન્યો, પાછળ રહી ગયો. આપણી વચ્ચેનુ અતર વધતુ ગયુ ને આજે તે અમાપ થઈ ગયુ

અરે, હું ક્રૂર, નિષ્ઠુર, હૃદયહીન, સ્વાર્થી, અભિમાની, પ્રેમશૂન્ય, આડબરપ્રિય કેમ ન થઈ શક્યો? તારો પ્રેમ, સહવાસ, આદર નભાવવા મારાથી કઇ જ ન બન્યુ પછી હુ એકલો પડી જાઉં તેમા કોણ અપરાધી?

જ્યોતિ, આજે આપણા વિચારોમા, દૃષ્ટિમા વિષમય વિષમતા છે માર્ગ દૂર અને ભિન્ન છે. પ્રતિદિન અતર વધતુ જાય છે આવા કમનસીબ સજોગોમા હું મારા અશ્રુરહિત, અત્યત રુદન કરતા મનને, સ્નેહરહિત શૂન્ય હૃદયને અને રૂ ધાતા પ્રાણને દૂરદૂર લઈ જાઉં છુ

જ્યોતિ, મારુ પાર્થિવ સર્વસ્વ તારુ જ છે તારો કાર્યક્રમ અને પ્રવૃત્તિ એટલા વિશાળ છે કે હુ તને ભાગ્યે જ યાદ આવીશ. તારી કીર્તિને લાછન ન લાગે તે માટે લગ્નોચ્છેદક શાસન

# ગણી કે ગમારી?

(Divorce Law) [illegible] નહીં [illegible] ગર્વ ગણાય [illegible] એનો અનાદર કરવા હું લાયક નહીં થાઉં.

[illegible] ભાવના કરતાં કર્તવ્ય મહાન છે. [illegible]

હું [illegible]. પ્રભુ તમને સુખ અને શાન્તિ આપો એ મારા ભગ્ન હૃદયની પ્રાર્થના છે [illegible] અને આર્તને, સ્નેહભૂખ્યાને, [illegible] શું [illegible]!

લિ

અભાગી

કૃષ્ણપક્ષનો નિસ્તેજ ચંદ્ર.

(પત્ર વાંચી રહ્યા પછી) અરે બાપુ! બાપુ! મારા વહાલા બાપુ, આ તમે શું કર્યું? હાય, બાપુ ચાલ્યા ગયા? ઓ પરમેશ્વર, અમે અનાથ થઈ ગયા? ઓ બાપુ, તમને આવો નિર્ણય કરતો કેમ ગમ્યો?

[રડે છે, જ્યોતિને ભેટી પડે છે]

ઓ બા, આપણે પિતાજીને કાઢી મૂક્યા? અરે દૈવ, અમે એમની હૃદયવ્યથા કેમ ન સમજી શક્યા? અરે બા, આપણું હવે શું થશે!

[આક્રંદ કરે છે પ્રતાપ દાખલ થઈ બન્નેની હાલત જુએ છે]

પ્રતાપ

દાસુ, બા, તમને બન્નેને શું થઈ ગયું?

સૌદામિની

(રડતાં) વહાલા, બાપુ ચાલ્યા ગયા.

[પ્રતાપને પત્ર આપે છે, પ્રતાપ વાંચે છે, વાંચ્યા બાદ]

પ્રતાપ

અરે ભગવાન, આ કેવો આઘાત!

[જ્યોતિ પલંગ પરથી કપડાં ઠીક કરતી ઊઠે છે કાંઈક સ્વસ્થ થતી દેખાય છે દાસુને ઉઠાડે છે, પ્રતાપની પાસે આવે છે]

જ્યોતિ

આંખ ઉપરથી અંધકારના પડળ ઊઘડે છે

પ્રતાપ

બા, આ કેવો વિપરીત બનાવ બની ગયો. પિતાજી આપણને છોડીને કેમ ચાલ્યા ગયા?

જ્યોતિ

ભીંત ભૂલેલી ભામિનીની દૃષ્ટિ ખોલવા.

સૌદામિની

અરે, પણ તેને માટે આવા ભયંકર પગલાની જરૂર હતી? (પ્રતાપને) ઓ વહાલા, એ કોમળ દિલના બાપુને આવું ક્રૂર થવું ઘટે?

જ્યોતિ

કોમળ સુગંધી પુષ્પને મસ્તક પર ચડાવવાને બદલે પગથી છૂંદ્યું, કૂણા દિલને શબ્દોના પ્રહાર માર્યા, સાહચર્ય ઝંખતા હૃદયને કટાક્ષોના વાગ્બાણથી વીંધી નાખ્યું, મૈત્રી માગનારને અપમાન અર્પ્યું, બંધુતાને બદલે બેપરવાઈ બક્ષી, પ્રેમને સ્થાને ઉપદેશની પરંપરા છોડી. ક્રૂર કોણ?

સૌદામિની

આ બધું આપણને પ્રથમથી કેમ ન સૂઝયું? હાય રે, હવે શું થાય?

જ્યોતિ

દંભ અને ઉપરના આડંબરમાં મતિ મૂંઝાઈ ગઈ હતી, બુદ્ધિ બહેર મારી ગઈ હતી, મન વિવેકશૂન્ય બની ગયું હતું. શું આવા વજ્રપાત સિવાય તે ઠેકાણે આવી શકતે? હું હવે જોઈ શકું છું કે મારી પતિવિમુખતા કેટલી હદ સુધી પહોંચી ગઈ હતી ઓહ! જેણે મને સર્વસ્વ આપ્યું, જેના પ્રેમથી હું હું બની, તેને જ મેં વિસારી દીધા હતા. અરે, મારો કેવો અધઃપાત!

[ દામુને ખોળે માથું મૂકી ધ્રુસકે ધ્રુસકે રડે છે ]

પ્રતાપ

બા, શાંત થાઓ રુદન કર્યે કંઈ વળવાનું નથી. આપને સહજ ધીરતાને છોડવાનો આ સમય નથી. કાળી વાદળીમાં ભરાઈ ગયેલી ચંદ્રરેખાને શોધી કાઢવી છે. સંતાપના તાપે હવે સંશય અને વિચારવિષમતાનાં વિષ દૂર થયા છે કાંત ચંદ્રની શીતલ સ્નેહાર્દ્ર જ્યોતિ પ્રતીક્ષા કરી રહી છે

બા, દાસુ, પિતાજી ક્યા ગયા હશે? જ્યા ગયા હશે ત્યાથી હુ તેમને લઈ આવીશ, ધીરજ ધરો

જ્યોતિ

ઓ પ્રભુ, મારી આંખ પહેલા કેમ ન ખૂલી? ગુમાવ્યુ રત્ન હવે ઝંખ્યે શું વળે? એની સન્નિધિ મારી સર્વ સફળતાનો આધાર હતો, તે હુ કેમ ભૂલી ગઈ?

સૌદામિની

બાપુનુ પ્રેમાળ અને વત્સલ હૃદય તેમના વહાલાઓની વેદના જુએ તો પળ પણ છેટે રહી શકે નહીં

પ્રતાપ

બા, બા, દાસુ, દાસુ, તમે બન્ને જાણે કઈ બન્યુ નથી એમ સમજો અને સ્વસ્થ થાઓ હુ બાપુને લઈ ત્રણ દિવસમા પાછો આવુ છુ નહી તો મારુ નામ પ્રતાપ નહી.

[ પ્રતાપને કઈ સૂઝ્યુ હોય તેમ કહે છે ]

સૌદામિની

વહાલા, બાપુ તમને જડ્યા? શુ તે પાછા આવશે? આપણા વાક માફ કરશે?

પ્રતાપ

પ્રભુ કરશે તો' એમ જ બનશે.

જ્યોતિ

પ્રભુ, મને એકવાર ફરી તક આપ!

[ પ્રતાપ સૌદામિનીના કાનમા કાઈ કહે છે ]

સૌદામિની

( પ્રતાપને આશ્ચર્યસહ ) ખરેખર?. ...(જ્યોતિને) બા, બા, પ્રતાપને જવા દે બાપુને તે જરૂર તેડી લાવશે

જ્યોતિ

હે દાસુ, પ્રભુ મારી લાજ રાખશે? દાસુ, તારી અપરાધી માતાને તારા બાપુ ક્ષમા કરશે?

પ્રતાપ

જરૂર, જરૂર, બા, તમે સ્વસ્થ થાઓ, ધૈર્ય ધરો, મારા ઉપર વિશ્વાસ રાખો બા, દામુ, ચાલો મને મોટર સુધી મૂકી જાઓ.

[ સૌ જાય છે.]



## દશ્ય પાંચમું



**સમય**

ગયા પ્રવેશ પછી ત્રણ દિવસે

**સ્થળ**

પ્રવેશ બીજાવાળો ડ્રોઇંગરૂમ.

[ જ્યોતિ તથા દામુ પ્રવેશ કરે છે ]

સૌદામની

(આનંદિત) બા, હવે વખત થયો છે. સૌ આવવા જોઈએ

જયોત

(દયાર્દ્ર) ઓ ઈશ્વર, હું તારો પાડ કદી નહીં ભૂલું.

[ આખ મીંચી પ્રાર્થના કરે છે ]

સૌદામિની

બાપુને માધવ ઉપર અત્યંત પ્રેમ છે, એટલે પંચગની તેને પ્રથમ મળ્યા સિવાય દૂર જાય નહીં, એ પ્રતાપના અનુમાને રંગ રાખ્યો અને વખતસર તેમને પકડી પાડ્યા! પ્રભુની અનહદ કૃપા

જયોતિ

સૌદામિની, પ્રતાપનો ઉપકાર હુ કદી ભૂલીશ નહીં.

સૌદામિની

બા, આ શું બોલી? એ તો તારો પુત્ર જ છે ને?

જ્યોતિ

દામુ, પ્રતાપના તારે માગ ચિરાયેલા અંતરમા અમૃત રેડ્યુ 'ચંદ્ર, માધવ, પ્રતાપ આવે છે.' ચંદ્રે મારુ અક્ષમ્ય વર્તન માફ કર્યું એ વિશાળ હૃદયના સહૃદય સ્પૃહણીય ચંદ્રને જ્યોતિ હવે કદી વીલો મૂકશે નહીં

[ મોટરનુ હોર્ન વાગે છે. પ્રતાપ માધવ, અને ચદ્રકાન્ત પ્રવેશે છે ]

પ્રતાપ

બા, બાપુ આવ્યા. દામુ, પિતાજી આ રહ્યા.

જ્યોતિ

( ચંદ્રને ) નાથ !

[ ભેટે છે ]

સૌદામિની

( ચંદ્રને ) બાપુ !.. ..

[ ભેટે છે ]

માધવ

મામી ! દામુબહેન !

[ ભેટે છે ]

ચંદ્રકાન્ત

મેં તને બહુ દુ.ખ દીધુ નહીં ?

જ્યોતિ

નહીં પ્રિયતમ, દાસી જ્યોતિને આપે પુનર્જીવન આપ્યુ

ચદ્રકાન્ત

નહીં વહાલી, સખી જ્યોતિનુ સુખદ સખ્ય ફરી પ્રાપ્ત કર્યું

જ્યોતિ

- ( બન્નેને ) માધવ, અમે પુત્ર પ્રાપ્ત કર્યો

[ ત્રણેને ભેટે છે ]

પ્રતાપ

દામુ, અંતે જે સારું તે સર્વ જ સારું

સૌદામિની

વહાલા, આ . ...( ત્રણે ભેટેલાને બતાવી ) સૌ આપનો પ્રતાપ છે, ઓ પ્રતાપી !

[ બન્ને ભેટે છે ]



# સટ્ટો કે સંતાપ?

---

## પાત્રપરિચય



**હરિલાલ**

ખૂબ જાતમહેનત, ધીરજ અને નમ્રતાથી, ગરીબીમાથી સુખી સ્થિતિએ પહોચેલા નીતિમાન શેરદલાલ (ઉંમર વર્ષ પર)

**શીલવતી**

તેની ડાહી, સુશીલ, પ્રેમાળ પત્ની (ઉંમર વર્ષ ૪૪)

**પ્રમોદચંદ્ર**

તેમનો યુવાન, બી. કોમ થયેલો, આનદી, બુદ્ધિશાળી, અને ઉત્સાહી પુત્ર (ઉંમર વર્ષ ૨૭)

**ચંદ્રિકા**

પ્રમોદની હસમુખી, ચતુર, પ્રિય પત્ની, ખાનદાન કુટુબની પુત્રી, મેટ્રિક પાસ થયેલી (ઉંમર વર્ષ ૨૪)

**ઉલ્લાસરાય**

પ્રમોદચદ્રનો, શાળાનો તથા કૉમર્સ કૉલેજનો સહાધ્યાયી પરમ મિત્ર, બી કૉમ, દેવિકા મિલ્સના મેનેજિંગ એજન્ટનો હોશિયાર પુત્ર (ઉંમર વર્ષ ૨૮)

**જીવણલાલ**

હરિદાસનો વડીલ પિતરાઈભાઇ, હરિદાસને, તેના ગરીબ પિતા અકાળે સ્વર્ગસ્થ થતા ભણાવી, ધધે ચડાવી, ઠેકાણે પાડનાર ભલો, બાહોશ, અનુભવી, પ્રતિષ્ઠિત મિલમાલિક ઉલ્લાસનો પિતા (ઉંમર વર્ષ ૬૫)

[વસંત-પ્રમોદનો પુત્ર, તથા કુસુમ-પ્રમોદની પુત્રી રંગમચ ઉપર આવતા નથી, માત્ર તેમનો 'ઉલ્લેખ' થાય છે.]

## દૃશ્ય પહેલું



સમય

સને ૧૯૫૧ ની એક સવાર

સ્થળ

હરિલાલના મુબઈના એક શાત વિભાગમા આવેલા નાનકડા પણ સુરમ્ય બગલાનુ દીવાનખાનુ, ત્રણે બાજુ પહોળો વરંડો છે અને તેની આસપાસ નાનો સુદર બાગ છે.

પડદો ઊઘડતાં

હરિલાલ સોદાની ચોપડી ખોળામા રાખી આગલા દિવસના સોદા અને કામકાજની વિગત વાચતો કોચ ઉપર બેઠો છે ડાબા હાથ ઉપર ટીપાઈ છે. તેની ઉપર ટેલિફોન પડ્યો છે.

*

હરિલાલ

શેઠ ફતેહચદના ડિફર્ડ બહુ ઊંચે ભાવે આવી ગયા હો! પણ ઊતરતા બજારે ટોન બહુ જ મક્કમ હતો, પાછળથી વલ્લભરામની જબરી વેચવાલી ન આવી હોત તો સો રૂપિયા વધી જાત એવો રગ હતો. ખેર, શેઠને 'એવરેજ' (રાસ) કરાવશુ અંતે તો તેજી જ છે. (ટેલિફોનની ઘંટડી વાગે છે, રિસીવર ઉપાડી કાને ધરી) કોણ છો? પેસ્તનજી શેઠ? સાહેબજી, શેઠ, હુ હરિલાલ, કેમ છો, સાહેબ? હા જી, અમે બધા આપની કૃપાથી સારા છીએ. બજાર કાલે નરમ રહ્યો હા જી, ભાવો 'ઇન્વેસ્ટમેન્ટ લેવલ' (પૈસા રોકવાને યોગ્ય સપાટી) નજદીક આવતા જાય છે. આપને રૂપિયા વીસ હજાર રોકવાના છે? ભલે, તાતા પ્રેફરન્સ લો, તેમા જોખમ નથી અને વ્યાજ ઠીક છૂટશે તમોને વધારે વ્યાજ જોઈએ છે? પણ સાહેબ, એ લોભમા જોખમ છે. 'કેપિટલ એપ્રિસિયેશન' (થાપણમા વધારો)? પ્રેફરન્સમા તે કેપિટલ એપ્રિસિયેશન કેવુ? એ તો વાયદાના શેરો ખરીદો તો સભવ રહે, પણ તેમા 'કેપિટલ ડેપ્રિસિયેશન' (ઘટાડો) નહીં થાય

તેની શી ખાતરી? તમારા જેવા પ્રોફેશનલ માણસે તો ઉજાગરો ન થાય તેવું 'ઇન્વેસ્ટમેન્ટ' (રોકાણ) કરવું. અને મારા સાહેબ, તમારા પરસેવાના પૈસાને જોખમમાં મૂકવાની, તમારો જનો દલાલ હરિલાલ તમને કદી સલાહ નહીં આપે. વાયદાના વેપારની મધલાળ બૂરી છે, મહેરબાન. ઉપકાર? એમાં ઉપકાર શાનો? તમારા જેવા સરલ, એકમાર્ગી મિત્રને એવી લાલચમાં ન પડવા દેવા એ તો મારી ફરજ છે. વારુ, ત્યારે રૂપિયા વીસ હજારના તાતા પ્રેફરન્સ ખરીદી તમોને ખબર આપીશું, પછી ચેક મોકલી આપજો. હા, ઓફિસે, થેંક્યુ. સાહેબજી.

[ટેલિફોન 'કેડલ'–રિસીવર રાખવાની જગ્યા પર મૂકે છે. પાછો સોદાની ચોપડી વાંચે છે અને ગણતરી કરતો દેખાય છે]

દલાલી કુલ્લે રૂપિયા ૧૫૮ થઈ ગઈ કાલે; વખત જોતા ખોટી નહીં. (ખૂણામાથી મોં બહાર કાઢી) વળી, આપણે તો આપણુ ગજુ વિચારી, સંભાળીને કામ કરવું. દલાલી માટે કોઈને ફસાવવા નથી અને પ્રભુકૃપા તો, કોઈથી ફસાવું નથી. આજ સુધી નીતિ જાળવી છે તો ભગવાને સામુ જોયુ છે, અને તે દયાળુ દાળરોટલાથી કદી વંચિત નહીં રાખે.

[સોદાબૂક ફરી જુએ છે]

અરે! એસ. એન. દીપચંદની તો કાલે સારી લેવેચ થઈ છે. કંઈને કંઈ તેને દરરોજ કરવુ જોઈએ છે. પ્રમોદ તેનુ ધ્યાન રાખે છે એટલે ચિંતા જેવુ નથી.

[પ્રમોદચંદ્ર પ્રવેશ કરે છે. હાથમા એક વ્યાપારી સામયિક છે]

પ્રમોદ

પ્રણામ પિતાજી, કોનો ટેલિફોન હતો?

હરિલાલ

સુખી રહે ભાઈ, પેસ્તનજીનો ટેલિફોન હતો. તેમને માટે રૂપિયા વીસ હજારના તાતા પ્રેફરન્સ ખરીદ કરવા છે.

પ્રમોદ

મેં ધાર્યું ઉલ્લાસનો ફોન હશે.

[ ટેલિફોનની ઘંટડી ફરી વાગે છે, પ્રમોદ ફોનને પાસે લઇ, પાસેની ખુરશી ઉપર બેસી રિસીવર ઊચકે છે ]

હલ્લો ઉલ્લાસ! હુ પ્રમોદ How are you this morning, old chap? (તબિયત કેમ છે, ભાઈ?) Fine I am O K. Thank you. (મારી ખૂબ સારી છે, ઉપકાર.) બજાર નરમ ગયો, હા, પણ પાછો ઉપર આવી જશે. Don't you worry (ચિંતા કરીશ નહીં), સાજે કલબમા મળીશુ ડિનર? I don't know. (શીલવતી પ્રવેશ કરે છે) Wait a moment (એક પળ થોભ). (ફોનના 'માઉથપીસ'—ટેલિફોનનો હોઠ પાસે રાખવાનો ભાગ—પર હાથ ઢાંકી) બા, સાજે ઉલ્લાસ કલબમા સાથે જમવા કહે છે આજે કોઈ આવવાનુ તો નથી ને?

શીલવતી

ના, પણ અઠવાડિયાના કેટલા દિવસ બહાર જમવું છે, ભાઈ?

પ્રમોદ

ત્યારે હા પાડુ છુ. (માઉથપીસ પરથી હાથ કાઢી) Yes, I will dine with you Thanks, cheer you. (ઉલ્લાસ, હા, સાથે જમીશ, ઉપકાર, સાહેબજી)

[ ટેલિફોન મૂકી દે છે ]

શીલવતી

પ્રમોદ, હમણા હમણા, કલબમા બહુ જાય છે? ચંદ્રિકા સાથે આવવાની છે?

પ્રમોદ

ના, બા. આજની તો Bachelors' Party (કુવારાની મિજબાની) છે

હરિલાલ

પ્રમોદ, એસ. એન. દીપચંદનુ કાલે પણ બંને બાજુનુ બિઝનેસ છે.

પ્રમોદ

હા, પિતાજી, એ ખેલાડી છે, હુ એનુ બરાબર ધ્યાન રાખુ છુ. આપ નિશ્ચિત રહો. પિતાજી, આજે હુ જરા વહેલો ઓફિસે જાઉ છુ

# સટ્ટો કે સંતાપ ?

શીલવતી

આટલું બધું વહેલું? જમ્યા વગર?

પ્રમોદ

હા, બા. જરા કામ છે. વલણના હિસાબ જોવા છે અને બજાર ઊઘડ્યા પછી ફુરસદ રહેશે નહીં.

શીલવતી

પ્રમોદ, ઑફિસ, બજાર અને કલબ : આમાથી તને હમણા તો મા જોડે વાત કરવાનીયે ફુરસદ મળતી નથી! કાલે રાત્રે મેં તારી અગિયાર વાગ્યા સુધી વાટ જોઈ.

પ્રમોદ

ઉલ્લાસ મને 'મેટ્રો'મા After Dinner Show (ભોજન પછીના ખેલ)મા ખેચી ગયો હતો, મમી ડિયર, અને હુ છેક બાર વાગે આવ્યો!

શીલવતી

પણ ભાઈ, આટલી બધી ધમાચકડી શા માટે? બિચારી ચંદ્રિકા બાળકોને સાચવતી એકલી પડી રહે અને પ્રમોદ, તુ ઑફિસમા, કલબમાં અને મિત્રોમા મચ્યો રહે! આ ઠીક નથી.

પ્રમોદ

બા, એવુ તો કોઈક વાર બને, પણ હવે તુ કહે છે તે બરાબર ધ્યાનમા રાખીશ, my dearest darling mother (મારી વહાલામા વહાલી મા).

[ નમન કરીને જાય છે ]

શીલવતી

(બેસીને, હરિલાલને) પ્રમોદમા તમને હાલમા ફેર નથી લાગતો? મનમા જાણે ચિંતા પેઠી હોય અને ઉપરઉપરથી આનંદ બતાવતો હોય એમ નથી લાગતુ?

હરિલાલ

(ચોપડામાથી ઊચુ જોઈ) હે? ચિંતા? પ્રમોદને ચિંતા વળી શાની? ધંધોધાપો પ્રભુકૃપાથી સારો ચાલે છે. પ્રમોદ તેમાં ખૂબ આગળ ધપતો જાય

છે સારા મિત્રો, સ્નેહાળ કુટુમ્બીઓ, સુદર ઘર, મોટર, નોકર, ચાકર, ઈત્યાદિ સર્વે સારા વાના ઈશ્વરે અર્પ્યાં છે તો ચિંતા વળી શાની હોય? શીલા, તારી શી ભ્રમણા છે?

શીલવતી

હો તે હો! પણ મને કોણ જાણે પ્રમોદના સ્વભાવમા ન સમજ પડે એવો ફેરફાર લાગે છે

હરિલાલ

એ તો અતિ સ્નેહ પાપશંકી.

શીલવતી

એમ પણ હોય, તમારી જિંદગીની અથાક મહેનતનુ પ્રભુએ અતે સારું ફળ આપ્યુ અને સ્વતંત્ર ધધો, પાચ પૈસા અને આબરૂપ્રતિષ્ઠા આપ્યા.

હરિલાલ

અને કુલદીપક, જગન્નિયતાની પરમ કૃપાથી, સુશિક્ષિત, આજ્ઞાંકિત, ચતુર, કર્તવ્યપરાયણ અને ધધાનો ભાર ઉપાડી લેનાર નીવડ્યો

શીલવતી

તમારા સતત પ્રયત્ન, જતન અને આત્મભોગનુ એ પરિણામ!

હરિલાલ

અને જાણે તેમા શીલા તારો કાંઈ જ હિસ્સો ન હોય! અરે, જ્યારે મારો પગાર ટૂંકો હતો અને તુ ખૂબ કરકસરથી ઘરનો ખર્ચ ચલાવતી તોયે માડમાડ પૂરો થતો ત્યારે પ્રમોદનો જન્મ થયો હતો. યાદ છે?

શીલવતી

હા, હા, પ્રેમના સાગર પરમાત્માએ પ્રેમની મૂર્તિ સમો પ્રમોદ અર્પ્યો, એ અવસર કેમ ભૂલુ?

હરિલાલ

અરે, તે વખતે તારી પાસે મશરૂની ગાદી હતી નહીં પણ તેનાથી પણ વધુ કોમળ અને હૂફવાળી, પ્રીતિની શય્યામા તુ તેને પોઢાડતી હતી. તેને વિભૂષિત કરવા, તારી પાસે સુવર્ણ કે મોતી, માણેક કે હીરાના

અલંકાર નહોતા પણ સુસંસ્કાર અને સુભાષિતના આભૂષણોથી તુ તેને સુશોભિત કરતી. તારી પાસે સાધન અને ધન નહોતા. કુલીનતા અને સુદર્શનીયતા, બુદ્ધિ અને નીતિ, કાર્યકુશળતા અને સુજનતાના શશિમા તેં તેને પૂરી દીધો હતો. ધરિત્રી જેમ તે તેનુ રક્ષણ કર્યું, વીણાધારિણી જેમ સુવિદ્યા અર્પી, અને ભગવતી મહાલક્ષ્મી જેમ તેને શ્રી અને શોભા અર્પી, શીલા, આ સર્વની પાસે મારા પ્રયત્નની શી વિસાત?

શીલવતી

તમારી શીળી છાયા, કૂણી વત્સલતા અને અગત સુખસગવડના ભારે ભોગ વિના, મારાથી કઈ બની શકત નહીં આપને યાદ છે કે પુત્રને પૂરતુ પોષણ મળે તે માટે તમે તમારો ખોરાક ઓછો કરી નાખ્યો પુત્રને વસ્ત્ર ઓઢાડવા તમે વર્ષોજૂનાં કપડાં પ્રેમથી પહેર્યાં, પુત્રના પુસ્તકો તથા વિદ્યોપાર્જન માટે, સવારે આઠથી રાત્રે બાર સુધી, હસતે મોએ કામ કર્યું અને કોલેજની મોંઘી સગવડોથી એ વંચિત ન રહે તે માટે વડીલ જીવણલાલ-કાકાના ઉપકારનો ભાર વહોર્યો.

હરિલાલ

એ પૂજ્યશ્રીનો ઉપકાર તો એક પળ પણ ભૂલી શકીએ નહીં. તેમની અને પ્રભુની કૃપાએ આપણને સારા દિવસ દેખાડ્યા.

શીલવતી

હા. વળી, ચંદ્રિકા જેવી કુલવધૂ, વસંતકુસુમ જેવા દિવ્ય બાળકો, મીઠડો, સહૃદય, પ્રેમાળ પ્રમોદ. .પ્રભુની કેવી અનહદ કૃપા! વહાલા, મારા જેવી ભાગ્યશાળી માતા કોણ હશે? પણ, (ભયથી) મને ભય લાગે છે. કોઈની નજર તો નહીં પડે ને?

[ હરિલાલની સોડમા ભરાય છે ]

હરિલાલ

(શીલવતીના વાંસા તથા માથા પાછળ હાથ ફેરવતો) ગાંડી, રે ગાંડી, મેં કહ્યુ નહીં કે અતિ સ્નેહ પાપશંકી? ચાલો, હવે જમવાનો સમય થયો, મને જમાડો.

[ બન્ને જાય છે ]

*

# દૃશ્ય બીજું



સમય

તે જ રાત્રે ૭ વાગે

સ્થળ

કલબની લૉન (લીલા ઘાસવાળું મેદાન) ઉપર.

પડદો ઊઘડતા

પ્રમોદ તથા ઉલ્લાસ 'સૉફ્ટ ડ્રિંક્સ' ઠંડા પીણા પીતા બેઠા છે.

*

પ્રમોદ

ઉલ્લાસ, આજે ડિફ્રેંડ બેસી ગયો.

ઉલ્લાસ

અરે, પણ પાછો જરૂર ઊંચો આવી જશે તેં બસ પચાસ જ શેર લીધા? સો તો જરૂર લેવા'તા!

પ્રમોદ

ભાઈ, હવે મને બીક લાગે છે. પચ્ચીસ હજારની ખોટ તો થઈ ચૂકી જેમ તેમ કરી મે વલણ ભરવાની સગવડ કરી છે. તારા ભાગનો ચેક તે હજી આપ્યો નથી એટલે બેવડી મૂઝવણ પડી. પિતાજીને ખબર પડી જશે તો શુ થશે એ વિચારે હુ ખૂબ ગભરાઉં છુ.

ઉલ્લાસ

ગાડો છે, આ વાયદે બધી ખોટ નીકળી આવશે. હરિલાલકાકાને ખબરદાર જો કોઈ ઈશારો પણ કર્યો તો.

પ્રમોદ

ઉલ્લાસ, તુ ધનવાન છે, હિંમતવાળો છે પણ મેં તો જીવનમા કદી પહેલા બિઝનેસ કર્યું નથી અને પિતાજીથી છાનુ રાખવાની તો વાત જ હોય કેમ? છતા, અરે, આ મારાથી શુ થઈ ગયુ? હુ ક્યા ઘસડાઈ ગયો! ઉલ્લાસ, એસ. એન દીપચદને નામે, તારા ભાગમા, મે સટ્ટો કર્યો, મેં મારા

## સટ્ટો કે સંતાપ?

વહાલા પિતાના વિશ્વાસનો ઘાત કર્યો ભોળા પિતાજીને મેં અંધારામા રાખ્યા અરે પ્રભુ, મારું ભાગ્ય મને ક્યા ઘસડી ગયુ? અરે, અરે, મારો સર્વનાશ થઈ ગયો, હું પિતાજીને શુ મો બતાવીશ?

ઉલ્લાસ

પ્રમોદ, આવો નામર્દ કેમ બની ગયો? આ વાયદે ખોટ બધી ન નીકળી જાય તો મારુ નામ ઉલ્લાસ નહીં જો કાલે અઢીસો ડિફર્ડ ઊઘડતાં જ લઈ લેજે. રૂપિયા સો વધ્યે બધુ જ સાથે કાપી નાખીશુ, અને ખોટ નીકળી આવશે, પછી કાઈ?

પ્રમોદ

તારો ચેક કાલે આપી દઈશને? ક્યાં સુધી રકમ ઉપલક રાખી શકાશે? પિતાજીને જો ખબર પડી તો પરિણામ હુ કલ્પી શકતો નથી.

ઉલ્લાસ

ઢીલો તો સાવ ઢીલો, જરા તો ધીરજ ધર સૌ સારાવાના થશે. જરા હુ ડિનરનો ઓર્ડર આપી આવુ.

[ ઉલ્લાસ ક્લબ-હાઉસમા જાય છે, પ્રમોદ એકલો પડે છે ]

પ્રમોદ

ઉલ્લાસ અને હુ નાનપણના પરમ મિત્રો સાથે સ્કૂલમા, સાથે કોલેજમાં, સાથે બી. કોમ. પાસ થયા, સાથે એક વર્ષમાં બંનેના લગ્ન થયા અને ધંધામા એક જ વખતે પડયા ઉલ્લાસ પિતાની મિલમા ગયો, હુ પિતાજીના શેરદલાલીના ધંધામા દાખલ થયો ઉલ્લાસે પોતાની મિલનો વહીવટ સંપૂર્ણ રીતે ઉપાડી લીધો, મેં પિતાજીના દલાલીના ધંધાનો સપૂર્ણ ભાર સર્વથા ઉપાડી લીધો. બન્ને પિતાઓ ખૂબ સંતુષ્ટ થયા અમે બન્ને મિત્રો વચ્ચેનો અજબ પ્રેમ અને મૈત્રીભાવ વિશેષ થયો...અને પરમ આનંદના દિવસો વીતતા ગયા ..પણ, અરે, અમને આ શું સૂઝ્યુ? પિતાઓથી છાનુ, પિતાઓને અંધારામા રાખી, પિતાઓના વિશ્વાસનો ભંગ કરી, આ અમે શું કર્યું? મુરબ્બી જીવણલાલ પિતાજીને કહેતા હતા કે, હરિલાલ, પ્રમોદને શેર બજારમા મૂક નહીં, સટ્ટાની લાઈન છે તુ તો

સટ્ટાથી બચ્યો પણ એ તો એરૂ છે, હડફટમાં આવતા કરડ્યા વગર રહે નહીં. છોકરાને એનાથી દૂર રાખ આ શબ્દોના મારા કાનમા ભણકારા વાગી રહ્યા છે પિતાજીના મારી ઉપરના અતુલ વિશ્વાસે, માતાજીની મારી ઉપરની પરમ શ્રદ્ધાએ અને પિતાજીનો ભાર ઉપાડી તેમના અન્નના ઉપકારનો કાંઈક બદલો વાળી શકું એ મારી ભાવનાએ, મુરબ્બી જીવણલાલ-કાકાની સલાહ ઉપર જીત મેળવી, અને હુ નિયમ, પરિશ્રમ અને શિષ્ટ વર્તનથી તેમ જ માતપિતાના સ્નેહયુક્ત આશિષોને લીધે સૌના પરમ સંતોષનુ ભાજન બન્યો પણ આ કૃત્ય રહી રહીને, વર્ષો પછી, ક્યાથી સૂઝ્યુ ? મુરબ્બીશ્રીનો એકનો એક પુત્ર અને મારા સગા ભાઈથી વિશેષ મિત્ર ઉલ્લાસ, તુ અને હુ આ રાક્ષસ સટ્ટાના પજામા કેમ ફસાયા ? હરિ ! હરિ ! અમારુ હવે શુ થશે ?

[ડમકા ભરે છે, ટેબલ ઉપર માથુ પટકે છે]

*

## દૃશ્ય ત્રીજું



સમય

ગયા પ્રવેશના બનાવને પંદર દિવસ થઈ ગયા છે સમય રાત્રીના અગિયાર વાગ્યાનો

સ્થળ

પ્રમોદનો બેડરૂમ

*

ચંદ્રિકા

હજી ન આવ્યા. કોણ જાણે કલબમા શુ કરે છે ! ઉલ્લાસભાઇ અને એમને શુ થઈ ગયુ છે ? એકલા, મોડામોડા દરરોજ તે શુ કામમાં ગૂથાઈ રહેતા હશે ? મને કાંઈ વાત જ કરતા નથી હુ પૂછુ છુ તો વાત ઉડાડી નાખે છે આગ્રહ કરુ છુ તો કહે છે કે સ્ત્રીઓ વેપારમા શું સમજે ! અરે, એમનો ભોળો,- આનદી, પ્રેમાળ સ્વભાવ કેટલો બદલાઈ ગયો છે !

## સટ્ટો કે સંતાપ?

રાતના પૂરું ઊંઘતા નથી. સફાળા ઊઠી જાય છે અને એકલા ઓગડામા આટા માર્યા કરે છે. એકલા પડે છે ત્યારે નિસાસા નાખે છે અરે, પરમેશ્વર, મારા વહાલાને એવી તે કેવી ચિંતામા તેં નાખી દીધા છે કે તે આટલા બધા ફરી ગયા? કાઈક મોટી આફત આવવાની કેમ હોય તેમ મારુ અંતર વલોવાય છે ઓ દયાળુ પ્રભુ, અમારી ઉપરથી તારી દયા ઓછી કરતો નહીં હો!

[ચંદ્રિકા બે હાથ વચ્ચે માથું દાબી, હાથ ટેબલ પર ટેકવી, ધ્રુસકે ધ્રુસકે રડે છે, ત્યા પ્રમોદ પ્રવેશ કરે છે]

પ્રમોદ

અરે, ચંદ્રી, રડે છે? (વાસા પર હાથ ફેરવતો) પણ છે શુ?

ચંદ્રિકા

ઓ, વહાલા, હવે તો નથી ખમાતુ. (ઊભી થઈ) તમને શુ થઈ ગયુ છે?

પ્રમોદ

મને શું થયુ છે?

ચંદ્રિકા

તમે તમારું દુ ખ મારાથી કેમ છાનુ રાખો છો?

પ્રમોદ

મારું દુઃખ!

ચંદ્રિકા

હાં, હા અઠવાડિયા થયા તમે મૂઝાયેલા રહો છો. પૂછુ છુ તો વાત ઉડાવ્યા કરો છો. વર્ષો થયા આપણે એક બીજાના સુખદુ ખના ભાગીદાર રહ્યાં છીએ. કોઈ વાત તમે મારાથી છુપાવી નથી, ને મે તમારાથી, તો હમણા મારો શો અપરાધ થયો છે કે તમે બોલતા જ નથી?

પ્રમોદ

તારો અપરાધ? ચંદ્રી, અપરાધ ભાગ્યનો છે, મારા દુર્દૈવનો અપરાધ થયો છે અરે, ઈશ્વર, એ ઘોર વિટંબણા કોને કહુ?

ચંદ્રિકા

ધિક્ વિટંબણા! ગમે તે હો, મને કહો, તમારી અર્ધાંગીને, તમારી સુખદુ:ખની સહચરીને કહો

પ્રમોદ

ચંદ્રી, કહે હવે શું વળવાનું છે?

ચંદ્રિકા

કહો, વહાલા, મને બધું જ કહો. મન મોકળું કરો, મુંઝાઓ મા. આપણે જે હશે તેનો રસ્તો કાઢીશું

પ્રમોદ

પિતૃદ્રોહી બન્યો, મિત્રદ્રોહી બન્યો, અસત્યવાદી બન્યો, વિશ્વાસઘાત કર્યો, અપ્રામાણિક થયો પાપની પરંપરામાં ઊંચું જોવા જેવું કશું રહ્યું નથી, ચંદ્રી!

ચંદ્રિકા

હાય! એવું તે તમારાથી શું થઈ ગયું?

પ્રમોદ

ચંદ્રી, પિતાજીએ સોંપેલો સોના જેવો ધંધો મેં ડૂબો વાળી નાખ્યો મેં સટ્ટો કર્યો ઉલ્લાસની સાથે મળી, બે લાખ રૂપિયા ખોઈ નાખ્યા, ઓફિસના બધા રૂપિયા ખલાસ કર્યા. રૂપિયા પૂરા થતા ગ્રાહકોના શેરો ગીરવી મૂકી બે રકમાથી ઉપાડ્યા. ગ્રાહકનું બિઝનેસ છે, એમ પિતાજીને સમજાવ્યું અને એ પૂજ્ય, વત્સલ, શ્રદ્ધાળુ, પિતાજીને છેતર્યા તેમના સુખનો સર્વનાશ કરી નાખ્યો!

ચંદ્રિકા

(સાભળતાં બેબાકળી થઈ જઈ, ડુસકા ભરતી) હાય, હાય, મારા પ્રમોદ, આ તે હું શું સાભળું છું? અરે પ્રભુ! હું કોઈ ભયંકર સ્વપ્ન તો નથી જોતી?

પ્રમોદ

ભયકર? હા, અતિ ભયકર. પણ સ્વપ્ન નહી, સત્ય ચદ્રી, મેં એક ભૂલ કરી તેની પાછવાડે ભૂલોની પરંપરા કરી છે. મેં પાપીએ ન કરવાનું કર્યું છે

## સટ્ટો કે સંતાપ?

ચંદ્રિકા

ઓ ઇશ્વર, આ કેવી દયાહીન ઘટના! ઓ ક્રૂર વિધાતા, અમારા પર આ માટે આવા ઘા કર્યા? હાય, હાય, હવે અમારુ શું થશે?

[ ધ્રુસકે ધ્રુસકે રડે છે ]

પિતાજીને ખબર છે?

પ્રમોદ

કઈ રીતે પિતાજી પાસે આ વાક્બાણ છોડી શકું? પણ હવે તેમ કર્યા વિના છૂટકો નથી રહ્યો, ચંદ્રી!

ચંદ્રિકા

અરે, પિતાજી આ વજ્રપાત કેમ સહન કરી શકશે?

પ્રમોદ

ચંદ્રી, મને રસ્તો સૂઝે છે મને જવા દે.

ચંદ્રિકા

ક્યા જવું છે, આવે ટાણે?

પ્રમોદ

ઓ મારી વહાલી, ભોળી ચંદ્રિકા, પ્રેમની પ્રતિમા, તુ મને હવે જવા દે.

[ જવા માંડે છે ]

ચંદ્રિકા

( કંઈ સમજી હોય તેમ ) ક્યા જાઓ છો?

[ બે હાથ ભરાવી પ્રમોદને પકડે છે ]

અરે, શું કરવા વિચાર છે? ઓ સ્વામી, શુ કરવા ધાર્યું છે? હુ તમને હવે ક્યાય નહીં જવા દઉં, તમને જરાય વીલા ન મૂકું જવુ હોય તો મને, તમારા દુઃખમા સાથે લઈને જાઓ, ઓ નાથ!

[ પ્રમોદને ખભે માથું મૂકી રડે છે ]

પ્રમોદ

ચંદ્રી, હવે જીવનમા શુ રહ્યુ છે?

ચદ્રિકા

એમ બોલો નહી, વહાલા; હિંમત હારો નહી. ભૂલ તો બ્રહ્માએ પણ કરી હતી.

પ્રમોદ

પણ, ચદ્રિકા, મેં કરેલ ભૂલ તેને પણ વટાવી દે એવી છે અને તેનુ પ્રાયશ્ચિત્ત પ્રાણ અર્પણ કર્યા સિવાય થઈ શકે એમ નથી!

ચંદ્રિકા

નહી, સ્વામી, નહી. આત્મહત્યા કરી શુ સાતે ભવ આત્મહત્યાનુ પાપ વહોરવુ છે?

પ્રમોદ

ચદ્રી, મારા પ્રાણ જતા વીમાના રૂપિયા પચાસ હજાર આવશે તે પિતાજીને હવે મારા જીવન કરતા વધુ ઉપયોગી નીવડશે

ચંદ્રિકા

હાય! આવી વાત તમને સૂઝે છે કેમ? (તીવ્રતાથી) પિતાજીનુ આટલુ અનિષ્ટ કર્યા છતા હવે તેમની, બાની, અને મારી જિંદગી ધૂળધાણી કરવાનો દુર્વિચાર તમને આવે જ કેમ છે?

પ્રમોદ

ચંદ્રી, હું ક્રૂર બન્યો છુ, અવિચારી, નફફટ થયો છુ, પણ મને બીજો કાઈ રસ્તો સૂઝતો નથી

ચંદ્રિકા

રસ્તો ભૂલ કરી તે સુધારવાનો છે. હવે રડવાથી, ખોટો વિચાર કરવાથી, કાઈ ફાયદો નથી. શાત થઈ, સ્વસ્થ બની, ધૈર્ય ધારણ કરી ઉપાય શોધી કાઢો. પિતાજીને બધુ કહો ભય, સકોચ અને સતાપને સ્થાને ધૈર્ય, બુદ્ધિ અને પ્રયત્નનો આશ્રય લો, પ્રભુ ઉપર શ્રદ્ધા રાખો અને રસ્તો કાઢો

પ્રમોદ

ચદ્રી, હુ પિતાજીને વાત નહી કરી શકું.

[ચદ્રિકાની છાતી ઉપર માથુ મૂકી ધ્રુસકે ધ્રુસકે રડે છે]

ચંદ્રિકા

વહાલા, આમ હિંમત કેમ હારો છો? લો, હું જ જઈ માતાજી પાસે બધી વાત કરી આવું છુ. પણ મને વચન આપો કે તમે ન કરવાનુ નહી કરી બેસો.

પ્રમોદ

ચંદ્રી, તુ મારો ગુરુ, મારો આધાર થઈ. હુ વચન આપુ છુ કે આત્મહત્યા જેવુ હિચકારાપણુ નહીં કરુ મેં ભૂલ કરી છે. તેનો ઉપાય હું જ કરીશ તેનો બદલો વાળી દેવાની પ્રભુ મને શક્તિ અર્પે!

[પ્રાર્થના કરે છે]

ચંદ્રિકા

તથાસ્તુ. ઈશ્વર જરૂર સહાય કરશે, વહાલા. જરા આરામ લો, લો હુ આ આવી.

[ચંદ્રિકા પ્રમોદને સુવાડે છે, અને જાય છે.]

★

## દૃશ્ય ચોથું



સમય

ગયા પ્રવેશના સમયથી એક અઠવાડિયા પછી.

સ્થળ

દશ્ય પહેલાનુ હરિલાલના બંગલાનુ દીવાનખાનુ.

*

હરિલાલ

શીલા, આપણી ઉપર આ ઉમરે, વિધાતાએ આ કારી ઘા કેમ કર્યો હશે? મેં કોઈનુ બગાડ્યુ નથી, સ્વપ્નમા પણ અપ્રામાણિક કે સ્વાર્થી બન્યો નથી આખું જીવન પ્રભુ ઉપર શ્રદ્ધા રાખી સીધે માર્ગે કર્તવ્યમા જ વિતાવ્યુ છે. છતાં આપણે માથે આવુ દુ:ખ!

શીલવતી

ઈશ્વર તપસ્વીઓની જ કસોટી કરે છે.

હરિલાલ

પણ આ તો ચોતરફની આફત છે શીલા, પ્રમોદ આપણા જીવનનો પ્રમોદ, તેનો આવો પ્રમાદ! સારી જિંદગીની મહેનતથી મેળવેલો ધધો તેની આ સ્થિતિ! વર્ષોના અવિરત પ્રામાણિક પ્રયત્નથી ઉપાર્જન કરેલુ ધન તે વાત કરતા ચાલ્યુ ગયુ અમૃતઝરતા વાત્સલ્યરસમા વિષ ભળી ગયુ. હે નિર્દય વિધિ! તારો તે આ કેવો પ્રકોપ!

શીલવતી

અઠવાડિયુ થયા વાત સાંભળી ત્યારથી તમે આમ વિલાપ જ કરો છો. તમે કુટુબના વડા છો, ત્યારે હવે ધૈર્ય ધરવુ ઘટે છે. ,થયુ ન થયુ થવાનુ નથી અને ગયુ પાછુ આવવાનુ નથી. આપણુ કર્તવ્ય તો હવે સૌ વસ્તુનો તોડ લાવી નિકાલ કરવાનુ છે. જે પરમાત્માએ આપણને ગરીબ સ્થિતિમાથી ઊંચે આણ્યા, તેને તે ઊંચી સ્થિતિથી પછાડવાનો પણ એટલો જ અધિકાર છે અને આપણો અધિકાર પ્રભુ જે સ્થિતિમા મૂકે તે સ્થિતિમાં રહેવાનો ને સહેવાનો છે.

હરિલાલ

તુ ખરુ કહે છે. હુ પણ સમજુ છું કે વીતેલી વાતનો અફસોસ કરવો ફોકટ છે પણ શીલા, આખના પલકારામાં આ તે કેવુ પરિવર્તન થઇ ગયુ?

શીલવતી

તમે જ કહેતા હતા કે પૈસો હાથનો મેલ છે, પૈસો જ કાઈ સર્વ સુખનુ સાધન નથી, પૈસાથી જ પ્રતિષ્ઠા પ્રાપ્ત થાય છે એવુ નથી પૈસો જ એકલો કંઈ ઊંચી સ્થિતિએ લઈ જઈ શકતો નથી તો હવે પૈસો ગયો તેમાં આટલો શોક શા માટે?

હરિલાલ

શીલા, તુ મને અન્યાય કરે છે. સાલે છે તે પૈસો ગયો તે નથી, પણ આપણા પૂર્ણ પ્રેમ, આનંદ અને વિશ્વાસનુ ભાજન, મીઠડો, ડાહ્યો,

વિદ્વાન, પિતૃભક્ત, પુત્ર પ્રમોદ તેને આ શું સૂઝ્યુ ... હૃદયને આ વિદારી રહ્યું છે.

શીલવતી

તમારો પરિતાપ સ્વાભાવિક છે, પણ સંતાપ કર્યે હવે શું વળશે? હવે તો 'કભાવે કે ભાવે સહવી અભિલાષા પ્રભુતણી'; આપણે માટે તો હવે એ રહ્યું

હરિલાલ

હા, આપણે માટે હવે માત્ર એ રહ્યું.

શીલવતી

તમે ક્ષમા અને સહનશીલતાની મૂર્તિ છો. સાગર જેવી ગંભીરતા સેવી તમે એક બોલ પણ કડવો પ્રમોદને કહ્યો નહી, સામુ તેની ઉપર દયા બતાવી, આશ્વાસન આપ્યુ. પ્રમોદ તેથી બમણો ઓશિંગણ થયો છે, મૂંઝાઈ ગયો છે. તમે ચતુર છો, કાર્યકુશળ છો, હવે આનો કાઈ રસ્તો કાઢો. તમારું હૃદય અને તેનુ હૃદય વાતચીત કરી ખાલી કરો. હુ તો વેપારમા કાઈ સમજુ નહી પણ મને તો લાગે છે કે બંનેએ બરાબર ચર્ચા કરી બધી બાબતની ચોખવટ કરી નાખવી જોઈએ.

હરિલાલ

શીલા, તુ માગ સુખદુ:ખની ખરી સહચરી છે. તારી સલાહ તદન વ્યાવહારિક અને યોગ્ય છે.

શીલવતી

આપણને પ્રભુએ ઠાઈક સાધન આપ્યા છે. ઘર, ઘરેણાં ઈત્યાદિ તમે જ પેદા કર્યા છે, તમારા જ છે, તેનો ઉપયોગ કરો, સર્વે પૈસા ચૂકવી દો પછી જે સ્થિતિ હોય તેમ રહેશું. બધુ વેચતાંકરવતાં તો આબરૂ રહેશે ને?

હરિલાલ

આબરૂ જરૂર રહેશે, શીલા, પણ ઘણી ખરી સંપત્તિ ચાલી જશે.

શીલવતી

કાંઈ ચિંતા નહી. આબરૂ રહે અને કોઈના દેવાદાર અને ઓશિંગણ ન રહીએ, તે પ્રભુની કાંઈ ઓછી કૃપા ન સમજવી સંપત્તિ અને વિપત્તિ તો સસારમા આવ્યા જ કરે છે. તેનો શો હર્ષ કે શોક?

[ પ્રમોદ દાખલ થાય છે ]

આવ, ભાઈ પ્રમોદ, તારા પિતાજીને મળી હવે બધી વાત કરી સર્વ વસ્તુની ચોખવટ અને નિકાલ કરી નાખો મારાં ઘરેણા, વીમાની પોલિસી, સેવિંગ બેંકના પૈસા ઈત્યાદિ સર્વ તમારૂં બંનેનુ જ સમજજો

પ્રમોદ

બા, પિતાજી, મેં દુષ્ટે તમને કેવા દુ:ખી કર્યાં!

[ શીલવતીના ખભા ઉપર માથુ મૂકી રડે છે ]

શીલવતી

(માથે હાથ ફેરવતા) પ્રમોદ! બેટા!

હરિલાલ

પ્રમોદ, ભાઈ, થવાનુ તો થઈ ગયુ. રડવાનો હવે સમય નથી. આપણે સર્વ ચીજનો ઉપાય કરીશુ. તું નિશ્ચિંત રહે.

પ્રમોદ

(પિતાને પગે પડી) ઓ મારા પૂજ્ય પ્રેમાળ, વિશ્વાસુ, શિરછત્ર પિતાજી, મે આપનો કેવો વિશ્વાસઘાત કર્યો!

હરિલાલ

(પ્રમોદને ઉઠાડી, સોડમા બેસાડી) સટ્ટો ચીજ જ બહુ બૂરી છે ભલભલાનો એણે સર્વનાશ કર્યો છે તો તુ બિનઅનુભવી તો શી વિસાતમા?

પ્રમોદ

પિતાજી, મે ન કરવાનુ કર્યું છે. મે સટ્ટાને પરિણામે કાંઈક અનિષ્ટ કર્યા છે.

હરિલાલ

પ્રમોદ, સટ્ટો, ધન જ નથી ગુમાવતો, નિદ્રા ગુમાવે છે, તદુરસ્તી ગુમાવે છે, માન ગુમાવે છે, સત્ય ગુમાવે છે, શીલ ગુમાવે છે, પ્રેમ ગુમાવે છે, વિશ્વાસ ગુમાવે છે, આબરૂ ગુમાવે છે, માણસાઈ ગુમાવે છે.

## સટ્ટો કે સંતાપ?

પ્રમોદ

પિતાજી, હું બહુ મોડે સમજ્યો કે સટ્ટો રાક્ષસ છે

હરિલાલ

હા ભાઈ, સુખી કુટુંબોને છિન્નભિન્ન કરી નાખનાર, ભોળા જુવાનોનુ સત્યાનાશ વાળનાર એ ખાઉધરા રાક્ષસની સોડમા મે તને-કોલેજમાથી નીકળતા કુમળા, બિનઅનુભવી બાળકને ધરી દીધો. અને તે ભયાનક, ક્રૂર રાક્ષસે તને તેના પંજામા ફસાવ્યો, તેમાં મારો દોષ પણ ઓછો નથી, પ્રમોદ.

પ્રમોદ

નહીં, નહીં, પિતાજી, દોષ મારી નિર્બળતાનો જ છે.

શીલવતી

પ્રમોદ, તારા પિતાજીને વડીલ જીવણલાલે કહેલ હો કે, છોકરાને સટ્ટાના ધંધામાં મૂકો નહીં.

હરિલાલ

તારી બા સત્ય કહે છે, પ્રમોદ પણ મારે ગળે તે ન ઊતર્યું અગ્નિ સમક્ષ ઘી રાખી તે ન પીગળે, એવી ધૃષ્ટ માન્યતા સેવી ભાઈ, અગ્નિ સમક્ષ ઘી જેમ પીગળ્યા વિના રહે નહીં તેમ સટ્ટાના સપૂર્ણ વાતાવરણમા રહેનાર તેનાથી અલિપ્ત રહી શકે નહીં, તે મને બહુ મોડે, હવે સમજાયુ.

પ્રમોદ

પિતાજી, એમ નથી અમૃત અને વિષ બે સમુખ હાજર હોય તેમાથી કોઈ મૂર્ખ ઊજળા લાગતા પણ ઘાતિક વિષને ગ્રહણ કરે તેમા અમૃતનો શો દોષ? પિતાજી, આપે તો મને સોના જેવો સુદર, સીધો સરળ, જનોપયોગી ધંધો બતાવ્યો, પણ મેં તેનુ ખૂરુ તત્ત્વ જ પસંદ કર્યું તેમાં ધંધાનો શો દોષ? પિતાજી, અપરાધી તો કેવળ હુ જ છુ

હરિલાલ

ગમે તેમ હોય, પણ ભાઈ ચાલો, હવે બેમી આપણે હિસાબ કરી ખોટ કેમ ભરપાઈ કરવી તેની વેતરણ કરીએ

પ્રમોદ

પિતાજી, મેં અને ઉલ્લાસે આપને અને પૂજ્ય જીવણલાલકાકાને ભારે દગો દીધો છે. હું આપની ક્ષમાને, આપના અણમોલ પ્રેમને બિલકુલ લાયક રહ્યો નથી. મારે માટે આપે કેટલો ભોગ આપ્યો, કેટલા તમે અને બાએ દુ:ખ સહ્યા ? અરે, તેનો મેં આવો બદલો વાળ્યો ? બા, હું જન્મતા જ કેમ ન મૂઓ ?

[ શીલવતીના ખોળામા માથું પટકી રૂએ છે ]

શીલવતી

પ્રમોદ, આવુ ગાંડુગાંડુ બોલ નહીં જો તારા પિતાજી કહે છે તે જ હવે તારૂ કર્તવ્ય છે. ધીરજ અને હિમતથી તમે બને મળી આ મુશ્કેલીનો સામનો કરો. હિંમત હારવાનો આ વખત નથી.

[ પ્રમોદને ઉઠાડે છે ]

હરિલાલ

બધા મળી બે લાખ રૂપિયાની જોગવાઈ કરવાની છેને, પ્રમોદ ?

પ્રમોદ

( અચકાતો ) હા–હા–પિતાજી. અમે બે મિત્રોએ પ્રથમ તો પચીસ હજાર જ ગુમાવેલા, પણ 'હાર્યો જુગારી બમણુ રમે' તે ન્યાયે છેવટ ખોટ બે લાખે પહોચી. ઉલ્લાસના ભાગના અરધા પૈસા હજી તેણે આપ્યા નથી. કાકાશ્રી જીવણલાલને કહેવાની ઉલ્લાસની હિંમત ચાલતી નથી.

હરિલાલ

સ્વાભાવિક છે કાકાજી સટ્ટાના પ્રખર શત્રુ છે, આ વાત એ જાણશે તો એમને જબરો આઘાત પહોચશે

પ્રમોદ

પણ, પિતાજી, તેમને જણાવ્યા સિવાય હવે કાંઈ છૂટકો નથી. ચાલો, આપણે, ઉલ્લાસને સાથે લઈ, કાકાશ્રીને મળીએ.

શીલવતી

હા, એ જ સરળ માર્ગ છે. આપણે વાત જાણી પછી વડીલશ્રીને અંધારામા રાખીએ એ આપણાથી બને નહીં.

# સટ્ટો કે સતાપ?

[ બહારથી અવાજ આવે છે: હરિલાલ છે કે? અને જીવણલાલ તથા ઉલ્લાસ પ્રવેશ કરે છે ]

હરિલાલ

પધારો, પધારો, મુરબ્બીશ્રી. આ તો અચાનક લાભ થયો આવ, ભાઈ ઉલ્લાસ.

[ હરિલાલ, શીલવતી, પ્રમોદ, જીવણલાલને નમન કરે છે હરિલાલ, જીવણલાલ તથા ઉલ્લાસને બેસાડે છે ]

જીવણલાલ

અરે, શીલા, દીકરી, તુ કેમ છે? અને, એઈ પ્રમોદ, લુચ્ચા, તે અને ઉલ્લાસે, મને આટલા બધા અધારામા કેમ રાખ્યો? છેક રહીને ઉલ્લાસે, મને હમણા કહ્યુ નહીં તો તમને બને બેવકૂફોને હુ પ્રથમ ગ્રાસે જ સટ્ટારૂપી શયતાનના પજામાથી બચાવી લેત!

ઉલ્લાસ

પિતાજી, પ્રથમ અમે ભૂલ કરી, અને પછી બીધા આપની અને હરિકાકાની પાસે વાત કરવાની અમારી હિંમત ચાલી નહીં.

જીવણલાલ

બન્ને ભણેલા મૂર્ખાઓ! પણ ફિકર નહીં, better late than never (કદાપિ નહી કરતા મોડુ મોડુ પણ બહેતર) હવે આપણે એનો રસ્તો કાઢીશુ.

શીલવતી

વડીલ, આપ જ આ વિટંબણામાથી અમને બહાર કાઢી શકો એમ છો.

જીવણલાલ

વિટંબણા? વિટંબણા શાની? એ તો એમ જ ચાલે. સંસાર છે તેમા બધુ ઓછુ જ સરખે સરખુ ચાલ્યા કરે? પ્રમોદ, ભાઈ હરિ, તમે બન્ને આમ દીન શુ બની ગયા છો? મજબૂત થાઓ. ઉલ્લાસ કહે કે, પ્રમોદ ઝેર ખાશે, અને હું ડૂબી મરીશ. ગાડા, હિચકાગ, બને! એક તો મૂર્ખતા કરી અને હવે કરવો છે સિતમ? શરમાઓ, શરમાઓ! જુવાનિયા થઈને નિર્બળ જેમ વર્તતા શરમ નથી લાગતી?

શીલવતી

કાકાશ્રી, આપ અતિ યોગ્ય ઠપકો આપી રહ્યા છો, બન્નેને આપનો એકે એક શબ્દ લાગુ પડે છે !

ઉલ્લાસ

પિતાજી, અમે આપનો મહાન અપરાધ કર્યો છે.

જીવણલાલ

હાસ્તો, બિચારા હરિભાઇને ત્યા અને મારા જેવા ઘરડા માણસને ત્યાં તમે છોકરીઓ જન્મી છો, છોકરાઓ નહીં; નહીં તો આવી નામર્દ જેવી, હિચકારી રીત રાખો ખરા ?

શીલવતી

વડીલ, આપે અહીં પધારી અમારા દુ:ખનો ભાર અર્ધો તો ઉતારી પણ નાખ્યો

હરિલાલ

પ્રમોદ અને હુ આપને મળવા આવવા જ નીકળતા હતા ત્યા આપ પધાર્યા.

જીવણલાલ

ઉલ્લાસે વાત કરી, કે તુરત હુ અહીં આવ્યો આજકાલના છોકરાઓ કઈ ખાનગી રાખે છે, ખાનગી ! જાણે કઈ છે જ નહીં, તેમ દિવસોના દિવસો કાઢી નાખ્યા અને મૂગામતર થઈ બેસી જ રહ્યા ! હવે, બોલ, પ્રમોદ, ઉલ્લાસના ભાગના કેટલા નીકળે છે ?

પ્રમોદ

કઈ જીભે કહુ, કાકાજી ! તમે જેણે અમારા આખા કુટુંબને તાર્યું, તેના જ પુત્રને અને મારા પરમ મિત્રને, મેં સટ્ટે ચડાવ્યો !

જીવણલાલ

વળી, ઘેલાવેડા કરે છે ? ઉલ્લાસ કઈ કીકલો હશે, નહી વારુ ? પ્રમોદ, જેને સટ્ટાનો ચરસ લાગ્યો, તેને તુ શું રોકી શકવાનો હતો ? ઉલ્લાસને શી મણા હતી ? પણ એ ફસાયો અને તુયે ફસાયો કોઇએ કોઇને ફસાવ્યા નથી સટ્ટાના આસ્વાદે અને સગે જ તમારો ભોગ લીધો પણ એ અનુભવ પણ જરૂરનો હતો. ઠીક અમે જીવીએ છીએ તે દરમ્યાન જ તમે બન્નેએ ખતા ખાધી ! એની શિખામણ અને અસર જિંદગીભર રહેશે

## સટ્ટો કે સંતાપ?

હરિલાલ

પૂજ્યશ્રી, આપનું કહ્યું મે ન માન્યું અને પ્રમોદને શેરબજારની લાઈનમા મૂક્યો તેનું આ પરિણામ!

જીવણલાલ

ભાઈ, તું પણ ઘેલો થાય છે? એમ સૌ જ પોતાના દીકરાને દૂર રાખે તો શેરબજારને કોણ ચલાવશે? એ તો માણસથી કોઈ વાર ભૂલ થઈ જાય અને તે ભૂલનું પરિણામ ભોગવ્યે તેનું પ્રાયશ્ચિત્ત થાય.

પ્રમોદ

કાકાશ્રી, મને આ લાઈનમાથી હવે છોડાવો

જીવણલાલ

નાદાન છે, પ્રમોદ? આવો કડવો અનુભવ લીધા પછી હવે શો ભય છે? ભય થા સો ડાલ દીયા. હવે ફરી તો તું ઓછો જ સટ્ટો કરવાનો હતો? હવે તો આ જ લાઈન તારે માટે 'સેફ' (સહીસલામત), તદ્દન સહીસલામત છે. તેમા જ તારું શ્રેય છે, અને તેમા જ તારે આગળ આવવાનું છે .જબરી ચોટ લાગી છે તે જીવન પર્યંત તને બીજી ભૂલોમાથી બચાવશે અને તારું રક્ષણ કરશે, બેટા.

શીલવતી

વડીલ, આપના શબ્દો અક્ષરેઅક્ષર હૃદયમાં કોરી રાખવા યોગ્ય અનુભવના છે!

જીવણલાલ

શીલા, હરિ, પ્રમોદ, ઉલ્લાસ, થવાનું હતું તે હવે થઈ ગયું તેનો વિચાર અને ચર્ચા કરવી હવે બંધ કરો ઉલ્લાસના ભાગનો ચેક રૂપિયા એક લાખનો હું લઈ આવ્યો છું, તે, લે, પ્રમોદ, જમે કરજે.

[પ્રમોદને ચેક આપે છે]

હરિ, બાકીના એક લાખ રૂપિયા હું પ્રમોદને ખાતે ધીરીશ

હરિલાલ

ના, ના, વડીલશ્રી, તેટલી જોગવાઈ તો અમારાથી થઈ શકશે

જીવણલાલ

કેવી રીતે ? કહે મને, જોઉં.

હરિલાલ

બિઝનેસ ચલાવવા રૂપિયા એક લાખની જોગવાઈ રાખવી પડી છે. શેરબજારનુ બિઝનેસ બધ કરી દઈશ અને તે રૂપિયા છૂટા કરી ખોટ ભરી દઈશ વળી. આ બનાવ પછી વડીલશ્રી, મને શેરબજારના બિઝનેસમા કેમ રસ પડશે ?

જીવણલાલ

હરિ, તુ પણ આવો ટૂકબુદ્ધિનો હોઈશ એવુ મે નહોતુ ધાર્યું ભાઈ, સોના જેવુ, જામેલુ, જૂના, આબરૂદાર, વિશ્વાસુ ગ્રાહકોવાળું બિઝનેસ તે જરાક જેટલી વાતમા બધ થતુ હશે ? શેરબજારનુ જ બિઝનેસ તમારે બનેએ ચાલુ રાખવાનુ છે અને તેમા, પ્રમોદ, તારે મોખરે આવવાનુ છે. તને આ જબરો ધક્કો લાગ્યો છે, પણ એ જ ધક્કાનુ જોર તને હવે ખૂબ આગળ ધપાવશે. દલાલી જ કરી, સિદ્ધાતપૂર્વક, પ્રામાણિકપણે, ગ્રાહકોને સારુ 'ઇન્વેસ્ટમેન્ટ' (પૈસાનુ રોકાણ) કરાવી તેઓના અતકરણના આશીર્વાદ મેળવી, નિર્દોષ અને સુખપૂર્વક આજીવિકા આ જ ધધામાથી તારે મેળવવાની છે પ્રમોદ, તારા પિતા હરિલાલે આવી જ સરલ પ્રવૃત્તિ આજ સુધી રાખી છે અને તેણે પોતાનુ સુદર દૃષ્ટાત તારી સમક્ષ ખડુ કર્યું છે. સટ્ટાના વિચારને પણ તિલાજલિ આપી, તુ તારા પિતાને માર્ગે ચાલ્યો જા, અને ધધાની પ્રથમ પક્તિમા, ટૂંક સમયમા આવી જા હરિ, ધધા માટેના ગખેલા લાખ રૂપિયા છૂટા કરવાનો તારો વિચાર બેહૂદો છે માટે, ફરી એક વાર ભલે મારા ઉપકારનો બોજો તમારા ઉપર ચડે ! બે વર્ષમા પ્રમોદ મારા રૂપિયા ભરી દેશે.

પ્રમોદ

આટલી સહેલી રીતે આપ સૌ મને છોડો એ ઠીક નથી. મને તો ભારે શિક્ષા થવી જોઈએ.

હરિલાલ

પૂજ્યશ્રી, આપની શિખામણ હુ માથે ચડાવુ છુ, પણ અમારો બંગલો તથા વીમાપોલિસીઓ બેંકમા ગીરો મૂકતા અમને લાખ રૂપિયા તો મળી રહેશે તો તેટલુ કરવાની તો મને છૂટ આપો.

જીવણલાલ

કેમ, મારી પાસેથી મદદ લેવી હવે તને નથી ગમતી?

શીલવતી

વડીલ, એ શું બોલ્યા? રૂડાં વાનાં અમારાં તો સૌ આપના થકી જ છે, તે અમે કદી ભૂલીએ નહીં.

પ્રમોદ

પૂજ્યશ્રી, પિતાજીની વાત બરાબર છે; એટલું તો અમને દુ:ખ વેઠવા દો.

ઉલ્લાસ

ના, પિતાજી, મેં જ પ્રમોદને ચડાવી, ચડાવી, બમણો જુગારી બનાવ્યો હતો. ખરી રીતે સર્વ ખોટનું કારણ હું છું, માટે આપણે જ બધા રૂપિયા ભરી દેવા જોઈએ.

જીવણલાલ

ઉલ્લાસ, તારી વાત બરાબર છે. શીલા, દીકરી, તું હરિ અને પ્રમોદને સમજાવ.

શીલવતી

વડીલશ્રી, મને તો એમની વાત વાજબી લાગે છે. અમારી ઉપર બેંકના કરજનો બોજો રહે તે ચિંતા અને દુ:ખ જ અમને ફરીથી વિશુદ્ધ બનાવી શકશે.

જીવણલાલ

'અમને?' તું પણ ભેળી છે? શું તું પણ સટ્ટામાં ભાગીદાર હતી, શીલા?

શીલવતી

ના, જી, ના, પણ પતિ અને પુત્રના દુ:ખમાં કઈ સ્ત્રી ભાગીદાર નથી બનતી, વડીલ?

જીવણલાલ

શીલા, હું હાર્યો તારી પાસે. ભલે, ત્યારે, હરિ અને પ્રમોદ કહે છે તેમ થવા દો—પણ જલદી આ પ્રકરણનો અંત લાવી, આ વાતોને સમાપ્ત કરો.

હરિલાલ

સુરબ્બીશ્રી, આપના પ્રેમ, મમતા, ઉત્તેજન, અને સહાયે આજે અમોને પુનર્જીવન અર્પ્યું છે. અમે જન્મોજન્મના આપના ઋણી રહીશું

[ પગ પકડી પ્રણામ કરે છે ]

ઉલ્લાસ

પિતાજી, અમારો વાક ન ગણતા આપે સામુ અમને આશ્વાસન આપ્યુ ! આપની અનેરી વત્સલતાને હુ પાત્ર થાઉં એવુ પ્રભુ મને સામર્થ્ય આપો !

[ પગ પકડી પ્રણામ કરે છે ]

જીવણલાલ

ઉલ્લાસ, આપણી મિલના બોર્ડ ઉપરની ખાલી થયેલી એક જગ્યાનુ હવે શુ કરવુ છે ? ક્યા સુધી તેને ખાલી ગખીશુ ? હરિ, પ્રમોદને તુ અમારી બોર્ડ ઉપર ડાયરેક્ટર તરીકે આવવા દઈશ ? તેની શક્તિ, વિદ્યા અને અનુભવ અમને બહુ કામ આવશે !

પ્રમોદ

પૂજ્યશ્રી, અપકાર ઉપર આવો ઉપકાર ! વિશ્વાસઘાત ઉપર આવો વિશ્વાસ ! વડીલશ્રી, આપની કૃપાને લાયક પ્રભુ મને કરે !

[ પગ પકડી પ્રણામ કરે છે ]



# અ ધ : પા ત

[ ત્રિઅંકી નાટકમાંથી
સાત દૃશ્યો ]

## આ કૃતિ વિશે

લગભગ વીસમી સદીની શરૂઆત સુધી પણ, આ કાલ્પનિક નાટકમાં દર્શાવેલી સામાજિક ઘટના જેવી અનેક ઘટનાઓ બનતી શ્રી પ્રાણલાલભાઈએ જોયેલી હતી અને વૃદ્ધ પુરુષો કિશોર કન્યાને પરણવાના રિવાજ સામે તેમનું મન હમેશ ખૂબ કચવાયેલું રહેતું આવી ઘટનાઓ ઉપરથી તેમણે 'અધઃપાત' નામક કાલ્પનિક નાટક સને ૧૯૧૬–૧૭ મા ઊપજાવી કાઢ્યુ હતુ, અને આવા રિવાજનો સામાન્ય રીતે કરુણ અંત આવે છે તે દર્શાવવાનો તેમા પ્રયત્ન કર્યો છે

---

૧૯૧૭ મા રચેલા નવ નવ દૃશ્યોના ત્રણ અંકના નાટકમાથી અત્રે પ્રથમ અંકમાથી ત્રણ દૃશ્યો–બીજુ, સાતમુ અને નવમુ, બીજા અંકમાથી એક દૃશ્ય–બીજુ, ને ત્રીજા અંકમાથી બે દૃશ્યો–છઠ્ઠુ અને નવમુ ઉદ્ધૃત કર્યાં છે.

# 'અધઃપાત'નું કથાવસ્તુ

મુંબઈમા રહેતા લક્ષ્મીસપન્ન અને ધર્મનિષ્ઠ શેઠ ધર્મચન્દ્ર સર્વ રીતે સુખી છે. ગુણિયલ ગૃહિણી લક્ષ્મી છે, કમલા જેવી પુત્રી છે, કુન્દન જેવો પિતૃભક્ત પુત્ર છે, મોહન જેવો સુશિક્ષિત, સસ્કારી અને સમજદાર જમાઈ છે, અને કુદરત પણ એમના સુખ પર, પ્રસન્ન થઈ, ગુલાબ જેવી પુત્રવધૂ મેળવીને એમા ઉમેરો કરે છે.

પણ આ સુખ ઝાઝા દિવસ ટકતુ નથી. થોડા સમયની માદગી ભોગવી શેઠ ધર્મચન્દ્રની અર્ધાંગના લક્ષ્મી આ લોકની વિદાય લે છે અને આખા કુટુબ પર શોકનુ વાદળ છવાઈ જાય છે ધર્મચન્દ્રને જીવનમા કશો રસ જણાતો નથી, એકલવાયુ જીવન તેમને માટે અસહ્ય બને છે, ત્યાં તેમના એક સ્વાર્થસાધુ સબધી તેમના મનમા બીજુ લગ્ન કરવાની વાત ઠસાવી દે છે બીજે પક્ષે, તેમના વિદ્વાન અને નિસ્પૃહી મિત્ર શંકર પડિત, શેઠને, આ લગ્નનુ પરિણામ સારૂ નહીં આવે એવી આગાહી કરે છે.

ધર્મચન્દ્ર ફરી પરણે છે, પણ આ કૃત્ય, સુખ આપવાને બદલે તેમને માટે ઘોર દુખમા પરિણમે છે. તેમનુ જીવન અકારુ બની જાય છે, તેમના પ્રિય સંતાનોનુ જીવન પણ વિષમય બની જાય છે. અંતે, દુર્ભાગ્યે થયેલી એક ભૂલના પોતે, પુત્ર તથા પુત્રવધૂ બલિદાન બને છે.

નટી અને સૂત્રધાર વચ્ચેના સંવાદોદ્વારા આ નાટકનું રહસ્ય વ્યક્ત થાય છે.

નટી

વહાલા, કરુણરસપ્રધાન આ 'અધઃપાત' નાટકનુ રહસ્ય સમજાવશો ?

સૂત્રધાર

પ્રિયે, આ નાટકનો હેતુ એ સમજાવવાનો છે કે, (૧) વિષયવાસનાની તૃપ્તિ વિષયો ભોગવ્યા કરવાથી થતી નથી, પણ વિષયોનો ઉપભોગ તો કામનાને શાંત ન કરતા તેની વૃદ્ધિ જ કરે છે, (૨) પાપિણી કામના કેવી ભયંકર છે કે તે ધર્મનિષ્ઠ, વિવેકી, શાસ્ત્રજ્ઞ પુરુષ પર પણ, પ્રથમ મીઠુ લાગતુ મલિનતાનુ આવરણ ફેલાવી દે છે ને અંતે વેરણ બની તેનો હૃદયભેદક અધઃપાત કરાવે છે, અને (૩) વિવેકભ્રષ્ટ થયેલા બિચારા એવા મહાપુરુષના પાપનુ પ્રાયશ્ચિત્ત પણ દુ:ખ સિવાય બીજે રસ્તે કરી શકાતુ નથી

# અધઃપાત

---

## પાત્રપરિચય

| | | |
|---|---|---|
| ધર્મચન્દ્ર | | એક ધર્મનિષ્ઠ, ધનાઢ્ય, વિદ્વાન વણિક ગૃહસ્થ. |
| લક્ષ્મી | : | એમની સુશીલ, કુલીન, સદ્ગુણી પત્ની |
| રૂપાળી | : | ધર્મચન્દ્રની બીજીવારની પત્ની |
| કુન્દન | : | ધર્મચન્દ્ર અને લક્ષ્મીનુ પ્રથમ સતાન, ઉત્તમ સંસ્કાર પામેલો વિદ્વાન યુવક. |
| ગુલાબ | . | કુન્દનની પત્ની સરલ, મૃદુ, માયાળુ સ્વભાવની અને સુશિક્ષિત યુવતી. ઉચ્ચ, ખાનદાન અને ભાવિક ઘરની પુત્રી. |
| સરસ્વતી | . | ગુલાબની માતા. |
| માલતી | . | ગુલાબની સખી, મોહનની માસીની દીકરી |
| કમલા | | કુન્દનની નાની બહેન. |
| મોહન | : | કમલાનો પતિ, ધર્મચન્દ્રના વ્યાપારતત્રમા એક સ્થાને યોજાયેલો ગરીબ ઘરનો છતા વિવેકી, સમજુ ને સ્નેહાળ યુવાન |
| શકર પડિત | . | કુન્દનના જન્મ પહેલાના ધર્મચન્દ્રના આશ્રિત, મિત્ર અને સલાહકાર એવા વેદવેત્તા, સર્વશાસ્ત્રનિપુણ, નિસ્વાર્થી, નિસ્પૃહી ઉત્તમ બ્રાહ્મણ. |
| નવલ | : | રૂપાળીના ભાઈ પ્રીતમનો મિત્ર |
| હરિદાસ | : | ધર્મચન્દ્રનો જૂનો, બુદ્ધિશાળી, કુટુબીજન જેવો થઈ ગયેલો નિમકહલાલ મુનીમ. |
| નોકર વગેરે | | |

## અંક પહેલો: દૃશ્ય બીજું



પાત્રો

ગુલાબ, માલતી, સરસ્વતી, લક્ષ્મી, મોહન, કુન્દન, કમલા.

સ્થળ

સુશોભિત વિશાળ ઉદ્યાન

*

ગુલાબ

હૃદય, તુ છેક આવુ કેમ થઈ ગયુ? કુન્દન, તેં વહાલાએ જીતેલુ એ હવે મારૂં કહ્યુ કરતું નથી. અરે, તે શુ જાદૂ કર્યું કે મારી આખ પણ તું તુ ને તુ જ દેખે છે! 'કુન્દન', 'પ્રિયતમ', એ શબ્દોમા કેવી મીઠાશ ભરેલી છે! (ચમકીને) પણ કન્યા, આ તુ શું કરે છે? કુલીન કુળની લજ્જાવતી કન્યા, આ તને યોગ્ય છે? (નિ.શ્વાસ નાખે છે, ત્યા માલતી પ્રવેશ કરે છે) અરે, પણ એ દિવ્ય કાતિ મને બળાત્કારે ખેચે છે, હુ અબળા તેની પાસે શું કરૂં? અ તરની અપૂર્વ કોઈ લાગણી મને ઈચ્છા વિના એનુ એ જ રટણ, એ જ ઝ ખના કરાવે છે.

માલતી

(સ્વ) ગુલાબબહેન, આમ એકલા એકલા 'હવા સાથે શી વાતો કરતા હશે? (પ્ર) આજે તો સજની, તુ કઈ બહુ જ ઊંડા વિચારમા પડી ગઈ દેખાય છે! ગુલાબ, તે કઈ ગુમાવી નાખ્યુ છે કે, વહાલી? અને તે જડતુ નથી તેથી આમ થઈ ગઇ છે? કે તારુ સ્વચ્છદી બાલ્ય જતા વ્યાકુળ થઈ ગઈ છે? ના, ના, એ તો સમજી. નવીન યૌવને કરેલી તારા લલિત અ ગોની આ દશા જોઈ તું બાવરી બની ગઈ હશે!

ગુલાબ

માલતી, એ તો તુ જાણુ, મને તો કઈયે થયુ નથી (સ્વ) ચતુર માલતી મારા અ તરને પારખી ગઈ કે શુ?

માલતી

કહે ન કહે સખી, પણ તુ હતી તેવી હમણા તો નથી જ! મને લાગે છે, બહેન, તારા મનનુ મોતી ખોવાઈ ગયુ છે.

ગુલાબ

(નિશ્વાસ નાખી) વહાલી માલતી, મને શું થાય છે તે હુ સમજી શકતી નથી

માલતી

બહેન, તુ કંઈ છુપાવ મા. હુ સમજી ચૂકી છુ કે રતિપતિના બાણનુ લક્ષ્ય થયેલુ તારુ કોમળ હૈયુ હવે તારુ રહ્યુ નથી. પણ તેમા તારે શરમાવા જેવુ કઈ નથી

ગુલાબ

આ લતા પવનની મીઠી લહેરે ડોલે છે, માલતી, જોઈ એને? બહેન, એ મદમાતી વેલડી પણ એને હસે છે. (નિશ્વાસ નાખી) હસ, બાઈ, તુ કા ન હસે? આ રમ્ય તરુવરને પામી, લપટાઈ, તુ કૃતાર્થ થઈ, પ્રફુલ્લિત થઈ, પણ હું... (વળી નિશ્વાસ નાખી) માલતી, હુ શુ કરુ?

માલતી

ગુલાબ, તુ કેમ મૂઝાય છે? ચદ્રકિરણને ઝીલી કુમુદ ખીલે એમાં કુમુદ શુ કરે? માટે બહેન, મને, તારી સખીને તો કહે શું તારા માબાપની તને વરાવવાની ચિતા તો તારી આ સ્થિતિનુ કારણ નથી ને?

ગુલાબ

બહેન, હુ તને શુ કહુ? હું દીન બની ગઈ છુ તે દહાડે તારી સુદરમાસીને ઘેર મારુ હૃદય મારા હાથથી સરી પડ્યુ

માલતી

તે કોણ ભાગ્યશાળીએ ઝીલ્યુ? કમલાના ભાઈ કુન્દને તો નહીં?

ગુલાબ

સખી, કોણે ..કોણે?

માલતી

કુન્દને.

[ ગુલાબ શરમાઈને નેત્રો નીચા ઢાળી દે છે ]

ગુલાબ, બહેન, શોધ્યુ છે તો રત્ન હો ! રાતદિન જેના વખાણ કરતા મોહનભાઈ થાકતા નથી, એ કુન્દન કેમ ? રાજહંસી, તુ તો માનસસરના મોતી ચરનાર હંસને જ વરે. ( ગુલાબની ચિબુક પકડી, મો ઊંચુ કરતી ) આ મુખકમલ મ્લાન કેમ થઈ ગયુ ?

ગુલાબ

સખી, કોઈ દિવસ નહી જાણેલો એવો કોઈ વિકાર મારા હૃદયને બાળી નાખે છે. ( નિ.શ્વાસ નાખી ) માલતી, ક્યા શબ્દોથી એનુ વર્ણન કરી શકુ ? બહેન, એ મહાભાગની ભ્રૂકુટીને મરોડે મારું કાળજું વીંધી નાખ્યુ છે. એનુ મધુરું મૃદુ હાસ્ય, એના રસભર્યા મોહક કટાક્ષ, એની રમ્ય કાતિ, સખી, આ સિવાય હુ બીજુ કશુ જોઈ શકતી નથી. માલતી, મારુ શું થશે !

માલતી

શુ થશે ? એની સાથે જોગ થશે એ, બીજુ શું ?

ગુલાબ

( આતુરતાપૂર્વક ) માલતી, માલતી, તુ શુ કહે છે ?

માલતી

સાચુ જ કહુ છુ, બહેન સખી, તારા પ્રેમપાત્રના પણ તારા જેવા જ હાલ છે, સુંદરમાસીને ઘેર તમે એકેકને જોયા ત્યારથી દરરોજ સવારસાંજ એ આપણા બગલા પાસેથી જ ફરવા જાય છે, અને એના મુખ પર દેખાઈ આવતી એની તીવ્ર આતુરતા બીજું શું સૂચવી શકે ? ગુલાબ, હુ તને એક વધામણી આપું ? બોલ, આજે કુન્દનને આ બાગમા લાવુ તો શું આપે ?

ગુલાબ

( હર્ષથી ) મા લ તી !

માલતી

(સ્વ) આ બિચારીને ખબર નથી કે આજે અહીં સરસ્વતીબાઈએ લક્ષ્મીબહેન અને કમલાને નોતર્યાં છે, ને સાથે મોહનભાઈ અને કુન્દન પણ આવવાના છે. (પ્ર) એ તો કંઈ નહીં, પણ આ ગુલાબ તો જો. ગુલાબ, આખા બાગમા આવુ એક્કે ગુલાબ નથી. એની સુગંધનો ભોગી હવે નિર્માણ થઈ ચૂક્યો છે, ખરુ કે?

[માલતી ગુલાબના ફૂલને ચૂંટી તેને સૂંઘે છે, પાછળથી કોયલનો ટહુકાર સભળાય છે]

સાભળ, ગુલાબ, કોયલ ટહૂકી. એ તો એના પ્રિયજનને આવકાર આપે છે, નહીં? ચાલ, આવ, જોઈએ તો ખરા કે એનો પ્રિય એના ટહૂકારને માન આપી આવ્યો કે નહી!

[ બને જાય છે, સરસ્વતી પ્રવેશ કરે છે]

સરસ્વતી

સૌ આવ્યા લાગે છે.

[ સામી બાજુથી લક્ષ્મી અને કમલા પ્રવેશ છે ]

આવો, લક્ષ્મીબહેન, આવો. કેમ બચ્ચા કમલા, ખુશીમા છે ને? મોહન ને કુન્દન કેમ નથી દેખાતા?

લક્ષ્મી

પાછળ આવે છે, હમણા આવશે.

સરસ્વતી

તો ઠીક્ ચાલો, લક્ષ્મીબહેન, હવે અમારી ઝૂંપડી પાવન કરો.

[ ત્રણે જાય છે, કુન્દન ને મોહન પ્રવેશે છે. કુન્દન આમતેમ જુએ છે ]

મોહન

કુન્દન, એ ગુલાબ તો હજી છેટુ રહ્યું, પણ એના કાટાનો સ્પર્શ તમને થઈ પણ ગયો!

કુન્દન

સખે, એ રમણીના ક્રૂર કટાક્ષે મારી સ્થિર વૃત્તિઓને નિરંકુશ કરી દીધી છે મોહન, હુ સમજી શકતો નથી કે આમ, અચિંત્યુ એની રસીલી આખોએ મારા પર શુ કરી નાખ્યુ!

મોહન

કુન્દન, હું તમને નહોતો કહેતો કે એ ત્રણે લોકને જીતનાર છે! કાં સંયમી, હવે તમારો સયમ કયાં જતો રહ્યો? એ દર્પને કંદર્પે કયાં નસાડ્યો?

કુન્દન

મોહન, મોહન, હું હાર્યો, પણ મિત્ર, એ સુંદરીનો વિયોગ હવે વધારે વાર મારું હૃદય સહન કરી શકશે નહીં. એના અનુપમ લાવણ્યે મારા હૃદયને વિહ્વળ કરી દીધુ છે. મોહન, એની કામણગારી રસિક આખ મારા ચિત્તને ચોરી ગઇ છે.

મોહન

(સ્વ) ચંદ્રિકા, ધન્ય છે તને કે આ સાગરને તુ આમ ઉછાળી મૂકે છે. (પ્ર) કુન્દન, તમારો સ્નેહ સ્થાને છે. લગ્નની પવિત્ર ગ્રંથિ તમારા બનેની મનોહર સંધિ કરાવશે જ; પણ હમણા, આ સ્થાને તો ધૈર્ય ધરી સ્થિર થાઓ

માલતી

(નેપથ્યે) ગુલાબ, એ કોયલનો પ્રિય તો હજીયે ન આવ્યો

ગુલાબ

(નેપથ્યે) માલતી, મને કાં બાળે છે?

મોહન

કુન્દન, સાવધાન, કોયલ ટહૂકી!

[માલતી તથા ગુલાબ પ્રવેશે છે; ગુલાબની અને કુન્દનની 'મળી દષ્ટોદષ્ટ']

ગુલાબ

માલતી

કુન્દન

મોહન!

કમલા

(નેપથ્યે) કુન્દનભાઇ અને એ બધા હજી કેમ ન આવ્યા? ચાલ જોઉં, આવે છે કે નહીં! (પ્રવેશીને હસી પડતાં) ઓહો! આ શું કુન્દનભાઈ?!

*

## અંક પહેલો : દશ્ય સાતમું



પાત્રો

ધર્મચન્દ્ર, શંકર પંડિત, હરિદાસ, નોકર

સ્થળ

ધર્મચન્દ્રનો બંગલો

સમય

આગલા દશ્યમા વર્ણવેલી ઘટનાને બીજે દિવસે



[ધર્મચન્દ્ર પુસ્તકાલયવાળા ખંડમા બેઠા છે, અને છાપુ વાચતા લાગે છે, પણ તેમનુ મન કોઈ ગંભીર વિચારમા પરોવાયેલુ છે]

ધર્મચન્દ્ર

ઈશ્વરની કૃપાથી ધન છે, વૈભવ છે, શરીરનુ આરોગ્ય છે વિનયવાળા બુદ્ધિશાળી કહ્યાગરા સતાન છે, સોના જેવો ધધો છે ને ધર્મદાનમા વૃત્તિ છે સુખના સર્વ સાધનો છે, તોયે સસારમા મન પરોવનાર ગૃહિણી વિના જીવન હેતુ વિનાનુ–શૂન્ય લાગે છે સ્ત્રી વિનાનો સસાર ખરેખર દુ.ખકારી છે એ મારી પત્ની, મારા ઘરની શોભા અને મારુ સસારનુ સુખ તારી સાથે જતુ રહ્યુ. રમણભાઈ મનાવે છે કે તે સુખને ફરી સાધવુ શુ તે બની શકે? એક જૂનો નિમકહલાલ નોકર જતા તેને સ્થાને બીજાની નિમણૂક થઇ શકે છે પ્રિયતમ મિત્ર મૃત્યુ પામતા માણસનુ હૃદય અન્યને શોધી લે છે. સ્નેહ કદી ભૂલી શકાતો નથી પણ અન્યથી ખોટ પૂરી શકાય છે. શુ પત્નીના સબધમા એમ હોઇ શકે? . . .. હા, શાસ્ત્રો એ મત સ્વીકારે છે અને ધર્મસહચારમા પત્નીવિહીન હુ ગૃહસ્થતાને અયોગ્ય છુ એમ કહેતાં ફરીથી લગ્ન કરવા મને અટકાવી શકતા નથી, પણ જગત મારા આ......

[શકર પંડિત પ્રવેશ કરે છે, ને ધર્મચન્દ્રની વિચારધારા અટકે છે]

પધારો પડિતજી

[નમન કરે છે, પડિતજી આશીર્વાદ આપતા હાથ ઊંચા કરે છે]

શંકર પંડિત

આપના મનનુ સમાધાન હજી થયુ લાગતુ નથી.

ધર્મચન્દ્ર

શંકરપ્રસાદ, મને માર્ગ બતાવો. હુ નિર્ણય કરી શકતો નથી.

શંકર પંડિત

શેઠ, આપ જેવા સુજ્ઞ અને નીતિમાનને બીજુ કશુ કહેવુ ઘટતુ નથી આપના નાનામા નાના આચરણનુ પણ લોક અનુકરણ કરે એ આપની પ્રતિષ્ઠા છે, તો આપના મનનો વિચાર જો કદી અમલમા મૂકાય તો ધર્મનિષ્ઠ, સસ્કારી, વિદ્યાવ્યાસગી, શાસ્ત્રીપંડિતોના સહવાસવાળા આપની જગત શી તુલના કરશે ?

ધર્મચન્દ્ર

પંડિતજી, અધર્મમા મેં કદી પણ પ્રવૃત્તિ કરી નથી, મારી ગમે તેવી પ્રબળ ઇચ્છા પણ મને અપથે દોરી શકે તેમ નથી.

શંકર પંડિત

તો આપનો ધર્મ હવે એ છે કે ધીમેધીમે ઇન્દ્રિયોના વિષયોને તજવા, વિષયોનો ઉપભોગ વિષયોને તૃપ્ત કે શાત કરી શકતો નથી, પણ અગ્નિમા હોમેલુ દ્રવ્ય જેમ અગ્નિ જ્વાલાની વૃદ્ધિ જ કરે છે તેમ કામનુ પણ સમજવુ.

ધર્મચન્દ્ર

શંકર પંડિત, સસારમા રહેવુ અને ગૃહસ્થને યોગ્ય તથા ધર્મથી અવિરુદ્ધ કામનાઓને તજવી એ બની શકે તેમ છે ?

શંકર પંડિત

ધર્મચન્દ્ર, મને પૂછો છો તો હુ તો માનુ છુ કે પરમાત્માએ આપને સર્વ રીતે અનુકૂળતા કરી આપી છે. આપનો સુપુત્ર સુશીલ છે ને સસાર-ભાર ઉપાડવા સમર્થ છે આપ ચાહો તો આજે આ કામક્રોધથી ભરેલા સસારને છોડી શકો એમ છો વનમા જવાની આ વયે ફરીથી ઘર કરી, આપના પરમાર્થિક શ્રેય અને ઐહિક પ્રતિષ્ઠાનો નાશ કરવા કરતા, આ વિષયવાસનાને તિલાજલિ આપો આ સસારને છોડી દો. એ જ આપનુ કલ્યાણકારી છે અને એ તમારું કર્તવ્ય છે.

ધર્મચન્દ્ર

પંડિતજી, મારું વત્સલ હૃદય મારા બાળકો કુન્દન અને કમલાને છોડી શકે તેમ નથી અને તેમની ઇચ્છા વિના પણ હું કંઇ નહીં કરું.

શંકર પંડિત

(નિશ્વાસ નાખી, કચવાઈ, સ્વગત) કયા જન્મના સંસ્કારો આ ધર્માત્માને આવે માર્ગે દોરે છે? (પ્ર) વ્યવહારદષ્ટિએ વિચારશો તોયે, ધર્મચન્દ્ર, આ વયે આપના લગ્ન, આપને અંતે દુખી જ કરશે લોકો શું કહેશે? આપના પવિત્ર સંસ્કારવાળા પુત્રને તેની શી અસર થશે? આપનો આજ્ઞાકારી એ પુત્ર, આપ સુખી થશો એ સાંભળી, ના કહી શકશે નહીં અને બીજું કોઈ આપને ખરું કહેશે નહીં. ધર્મચન્દ્ર, હું તો કાલે જઈશ, પણ કહી જાઉં છું કે ઉત્તર અવસ્થામાં લગ્ન આપને આપત્તિનું જ દર્શન કરાવશે.

ધર્મચંદ્ર

અરે પ્રભુ, આ ગૂંચવણમાંથી રસ્તો બતાવ

[ વિચારમાં પડે છે, ત્યાં હરિદાસ આવે છે ]

(વિચારમાંથી જાગીને) આવો ભાઈ હરિદાસ.

હરિદાસ

કેટલાક પત્રો સહી કરવાના છે કુન્દનભાઈ બહાર ગયા છે અને કહેતા ગયા છે કે પિતાજીની પાસે સહી કરાવજો, તેથી અહીં લઈ આવ્યો છું.

ધર્મચન્દ્ર

ભલે, લાવો.

હરિદાસ

હા જી.

[પત્રો આપે છે ને બેસે છે]

ધર્મચન્દ્ર

કુન્દને વાંચીને પસાર તો કર્યા છે ને?

હરિદાસ

હા જી ભાઇના કહેવા મુજબ જ સર્વ લખાણ કરાવ્યું છે ને પાછું હું તે મેળવી ગયો છું

[ હરિદાસ ધર્મચન્દ્રને સહી કરવા માટે ઇન્ડિપેન આપે છે ]

ધર્મચન્દ્ર

ઠીક ત્યારે. (સહીઓ કરતા) કુન્દનભાઈએ લખ્યુ તેમા મારે કાંઈ વાચવાની જરૂર નથી. (પત્રો હરિદાસને પાછા આપતા) હરિદાસ, હુ સંસાર છોડું તો ?

હરિદાસ

(આશ્ચર્ય પામતો) જી ?

ધર્મચન્દ્ર

હુ સંસાર છોડી, બાકીનુ આયુષ્ય શંકર પંડિતની જેમ ગાળુ તો ?

હરિદાસ

આપ એમ કા બોલો ! (મુઝાતા) મારા જેવા સેકડોના અન્નદાતા અમારો કે કુન્દનભાઇનો તો વિચાર કરો.

ધર્મચન્દ્ર

ખરેખર હરિદાસ, મારા છોકરાના સ્નેહની સાકળો હું તોડી શકું એમ નથી.

હરિદાસ

એ તો યોગ્ય જ છે ને ! અને કુન્દનભાઈ ગમે તેવા તોયે હજી બાળક છે અને આપ શિરછત્રની છાયા છે તો સંસારનો લહાવો લઈ શકે છે. તેમને હાથે ફરી દુઃખમાં નાખી આપ જઈ શકો ખરા ?

ધર્મચન્દ્ર

હરિદાસ, તમે ખરુ કહો, છો. પણ એક વાતથી મારું મન બહુ જ મુઝાય છે. હુ સર્વ વાતે સુખી છતા, કુન્દનની મા જતા, ઘર વિનાનો થઈ રહ્યો છુ. સંસારમા મારુ મન ચોટતુ નથી.

હરિદાસ

લક્ષ્મી શેઠાણીને આપ ભૂલી શકો નહીં એ સ્વાભાવિક છે, પણ ભાઈસાહેબ, પ્રભુને ગમે તે સહેવુ એ સિવાય આપણો માણસનો શો ઉપાય ?

ધર્મચન્દ્ર

હરિદાસ, મે ઘણો વિચાર કર્યો ને એટલુ તો મને પણ ચોક્કસ લાગે છે કે સ્ત્રી વિનાનો સસાર મારે માટે અશક્ય છે અધર્મને માર્ગે તમારો શેઠ કદી જાય એમ નથી, ને ફરીથી લગ્ન કરવા મારે માટે યોગ્ય નથી એમ જો નક્કી થાય તો મારે આ સસાર છોડ્યા સિવાય બીજો કોઈ છૂટકો નથી. માટે, હવે મારે શુ કરવુ એ સૂઝતુ નથી. હરિદાસ, તમે મારા કુટુબી જેવા છો, વિચાર કરો અને કહો કે આ ગૂચવાડાનો શો નિર્ણય ?

હરિદાસ

(આભો બનીને અચકાતો) જી, આપે...આપે.. શું કહ્યું ? હુ ન સમ...

ધર્મચન્દ્ર

હરિદાસ, ધર્મચન્દ્રે શુ કરવુ ? સસારનુ સુખ સાધવુ કે સંસારને છોડવો ?

[નોકર દાખલ થાય છે]

નોકર

શેઠશ્રી, રમણભાઈ પધાર્યા છે.

ધર્મચન્દ્ર

તેમને દીવાનખાનામાં બેસાડ, હુ આ આવ્યો

[નોકર જાય છે ધર્મચન્દ્ર પણ ઊઠીને એની પાછળ જાય છે]

હરિદાસ

અરે પ્રભુ, ધર્મની જ મૂર્તિ એવા ધર્મચન્દ્ર શેઠને આ સઝ્યું છે ? (નિ:શ્વાસ નાખી) ખરેખર, પ્રભુની ગતિ અકળ છે !

## અંક પહેલો : દૃશ્ય નવમું



પાત્રો

કુન્દન, મોહન, ગુલાબ

સ્થળ

ધર્મચન્દ્રના બગલામાના કુન્દનના ભાગનુ દીવાનખાનુ.

*

[ કુન્દન અને મોહન પ્રવેશે છે ]

કુન્દન

મોહન, મને કહો, જે હોય તે કહો. હાલમા તો એટલુ પણ હુ જોઇ શક્યો છુ કે પિતાજી મને કાંઇ કહેવા માગે છે પણ અચકાય છે અને કહી શકતા નથી. તમે જે જાણતા હો તે બધુ મને કહો. મારું ચિત્ત એ જાણવાની ચિંતાથી કેટલુ બળે છે તે જુઓ.

[ પોતાના કપાળ પર મોહનનો હાથ મૂકે છે મોહન હકારમા ડોકુ ધુણાવે છે ]

મોહન

(સ્વ) હવે આને કહ્યા વિના છૂટકો નથી, અરે, પણ સાભળીને એ બિચારો બળશે (પ્ર) કુન્દન, હાલ થોડા દિવસ થયા કેટલીક એવી વાતો સંભળાય છે કે જે મને સુદરબાએ કહેતા હું વિચારમા પડ્યો કે મારે તમને કહેવી કે નહીં, કારણ તેમા કંઈ સત્ય નયે હોય. પણ, વિચાર કરતા મને એ પાયા વગરની લાગતી નથી, તેથી સાભળો.

કુન્દન

હા, હા, કહો, કહો.

મોહન

લોક કહે છે કે તમારા પિતા ફરીથી લગ્ન કરવા તૈયાર થયા છે, અને તેથી કન્યા માટે ગામડામા શોધ ચલાવાઈ રહી છે

કુન્દન

મોહન, મોહન, શું પિતાજી ફરીથી પરણે અને લક્ષ્મીબાને સ્થાને બીજી સ્ત્રી લાવે? હા, ધિક્, શું મારો શક સાચો ઠરે છે? ના, ના, મોહન, એ કેવળ જૂઠું છે. મારા વહાલા ધર્મજ્ઞ પિતા એવો કદી વિચાર પણ ન કરે.

મોહન

કુન્દન, તમારે ખાતર હું હૃદયથી ઇચ્છું છું કે એ જૂઠું હોય. પણ ના, એ જૂઠું નથી. મને હરિદાસે પણ સર્વ કહ્યું છે અને હરિદાસ ક્યાં ગયા છે, તે હું જાણું છું

કુન્દન

(કાને હાથ દઇ) અરે, શિવ, આ હું શું સાંભળું છું?

[કુન્દનનું દિલ ભરાઈ આવે છે અને બે હાથથી મોઢું ઢાંકી દઇ, ડૂસકાં ભરે છે]

મોહન

કુન્દન, કુન્દન, આ શું?

[કુન્દનને વાંસે હાથ ફેરવી, તેને શાંત કરવા મથે છે]

કુન્દન

મોહન, એ સાચું છે? (કંઈ યાદ આવતાં) ઓ, મારું માથું ભમે છે પંડિતજીના જતી વખતના માર્મિક શબ્દોનો અર્થ હવે હું સમજ્યો તેમણે ભીષ્મ પિતા અને પુરુની અદ્વિતીય પિતૃભક્તિ અને સ્વાત્માર્પણનું દૃષ્ટાંત મને સૂચનારૂપે જ આપ્યું. શિવ, શિવ! પિતા, પિતા, આમાં આપ સુખ દેખો છો? કે કોઈકે પોતાની મલિનતાની કાળાશથી આપની દૃષ્ટિને ઢાંકી દીધી છે?

મોહન

વહાલા કુન્દન, ઘણીયે વાર આપણને દુનિયામાં કાળજાના કટકા કરી નાખે એવા આઘાતો થાય છે, અને તે પણ આપણા કશાય વાંક વિના, છતાં, એ સૌ સહન કરવું પડે છે અને વખત આવ્યે, પ્રયજન ખાતર, ચીરાતે હૃદયે, અયોગ્ય અને વિપરીત લાગતું કાર્ય પણ, ધર્મ ગણી કરવું પડે છે માટે કુન્દન, ધીરજ ધરો.

કુન્દન

મોહન, શું ત્યારે પિતાજી ફરીથી લગ્ન કરશે, અને તમે એમ કહો છો કે મારે તેમા સંમતિ આપવી? અરે, મને કેટલાક દિવસો થયા શક હતો, આજે તમે મને સર્વ કહ્યુ. નંદ પંડિતના મર્મચ્છેદક વચનો પણ એજ સમજાવતા હતા. મોહન, પ્રિય મિત્ર, મારું હૃદય આ વજ્રપાત નહીં સહન કરી શકે. (ડૂસકા ભરતા) અરે પિતા, આપની વિદ્વત્તા, ધર્મવૃત્તિ એ શુ ધૂળમા મળી ગઈ? અરે, આ આચરણ આપની શ્રેષ્ઠતા, પ્રતિષ્ઠા, ઉન્નતિ બધાને ધોઈ નાખશે. મોહન, એ મહાત્માનુ અધઃસરણ હુ મંદભાગી કઈ પથ્થરની આંખે જોઈ શકુ? નહીં, મોહન, નહીં, તેમના ઉચ્ચ, વિશુદ્ધ જીવનને હુ કલંકિત નહીં થવા દઉં.

મોહન

(નિ:શ્વાસ નાખીને સ્વગત) અરે દૈવ, જેને આખી જિંદગીમાં નીચાની છાયાનો પણ સ્પર્શ થયો નથી, એ લક્ષ્મીદેવીના સતાન આ તીવ્ર આઘાત કેમ સહન કરી શકે? (પ્ર) કુન્દન, એમ હારી ન જાઓ. તમારું દિલ કઠણ કરી ધર્મનો વિચાર કરો. પંડિતજીના વચનને તમે હમણા જ યાદ કરતા હતા તેનો મર્મ તમને તમારા કર્તવ્યનુ સ્મરણ કરાવો. મારા વાક્યો તમને તીક્ષ્ણ લાગતાં હશે. પણ વહાલા કુન્દન, તમને આમ કહેવાનો નિશ્ચય કરતા મે ઘણો વિચાર કર્યો છે કુન્દન, તમારા ગુરુ પણ વખત આવ્યે તમને કહેવા, મને કહી ગયા છે કે તમારા પિતા અયોગ્ય કરે છે એમ ધારી તમે તમારા ધર્મમા પાછળ રહેશો મા કુન્દન, હવે તમારા પિતા તમને એ વિષયમા પૂછશે તમે શું કરી શકશો? જોરથી વહેતા નદીના પ્રવાહને કોણ અટકાવી શકે? માટે, કુન્દન, તમારા સંબંધી અને મિત્ર એવા મેં કહેવાનુ હતુ તે તમને કહી દીધુ.

કુન્દન

એ પ્રવાહ ન અટકાવાયો તો ક્યા જશે? મોહન, તે પવિત્ર નિર્મળ નીર અંતે દરિયાની ખારાશમા જ ભળવાનુ ને? મોહન, મારી બુદ્ધિ મલિન થઇ ગઈ છે, મારું હૃદય જડ થઈ ગયુ છે. હુ કાંઈ સમજી શકતો નથી મોહન, મને ક્ષમા કરો, મને એકલો મૂકો.

મોહન

ભલે, પણ કુન્દન, સ્વસ્થ થાઓ ઈશ્વર પર વિશ્વાસ રાખો (સ્વ) કુન્દન, તુ સાચુ જ કહે છે તારા પિતાનુ અધપતન તુ કેમ જોઈ શકે? અને એ પ્રવાહ પણ અતે ખારા પાણીમા જ મળશે. પણ એમા તારો શો ઉપાય? ધર્મચન્દ્રનુ લગ્ન તેમના સુખનો તો નહીં જ પણ અધોગતિનો માર્ગ ઉઘાડશે. તેને બંધ કરાવવા જતા તારી પિતૃભક્તિમા ન્યૂનતા લેખાશે ને પરણનાર તો પરણશે જ એ ઈશ્વર, આ ઉત્તમ કુટુંબનુ તુ સારુ જ કરજે

[ જાય છે, કુન્દન કોચ પર પડે છે ]

કુન્દન

કેવુ ભયકર પરિવર્તન! ઓ મા, તારા જતા આ સમય આવશે એવુ મે સ્વપ્ને પણ નહોતુ ધાર્યું (બે આગળા વડે આખો દાબી, થોડી પળ પછી) શુ, અયોગ્ય કાર્યને યોગ્ય ગણી અનુમોદન આપવુ એ ધર્મ છે? પિતાના શ્રેય ખાતર મારા સર્વ મનોરથોનુ કે મારુ પોતાનુ બલિદાન પણ આપવુ પડે તો તે હુ જરા પણ સકોચ વિના અને ઘણી જ ખુશીથી આપુ. પણ એ ધર્મમૂર્તિના ચિરજીવી યશનો નાશ કરનાર આ કાર્યમા તેનુ શ્રેય છે? હુ તે કેમ માની શકુ? પડિતજી, આપ કહેવડાવો છો કે અન્યનુ અયોગ્ય વર્તન વિચારી મારે મારા કર્તવ્યમા શિથિલ થવુ નહીં. પણ પિતાજીને આ પાપમાથી બચાવવા એ મારુ કર્તવ્ય નથી?

[ વિચારમા ને વિચારમા અરધી ઊંઘમા પડે છે, ને થોડીવાર પછી અરધો ઊંઘતો, અરધો જાગતો સ્વપ્ન જોતો હોય એમ લાગે છે પડદા પર લક્ષ્મીના આકારનો ભાસ થાય છે કુન્દન અરધો બેઠો થઈ, અરધો ઊંઘમા જ— ]

મા, મા, તુ કહે, તુ કહીશ તે જ પ્રમાણે કરીશ ઓ મા, તુ મને સાચી સમજણ આપ.

[ ગુલાબ દાખલ થાય છે, વિચારમા પડે છે, અને એક બાજુ પર ઊભી રહે છે ]

ગુલાબ

આ શું?

કુન્દન

તારુ લોહી? આ તારા બાળકની રગેરગમા તારું જ લોહી વહે છે ને! શુ તને સશય છે, બા? મારા પિતાને સુખી કરુ? હા, હા, બા, તેમ જ

કરીશ. અમારુ ગમે તે થાઓ, પણ મા, એમના સુખમા હુ તારો પુત્ર કંટકરૂપ થાઉં એ અસભવિત છે. ફરીથી પરણ્યે સુખ મળશે એમ એ માને છે. હા, તેનુ શું ? નહીં, નહી, માતા, એ તો અશક્ય છે. તે તેને દુખી જ ..મારો ધર્મ ? મા, હુ ભૂલી ગયો છુ. મને સાચે રસ્તે ચડાવ શુ ? તારો પુત્ર હોઉં તો મારા પિતાને ગમે તો પરણવા દઉં ? અરે, પણ બા, એ કેમ બને ? ના, ના, ના, તારો જ પુત્ર, અરે, તારી કૂખને તે હુ લજવુ ? બા, બા, મારા મર્મ કા ભેદ ? ખરું, ખરું, પરિણામ ઈશ્વરને હાથ છે ઊભી રહે, ઊભી રહે તારા ચરણોમા પ્રણામ કરવા દે.

[ કોચ પરથી ઊઠી, બે ડગલા આગળ જઈ પ્રણામ કરવા જતા લાગે છે ]

અરે, એ તો ગઈ, ચાલી ગઈ!

ગુલાબ

વહાલા કુન્દન, આ શુ કરો છો ? કંઈ સ્વપ્ન આવ્યુ ?

કુન્દન

( મુઝાઈને ) હુ ક્યા છુ ?

[ ગુલાબ કુન્દનને કોચ પર બેસાડે છે ]

ગુલાબ

વહાલા, કોણ ગઈ, કોણ ચાલી ગઈ ? આપે સ્વપ્ન જોયુ ?

કુન્દન

કોણ, ગુલાબ ?

ગુલાબ

હા, નાથ, આપે શુ જોયુ ?

કુન્દન

મે લક્ષ્મીબાને જોયા. ગુલાબ, તને પિતાજીના લગ્ન કરવાના વિચારની ખબર છે ?

ગુલાબ

હા, પ્રિય, હુ જાણુ છુ.

કુન્દન

લક્ષ્મીબાએ આજ્ઞા કરી છે કે મારો પુત્ર હો તો તારે તે ચાહે તે કરવા દેવુ. ગુલાબ, આજના બનાવોએ હુ અન્ય મનનો થઈ ગયો છુ મને કાઈ સમજતુ નથી.

ગુલાબ

મારા વહાલા, આપ આરામ લો.

[ગુલાબના ખોળામા માથું મૂકી કુન્દન કોચ પર સૂવે છે
ગુલાબ તેને માથે હાથ ફેરવે છે, કુન્દન આખ મીચે છે]

ઓ મા, એમનુ માથુ કેટલુ બધુ તપે છે! મારા પ્રિયને આ મનોવેદના કેટલી બધી સતાપે છે!

[ગુલાબ હલકે સ્વરે એક ગીત ગાય છે, થોડી વારે કુન્દન
ઝબકી ઊઠીને કંઈ જોતો હોય તેમ—]

કુન્દન

જો, જો, ગુલાબ, પિતાજી પરણે છે.

[પડદા પર, ધર્મચન્દ્ર પરણતા હોય એવો ભાસ થાય છે]

ગુલાબ

વહાલા કુન્દન.. ...

કુન્દન

ઓ, ઓ, ઈશ્વર, આ શુ દેખાય છે?

[પડદા પર ભાસ થાય છે કે એક સ્રી ધર્મચન્દ્રનુ ખૂન કરવા
જાય છે. કુન્દન ઊઠીને ઊભો થાય છે]

અરે, અરે, ઓ દુષ્ટા, કલકિની, આ શુ કરે છે? ઓ શકર પંડિત, ઓ ગુરુ, હે ઈશ્વર, અમને ઉગારો અમારું શિરછત્ર જાય છે! અરે ચાડાલ, છોડ.

[તે સ્રીએ ધર્મચન્દ્રનુ ખૂન કર્યુ એવો ભાસ પડદા પર થાય છે]

ઓ હત્યારી, તુ જાણે છે, તેં શુ કર્યું તે! તારું આ પાપ પ્રભુ કેમ સાખશે?

ગુલાબ

વહાલા, પ્રાણ, કુન્દન, મારા નાથ, સ્વસ્થ થાઓ. આમ શુ કરો છો?

કુન્દન

ઓ હૃદયશૂન્યા, તારા હાથ તેં કોના લોહીથી ખરડ્યા! પિતા, મારા ધર્મમતિ પિતા, આપનો આવો દુ:ખદ અંત?

[મૂર્છા પામે છે]

*

## અંક બીજો : દશ્ય બીજું



પાત્રો

ધર્મચન્દ્ર, હરિદાસ, કુન્દન, ગુલાબ

સ્થળ

ધર્મચન્દ્રના બગલાનુ દીવાનખાનુ

*

[ ધર્મચન્દ્ર તથા હરિદાસ પ્રવેશે છે ]

ધર્મચન્દ્ર

હરિદાસ, તૂટેલા ગૃહસ્થાશ્રમનુ સુખ ફરીથી સાધવાનો મે પ્રયત્ન કર્યો છે લોક કદાચ એમ પણ કહેશે હરિદાસ, કે મે અયોગ્ય કર્યું. ભલે, એ ફાવે તે કહે. આ સંસાર, જે રજોગુણ અને તમોગુણથી બહુધા ભરેલો છે, જેમા ખાન, પાન અને આસપાસના બધા સંજોગો વિષયની વૃદ્ધિ કરનાર જ છે, તેમા રહીને મનને એવી રીતે અકુશમા રાખવુ કે ઇન્દ્રિયો વિષયમા આસક્ત થાય જ નહીં, એ બનવુ મને અત્યંત કઠિન અથવા અસંભવિત લાગે છે, ને એમ કરવા જતા ધર્મનો લોપ થવાનો ભય રહે છે. ધીમા તાપથી અગ્નિ બળતો હોય છતા એની પાસે જો ઘી રાખવામા આવે તો પીગળવામા એને કદાચ વાર લાગે પણ એ પીગળે તો ખરું જ. મેં ઘણા દિવસ આના આ વિચારમા કાઢ્યા છે, બને બાજુની તુલના કરી છે ને પછી જ મારે આ માર્ગ પસંદ કરવો પડ્યો છે, કારણ આ વધારે શ્રેયસ્કર અને નિર્ભય છે.

હરિદાસ

છતા તમે કહો છો તેમ એ કુટુબ સાથે જરૂરી સંબંધ જ રાખીશુ. ત્યારે હવે મને રજા છે ?

ધર્મચન્દ્ર

ભલે આવજો

[ હરિદાસ જાય છે ]

આ ઉંમરે મારે નવુ જીવન શરૂ થાય છે કેવો ફેરફાર ! કોણ જાણે, મારા હૃદયમા શુ થાય છે તેની મને સમજ જ નથી પડતી. અરે, કોઈ દિવસ નહીં ને આજે આ મારી ડાબી આખ કેમ ફરકતી હશે ? ઓ પ્રભુ, આજ સુધી રાખી છે તેવી કૃપાદૃષ્ટિ રાખજે, હો.

[ કુન્દન દાખલ થાય છે ]

કુન્દન

પિતાજી, આપની આજ્ઞા પ્રમાણે શંકર પંડિતને આપના નવા (જરા અટકીને) નવા સંબધ વિશે લખી નાખ્યુ છે.

ધર્મચન્દ્ર

લગ્ન પર આવશે ને ?

કુન્દન

લખ્યુ છે કે કૃપા કરી અવશ્ય પધારશો (સ્વ) પડિતજી શુ જોવા પધારશે–પિતાજીના લગ્ન કે અપકીર્તિ ? (નિ.શ્વાસ નાખી) અરરર, હજી આના આ જ વિચારો છોડતા નથી

ધર્મચન્દ્ર

(કુન્દનને ખભે હાથ મૂકી) ભાઈ, તુ કચવાતો તો નથી ને ? કુન્દન, તારી માને હુ ભૂલી શકુ એમ શુ તુ માને છે ? આ નવો સબધ તારી માનુ વહાલ મને લેશમાત્ર વિસરાવી શકે એમ નથી હો. અને ગમે તે થાય તો પણ મારા બાળકો પ્રત્યેનો મારો પ્રેમ આટલોય ઓછો કરી શકે એવી દુનિયામા એક પણ વસ્તુ નથી.

કુન્દન

પિતાજી, મને એમા તલભાર સંશય નથી. આપનુ હૃદય કેટલુ વત્સલ છે, તે હુ જાણુ છુ.

ધર્મચન્દ્ર

(સતોષથી) બાપુ, તુ તો મારુંજ સ્વરૂપ છે, તુ કેમ મને ન જાણુ ?

[ ધર્મચન્દ્ર જાય છે, કુન્દન ભીંતે ટીગાડેલી પોતાની માતા લક્ષ્મીની છબી સામે જોઈ રહે છે ગુલાબ પ્રવેશે છે ને કુન્દનની પાછળ ઊભી રહે છે ]

કુન્દન

(છબી સામે જોતા) માતા, પિતાજી તને તો કેમ વિસરી શકે? શીલ અને ગુણની સીમા, તને કોણ ભૂલી શકે? માતા, તારે સ્થાને બીજી આવી, અરેરે, અમારા કેવા દુર્ભાગ્ય !

ગુલાબ

વહાલા !

કુન્દન

(પાછું ફરી) કેમ પ્રિયે, અહીં કેમ આવી ?

ગુલાબ

વહાલા, આપ એના એ વિચારમા આમ લાગો છો, ત્યાસુધી મને કેમ ટાઢક રહે ?

કુન્દન

ગુલાબ, પિતાજી કહે છે કે લક્ષ્મીબાને એ કદી વીસરી શકશે નહીં.

ગુલાબ

હા, નાથ.

કુન્દન

હુ પણ એ માનુ છુ, પત્ની મરણ પામે ને પુરુષ બીજી પત્ની કરે એટલે એ પોતાની પ્રથમ પત્નીને ભૂલી ગયો કે એનો સ્નેહ ભુલાઈ ગયો એમ જ કઈ હોતુ નથી.

ગુલાબ

ઘણીયે વાર ફરીથી લગ્ન કરવા તે એનો ધર્મ હોય છે, ને કર્તવ્ય જાણી તે કરવા પણ પડે છે. પુરુષ ફરીને પરણે તો એ ખોટુ કરે છે એમ કઈ હમેશ કહી શકાય નહી.

કુન્દન

ગુલાબ, મને જે થાય છે તે લક્ષ્મીબાને સ્થાને બીજી આવી, એનુ નથી, પણ આ વયે, આવા સંજોગોમા પિતાજીના પરણવામા અધર્મ થાય છે ને એમાં એમની કામવૃત્તિ સિવાય બીજુ કંઈ કારણ નથી. મારૂ

હૃદય એટલે જ બળે છે અરેરે, વિષયવાસના એટલી બધી સમર્થ છે કે તે માણસને સાવ અંધ બનાવી દે છે? ગુલાબ, ગુલાબ, બા ગઈ ત્યારે મને આટલું નહોતું થયું, કારણ, એ તો ઉત્તમ જન્મ લઈ, ઉત્તમ જીવન ગાળી, ઉત્તમ ગતિએ પહોચી—એની ઉન્નતિ જ રહી, જ્યારે મારા પિતાના નિષ્કલંક જીવનમા તો આ એક કલંક લાગ્યુ.

ગુલાબ

મારા કુન્દન, આપને જે થાય છે તે સ્વાભાવિક છે પણ પ્રિય, થઈ ગયુ તેનો વિચાર છોડી દો

કુન્દન

ગમે તેમ કરીને પણ મારે પિતાજીને વારવા'તા, પણ તે દિવસનુ સ્વપ્ન, લક્ષ્મીબાના વચન, મારી પિતૃભક્તિનુ સ્મરણ—આ સૌએ મારા પર એવી અદ્દભુત અસર કરી કે હુ પિતાજીને કઈ કહી શક્યો નહીં.

ગુલાબ

કુન્દન, એ વાતને હવે ભૂલી જાઓ, કારણ થયુ તે ન થયુ થવાનુ નથી. ભૂલ કોની થઈ નથી? પિતાજી ઘણા જ પુણ્યશાળી આત્મા છે, બહુ જ પ્રેમાળ છે, તેમની ભૂલ થઈ હોય તો તે પણ આપણે સહન કરવી એ આપણુ કર્તવ્ય છે, નહીં વહાલા?

કુન્દન

હા, પિતાજી ઘણા જ પુણ્યશાળી છે, પ્રેમાળ છે, વત્સલ છે એમને ઘેર જન્મ લેવા પૂર્વજન્મમા મે ઓછા પુણ્ય કર્યાં નહીં હોય, પણ પ્રિયે, ભૂલ એવી—

ગુલાબ

વહાલા, એ ભૂલને વીસરી જાઓ. એ ભૂલથી પિતાજીના શ્રેયમા અને પ્રતિષ્ઠામા હવે કેમ હાનિ ન આવે એનો વિચાર કરો ને થઈ ગયુ તેનો વિચાર ન કરવો એ નિશ્ચય કરો વહાલા, થઈ ગયુ તે નિભાવવા વિના હવે બીજો કોઈ ઉપાય છે?

કુન્દન

સુશીલા, તારા સત્ય અને કાવ્ય કરતા પણ મધુર વચન મને મારો ધર્મ સમજાવી કર્તવ્યનો માર્ગ દેખાડે છે. પ્રિયે, એ જ દિશામા હવે તુ મારો પ્રયત્ન જોઈશ. ગુલાબ, મરતાયે તારો પતિ કર્તવ્યનો માર્ગ ભૂલે એમ નથી, હો.

ગુલાબ

વહાલા, જીવનની સફળતા જ એમાં છે જીવનને અતે જો એમ કહી શકાય કે મે મારૂ કર્તવ્ય કર્યું છે તો, એના કરતા બીજુ વધારે જોઈએ શું?

કુન્દન

ધન્ય છે, ગુલાબ, તારા ધર્મવિચારને પ્રિયે, કર્તવ્ય કરતા, ધર્મને માર્ગે જ જીવન સમાપ્ત થાય, એ, સહધર્મચારિણી તારા જેવી હોય તો જ સંભવે વહાલી, પંખી એક પાખે ઊડી શકે નહીં, પણ પાખ બે ને એકસરખી હોવી જોઈએ, તો જ તે ઉચ્ચ પ્રદેશમા, ઉજ્જવળ આકાશમા ઊડશે

ગુલાબ

એ તો ખરું, વહાલા, પણ સ્ત્રી તો પતિની છાયા છે ઉન્નત વૃક્ષવરને વીંટાઈ વેલી પોષણ પામે છે. એ વેલીને વૃક્ષનો આધાર છે, વૃક્ષને વેલીનો નથી આમ પ્રધાનપદ કુદરતમા સર્વત્ર પુરુષનુ જ વિસ્તરી રહ્યુ છે સ્ત્રીપુરુષના સંબધમા, વેલી જેમ, સ્ત્રી પુરુષને આધારે છે પંખીની પાખ તો બે, પણ એ બંને તો સરખી, જ્યારે અમને સ્ત્રીઓને તો આપનો—પુરુષનો આધાર છે, મારા આધાર!

કુન્દન

એ ગમે તે હોય, પણ મારું હૃદય તો કહે છે કે મારા પ્રાણનો આધાર તો તુ છે, સુદરિ!

[ ગુલાબના મુખ અને શરીર સામે એકચિત્તે જુએ છે; પછી પોતાના મુખ ઉપર આશ્ચર્ય અને આનંદ વ્યક્ત કરે છે ]

ગુલાબ ગુલાબ, તારા સુદર મુખની વધતી જતી કાન્તિ, આ કોમળ અંગોની બદલાતી દશા—એ શુ કહે છે? બોલ વહાલી, એનો શો અર્થ?

[ ગુલાબ કુન્દનના ગળાની આસપાસ બન્ને હાથ ભરાવી, 'વહાલા ' કુન્દન !'
કહી, શરમાઈ જઈ, નીચુ જોઈ જાય છે ને પગવતી ધરતી ખણે છે ]

પ્રિય ગુલાબ, હમણા જ તુ કહેતી હતી કે પ્રધાનપદ પુરુષનુ છે. પણ કહે, ખરું પ્રધાનપદ તો પિતૃઋણમાથી છોડાવે એનુ કે નહીં ?

[ ગુલાબ લજ્જાથી બોલી શકતી નથી ]

વહાલી, બોલ, બોલ, આમ શરમાઈ કેમ ગઈ ?

ગુલાબ

મારા નાથ, આપનુ દિવ્ય તેજ, આપની વિશુદ્ધ વિભૂતિ, આપનો પવિત્ર પ્રેમ—અરે, આપને પોતાને જ મે મારા અતરમા ઝીલ્યા છે. આપણા પ્રેમનુ પ્રત્યક્ષ ફળ આપવા પ્રભુએ મારા પર કૃપા કરી લાગે છે મારા પ્રભુ, મને સર્વસ્વ મળી જતુ હોય એમ જ ભાસે છે આજ

*

અક ત્રીજો : દૃશ્ય છઠ્ઠું



પાત્રો

કુન્દન, રૂપાળી, નવલ, ધર્મચન્દ્ર

સ્થળ

ધર્મચન્દ્રના બગલાની વાડીનો ભાગ

સમય

અધારી રાત્રી

*

કુન્દન

ગુલાબ, તુ મને છોડી ગઈ ! ગુલાબ, સ્વર્ગ વહાલુ લાગ્યુ, કુન્દનના સ્નેહ કરતા ? હાય, મારું જીવનતત્ત્વ ઊડી ગયુ. આ બળતુ હૃદય હવે હુ ક્યા શાત કરું ? આ બાગ—જ્યા તારી સગે ફરતા, ગમે તેવી અશાતિનુ તોફાન તારી સાનિધિથી જ શમી જતુ, તે જ બાગ અત્યારે મને ખાવા ધાય છે. શાતિ ? કુન્દન માટે શાતિનુ સ્થાન હવે ક્યા છે ?

(ગુલાબના પુષ્પને જોઈને) આ ગુલાબની કળી કાલે સવારે ખીલશે, મધુર સુગંધ પથરાશે, સૌને આનંદિત કરશે, પણ મને આનંદ આપનારુ ગુલાબ, મારા હૃદયને ખિલવનારુ ગુલાબ, અકાળે કરમાયુ તે હવે નહી ખીલે. અરે ઈશ્વર, તારી સૃષ્ટિમા આવા સુકોમળ કુસુમોને પણ કરમાવાનુ શા માટે લખ્યુ હશે? ઘડીક દિવ્ય સુગંધ પાથરી એ ચાલ્યા જાય છે, ને મારા જેવા કંઈક અભાગી પ્રાણી એની પાછળ ઝૂરે છે દયાળુ દેવ, તને એની કંઈ દયા નથી આવતી?

હા, રાત્રી ચન્દ્ર વિના કેવી અંધારી છે! પણ નિશા! ઓ ઘોર નિશા! તારો અંધકાર પણ મારા હૃદયની રાત્રી કરતા વધુ ઘોર નથી રાત્રી, તુ તો તારા પ્રિય નિશાકરને ફરીથી પામીશ, પણ મારા હૃદયની રાત્રી તો સદાને માટે અંધકારમય જ રહેશે, કારણ તેનો ચન્દ્ર આથમ્યો તે ફરી નહીં ઊગે.

વિરહી ચક્રવાક, તુ આટલુ આક્રંદ વ્યર્થ કરે છે, કારણ પ્રભાત ફાટતા સૂર્યનારાયણનુ પહેલુ જ મંગલ કિરણ તારા વિયોગનો અંત આણશે, ને તુ તારી પ્રિયા સાથે સુખનો લહાવો લઈ શકીશ. હે સહૃદય પક્ષી, આટલી થોડી અવધિ માટે પ્રિયાનો વિયોગ તુ સહી શકતુ નથી તો હું જીવિતપર્યન્ત મારી પ્રિયાનો વિરહ કેમ સહી શકું? ગુલાબ, ગુલાબ, મને સમજ પડતી નથી કે તારા વિના આ શૂન્ય જીવન હજી કેટલીવાર મને વળગી રહેશે!

[જાય છે, સામી બાજુથી, રૂપાળી ધીમેથી પ્રવેશે છે]

રૂપાળી

વખત થયો છે, નવલ આવ્યો તો હશે

[ધીમેથી ત્રણ તાળી પાડે છે થોડી પળ પછી વાડ પર નવલનુ માથું દેખાય છે રૂપાળી વાડ પાસે જાય છે]

આવ્યો વહાલા?

નવલ

(બાગમા કૂદી) તારા હુકમને તાબેદાર હાજર થયો છે, કોઈ બદમાશ ચોરની માફક, ભીંતમા ભરાતો—ખંચાતો, તારો આશક, તારી મહોબ્બત માટે, મારી મીઠી માશુક!

[રૂપાળીનો હાથ ચૂમે છે]

રૂપાળી

મારા વહાલા, મેં તને ઘણી મહેનત આપી નહી?

નવલ

મહેનત? દિલારામ, આ તો શુ પણ તારી મહોબ્બત ખાતર દોજખમા પણ જવુ પડે તો તેને પણ હુ મજૂર કરું! પણ એટલુ તો ખરૂં કે આમ મોડી રાતે તારા ઘરમા ચોરની જેમ આવતા મારુ કાટલુ ક્યાક......

રૂપાળી

નહીં, નહી, એની ફિકર મને ન હોય? મારા વહાલા, તુ બેફિકર રહે. અહીં આપણને અટકાવે એવુ કોઈ નથી મારો ભોળો વર બિચારો સોડ તાણીને સૂતો છે તે છેક સવાર પછી ઊઠશે! ગુલાબનુ કાસળ પણ હવે નીકળ્યુ ને કુન્દન એની પછવાડે અરધો દીવાનો થઈ ગયો છે, ને ચાકર માણસોની તો મને કઇ પરવા નથી. મારા વહાલા, હવે તો આપણને કોઈ પૂછે એમ નથી.

નવલ

એમ છે વહાલી? ત્યારે તો મોજમા હવે ખામી નહીં રહે.

રૂપાળી

હા, મારા પ્યારા, ચાલ, પેલા ઝાડ નીચે બેસી પ્રેમરસ પીએ.

નવલ

ચાલો, પ્રેમરસ પીએ

[ જાય છે, કુન્દન પાછો આવે છે ]

કુન્દન

આ સમુદ્ર હસે છે! સાગર, તુ ગભીર કહેવાય છે, શ્રીરામચન્દ્રજીને વર્ણવતા ગભીરતામા કવિએ તારુ ઉપનામ આપ્યુ તે તુ આજે આમ વિનાકારણ ખડખડ હસે છે કેમ? શું તુ મારી ઉપર હસે છે? મારી આ દશા ઉપર હસે છે? ત્યારે તો તને ખબર નથી પ્રેમ કોનુ નામ. આટલી બધી સરિતાને પરણીને લપટ થયેલો તુ સ્નેહનુ સ્વરૂપ તે ક્યાથી સમજે?

મૂર્ખા, એકથી વધારે પત્ની કરનારને દંપતીપ્રેમની ઝાંખી પણ થઈ શકતી નથી 'અરે, તું પોતે પ્રત્યક્ષ જોતો નથી કે આટલી આટલી ગંગાઆદિ પવિત્ર સરિતાઓ તારે વિશે ભળે છે, અને પોતાના અમૃત જેવાં મીઠાં સ્નેહવારિ તને અર્પણ કરે છે તોયે તારી ખારાશ સહેજ પણ ઓછી થઈ? ! અરે ભૂંડા, રત્નોનો પિતા કહેવાયો, સમુદ્ર-દેવના કહેવાયો, તોય એટલું શીખ્યો નહીં કે એક હૃદય એક કરતા વધારે પત્નીનો પ્રેમ સાચવવા સમર્થ નથી ?

સાગર, તું ગમે તેવો મોટો છે, પણ તારા કરતા તો ધન્ય છે આ સારસને સુપંખી, પ્રેમની પરાકાષ્ટાને તો તેં જ પૂરી ઓળખી છે. તારા કોમળ હૃદયની રાગિણી, તારી સહચરી સારસી હમેશ માટે ચાલી જતા પણ, નથી તું અન્ય સ્થળે સ્નેહ સાધતો કે નથી તારા ખાલી હૃદયને વધારે વાર ધારણ કરતો. પણ તારી પ્રિયાની પછવાડે ઝૂરી ઝૂરી તારા પ્રાણને ત્યાગી દે છે. સારસ, ધન્ય છે, પ્રેમરસ તો તે જ જાણ્યો છે !

પિતાજી મને ફરીથી લગ્ન કરવા કહે છે, મધુ માટે નવી મા લાવવા કહે છે કેવો નિર્દય વિચાર ! અરે પિતા, આપને ખબર છે કે એ શબ્દો બાણની જેમ મારું હૈયુ ચીરે છે? શું મારું હૃદય એટલું બધું જડ થઈ ગયું છે, પિતા, કે તે અન્ય સ્થળે જોડાવાનું કબૂલશે? નહીં, નહીં, જ્યાંસુધી કુન્દનમાં ગુલાબની સુગંધનું સ્મરણ છે ત્યાંસુધી તો નહીં જ. લગ્ન? લગ્ન મારે શા માટે કરવા જોઈએ? વિવાહનું ફળ પ્રજા—એ તો ઈશ્વરકૃપાએ મારી ગુલાબ મને આપી ગઈ છે. ત્યારે શું અધમ કામનાની તૃપ્તિ અર્થે, પશુવૃત્તિથી લગ્ન કરવા? અશક્ય.

હું તો સારસ, તને ગુરુ કરીશ કારણ મારું ધૈર્ય હવે છૂટી ગયું છે. મારા આનંદ—હૃદયનો આનંદ, મારા આત્માનો ઉલ્લાસ લૂંટાઈ ગયો છે. મારા હૃદયનું ગાન, હે વીણા, તું તૂટતા, બંધ થઈ ગયું છે મારે મન હવે આ સંસાર, તું સંસાર નથી, અન્ધકાર છે. તારું મારું કે પરમેશ્વર-દેવાનું કે ખાવાપીવાનું મારે કશું પ્રયોજન નથી. જે પ્રિયા વિના [illegible] પણ જેને મન નાશ પામ્યા સમાન હતો તે પ્રિયા વગર, હે દુષ્ટ દૈવ, તું

હુ મંદભાગીને હજી કેટલા દિવસ જિવાડીશ? હવે તો મોત, તુ મારો ખરો મિત્ર છે. કૃપા કરી, દયા કરી, તુ જલદી આવ. ભાઈ, હુ તને આજીજી કરુ છુ, યમના દૂત, તુ હવે વિલંબ કર મા, આવ, મને લઇ જા, મારી પ્રિયા હોય ત્યા લઈ જા. જેને માટે જીવવુ સાર્થક હતુ, તે ગઈ, તો પછી મોત, તને ખબર નથી તુ મને કેટલુ વહાલુ છે! પ્રિયાનુ પ્રેમપીયૂષ જે મારા જીવનનો આધાર હતુ તે સુકાઈ જતા, મોત, તુ તો બહુ જ મીઠું લાગે છે. મારા પ્રાણ, તમે હવે નીકળી જાઓ, ચેતન, તું હરાઈ જા, હૃદય, તારા સુકુમાર આશ્રયસ્થાન વિના તારા ધબકારા બંધ કર, મોત, તારો પ્રભાવ મારા શરીર પર સત્વર પ્રસારી દે કે આ પ્રિયા વિનાના અરણ્ય જેવા ઉજ્જડ અને પરિશૂન્ય સંસારનો ઝેર જેવો અનુભવ લેતો હુ હવે વિરામ આપુ

[ બે હાથ વચ્ચે માથું દાબી, એક ઝાડ પર હાથ ટેકવી ઊભો રહે છે, અનાયાસે એની નજર રૂપાળી અને નવલ પર પડે છે ]

મોડી રાત્રે બાગમા પેલા કોણ છે?

નવલ

(નેપથ્યમાથી) ખરુ કહું તો રૂપાળી, આમ ભરાઈછુપાઇને પ્યાર કરતા હુ હવે તો કંટાળી ગયો છુ વહાલી, કંઈ એવો રસ્તો કાઢને કે દુનિયાની આખે, ઉઘાડી રીતે પણ તુ મારી થાય!

રૂપાળી

(નેપથ્યમાથી જ) વહાલા, ધીરજ રાખ નસીબ આપણુ અતિ બુલંદ છે, પાસા આપણા બધા સાચા પડે છે, વખત આવ્યે એમ પણ થશે

[ નવલ અને રૂપાળી નેપથ્યમાથી બહાર આવે છે ]

કુન્દન

કોણ? નવી બા! આ દુષ્ટ કોણ?

રૂપાળી

કોણ? કુન્દન! હાય, પકડાઇ!

[નવલ આમતેમ જુએ છે, અને ભાગવા પ્રયત્ન કરે છે]

નવલ

(સ્વ) હાય! હવે મારા શા હાલ થશે?

કુન્દન

દુષ્ટા, બોલ, એ કુળને કલંક લગાડનારી, બોલ, આ હરામખોર કોણ છે?

[ નવલને પકડે છે ]

નવલ

હરામી? મોઢું સંભાળ. તુ કોને હરામી કહે છે તે જાણે છે? તારી નવી બાને પૂછ કે હુ કોણ છુ, ને કેમ આવ્યો છુ, ત્યાસુધી તારી જીભને કાબૂમા રાખ.

કુન્દન

(જોરથી નવલને પકડીને) એ દુષ્ટ સ્ત્રી, કહે આ જ નવલ! તારા અધર્મનો સહભાગી? ઠીક, ચાખ સ્વાદ તારી દુષ્ટતાનો, તારી નાપાક દાનતનો એ દુષ્ટ, થા તૈયાર હુ તને આજ તારે યોગ્ય શિક્ષા આપીશ.

[ જોરથી ઊંચકી નવલને પટકે છે પણ નવલ ઊઠીને તુરત કુન્દનને પકડી એને નીચે નાખે છે, ને તેની ઉપર ચડી બેસે છે, પણ કુન્દન ફરી જઈ એને પાછો પટકી બરાબર સ્વાધીન રાખી એની છાની ઉપર ઘૂંટણુ મૂકી સારી પેઠે મારે છે ]

રૂપાળી

ઓ મારી મા! હુ શુ કરુ? હા, હા, ઠીક યાદ આવ્યુ.

[ દોડી જાય છે ]

કુન્દન

બોલ દુષ્ટ, તને પૂરો કરુ? સ્ત્રીઓને ભોળવનાર નિર્લજ્જ પાજી, કહે તને યમના દરબારમા, તારાં કુકર્મોની શિક્ષા ભોગવવા મોકલુ?

નવલ

નહીં કુન્દન, મને છોડી દો. હુ કબૂલ કરુ છુ, હુ નીચ છુ, દુષ્ટ છુ; પણ હવે કદી એવુ નહીં કરું. હુ વચન આપું છુ.

કુન્દન

વચન! તારા જેવાના વચન પર શો વિશ્વાસ?

નવલ

નહીં; રાખો, ભરોસો રાખો. હું કસમ ખાઈને કહું છું, મારી જિંદગીનો હવે હું નવો સફો ખોલીશ મને મારી જિંદગી સુધારવાની એક તક આપો.

કુન્દન

તારા જેવા અધર્મીને છોડી દેવો એ અધર્મ છે વ્યભિચારી, તને તો નરકમા ધગધગતા અગ્નિમા તપાવેલા લોઢાની પૂતળી સાથે આલિંગન કરવા હમણા મોકલીશ.

રૂપાળી

(આવીને, સ્વગત) નહીં, તે પહેલા તો તું જ જઈશ.

[ આ શબ્દો સાથે, હાથમા પોતે છરો લાવી છે તે પાછળથી કુન્દનની, છાતીમા ભેરવી દે છે ]

મારી વચમા આવતો'તો, તો ચાખ સ્વાદ. જા તારી વહુ પાસે.

કુન્દન

ઓ .....ઓ . ...

[ નવલને પકડ્યો હતો તે હવે છૂટી જાય છે. કુન્દન ચકરી ખાઈ ભોય ઉપર લોહીલુહાણ થઈ પડી જાય છે ]

(રૂપાળીને જોઈને) કોણ? પિશાચિની, કર્યું તારૂં કાણું?

રૂપાળી

વહાલા નવલ, ગભરા નહીં જો તારા પ્રેમ માટે આને પણ પૂરો કીધો

નવલ

(મોટેથી) રૂપાળી, તુ તે સ્ત્રી છે કે રાક્ષસી? ઓ ખૂની, તારા હાથ લોહીથી ખરડ્યા! દૂર, દૂર, ઓ ચાડાલ, તારું મો હવે હું કદી નહીં જોઉં

[ નવલ વાડ ઉપર ચડી ભાગી જાય છે ]

રૂપાળી

ગયો! નવલ, તુ ગયો? આમ ગુસ્સે થઈને ચાલ્યો ગયો?

[ જાય છે ]

કુન્દન

અધમ સગતિનુ આ પરિણામ. (મોટેથી) પિતા, ધર્મમૂર્તિ પિતા, ચેતજો, ચેતજો. મોત, ઠીક આવ્યુ. આવ, મારી ગુલાબ પાસે મને સ્વર્ગમા

લઈ જા. ઓ ગુલાબ, આવું છું.. આવું છું ..કોણ? દિવ્ય પુરુષો આવ્યા?— ગુલાબ પાસે લઈ જવા—સદ્ગુણો પામે સ્વર્ગમા લઈ જવા. હા, કેવો આનદ! શ્રીરામ...શ્રીકૃષ્ણ ..શ્રીરામ...

[ મરી જાય છે અવાજથી ચાકરમાણસો ને ધર્મચન્દ જાગી ઊઠે છે ને આવે છે કૃપાળી 'ચોર', 'ચોર'ની બૂમ પાડતી પાછી પ્રવેશે છે ]

ધર્મચન્દ

શું છે? શું છે?

કૃપાળી

ચોર, ચોર, પકડો, પકડો!

ધર્મચન્દ

ક્યા છે? ક્યા છે? અરે આ શુ? કુન્દન! આ હાલતમા? ઓ પ્રભુ! મારી આખ ફૂટી ગઈ!

[ ચાકરના હાથમા ઢળી પડે છે ]

*

## અંક ત્રીજો : દૃશ્ય નવમું—અંતિમ દૃશ્ય.



પાત્રો

કમલા, મોહન, શકર પડિત.

સ્થળ

હિમાલય પ્રદેશમા શકર પડિતનો આશ્રમ

*

[ કમલા તથા મોહન પ્રવેશે છે ]

કમલા

અહા, યાત્રાએ નીકળ્યા, કેવા કેવા સુદર, રમણીય પુણ્ય તીર્થો નિહાળ્યા, આખને તૃપ્ત કરી, પવિત્ર ગંગા આદિ નદીઓના નિર્મળ નીરમા સ્નાન કરી દેહને શુદ્ધ કર્યો; વિષ્ણુ, શકર અને બ્રહ્માના ઉત્તમ અવતારોનુ પ્રીતિ-પૂર્વક દર્શન કરી મનને પવિત્ર કર્યું, પણ ક્યાય, કોઈ પણ સ્થળે, આ હૃદય

બળતુ ન મટ્યું અને એક ઘડીનીયે શાતિ ન મળી. આહા, એ ભયંકર બનાવોની પરંપરા ભુલાય એવી છે?

મોહન

ભુલાય? આ જિંદગીમા તો નહીં.

કમલા

હા, પહેલા ભાભી ગયા, પછી કુન્દનભાઈ, છેલ્લા પિતાજી. એ ક્રૂર વિધાતા, અમને અમારા બધા સ્નેહીઓથી વિખૂટા પાડ્યા અને તેય આવી રીતે! નાથ, આ સંસારમા આપણુ કોઈ ન રહ્યું. મારી ગુલાબભાભી, એ કુન્દનભાઈ, અરે પિતાજી, તમારા વગર અમે કેમ જીવી શકીશું? વહાલા, મારુ હૃદય સતાપના ભારથી હવે દબાઈ જશે.

મોહન

કમલા, ધીરજ ધર. આપણે હજી મધુને ઉછેરીને મોટા કરવો છે, અને એને ઉછેરવામા એનાં માતા, પિતા અને દાદા તરફની આપણી છેલ્લી ફરજ બજાવવી છે પ્રિયે, વહાલાઓના ચાલ્યા જતા જીવવુ અકારુ તો છે, પણ એ વહાલાઓને વહાલો મધુ આપણુ જીવન ઓછુ અકારુ, કંઈક પ્રકાશવાળુ કરી શકશે વળી, અહીં શકર પડિતને દર્શને આવ્યા છીએ તો એમની પાસેથી અવશ્ય શાતિ મળશે, એવા મહાપુરુષોના દર્શન વ્યર્થ જતા નથી

[બેઉ આગળ ચાલે છે, ત્યા શંકર પડિત આશ્રમમાથી નીકળે છે]

પ્રણામ, પડિતજી.

કમલા

વદન કરુ છુ, ગુરુદેવ.

શંકર પંડિત

કોણ, મોહન, કમલા? તમારું કલ્યાણ થાઓ તમે અહીંયા?

મોહન

પડિતજી, ધર્મચન્દ્રના કુટુબ ઉપર આવેલી આપત્તિ પછી, શોક ન શમાવાથી, અમે યાત્રાએ નીકળ્યા પણ પ્રભુ, ક્યાય અમને શાતિ મળી નહીં, તેથી અહીં આપને દર્શને આવ્યા છીએ.

શંકર પંડિત

આવો, ભલે આવ્યા. કુશળ તો છોને?

મોહન

કુશળ? પંડિતજી, જે સ્નેહીઓના સ્નેહથી જીવન નભતું હતું, તે ગયા, હવે કુશળતાનું શું પૂછવું?

શંકર પંડિત

હું સર્વ જાણું છું દુષ્ટોને પરમાત્માએ યોગ્ય શિક્ષા દીધી?

મોહન

જી, હા પાપીઓ તો પાપની શિક્ષા પામ્યા, પણ ધર્મનિષ્ઠ ધર્મચન્દ્રને આવું મૃત્યુ ઘટે?

શંકર પંડિત

મોહન, કર્મનું ફળ સૌને ભોગવવું પડે છે ધર્મચન્દ્ર ધર્માત્મા હતા, ધર્મના અને પરોપકારના અસખ્ય કાર્યો એમણે કર્યા ઈશ્વરે એ મહાત્માની કસોટી કરી. એમની પરિણત વયમા, તમારા સાસુ લક્ષ્મી ગુજરી ગયાં. આમ કરવામા, એક રીતે જોતા, પ્રભુએ એમને એમનું પરલોક સબંધી જીવન અનુત્તમ કરવાની તક આપી દુર્ભાગ્યે, તેમને સસાર પર વિરક્તિ ન થઈ. તેની તૃપ્તિ અર્થે એમણે ફરી લગ્ન કર્યા એમણે આ અધર્મ કર્યો અને પોતાને માથે પડેલા દુખોમા એ પાપનું પ્રાયશ્ચિત્ત થયું. ભાઈ, એવા મહાત્માઓના અધર્મનું ફળ બહુધા અહીં જ મળી જાય છે ને તેઓ અતે તો શુદ્ધ થઈ, ઉત્તમ ગતિને જ પામે છે, તેવી રીતે ધર્મચન્દ્ર પણ ઉત્તમ ગતિએ જ પહોચ્યા છે અને પોતાના દાખલાથી બીજાઓને ચેતવણી આપી, તેમણે લોકનું કલ્યાણ જ કર્યું છે, માટે તમે શોક કરો મા.

કમલા

ગુરુદેવ, પિતાજીની તો ભૂલ પણ થઈ હતી કે લક્ષ્મીબાને સ્થાને બીજીને પરણ્યા, પણ પ્રભુ, મારા કુન્દનભાઈના, મારી ભાભીના એવા ક્યા કર્મ હતા કે જેને લીધે એમના એવા હાલ થયા?

શંકર પંડિત

કમલા, એ બન્ને નિર્દોષ જીવો કર્તવ્ય કરતા, તમારા પિતાને દુખ ન થાય, એ જ ઈચ્છાથી પિતૃભકિતના યજ્ઞમા હોમાયા, બલિદાન બન્યા. બહેન, સૌ કર્તવ્યો કરીને, કર્તવ્ય કરતા જ મરણ આવે, આથી ભલુ કયુ મરણુ? કમલા, મોહન, તમે દુખી ન થાઓ. જ્યા છે ત્યા એ બન્ને હાલ અત્યત સુખમા છે. જોવુ છે? જુઓ

[ પડદો ફાટે છે સ્વર્ગલોકનો દેખાવ. ધર્મચન્દ્ર તથા લક્ષ્મી, તથા કુન્દન અને ગુલાબ સુખમા દેખાય છે ]

કમલા

ઓ રહ્યા, ઓ રહ્યા કુન્દનભાઈ, ઓ રહ્યા ભાભી, કેવા આનદમા! ઓ પ્રભુ, તારો કેવો ઉપકાર!

મોહન

પેલા રહ્યા ધર્મચન્દ્ર.

કમલા

હા, અને ઓ રહ્યા લક્ષ્મીબા કેવા સુખમા! પ્રભુ, તારી કૃપા.

શંકર પંડિત

કમલા, શું એ દુખી છે?

[ સ્વર્ગ અદૃશ્ય થાય છે ]

કમલા

ના, મહારાજ.

મોહન

કૃપાળુ, અમારા જ્ઞાનચક્ષુ ખૂલ્યા છે, અજ્ઞાનનુ આવરણ કંઈક ખસતુ જાય છે.

શંકર પંડિત

ધર્માત્માઓને જેમ મરણોત્તર સુખ પ્રાપ્ત થાય છે, તેમ પાપીઓને એમના અધર્મના ફળ પણ મળે જ છે.

મોહન

પ્રભુ, અમારું અજ્ઞાનરૂપી અંધારું આપે કૃપા કરી દૂર કર્યું. આપનો કેટલો ઉપકાર!

[ બન્ને ભાવપૂર્વક નમે છે ]

શંકર પંડિત

મોહન, કમલા, થયું તેને ભૂલી જાઓ. કુન્દનના પુત્રને, એ ધર્મવૃક્ષના અંકુરને, પ્રેમથી ઉછેરો. મારા આશીર્વાદ છે કે ઉત્તમ સંસ્કારી એ બાળક એના બાપના ને દાદાના નામને દીપાવશે. બોલો, તમારું બીજું હું શું પ્રિય કરું?

મોહન

કશું નહીં, પ્રભુ; સર્વ જીવો ધર્મને માર્ગે સંચરે એવી સદ્બુદ્ધિ સૌને સાંપડો એ જ ઇચ્છા.

શંકર પંડિત

તથાસ્તુ.



# મુત્સદ્દી નીતિજ્ઞ; કંદર્પઅર્ચના

## પાત્રપરિચય

| | |
|---|---|
| સુજનસિંહ | સૌજન્યપુરના જવાન રાજવી. |
| ચતુરસિંહ | સુજનસિંહની રાજસભાનો દરબારી. |
| ચકોરી | ચતુરસિંહની ચતુર ને ચકોર પત્ની, સરોજિનીના હૃદયમાં સુજનસિંહ માટે પ્રેમાકુર પ્રગટાવવાનું કાર્ય કરવા સરોજપુરી મોકલાવાયેલી દૂતી |
| યશોરાજ | સરોજપુરીના રાજવી, સુજનસિંહના સ્વર્ગસ્થ પિતાના મિત્ર પણ સૌજન્યપુરનું રાજ્ય પચાવી પાડવા માટે પાછળથી સુજનસિંહના શત્રુ. |
| સરોજિની | યશોરાજની પુત્રી, સરોજપુરીની રાજકુંવરી. |

ઉપરાંત દાસીઓ, સખીઓ

# મુત્સદ્દી નીતિજ્ઞ

## અંક પહેલો : દૃશ્ય પહેલું



પાત્રો

સુજનસિંહ, પ્રધાન, ચતુરસિંહ, દૂત, દ્વારપાલ, વારાંગનાઓ ઇત્યાદિ.

સ્થળ

સુજનસિંહનો દરબાર.

*

[ વારાંગનાઓ ગીત ગાય છે, ત્યાર પછી ]

દ્વારપાલ

(પ્રવેશી) ઘણી ખમ્મા મહારાજ સુજનસિંહને—સૌજન્યપુરના સૌજન્યપૂર્ણ શીતલ ચન્દ્રને, શત્રુઓને તપાવતા પ્રચંડ સૂર્ય, સૌજન્યપુરના સ્વામી શ્રીમાન રાજવી સુજનસિંહ મહારાજને ઘણી ખમ્મા.

[ સૌ ઊભા થાય છે સુજનસિંહ પ્રવેશે છે અને અભિવાદન સ્વીકારતો સિંહાસનારૂઢ થાય છે. સૌ બેસે છે વારાંગનાઓ નૃત્ય કરે છે, ફરી ગીત ગાય છે અને મહારાજને નમન કરી વિદાય લે છે ]

સુજનસિંહ

પ્રધાનજી, આજનું કાર્ય હોય તેનો ક્રમપુરઃસર આરંભ કરો.

પ્રધાન

જેવી મહારાજની આજ્ઞા. (ચતુર સાથે વાત કરી) મહારાજ, સરોજપુરીથી ચાર આવેલા છે.

સુજનસિંહ

મહારાજ યશોરાજના રાજ્યના શા ખબર લાવ્યો છે?

પ્રધાન

વિશેષમાં તો યશોરાજના પ્રકૃતિમંડળનો રાજ્યલોભ વધતો જાય છે, એ ખબર છે, મહારાજ.

સુજનસિંહ

યશના ભૂખ્યા યશોરાજને રાજ્યશ્રીની આકાક્ષા કરતા કીર્તિની કામના વિશેષ છે એમ અમારી તો આજસુધી માન્યતા હતી.

પ્રધાન

જી, હા, પણ દૂંક બુદ્ધિની પ્રકૃતિને અનુસરી હાલ યશોરાજે પોતાના ઉન્નત કીર્તિસ્તભને ઉખેડી નાખવાનો આરંભ કર્યો લાગે છે, મહારાજ.

સુજનસિંહ

પ્રધાનજી, અવિચારી પ્રકૃતિ કીર્તિ તો શું આખા રાજ્યને, આખા જીવનને પાયમાલ કરવા સમર્થ છે, અને તેથી જ સમજુ રાજાએ, શાણા માનવીએ પોતાની પ્રકૃતિને એટલી સત્તા ન આપી દેવી કે તે તેના ઉપર સ્વામીત્વ કરી બેસે.

પ્રધાન

જી, હા, મહારાજ. ચાર એમ ખબર લાવ્યો છે કે સરોજપુરી અને આપણા રાજ્યના સીમાડા સબધી ખોટી તકરાર ઉપસ્થિત કરવાની યોજના સરોજપુરીમા થઈ ચૂકી છે, અને તદનુસાર એક દૂતને અહીં સદેશ આપી પાઠવ્યો છે અને તે સદેશમા દર્શાવવામાં આવેલી માગણીઓ કેવળ અન્યાયી અને અઘટિત છે. એનો આપણે સ્વીકાર ન કરીએ તો તે બહાના હેઠળ આપણા રાજ્યને સગ્રામમા સત્વર ઉતારવુ એવો યશોરાજનો ઉદ્દેશ છે

સુજનસિંહ

આપણા રાજ્યે સગ્રામમા ઊતરવુ? કોની સામે? યશોરાજ સામે? આશ્ચર્ય! પિતાજીમહારાજ સાથે મિત્રતાનો દાવો કરતા યશોરાજ, પિતાજીને કૈલાસવાસ થયે વર્ષ પણ થયુ નથી ત્યા યુદ્ધ કરવા તત્પર થયા! પ્રધાનજી, મને સગ્રામનો લેશ પણ ભય નથી. સત્યને અર્થે, ક્ષત્રિય વીર ધર્મયુદ્ધમા પ્રવેશતા ક્ષણુ પણ વિલબ કરશે નહી, પણ યશોરાજનુ આ વર્તન મને અત્યંત નવાઈ જેવુ, ન સમજાય તેવુ લાગે છે. શુ, પિતાજી સાથે યશોરાજની મિત્રતા પણ સ્વર્ગે સિધાવી?

પ્રધાન

જણાય છે તો કંઈક એવું જ, મહારાજ લોભી અને લાલચના સાણસામા સપડાયેલા, સ્નેહ કે સબંધને ભાગ્યે જ સ્મરણમા રાખી શકે છે.

દ્વારપાલ

(પ્રવેશી) મહારાજનો જયજયકાર હો. મહારાજ, યશોરાજમહારાજ તરફથી દૂત આવેલો છે, ને આપના દર્શન ઇચ્છે છે.

સુજનસિંહ

એને સત્વર પ્રવેશ કરાવ.

દ્વારપાલ

જેવી આજ્ઞા, મહારાજ

પ્રધાન

જે હશે તે હવે સ્પષ્ટ જણાશે.

[દૂત દ્વારપાલ સાથે પ્રવેશ કરી, નમન કરે છે]

દૂત

સરોજપુરીથી મહારાજ યશોરાજનો આ પત્ર લઈ હું આવ્યો છું, મહારાજ.

[પત્ર દ્વારપાલને આપે છે દ્વારપાલ પ્રધાનને, પ્રધાન રાજાને આપે છે]

સુજનસિંહ

લાવો.

[પત્ર લઈ સ્વગત વાચે છે, પછી]

(પ્ર)......'એટલે પ્રદેશ અમારો છે, અને આપે તે પચાવી પાડ્યો છે. આશા છે કે આપ તે કબૂલ કરશો અને અમારું અમને સોંપશો, નહીં તો સમશેરનો ઉપયોગ કરતા યશોરાજ ડરશે નહીં.' (સકોપ) સમશેર વાપરવી છે, એમ? (દૂતને) તારા રાજાનો સદેશ જાણ્યો બીજું કાંઈ કહેવું છે?

દૂત

મહારાજ, બીજું એટલુ જ કહેવાનુ છે કે સરોજપુરીના રાજવીની એવી અંતરની ઇચ્છા છે કે સૌજન્યપુર સાથેનો મૈત્રીભાવ ચાલુ રહે એટલા માટે આપ અમારી યોગ્ય માગણીઓને સ્વીકારશો

સુજનસિંહ

યોગ્ય માગણીઓ ? પાડોશીના ઘરને પચાવી પાડવાની મરજી થતાં કહેવું કે, 'અમારુ ઘર છે, અમને સોંપી દો,' શું એ યોગ્ય માગણી છે ? અન્યના ધનનો લોભ થતા, પોતાનુ કહી, તેના ઉપર દાવો કરવો એ યોગ્ય છે ? કોઈ રૂપવતી સ્ત્રી ઉપર મોહ પામતા તેના ઉપર સ્વામીત્વ ઠરાવવા પ્રયત્ન કરવો એ શું યોગ્ય છે ? દૂત, તારા રાજાની માગણીઓ પણ એવી જ 'યોગ્ય' છે.

દૂત

મહારાજ, ત્યારે શું હુ એમ સમજુ કે આપ તે સ્વીકારવા નથી માગતા ! કારણ, આપ નહીં સ્વીકારો તો આપને માટે તેમની ગમે તેવી લાગણી છતા પણ મહારાજ યશોરાજને આપની સાથે વિગ્રહમા ઊતરવુ પડશે

પ્રધાન

વિગ્રહમા ઊતરવુ પડશે

દૂત

(જુસ્સાથી) હા, અને સરોજપુરીનુ અતુલ પરાક્રમી મહાસૈન્ય પળવારમા સૌજન્યપુરને .

સુજનસિંહ

બસ, બસ, દૂતના અધિકારનુ ઉલ્લઘન કર નહીં સંદેશો કહેવાનુ તારુ કામ તે તે કરી લીધુ દૂત, શૌર્ય બતાવવાનો પ્રદેશ રણસંગ્રામ છે અને સાધન સમશેર છે, નહીં કે આ રાજસભા અને દૂતની મર્યાદિત વાણી !

દૂત

અસ્તુ, એમ હો. કહો, હવે આપનો જવાબ શો છે ?

સુજનસિંહ

દૂત, જા અને કહે તારા અભિમાની રાજાને કે સુજનસિંહ તમારી અન્યાયી માગણીઓનો અસ્વીકાર કરે છે સોઇની અણી ખૂચે એટલા પ્રદેશની આશા પણ ઝાઝવાના જળ સમી ગણજો. વિગ્રહ જ જોઇતો હોય

તો યુદ્ધનું ક્ષેત્ર ખુલ્લું પડ્યું છે, પણ સૌજન્યપુરની જમીન મેળવતા પહેલા તો સરોજપુરીની પ્રત્યેક અંગના વૈધવ્યદુઃખના ઊના આંસુથી નાહી રહેશે. યશોરાજને કહેજે કે સુજનસિંહ આપને વડીલ ગણતા હતા, પણ આપ હાથ લંબાવી યુદ્ધને જ માગી લો છો તો તમારી તે હોંશ પૂરી પાડવા પણ સુજનસિંહ તૈયાર છે.

પ્રધાન

દૂત, યશોરાજને એટલું પણ કહેજે કે દુષ્ટ પ્રકૃતિને વશ થાઓ મા. નાહક મિત્રરાજ્યો વચ્ચે શત્રુવટ ઊભી કરો નહીં, મિત્રતા ઉપર પાણી ન ફેરવો, સૌજન્યપુરના રાજ્યરૂપી મૃગજળની વૃથા તૃષ્ણા રાખો નહીં, કારણ એ અન્યાય છે.

સુજનસિંહ

અને છતાં ન જ માનવું હોય તો અમારી સમશેર તૈયાર છે.

દૂત

(આશ્ચર્ય) સંદેશનો શું આ ઉત્તર મહારાજ યશોરાજને હું જઈને કહી સંભળાવું?

ચતુરસિંહ

દૂત, વળી એ પણ કહેજે કે મહારાજ સુજનસિંહ તમારી પાસે બાળક છે, છતા એ સિંહનું બાળ છે, મદોન્મત્ત ગજેન્દ્રના કુંભસ્થળ ભેદી નાખવા સમર્થ છે.

સુજનસિંહ

દૂત, આપો અમારો ઉત્તર, જા, અને કહી સંભળાવ તે તારા રાજાને. (દ્વારપાલને) પ્રતિહારી, દૂતને માર્ગ બતાવ.

દૂત

મહારાજ, હું જઈને આપનો ઉત્તર મહારાજ યશોરાજને કહી સંભળાવીશ, પણ જતા કહી જાઉં છું કે આનું પરિણામ મહાભયંકર આવશે. રામરામ

[નમન કરે છે દ્વારપાલ રસ્તો બતાવે છે બન્ને જાય છે]

પ્રધાન

(નિ.શ્વાસ નાખી) અહા! સ્વર્ગવાસી મહારાજના મિત્ર કહેવાતા તે તેના રાજ્યને પચાવી પાડવા માગે છે. સસારમાથી સુજનતા પરવારી ગઈ કે યશોરાજની બુદ્ધિ મલિન થઈ ગઈ!

સુજનસિંહ

જે હો તે, પણ, પ્રધાનજી, ચતુરસિંહ, સંગ્રામ માટેની સર્વ તૈયારી કરાવો, કારણ મને લાગે છે કે આપણા સ્વમાનને ખાતર આપણે યશોરાજ સામે વિગ્રહમા ઊતરવુ પડશે.

પ્રધાન · ચતુરસિંહ

(નમીને) જેવી આપની આજ્ઞા, રાજન

[સુજનસિંહ જાય છે પ્રધાન અને ચતુર સિવાય સૌ જાય છે. પ્રધાન નિ શ્વાસ નાખે છે]

ચતુરસિંહ

પ્રધાનજી, શા વિચારમા પડ્યા?

પ્રધાન

ચતુર, સૌજન્યપુરને સગ્રામમા ઊતરવુ પડશે? આપણો સપૂર્ણ વિજય થશે એમા મને લેશમાત્ર શકા નથી સુજનમહારાજના શત્રુઓનો સંહાર તો હુ થઈ ચૂક્યો દેખુ છુ. વળી, આપણે ધર્મને અર્થે લડવુ છે, પણ દુર્દૈવે આપણે લડાઈમા ઊતરી, સેંકડો માનવીઓની પ્રાણહાનિના કારણ થવુ પડશે

ચતુરસિંહ

(આશ્ચર્યથી) નહી, પ્રધાનજી. એમા કારણભૂત આપણે કદી કહેવાઈએ નહી. એ કલક તો રાજ્યલોભી, મિત્રદ્રોહી, અભિમાની યશોરાજને શિર જ રહેશે. આપણે તો માત્ર ધર્મને માટે, આપણા રાજ્યના રક્ષણને અર્થે, અભિમાનીઓના મદને ઉતારવા, ક્ષત્રિયને સ્વર્ગના દ્વાર સમી રણભૂમિમા પ્રવેશીશુ અને બતાવીશું કે સૌજન્યપુરના ક્ષત્રિયો, નથી કોમલ અગવાળી

કામિનીઓ કે માનહીન નામર્દ ભીરુઓ કે જેની પાસેથી, ઇચ્છા થતા, યશોરાજ આ રમણીય ફળદ્રૂપ પ્રદેશો ઝૂટવી લઈ જાય.

પ્રધાન

તારો જુસ્સો સ્થાને છે પણ હુ કહુ છુ તે એ છે કે લડાઈનુ સ્વરૂપ અતિ ભયકર અને દુ:ખમય છે. તે એક યજ્ઞ છે જેમા અનેક મનુષ્યોના નિર્દોષ પ્રાણોનુ બલિદાન કરવામા આવે છે, જેથી વ્યાપાર, ઉદ્યોગ, કલા, ઉન્નતિ, દેશની સર્વ સપત્તિ પરાઙ્મુખ થઈ જાય છે. સુખી, સ્નેહાળ કુટુંબો પ્રિયજનવિમુખ થતા કરુણ સ્વરે વિલાપ કરે છે.

ચતુરસિંહ

સત્ય કહ્યુ, પ્રધાનજી, પણ આપણે માટે યુદ્ધ સિવાય દુષ્ટ યશોરાજે શો ઉપાય રાખ્યો છે? અને બીજો ઉપાય ન હોય ત્યારે ધર્મ સાચવવા, ધર્મયુદ્ધ કરવુ એનાથી ક્ષત્રિયોનો બીજો કયો પરમધર્મ છે?

પ્રધાન

ચતુર, યશોરાજ સ્વભાવે દુષ્ટ નથી. દુષ્ટ હોત તો સ્વર્ગવાસી મહારાજ એની સાથે મિત્રતા કરતે જ નહીં હા, હુ કબૂલ કરું છુ કે અવિચારી પ્રકૃતિથી દોરાઈ તેણે પોતાના યશસ્વી નામને કલંકિત કર્યું છે, અને તેને મિત્રના રાજ્યનો લોભ થયો છે પણ કોઈ તેને ભાન કરાવે કે આ વર્તનથી તેનુ ઉજ્જવલ, કીર્તિમય જીવન કલુષિત થયુ છે તો મને આશા છે કે તે ઠેકાણે આવે ખરા અને તેમ થાય તો પછી વિગ્રહનો સભવ ન રહે.

ચતુરસિંહ

પ્રધાનજી, હમણાં કદાચ યશોરાજ સમજે તોયે શુ? જેના કાન કાચા છે, તે થોડા સમય પછી ફરી પ્રકૃતિથી દોરાઈ વિગ્રહનાં બીજાં કારણો ઉપસ્થિત નહીં કરે તેની શી ખાતરી? માટે, મને તો લાગે છે કે ભલે યશોરાજ આપણે હાથે માર ખાઈ ઠેકાણે આવે

પ્રધાન

ચતુર, આ રાજ્યનુ નિમક ખાધુ છે, તેનુ સારુ વાળવાની આ તક

સાંપડી છે કોઇ પણ રીતે, કોઇ પણ પ્રકારે, ગમે તે જોખમે ને ભોગે, આપણે વિગ્રહ અટકાવવો જોઈએ. મહાભારતના કૌરવપાંડવ યુદ્ધનું મનોવેધક દૃષ્ટાંત યાદ કર. અઢાર અક્ષૌહિણી સેના હતી, તેના રહ્યા દશ...બે હાથના આંગળા પર ગણાય તેટલા. યાદ કર, યુદ્ધની મહાદેવીએ લીધેલો આર્યોનો એ મહાભયંકર ભોગ, જેથી કોઇ વીર ક્ષત્રિય બચવા પામ્યો નહીં. રહી માત્ર અસંખ્ય, આર્તસ્વરે રુદન કરતી પતિવિરહિણી, પતિવ્રતા, આર્યરમણીઓ. માત્ર પાડવો ધર્મ સાચવવા, ધર્મયુદ્ધ કરી, લડ્યા, જીત્યા, વૈરાનલને તૃપ્ત કર્યો, મહાઅપમાનના સંતાપને શાંત કર્યો, પણ પરિણામ? જે પુત્ર, બંધુ, મિત્રને અભાવે રાજ્યજીવન અકારું હતું એ **સૌનો વિનાશ!** આવી જીત!! તેને માટે આટલી ભારે કિંમત ચૂકવવાની? સંસારની સર્વ સુખદાયક વસ્તુઓ, પ્રેમના સર્વ સંબંધો, જિંદગીમાં જે કાંઈ મોંઘું હતું તે સર્વ હોમી દીધું, યુદ્ધના સદૈવ અતૃપ્ત રહેતા સર્વભક્ષી મહાયજ્ઞમાં! અરે ગુમાવ્યું, હતું તે સર્વ—સર્વસ્વ અને મેળવી ફતેહ આવી. ઓહ, આ તે કઈ જાતની જીત? આ તે કેવો વિચિત્ર, દારુણ વિજય!

ચતુરસિંહ

પ્રધાનજી, આપણા રાજ્યનો, સ્વાભિમાનનો ભોગ આપ્યા સિવાય વિગ્રહ અટકાવવાનો કોઈ ઉપાય આપને સૂઝે છે?

પ્રધાન

ઉપાય?

[વિચાર કરે છે]

હા, એક ઉપાય છે અને તે પણ સુગમ, વળી, એવો કે યશોરાજ હમેશ માટે સમજે.

ચતુરસિંહ

સુગમ ઉપાય છે, પ્રધાનજી? કહો, કહો.

પ્રધાન

ચતુર, મહારાજ સુજનસિંહનું ઇષ્ટ કરવાની સુંદર તક છે તેમાં તું મને સહાય કરીશ?

ચતુરસિંહ

મહારાજનું કાર્ય થતું હોય તો સહાય તો શું, પ્રાણ આપવા પણ તૈયાર છુ. ફરમાવો પ્રધાનજી, શી આજ્ઞા છે?

પ્રધાન

ચતુર, યશોરાજને એક કન્યારત્ન છે. રાજકુવરી સરોજિની, ચંદ્રિકા જેમ આકાશને દીપાવે છે તેમ ઉત્તમમા ઉત્તમ રાજકુલને દીપાવે એવી છે. સુજનમહારાજ યુવાન છે, હજી અવિવાહિત છે, સમજ્યો?

ચતુરસિંહ

શુ તેમનો સંબંધ–વિવાહ–કરાવવો?

પ્રધાન

એમ જ. એ સ્પૃહણીય યોગ અત્યત સુખરૂપ અને રમણીય નીવડશે અને બને રાજ્યોનુ મહાશ્રેય કરી, વિગ્રહના સ્વપ્નને પણ દૂર કરશે. ચતુર, થોડો વખત, ગમે તે રીતે હુ આ વિગ્રહને ઠેલીશ અને તેટલામા તારી સહાયથી, મને વિશ્વાસ છે કે સુજનમહારાજ અને કુંવરી સરોજિનીનો વિવાહ યોજી શકાશે.

ચતુરસિંહ

ધન્ય છે, મહારાજ, આપની ચાતુરીને, બુદ્ધિબળને, નીતિનિપુણતાને. કહો, આ યોજનામા મને શી આજ્ઞા છે?

પ્રધાન

પ્રથમ તો એ કે એક ઉત્તમ દૂતીએ સરોજપુરી જઈ, સુજનતાની મૂર્તિ સમી રાજકુવરી સરોજિનીના સુકુમાર હૃદયમા સુજનમહારાજ માટે પ્રેમાકુર પ્રકટાવવા. પછી રાજકુંવરી પ્રતિજ્ઞા કરે કે, પરણુ તો સુજનસિંહને, નહીં તો બાળકુમારી રહુ સારપછી અભિમાની યશોરાજ એકની એક પુત્રીના પ્રેમ પાસે પોતાનો ગર્વ મૂકી, સુજનસિંહને કન્યાનુ માગું મોકલે, છેવટ આપણા વહાલા સુજનમહારાજ એ માગું સ્વીકારે, અને રાજકુવરી સરોજિની સૌજન્યપુરની મહારાણી તેમ જ સૌજન્યપુર અને સરોજપુરી બન્નેના ભાવી રાજકર્તાની માતા થાય.

ચતુરસિંહ

ધન્ય છે, પ્રધાનજી, ધન્ય છે આપની રાજનીતિની કૂશળતાને. યોજના આપની અણમોલ છે. પણ મહારાજ, એવી વિશ્વાસુ દૂતી...

પ્રધાન

તારી પત્ની ચકોરી, ચતુર આ યોજના અત્યત ગુપ્ત રાખવાની છે એમાથી એક શબ્દ બહાર જતા તે ધૂળ થઈ જાય. સુજનમહારાજ જાણે તો એ બાજી બગડી જાય. માટે, તારી સ્ત્રી ચકોરી સિવાય આ કામ બીજા કોઇને સોપાય તેમ નથી. મારી ખાતરી છે કે ચતુર ચકોરી કામ પાર પાડી, સૌજન્યપુરના રાજ્યભકતોમા પોતાનુ નામ ઉમેરાવશે.

ચતુરસિંહ

આપની એવી જ આજ્ઞા હોય તો ભલે, હુ મારી સ્ત્રીને સર્વ સમજાવી સત્વર સરોજપુરી રવાના કરુ છુ.

પ્રધાન

હા, પ્રથમ તો એ કરવાનુ. પછી બીજું બધું તો સરખેસરખુ જ ઊતરશે ચાલ, ચતુર, પણ ધ્યાન રાખજે આનો એક શબ્દ પણ પ્રકટ થયો તો આપણે માથે મોટુ જોખમ છે.

[ બન્ને જાય છે ]

*

# અંક પહેલો : દૃશ્ય છઠ્ઠું



સ્થળ

સરોજપુરીનો રાજમહાલય અને તેમા સરોજિનીનો બાગ.

*

[ સરોજિનીની સખીઓ વસંત-ઋતુ સંબંધી ગીત ગાય છે અને તે પૂરુ થતા જાય છે. ચકોરી પ્રવેશે છે ]

ચકોરી

સૌજન્યપુર છોડયું ત્યારે મન કેવુ ડરતુ' તુ ! સ્વપ્નેયે નહોતું ધાર્યું કે વહાલા ચતુરે સોંપેલુ કામ આટલુ સહેલુ, આવુ મનગમતુ થઈ પડશે. કુંવરીબાની સખી થવુ કોને ન ગમે? સરોજિનીબાનુ દિલ કેવું સરલ, કેવુ રસભીનુ છે! સુજનમહારાજ માટે હમણા એ કેટલુ આકર્ષાયુ છે! અરે, એમના સિવાય બીજી વાત પણ હવે તો એને નીરસ લાગે છે. મને લાગે છે કે મારુ કાર્ય હવે સફળ થવા આવ્યુ છે કેવો આનંદ! સરોજિનીબા અને સુજનમહારાજનો સ્પૃહણીય યોગ કોને ન ગમે? તેમનો સંબંધ કેવો સુખકર અને સૌને હિતકર થઈ પડશે! અને ચકોરી, તારા ચતુર વહાલા તને ધન્યવાદ આપશે એ તને કેવો પ્રિયકર થઈ પડશે હં!

[ સખીઓને પ્રવેશતી જોતાં ]

અરે, વસંતોત્સવ ઊજવવા સખીઓ આવી લાગે છે.

[ સખીઓ પ્રવેશે છે, તેમને સંબોધીને ]

આવો, આવો, બહેનો, આવો વસંતની લલિત લીલાની અનુરાગી રમણીઓ આજના વસંતોત્સવને દીપાવો

એક સખી

જી, હા, પણ કુંવરીબાને તો પધરાવો.

બીજી સખી

જુઓ, સામેથી એ જ આવે છે ને શું!

ત્રીજી સખી

સખીઓ, બા તો કંઈ ગાતાગાતા આવે છે.

[ સૌ સાંભળવાનો પ્રયત્ન કરે છે ]

એક સખી

'રસીલા ?' 'ભ્રમર ?' 'હૃદય કમલમાં ગુંજારવ કરી રહ્યો છે': એ વળી કોણ ?

બીજી સખી

'પુંડરીકને ન વિકસાવતા સવિતાદેવ છુપાઈ રહ્યા છે' આ તે કુંવરીબા ગાય છે કે એકલા એકલા કંઈ લવે છે !

ત્રીજી સખી

'પ્રેમપીડિતા વિરહિણી વસંતને દોષ દે છે.' હા, હા, પછી ?

એક સખી

'વહાલાના અદ્વિતીય લાવણ્યે ઘેલી કરી મૂકી છે.' ઠીક, ઠીક !

[ બધી સખીઓ ખડખડ હસે છે ]

બીજી સખી

અરે, આ તે કુંવરીબા પોતે જ ઘેલાં થયા છે કે શું ?

સરોજિની

( પ્રવેશીને ) સખીઓ !

સખીઓ

પધારો, પધારો, બા.

એક સખી

બા, શું ગાતાં હતા ?

બીજી સખી

બા, એકલાં કોની સાથે વાતો કરતાં હતા ?

ત્રીજી સખી

બા, કોણ 'રસીલા ?'

એક સખી

બા, કયા ભ્રમરને હૃદયકમલમા પૂરી રાખ્યો છે?

બીજી સખી

સમજાવોને બા.

સરોજિની

(શરમાતી, મૂઝાતી) સખીઓ, ન સતાવો મને, હુ કાઈ જાણુતી નથી.

ચકોરી

સખીઓ, ન સમજી? એ તો બા વસતઋતુમા કૃષ્ણુવિરહથી પીડાતી ગોપિકાનુ વર્ણન કરી રહ્યા હતા. (સરોજિનીને) મે બરાબર પારખ્યુ ને બા?

સરોજિની

(છુટકારાનો દમ ખેંચતી) ચકોરી, તે બરાબર પારખ્યુ. (સ્વ) ચકોરી, તુ ખરેખર ચકોર છે. (સખીઓને) હા, પણ સખીઓ, આજના વસતોત્સવની શી તૈયારી કરી છે?

ચકોરી

સખી, આજ તો વસતના પ્રિય મિત્ર કામદેવનુ અર્ચન કરી વસતોત્સવ ઊજવીશુ.

એક સખી

બા, ચકોરીબહેનની આજ્ઞા પ્રમાણે બધુ તૈયાર કર્યુ છે.

બીજી સખી

જુઓ, કદર્પભગવાનની સર્વાંગસુદર પ્રતિકૃતિને મન્મથમદિરમાં વિરાજિત કરી છે.

[નાનકડા સુંદર મદિરમા સ્થાપેલી કામદેવની મૂર્તિ બતાવે છે]

ત્રીજી સખી

અને સુગંધી જલથી સ્નાન કરાવી, વિધવિધ આભરણોથી વિભૂષિત કરી છે.

એક સખી

અને બધી રીતે હૃદયની પૂજા અર્પવા યોગ્ય કરી છે.

સરોજિની

(આશ્ચર્યથી) સખી, કામદેવનુ પૂજન! કંદર્પનુ અર્ચન!

ચકોરી

કા નહીં? સખી, ઋતુરાજ વસંત પોતાના સ્પર્શ થકી કુદરતમા થનગનાટ કરી મૂકે છે ત્યારે તેનો પરમ મિત્ર કામદેવ માનવહૃદય ઉપર શુ ઓછો તનમનાટ મચાવી મૂકે છે!

એક સખી

ત્યારે હવે વિલંબ શાનો છે?

બીજી સખી

કશાનો નહીં, ભાવથી પૂજી હૃદયને પુનિત કરવાની જ વાર છે

ત્રીજી સખી

સખી, તો કરવા દો હવે એ દેવના દર્શન, જેથી હૃદયને કરીએ પાવન.

ચકોરી

(સરોજિનીને બાજુએ) અને પામીએ હૃદયના રાજન.

[સખીઓ મન્મથમંદિરને બાજુએથી ખસડી લાવી વચ્ચે મૂકે છે]

સખીઓ

ભગવાન કુસુમાયુધનો જયજયકાર થાઓ.

સરોજિની

(નીરખતી) ઓહો! કેવી કમનીય આકૃતિ, કેવી મનોહર સુખમુદ્રા, કેવી કામણગારી રસિક આખ! કેવી રમ્ય મૂર્તિ!

ચકોરી

ગમે છે ને? એના કારીગરે મહારાજ સુજનસિંહને ભેટ ધરવા ઘણા પ્રેમથી એને ઘડી હતી

સરોજિની

મહારાજ સુજનસિંહ માટે ઘડી? ત્યારે એ અહીં ક્યાથી આવી?

ચકોરી

સખી, અનુપમ સૌન્દર્યવતી મૂર્તિ ઘડી છતાં જોયુ તો ખાતરી થઈ કે સુજનમહારાજના રૂપ પાસે એ ઊભી રહી શકે એમ નથી, તેથી રખે પોતાની કલાકૃતિની હાસી થાય એ ભયથી સુજનમહારાજને એણે એ ભેટ ન કરી.

સરોજિની

એ કારણથી તેમને ભેટ ન કરી?

ચકોરી

હા, અને અહીં લાવ્યો; એ આપણું સદ્ભાગ્ય.

એક સખી

ના, ના, ખરુ કારણ તો એ નહીં.

બીજી સખી

ત્યારે શું છે? કહેને

ત્રીજી સખી

હું કહું. ખરું કારણ તો એ છે કે પ્રતાપી સુજનમહારાજ બીજા સર્વ દેવોને પ્રેમથી પૂજે છે છતા કામદેવનો હજી તે તિરસ્કાર કરે છે.

બીજી સખી

તેથી તે અહીં લાવ્યો નહીં?

એક સખી

હા; કેમકે સરોજિનીબા અને તેમનુ રસિક સખીમંડળ કંદર્પદેવનુ અર્ચન કરવા આતુર છે.

બીજી સખી

સખી, સુજનમહારાજ કામદેવનો તિરસ્કાર કેવી રીતે કરે છે?

ત્રીજી સખી

અનંગનું હથિયાર કામિની. તેને તરછોડી, તે પરાક્રમ અને કીર્તિને વધુ પસંદ કરે છે, એવી રીતે.

એક સખી

હશે મહારાજ યશોરાજના શત્રુ શું વધુ પસંદ કરે છે અને શું નથી કરતા તેની સાથે આપણને શું કામ છે? ચાલો, ચાલો, સૌ આ દેવની સ્તુતિ કરીએ.

સરોજિની

(નિશ્વસતી સ્વગત) હાય, પિતાજીના શત્રુ! (હૃદય પર હાથ મૂકી) હૃદય!

બીજી સખી

હા, ચાલોને બા

ત્રીજી સખી

બા, શા વિચારમાં પડ્યાં? નિસાસો કેમ નાખ્યો?

સરોજિની

સખીઓ, મહારાજ સુજનસિંહ જેવા મહાન રાજવી જેનો તિરસ્કાર કરે છે એ આ દેવ, આપણને અબળાને–કન્યાને–કેવી રીતે પૂજવાયોગ્ય હોઈ શકે? ના, ના, સખી, મારે તો નથી થવું એ કામદેવનું ભક્તજન. થાઓ તમે જેને થવું હોય તે

ચકોરી

બહેન, ત્યારે તો થવું છે તારે પણ સુજનસિંહ જેવું? વાહ, તમે બને સરખા—સુજનમહારાજ અને સરોજિનીબા

એક સખી

ના, બા, એવા અરસિક થશો નહીં, હો! આપણ અબળાએ, તો એ દેવને પ્રસન્ન કરવા જોઈએ જેથી આપણા સ્વામીને રીઝવતા એ આપણને શીખવે

બીજી સખી

પણ કુંવરીબાને ક્યા વર છે કે તેને રીઝવવા હોય?

ત્રીજી સખી

સખી, તે કેમ જાણ્યું કે કુંવરીબા મનથી નહીં વરી ચૂક્યાં હોય! ભૂલી ગઈ, પેલું એકલા એકલા ગાતા'તા તે?

ચકોરી

સખી, જો મનમા વરીજ ચૂકી હોય તો આ દેવની સ્તુતિ તને 'વર' આપનારી થઈ પડશે.

સરોજિની

સખીઓ, ન સતાવો મને, ન સતાવો મને. એની પૂજા હું નહીં કરું, નહીં કરું. ભોળી કુમારિકાના કૂણા અંતરમા અગ્નિસમી જ્વાળા પ્રકટાવતો એ ભૂંડો કામદેવ તો નિંદાનેજ પાત્ર છે.

ચકોરી

ભૂલી, સરોજિની, ભૂલી સકળ વિશ્વ જેના થકી નભી શકે છે, દેવના દેવે પણ જેની પાસે માથું નમાવ્યું છે એ કામદેવ નિંદાને પાત્ર કેમ હોઈ શકે?

સરોજિની

અબળાના ભોળા મનને મથી નાખનાર, સરલ, શુદ્ધ, ઉજ્જવળ દૃષ્ટિને રાગવાળી, મલિન કરનાર, સ્નેહ, સબંધ, મૈત્રી કે ધર્મઅધર્મના ભેદને તુચ્છ ગણનાર, લજ્જા, ભય, વિનય, વિવેકને ઉડાવી મૂકનાર, સર્વ પાપનો હેતુ કામદેવ એ પૂજવા યોગ્ય તો કેમ હોઈ શકે?

ચકોરી

સખી, અમૃત ને વિષ બન્ને સાથે રહેલા છે જેમા એવો એ'વિલક્ષણ કામદેવ છે. તેમાથી કોઈ મૂર્ખ અમૃત મૂકીને વિષને ગ્રહણ કરે તો એમાં કોનો દોષ? માટે બહેન, ગા એના ગુણાનુગાન ને આ રસિક મુખમાંથી આવા અરસિક વેણ કાઢ મા.




એક સખી

અને બા, જો મનથી વરીજ ચૂક્યા હો તો સંભાળજો, એ ક્યાંક દુર્વાસામુનિની જેમ ક્રોધ કરી આપને શાપ દઈ ન દે.

બીજી સખી

હા, નહીં તો બા, ક્યાંક શકુન્તલા જેવા હાલ થશે અને આપના દુષ્યન્તરાજ આપને ઓળખ્યા વિના જ ભૂલી જશે !

સરોજિની

(મજાકમા) એમ છે? કુવરીબાના શકુન્તલા જેવા હાલ કરવા છે, નહીં? ના, બાઈ, એ તો આપણાથી ન ખમાય. પણ સખી, શકુન્તલાની સખી તો પ્રિયંવદા હતી ત્યારે તુ મારી અ–પ્રિયંવદા કેમ થઈ?.

ત્રીજી સખી

કુવરીબા, અમારી ભેગા ભળી જાઓને ને આ કામદેવની નિંદા કરો મા ; પછી શાપ કે બાપની કંઈ બીક જ નહીં !

સરોજિની

એમ કરવુ જ પડશે ?

સખીઓ

હા, હા.

સરોજિની

તો લાચાર.

ચકોરી

બોલો, સખીઓ, ભગવાન કામદેવનો જયજયકાર. અને ચાલો, હવે ભાવભીને હૈયે એમનુ અર્ચન કરીએ.

[સૌ મન્મથમંદિરમા વિરાજિત પ્રતિકૃતિની કુંકુમઅક્ષતચંદનપુષ્પ ઇત્યાદિથી પૂજા કરે છે, ઘંટડી વગાડે છે, આરતી ઉતારે છે ]

પ્રભુ, અમારું હૃદયથી કરેલુ અર્ચન સ્વીકારો, અમ રંક અબળા પર પ્રસન્ન થાઓ.

એક સખી

દેવ, દંપતીના સર્વ સુખનું કારણ આપ છો. કૃપા કરી, તેમના અંતરમાં પ્રેમપ્રદીપની જ્યોત અખંડ ઝળહળતી રાખો જેથી બને એકરૂપ થઈ, સંસારમાં સ્વર્ગને ઉતારે.

બીજી સખી

ભગવાન, આપ અપ્સરાના નાયક છો. યોગીશ્વર શંકર, વિશ્વના સર્જનહાર બ્રહ્મા અને જગતપાલક વિષ્ણુનાં પણ અપ્સરાએ આપની સહાયથી માન મુકાવ્યાં છે. એમ જ પ્રભુ, સહાય કરો અને ચપલાના ચપલ નયનમાં એવું કામણ મૂકો કે પલમાં વહાલા મગધરાજ વશ થઈ જાય!

ત્રીજી સખી

કામદેવ, વસંત સમયે કામિનીની સર્વ મનઃકામના પૂર્ણ થાય એવું આશીર્વચન આપો.

ચકોરી

પ્રભુ, આપને નમ્ર પ્રાર્થના કરું છું કે પ્રકૃતિ વસંતઋતુની પધરામણીથી મદાલી ગઈ છે, ત્યારે (સરોજિની સામે જોઈને) કોઈ વિરહિણીના કે કોઈ કુમારિકાના કોમળ હૃદયને આપના કુસુમબાણનું લક્ષ્ય કરશો નહીં.

સરોજિની

દેવ, આપને હૃદયના સાચા ભાવથી પ્રણામ કરું છું. આપ અનંગ કહેવાઓ છો, આપનું સૈન્ય નિર્મળ અપ્સરાઓનું બનેલું છે, આપનાં આયુધ કઠોર નથી, તીક્ષ્ણ નથી, છતાં ત્રણે લોકને આપે જીત્યાં છે. આપનું સામર્થ્ય, આપની સત્તા અદ્વિતીય છે. વળી, સૌ ધનુર્ધારી નિર્દય બની, એક વસ્તુની બે કરવામાં મોટાઈ માને છે ત્યારે આપ, દયા કરી, બેને એક કરો છો, બે હૃદયનું ઐક્ય કરો છો. ઓ વિલક્ષણ ધન્વી, માગું છું આપની પાસે એ કે જો કોઈ નિર્દોષ કુમારિકાના ભોળા હૃદયને આપના પુષ્પબાણનું લક્ષ્ય કરો તો સત્વર એનું એના પ્રણયી હૃદય સાથે ઐક્ય કરવા ચૂકશો નહીં.

[જાય છે]

પિતાજીનો શત્રુ મટી મિત્ર બનશે, કારણ, શત્રુવટ સુજનમહારાજે ઊભી નથી કરી અને તારા પિતા પુત્રી ખાતર, શત્રુ કર્યો છે તેને મિત્ર બનાવી શકશે.

દાસી

(પ્રવેશી) મહારાજ પધારે છે, બા.

ચકોરી

બહેન, હું પિતાજીને તારા હૃદયની વાત કરીશ.

સરોજિની

ના, સખી, ના, એમને તે એવુ કહેવાય?

ચકોરી

ચૂપ કર, મહારાજ પધાર્યા

[મહારાજ યશોરાજ પ્રવેશે છે. દાસી જાય છે]

યશોરાજ

કેમ, બહેન, વસંતોત્સવ ઊજવ્યો?

સરોજિની

(નીચુ જોતી, શરમાતી) જી, હા.

યશોરાજ

આનંદ પડ્યો ને?

[સરોજિની નીચું જોઈ રહે છે]

ચકોરી, કુવરીને આજ કાઈ આનંદ પડ્યો લાગતો નથી.

ચકોરી

મહારાજ, કુવરીબા હવે મોટાં થયાં. નાનપણુની રમતગમતમાં હવે એમને રસ ન પડે એ સ્વાભાવિક છે

યશોરાજ

હા, સરોજ હવે મોટી થઈ. હવે તો પરણાવવી પડશે હું હમણા એ જ ચિંતામા પડ્યો છુ. પણ યશોરાજની કુવરીનો સ્વામી થવા યોગ્ય કોઈ રાજવી હજી મારી નજરે પડ્યો નથી.

ચકોરી

(સ્વ) આ ઠીક અવસર છે, વાત મૂકવાનો. (પ્રકટ) મહારાજ, આજ્ઞા હોય તો (અચકાતી હોય તેમ) મારા ધ્યાનમા એક છે તે.. ...

યશોરાજ

કહે, કહે, ચકોરી, તે યશોરાજનો જમાઈ થવાને યોગ્ય કોઈ વીર જોયો છે ?

ચકોરી

જેનો ઉજ્જવલ યશ દશે દિશામા વિસ્તાર પામ્યો છે, એવા મહારાજ યશોરાજના જામાતા થવા યોગ્ય તો એક સૌજન્યપુરના યશસ્વી મહારાજ સુજનસિંહ છે.

યશોરાજ

(સકોપ) કોણ, સુજનસિંહ ? સરોજપુરીનો શત્રુ તે સરોજિનીનો સ્વામી થવા યોગ્ય ? ચકોરી, ચકોરી, તુ શુ બકે છે ?

ચકોરી

મહારાજ, અવિવેક માટે મને ક્ષમા કરો. સુજનમહારાજને શત્રુ માનો નહી આપના મિત્રના પુત્રરત્નને જામાતા કરી કૃતકૃત્ય થાઓ, કારણ, સરોજિનીબાને યોગ્ય અન્ય કોઈ જનમ્યોજ નથી

યશોરાજ

ચકોરી, તુ કેટલી હિંમત કરે છે ? યશોરાજ પોતાના શત્રુને પોતાનો જમાઈ કરે ? મૂર્ખ સ્ત્રી, સરોજ આખી જિંદગી કુવારી રહે એ બનશે પણ યશોરાજ શત્રુને કુવરી આપે એ કદી બનશે નહીં તને ખબર છે છોકરી, કે ટૂક સમયમા જ મારું સૈન્ય સુજનસિંહના રાજ્યને ઘેરી, પાયમાલ કરી, કબજે કરશે અને એ ઉદ્ધત છોકરાને કેદ કરી, જીવતો કે મૂવેલો અહીં મારી સમુખ હાજર કરશે યશોરાજના શત્રુના બીજા શા હાલ થાય ?

સરોજિની

(ત્રાસ પામી) ઓ પિતા, ઓ પિતા, આટલા દુષ્ટ થશો નહીં.

[ મૂર્છા ખાઈ ઢળી પડે છે. ચકોરી એને સ્વસ્થ કરવાના પ્રયાસો કરતી, બગોબર સુવાડે છે ]

ચકોરી

મહારાજ, બસ કરો, બસ કરો. જુઓ, આપના કઠોર શબ્દોએ કુંવરીબાના કેવા હાલ કર્યા! કુંવરીબા, કુંવરીબા, બોલોને, આમ શું કરો છો? અરે, કોણ છે હાજર?

[ સખીઓ તથા દાસીઓ દોડતી આવે છે ]

જાઓ, જાઓ, કોઈ પાણી લાવો, ગુલાબજળ લાવો, રાજવૈદને તેડાવો, અરે, કુંવરીબાને આ શુ થઈ ગયુ?

[ સખીઓ અને દાસીઓ પાણી, ગુલાબજળ
વગેરે લાવે છે ને આસનાવાસના કરે છે ]

યશોરાજ

( દયાર્દ્ર બની ) અરે, કુંવરીને શુ થઈ ગયુ? કુંવરી, સરોજ, મારી એકની એક દીકરી, તને આ શુ થઈ ગયુ? બોલને, બહેન, એક શબ્દ તો બોલ.

ચકોરી

મહારાજ, આપના તીવ્ર વેણ આ કોમળ હૃદયમા વજ્ર જેમ સાલ્યા છે, અને પ્રિયનુ અપમાન નહીં સહન કરી શકવાથી કુંવરીબાએ ભાનને ખસેડી દીધુ છે.

યશોરાજ

(દીન બની) દીકરી, આમ શુ કરે છે? બોલ તો ખરી, બહેન!

ચકોરી

મહારાજ, ત્યારે આપને પુત્રી પર પ્રેમ છે ખરો?

યશોરાજ

એટલે, ચકોરી! મારી એકની એક વહાલી પુત્રી ઉપર મને પ્રેમ ન હોય? એ કેવો પ્રશ્ન?

ચકોરી

ક્ષમા કરજો, રાજન કુંવરીબાનુ ભાન તો ઉપચાર કરતા પાછુ આવશે, પછી આપનો પુત્રી પરનો પ્રેમ કેટલો છે તે સુજનસિંહ સાથે વિગ્રહ કરી, કે તેમને આપની પુત્રી અર્પણ કરી, આપ પ્રત્યક્ષ કરી શકશો.

યશોરાજ

ચકોરી, એ પાન પડી. કુંવરીને ભાનમા લાવવાનો પ્રયત્ન કર. અરે, મારી દીકરીની આ સ્થિતિ મને અસંત દુખી કરે છે.

ચકોરી

મહારાજ, ખરેખર, આપ જેવા યુદ્ધના પક્ષપાતીના હૃદયમાં પણ મૃદુતા અને વત્સલતાને સ્થાન છે!

યશોરાજ

ચકોરી, પુત્રી પ્રત્યેના પ્રેમ પાસે યશની ઇચ્છાને પણ યશોરાજ હડસેલી મૂકે એમ છે. ચકોરી, ગમે તેમ કરી તુ કુવરીને જગાડ.

ચકોરી

મહારાજ, કુંવરી જાગૃત થશે તે પણ શા અર્થે? કારણ, જેનુ નામ પણ આપ સાંભળી શકતા નથી, તેને કંઈ આપ કન્યાનુ દાન ઓછા જ કરવાના છો!

યશોરાજ

સુજન સાથે મારી કુંવરીના લગ્ન? અશક્ય.

ચકોરી

મહારાજ, કુંવરીબાને જિવાડવા હોય તો કેવળ એ એક માર્ગ છે. પુત્રીના પ્રેમ પાસે અભિમાનને છોડો અને જેને શત્રુ બનાવ્યા છે તેને મિત્ર કરી, આપની પુત્રીના પતિ તરીકે પ્રેમથી ગ્રહણ કરો. મહારાજ, આ એક જ રસ્તો છે, નહીં તો કુવરી માટે જીવવાની આશા છોડી દો. હુ જાણુ છુ કે તે સુજનસિંહ સિવાય અન્યને વરવાની નથી અને તેના સિવાય જીવવાનીયે આશા નથી.

યશોરાજ

ચકોરી, ચકોરી, મારી પ્રતિષ્ઠાનો તો વિચાર કર, મારી કીર્તિનો તો ખ્યાલ કર. અરે, સુજન સાથે–સરોજપુરીના શત્રુ સાથે સરોજિનીને કેમ પરણાવી શકું?

ચકોરી

મહારાજ, એમ કરવાથી આપની કીર્તિ શતગુણ વધશે, બન્ને રાજ્યો વચ્ચે શત્રુતા ટળશે, હજારોના પ્રાણ બચશે, નહીં તો કુવરી જીવી શકશે નહીં.

યશોરાજ

કુંવરી જીવશે નહી! (બેબાકળા જેવા) ચકોરી, એવું અમંગળ બોલ નહ. એ શબ્દો હું નથી સહન કરી શકતો. કુંવરી ખાતર હું શું ન કરું? આ રાજ્ય પણ છોડી દઉં, અભિમાન પણ ભૂલી જાઉં, યશની કામનાને પણ હડસેલી દઉં.

[મૂર્છિત સરોજિની ચકોરીના ખોળામાં માથું મૂકીને પડેલી છે તે એ જ અવસ્થામાં 'સુજન' 'સુજન'નો ઉચ્ચાર કરે છે]

ચકોરી

મહારાજ, જાણ્યો આનો ગાઢ પ્રેમ? સ્વપ્નમાં કે મૂર્છામાં પણ એનું એ જ રટણ, એનો એ જ 'સુજન'!

યશોરાજ

ચકોરી, હવે હું નથી સહન કરી શકતો કુંવરીને જગાડ, કુંવરીને બોલાવ, કુંવરીને ગમશે તે કરીશું, સરોજપુરીના શત્રુ સાથે વરાવીશું. સુજનસિંહને મિત્ર કરી, જમાઈ તરીકે સ્નેહે સ્વીકારીશું, પછી કાંઈ?

ચકોરી

ધન્ય છે, મહારાજ પિતા હજો તો આપના જેવા વત્સલ હજો, જે પુત્રીનું હૃદય સમજી શકે. (કુંવરીને) કુંવરીબા, ઊઠો, ઊઠો. જુઓ પિતાજી દુખી થાય છે બહેન, તમે કહેશો ત્યાં તમને વરાવશે સુજનમહારાજ સાથે પરણાવશે, ઊઠો, ઊઠો.

[સરોજિનીને ધીરે ધીરે ચેતના આવતી જાય છે]

મહારાજ, સરોજિનીબાને ભાન આવતું લાગે છે

યશોરાજ

ઈશ્વરનો ઉપકાર. સરોજ, મારી સરોજ, બહેન, તું કહેશે ત્યાં તને વરાવીશું, સુજન સાથે પરણાવીશું, પણ તું દુખી થા મા

સરોજિની

(આંખ ઉઘાડી, યશોરાજ સામે મીટ માંડતા) કોણ, પિતાજી?!



## (૧)

## નિષ્ઠુર !

સુંદરી

વહાલા, હુ મરી જાઉ તો તમે ફરી પરણો ખરા ?

સ્વામી

ઘેલી રે ઘેલી, એવુ તે બોલાય ?

સુંદરી

ના, ના, કહો તો ખરા, પરણો કે નહીં ?

સ્વામી

પરણું ? નહી જ તો વળી, એમા તને કંઈ શંકા છે ?

સુંદરી

ના, ના, એમ તે કંઈ હોય, વહાલા ? તમે તો એમ કહેતા આવ્યા છો કે સ્ત્રી વિના જીવવુ એના કરતા મરવુ બહેતર છે, અને સંસારમા રહેવુ હોય તો સ્ત્રી કરવી જ જોઈએ, તો પછી ?

સ્વામી

એ તો બરોબર ત્યારે કદાચ પરણુયે ખરો !

સુંદરી

શુ ? પરણો એમ ? મારે ઠેકાણે બીજી લાવો ? મારો પ્રેમ વિસારી દો ? મને ભૂલી જાઓ ? મારા ઘરમા જ બીજીને લાવો ? અરરર, પુરુષો કેવા નિષ્ઠુર હોય છે ! કેવા હૃદય વિનાના, કઠોર પાષાણ જેવા હોય છે ! હાય, હાય, હુ છેતરાઈ, તમારામા પણ છેતરાઈ. મેં તમને પણ આવા નહોતા ધાર્યા ! હે ઈશ્વર, મારા સ્વામી બીજીને પરણે છે ! હાય, હાય, હવે હુ શુ કરુ ?

સ્વામી

???? વહાલી, તુ જીવતી રહે !!!

*

## ( ૨ )

## વીર કેસરીને એમ જ ઘટે !

રાણો પ્રતાપ, મેવાડનો સિંહ, મૂર્તિમાન વીરરસ, પ્રભાત ફાટતું હતું તેટલામાં જ પલંગ ઉપરથી છલંગ મારીને ઊઠ્યો. સાધારણ રીતે એ લેટ રાઈઝર હતો, પણ કાં તો કોઈ ભયંકર સ્વપ્ને તેને સુખનિદ્રામાંથી જાગૃત કર્યો હોય કાં તો તેને સવારની અર્લી ટ્રેઈન પકડવાની હોય—જે હો તે હો, આજે તે બિછાનામાં નવ વાગ્યા સુધી આળોટ્યો નહીં. ઊઠીને તરત જ, સૂવાના ઓરડાના ખૂણામાં પડેલા ડ્રેસિંગ ટેબલ તરફ, સુરા પાઈ મત્ત કરાયેલો ગજેન્દ્ર જેમ મદોન્મત્ત સિંહ સામે ધસે તેમ તે ધસ્યો અને ઝડપથી લુકિંગ ગ્લાસમાં પોતાનું થાળી જેવું, પરાક્રમી મો ઘાલ્યું.

શું તેને સ્વમુખચન્દ્રની શોભા નીરખવી હતી ? શું તેને દાઢી કરવી હતી ? ગમે તે કારણ હોય, પણ તેણે આયનામાં તાકી તાકીને જોયું. જોતા જ તે બેબાકળો બની ગયો. આશ્ચર્ય, ક્રોધ, શોક, વીરતાના ભાવો, એક પછી એક, તેના ગૌર પ્રતાપી ચહેરા ઉપર ઊભરાઈ આવ્યા. મુખકમળ આશ્ચર્યથી વિકસિત થઈ ગયું, કપોલ ક્રોધથી, તમાચો લાગ્યો હોય તેવા લાલ થઈ ગયા, હમેશા જુસ્સાથી ભરેલા રહેતા તેના અણિયાળા કોડા જેવા ઈન્દીવર નયનમાં અશ્રુના બિંદુ ઝળકવા લાગ્યાં, હેવી વેટ ચેમ્પિયન જેવી ભરાવદાર તેની કુંદનવર્ણી કાય આખી ધ્રૂજવા લાગી અને એકવીસમી વખત પૃથ્વી નક્ષત્રી કરી ત્યારે પરશુરામના કપાળ પર જેવું વીરતાનું તેજ ઝળક્યું હતું તેવું સંહારક શૂરવીરતાનું તેજ રાણાના ભાલપ્રદેશ પર વિરાજિત થયું

અરે, એવું તે એણે દર્પણમાં શું જોયું ?

મહાપરાક્રમી, વીરશિરોમણી, ક્ષત્રિયકુલદીપકને આયનામાં એવું તે શું દેખાયું કે જેથી તે એક મેડકેપની માફક ચેડા કાઢવા લાગ્યો !

હાય, તેણે જોયો પોતાની મૂછમાં એક સફેદ વાળ !

અફસોસ, આ બુઝર્ગીના ચિહ્નને તે અક્કલમંદીની નિશાની ગણી શક્યો નહીં લડાઈના મયદાનમાં યોદ્ધાઓને શૂર ચડાવવા બેસરું છતાં કાનને

ફાડી નાખે તેવું પડઘમ વાગે અને જેવો અવાજ થાય તેવા જબરદસ્ત અવાજથી રાણાએ બાગ પોકારી પોતાના વિશ્વાસુ ઘાટીને બોલાવ્યો અને કહ્યું, 'ગમા, જિલેટ લાવ.'

નિમકહલાલ ગમો વર્ષો થયા રાણાની તહેનાતમા રહ્યો હતો અને મોગલો સાથેની દરેક લડાઈમા પણ રાણો તેને પોતાનુ શેવિંગટેકલ સાચવવા સાથે જ લઈ જતો હતો પળમા ગમો, નવી બ્લેડથી ચળકતો જિલેટ લઈ આવ્યો ને રાણાએ તે લેતા વેંત જ, મૂછ ઉપર સાબુ લગાડવાની પણ રાહ જોયા વિના, માગે ચલાવ્યો. મોગલસેનાને ઘણી વાર જેમ પોતાની તેજ તલવારથી તેણે કાપી નાખી હતી, તેમ દગાબાજ મૂછને રાણાએ ઘડીના છઠ્ઠા ભાગમા હતી ન હતી કરી દીધી!

અને ક્લીન શેવ મુખ મિરરમા નિહાળી, શત્રુ ઉપર વિજય મેળવ્યાનો આનંદ થાય તેના કરતાય વિશેષ આનદથી રાણો હરખાયો

વીર કેસરીને એમ જ ઘટે!

## (૩)
## સરસ્વતીચન્દ્રનો સંસાર

સરસ્વતીચન્દ્ર અને કુસુમસુદરીના લગ્ન થયે ઘણા વર્ષો વીતી ગયા હતા. દરમ્યાન, વિવાહનુ ફળ–પ્રજા–તેને સારા પ્રમાણમા ઉત્પન્ન કરી બન્નેએ પોતાના દેહનુ સાર્થક કર્યું હતુ અડધો ડઝન આશાભર્યા જીવોને દુનિયાની રોશની દેખાડી, કલ્યાણગ્રામની યોજનાનો ગુપ્ત ઉદ્દેશ સિદ્ધ કરી બતાવ્યો હતો સરસ્વતીચન્દ્ર...એક વખતનો વિદ્વાન, રસિક, કોમળ હૃદયનો, કાલ્પનિક તરગોને વાસ્તવિક માનનાર, આકાશવિહારી સરસ્વતીચન્દ્ર આજે કુસુમસુદરી પાસેથી ઘરખર્ચનો હિસાબ લેતો ચોપડો લખતો બેઠો હતો. અહો, સમય કેવો બળવાન છે! કાળ તારી ગતિ ગહન છે!

દુનિયાના કઠોર અનુભવોએ તેને બતાવી આપ્યુ હતુ કે હૃદયના કોમળ ભાવો કરતા કરકસર વધારે કીમતી છે, પ્રેમના અર્થ વિનાના

ટાયલાં કરતા પૈસો ઘણો વધુ ઉપયોગી છે સંસારના ધક્કેલા ખાઈ, ઘડાઈ, તે હવે જમાનાનો ખાધેલ બન્યો હતો. પાઈપાઈનો હિસાબ રાખવાનું તેને મન હવે સહજ થઈ ગયું હતું.

તેણે કુસુમને કહ્યું કુસુમ, ઊંધિયાને બદલે ભાજીનું શાક કર્યું હોત તો કેટલો બચાવ થાત ?

કુસુમ

ચન્દ્ર, હવે તો તમે હદ કરો છો.

સરસ્વતીચન્દ્ર

નહીં કુસુમ, હું યોગ્ય જ કરું છું. વિષ્ણુદાસજી પણ કહી ગયા છે કે જિહ્વા પરનો સંયમ આવશ્યક છે અને તેને અભાવે શતમુખ વિનિપાત નિર્મેલો છે.

કુસુમ

અરે ચન્દ્ર, ધીમેધીમે તમારામાં કેટલો ફેરફાર થઈ ગયો ! અહો, ક્યાં તે રસિક, સાહિત્યવિલાસી, સાગરસમા વિશાળ અંતરવાળા ચન્દ્ર, અને ક્યાં આ નિષ્ઠુર નાણાવટી ! ઓ વહાલા, તમારી સરસ્વતી ક્યાં સરી ગઈ? વિદ્વત્તાને તમે ક્યાં વિસારી દીધી ? ઉચ્ચ આદર્શોને કેમ ભસ્મીભૂત કરી નાખ્યા ?

સરસ્વતીચન્દ્ર

કુસુમ, વળી અર્થ વિનાનો બકવાદ શરૂ કર્યો ? રસિકતા, ભાવના અને આદર્શોથી શું આપણાં બાળકોનું ભરણપોષણ થઈ શકશે ? ગગનમાં સંધ્યા સમયે દેખાતા અદ્ભુત રંગો આંખને ગમે તેવા પ્રિય લાગે પણ શું તેથી ભૂખ ભાગે છે ?

કુસુમ

ભૂલી, વહાલા ચન્દ્ર, ઘડીભર હું ફરી ભૂલી. વર્ષો થયા વિસારે પડેલા પણ લાંબા સમય સુધી સેવેલા ભાવોએ મને એકવાર વધુ ભુલાવામાં નાખી. ચન્દ્ર, તમે સત્ય કહો છો. આકાશના રંગો નથી ખવાતા કે નથી પીવાતા.

સરસ્વતીચન્દ્ર

વહાલી કુસુમ, એમ જ આ દુનિયાનો અનુભવ જ સાચો છે. કુસુમ, આપણો ઘરખર્ચ આધળો છે. વંધાધાપાની મંદીને વખતે એ વધારે આકરો લાગે છે.

કુસુમ

શું આધળા ખર્ચનુ મહેણુ મને સંભળાવો છો? હુ આટલી સાવચેતીથી ખર્ચ ચલાવુ છુ તેનો મને આવો ન્યાય આપો છો? અરે નિષ્ઠુર ચંન્દ્ર. ગયે મહિને સાડી કરાવ્યા પછી મેં એક સાડીયે હજી કરાવી નથી. ગઈ કાલે મંડળીમા મારું ભાષણ હતુ ત્યા પણ આગળ એક વાર પહેરાયેલી સાડી જ મારે પહેરવી પડી એ આપને વિદિત છે? હાય, તે વખતે મારા હૃદયમાં કેવો સતાપ થયો તેની ઓ પથ્થર હૃદયના, તમને કંઈ પણ દરકાર છે? ધન તમને એટલુ બધુ વહાલુ હતુ તો કલ્યાણગ્રામની યોજનામા આટલુ શા માટે ખર્ચ્યુ? તમે તેમ ન કર્યું હોત તો મારે મહેણું સાંભળવા વારો ન આવત.

સરસ્વતીચન્દ્ર

કુસુમ, ઉતાવળી કુસુમ તુ નાહક ઉશ્કેરાય છે. અનુભવોથી ઘડાઈ, હાથ સંકુચિત કરતા શીખ્યાં સારે જ તો આગળ કરતાં બેવડો પૈસો ભેગો થઈ શક્યો છે, એ તુ કેમ ભૂલી ગઈ? કુસુમ, મંડળી અને મેળાવડામા શું હજી તું માને છે? કયા વિષય પર તે ભાષણ કર્યું?

કુસુમ

'સ્ત્રીના સમાન હક' પર

સરસ્વતીચન્દ્ર

(ખડખડ હસીને) સ્ત્રીના હક પુરુષોના સમાન હોઈ શકે? કુસુમ, નાનપણમાં હું એ માનતો, પણ અનુભવ! માણસને અનુભવ જેટલુ શીખવે છે તેટલુ બીજું કોઈ શીખવતું નથી. -

કુસુમ

વહાલા, તમે ગમે તે કહો, પણ ગઈ કાલે, ભાષણ આપતાં, પૂર્વકાળના પ્રિય ને પરિચિત બાલ્યમા પ્રેમથી ઉછેરેલા સ્વતંત્રતાના ભાવો મારા હૃદયમાં પુનઃ સર્જન થવા લાગ્યા.

સરસ્વતીચન્દ્ર

ઘેલી, ઘેલી, એ ખ્યાલી તરંગો છે, તજવાયોગ્ય છે.

*

આ વાર્તાવિનોદ ચાલતો હતો, તેટલામા કુમુદસુદરી આવ્યા. '**રમણીય પ્રિય કુમુદ**' એ વર્ણન હવે ઈતિહાસરૂપે જ રહ્યુ હતુ કાળની ઊંડી અસર તેમના શરીર ઉપર ચોખ્ખી રીતે દૃષ્ટિગોચર થતી હતી તેમનુ એક વખતનુ સર્વાંગસુદર લાવણ્યમય પાતળુ અગ ચરબી અને માસના લોચાથી સારી રીતે ભરાવદાર બન્યુ હતુ કાળો સાડલો પહેરેલો તેથી તથા અનુભવથી જ્ઞાતિની વિધવાઓની રીતભાત આવડી ગયેલી તેથી, જાણે એ પણ જ્ઞાતિની વિધવા-પાર્લામેન્ટમા દાખલ થયા હોય એમ અનુમાન થતુ હતુ

આવીને એમણે કહ્યુ .

કુમુદ

મારી નાનકડી કુસુમ, વિદ્વાન ચન્દ્ર, તમે બને બાળકો શી રસિક કથામા તન્મય થયા છો? સુખેથી આનદ કરો મારા વહાલાઓ, સુખેથી સંસારનો લહાવો લો પણ રસિક ચન્દ્ર, ભૂલતા નહીં કે મારી નાનકડી કુસુમમા મે મારી સર્વ આશાઓ ટ્રાન્સફર કરી છે આપણા સર્વ મનોરથો મેં તેને વિશે ઉતાર્યા છે ઓ મહાત્મન્, ઓ પૂર્વજન્મના સજ્જન, ઓ એક વારના પ્રિય ચન્દ્ર, એ મુગ્ધાના મનોભાવ આજે આપ વિકસાવો છો તે વખતે આપણા નિર્મળ પ્રેમનુ સ્મરણ ફગાવવા રક કુમુદ આવી પહોચી છે, ગગાસ્વરૂપે, યમુનારૂપે, કુસુમમા ભળી, આપ મહાસાગરને મળવા.

કુસુમ

કુમુદબહેન, કુમુદબહેન! [ભેટી પડે છે]

કુમુદ

મારી નાનકડી કુસુમ! [વહાલથી દાબે છે]

સરસ્વતીચન્દ્ર

(અણગમો દર્શાવતા) કુમુદબહેન, હજી તમને આ ટાયલા કરવા કેમ ગમે છે? 'નાનકડી કુસુમ!' છ છ છોકરાની મા થઈ હવે તે કયા સુધી નાનકડી રહેશે?

કુમુદ

(હસતી) ખરે! નાનકડી નહીં, એ તો ..'**ઘેલી મારી કુસુમ!**'

★

# ગાંધીજી:
# યુગપુરુષ અને વિશ્વની મહાન વિભૂતિ

છેલ્લા બેપાચ હજાર વર્ષોમા વિશ્વની જે ગણીગાઠી મહાન વિભૂતિઓ થઈ ગઈ છે તેઓની હરોળમા મહાત્મા ગાધીજીનુ સ્થાન છે સેંકડો–હજારો વર્ષ થયા છતા જેમ આપણે પ્રતાપી શ્રીરામચંદ્રજી, યોગેશ્વર શ્રીકૃષ્ણ, ભગવાન બુદ્ધ, સ્વામી શકરાચાર્ય અને પયગબર ઈસુ ખ્રિસ્તને ભૂલી શકતા નથી પણ અહર્નિશ પૂજ્યભાવથી સ્મરીએ છીએ, તે જ પ્રમાણે પૂજ્ય મહાત્મા ગાધીજીને હજારો વર્ષો સુધી પ્રજા પૂજશે

ગાધીજી આફ્રિકાથી હિંદમા પધાર્યા પછી ત્રીસચાળીસ વર્ષ દરમ્યાન તેઓ દેશના જીવનમા જે અજબ પલટો લાવવા શક્તિમાન થયા એ તેમનુ કાર્ય અદ્વિતીય છે. એક જમાનો એવો હતો, જ્યારે હિંદીવાન પોતાની માતૃભાષા કરતાં પરદેશી ભાષાને વધુ સન્માનતો, હિંદી ઢબના પોશાક કરતા વિલાયતી ઢબના પોશાકને પસદ કરવામા ગૌરવ માનતો, ગોરાઓને અને અમલદારોને પ્રિય અને અનુકૂળ થવામા એકબીજાની સ્પર્ધા કરતો, આપણી પ્રાચીન આર્યસસ્કૃતિ છોડી દરેક પાશ્ચાત્ય પદ્ધતિ અપનાવવામા પોતાની શોભા માનતો, ટૂકમા, વિલાયતી એ બધુ જ સારું અને 'નેટિવ' એટલે દેશી એ બધુ જ ખરાબ એવી મનોદશા સેવતો આવી બધી નિર્બળતાઓમાથી દેશને બહાર કાઢી સ્વમાન અને સ્વાધીનતાનો પાઠ શીખવનાર એ એક જ યુગપુરુષ મહાત્મા ગાંધીજી થયા.

ગુજરાતી, હિંદી અને અગ્રેજી સાહિત્યના ક્ષેત્રોમા પણ તેમણે જે ભાગ ભજવ્યો છે તેની જોડ નથી. ભાષાની વિદગ્ધતા ઉપરાત ઊંડા અર્થવાળી અને મહાન ભાવો તેમ જ તત્ત્વથી ભરેલી તેમની ભાષા અત્યત સાદી, સરળ અને દરેક સ્ત્રીપુરુષ સહેલાઈથી સમજી શકે તેવી છે સાહિત્યના ક્ષેત્રમા પણ તેમનુ નામ અમર રહેશે.

---

'મુબઇ વર્તમાન' સામયિકના ૧૯૪૮ના અકમા પ્રકટ થયેલો અજલિ લેખ

સ્ત્રીઓને, જડ ઘાલી ગયેલી, ઘરમા ગોંધી રાખનારી રૂઢિઓમાથી મુક્તિ અપાવનાર, તેને પુરુષ સાથે સમોવડી બનાવનાર, તેઓને સન્માનભર્યું સ્થાન અપાવનાર, તેઓને દેશ અને સમાજના કાર્યોમા નિર્ભયતાથી ભાગ લેતી બનાવનાર મહાત્મા ગાધીજી જ હતા.

રાજદ્વારી વિષયોમાં કપટ, અનીતિ અને અસત્યના આશ્રય સિવાય ન ચાલે એ સેંકડો વર્ષની માન્યતાને પોતાના ઉચ્ચ જીવન અને સિદ્ધાતોથી સક્રિય રીતે ખોટી પાડી દેશની સ્વરાજ્ય અને સ્વતંત્રતાની ચળવળમાં ચારિત્ર્ય અને પ્રામાણિકતાના હથિયારો જ વાપરનાર, અને વિશુદ્ધ ધ્યેય મેળવવા માટે ઉપાયો પણ વિશુદ્ધ હોવા જોઈએ એવો પાઠ દેશને શીખવનાર મહાત્મા ગાધીજી એક જ હતા.

અહિંસા, સત્ય, એકતા, સેવાવૃત્તિ, વિશ્વપ્રેમ, કર્તવ્યનિષ્ઠા, નિર્ભયતા અને ઈશ્વરપરાયણતાના આદર્શો આપણી સમક્ષ મૂકી, માનવીનુ જીવન ઉજ્જવલ, વિશુદ્ધ અને ધર્મનીતિયુક્ત બનાવવા અવિરત પરિશ્રમ કરનાર ગાધીજી એક જ હતા.

અનેક વર્ષો સુધી તપ કરી અસખ્ય દુખો વેઠી, તનતોડ પ્રયત્નો કરી, અને પોતાના ચારિત્ર્યપ્રભાવથી દેશને સ્વાતંત્ર્ય અપાવનાર મહાત્મા ગાધી જ હતા હજી તા ૧૫ મી ' ઓગસ્ટ ૧૯૪૭ ના સુદિવસોને પૂરા છ માસ વ્યતીત થયા નથી તેટલામા તો દુર્દૈવે ભારતને આ વિભૂતિથી અને યુગપુરુષથી વચિત કર્યું. તેમની ન પૂરાય તેવી ખોટ ભારતની જ નથી, આખી દુનિયાની છે, આપણા જ સમય પૂરતી નથી, પણ નિરવધિ કાળ સુધી, હજારો વર્ષો સુધી ન પૂરાય તેવી છે.

મહાત્માજીના અકાલ સ્વર્ગવાસથી ભારત ઉપર જે મહાન આફત આવી પડી છે તેમા પ્રભુ ઉપર શ્રદ્ધા અને દઢ મન રાખી, તેમના સત્ય, અહિંસા અને ઐક્યના મહાન આદર્શો પ્રમાણે આપણે સૌએ પોતપોતાનુ કર્તવ્ય પરિપૂર્ણ રીતે બજાવી દેશની આ તત્કાલ સેવા કરવી ઘટે આમ વર્તીશુ તો જ આપણે પૂજ્ય બાપુને ખરી અંજલિ અર્પી ગણાશે

—.o—

# સરદાર વલ્લભભાઈ પટેલ

સર સર્વપલ્લી રાધાકૃષ્ણને, થોડા સમય પૂર્વે, હિન્દી વેપારી મડળ (મુબઇ) ના સભાગૃહમા, સરદાર વલ્લભભાઈ પટેલની આરસપ્રતિમાનો અનાવરણવિધિ કર્યો હતો આ આરસપ્રતિમા પર નીચેના શબ્દો કડારેલા છે

## રાષ્ટ્રભક્ત, રાજનીતિજ્ઞ અને વ્યવહારદ્રષ્ટા.

સરદાર વલ્લભભાઈના થોડા સપર્કમા આવવાનુ મને માન મળ્યુ હતુ. પોતે જનસમુદાયના આજન્મ નાયક હતા, અને પોતાના કાર્યોથી સૌને માટે અનુકરણીય એવુ દષ્ટાત મૂકતા ગયા છે સાદી જીવનરીતિ, પોતાના સિદ્ધાતો વ્યક્ત કરવાની નિર્ભયતા, એ સિદ્ધાતોના પાલનમા દઢતા, દેશને માટે સહન કરવાની અને આત્મત્યાગ કરવાની તત્પરતા, પોતાના સમાનિત નેતા મહાત્મા ગાધીના આદેશોનુ કડક પાલન, પ્રત્યેક પરિસ્થિતિ અગે વ્યવહારુ અને રચનાત્મક વલણ, યોજક પ્રતિભા અને નિષ્ઠાવાન કાર્યકરો તથા વફાદાર અનુયાયીઓને આકર્ષવાની ને કામે લગાડવાની શક્તિ—એ સરદારશ્રીના જીવનને અકિત કરતા કેટલાક આખે ઊડીને વળગે એવા લક્ષણો છે

આ ઉપરત સરદારશ્રી માયાળુ અને સદ્ભાવી હતા મુબઈના ભૂતપૂર્વ નગરપતિ અને મહાત્મા ગાધીજીના દૌહિત્ર સદ્ગત શ્રી મથુરાદાસ ત્રીકમજી મારા અત્યંત નિકટના મિત્ર હતા, અને સરદારશ્રીના અંતેવાસી અને એકનિષ્ઠ અનુયાયી હતા હું અને શ્રી મથુરાદાસ પરમ મિત્રો છીએ એમ સરદારશ્રી જાણતા, એટલે જ્યારે જ્યારે એમને મળવાનો અવકાશ મને સાપડતો, ત્યારે એમણે શ્રી મથુરાદાસ વિશે મને ન પૂછ્યુ હોય એવો એકે પ્રસંગ મને સાભરતો નથી.

સરદાર વલ્લભભાઈ વિચારશીલ મિત્ર હતા અને દેશના હિતને માટે જેઓ પ્રયત્ન કરતા અને બલિદાન આપતા તેમની ઉદારભાવે કદર કરતા ૧૯૪૦મા, મેં શ્રી. વાલચદ હીરાચંદના માનમા એક મોટો ભોજન

---

મૂળ અગ્રેજીમા લખાયેલા શ્રદ્ધાજલિ લેખનો ગુજરાતી અનુવાદ

સમારંભ યોજ્યો હતો, અને હિન્દી વહાણવટાના ક્ષેત્રમાં શ્રી. વાલચંદની અનુપમ સેવાઓને માનાંજલ અર્પવાનો મારો હેતુ હોઈ, એ પ્રસંગે સરદાર વલ્લભભાઇ અધ્યક્ષસ્થાન સ્વીકારે અને પ્રવચન કરે એવી મારી ખાસ ઈચ્છા હતી. તેઓશ્રી ત્યારે બારડોલી હતા. પરંતુ દેશના વહાણવટા માટે નોંધપાત્ર કાર્ય કરનાર શ્રી. વાલચંદનું સન્માન થઈ રહ્યું છે એ વિચારે તેઓ પ્રસન્ન થયા અને જરાય સંકોચ વિના એમણે સંમતિ આપી અને બારડોલીથી મુંબઈ તથા મુંબઈથી બારડોલી પાછા ફરતાં આગગાડીમાં બે રાત વિતાવવી પડે એમ હતું છતાં તેઓશ્રી એ પરિશ્રમ વેઠી મુંબઈ પધાર્યા.

એ પ્રસંગે એમણે જે પ્રવચન કર્યું હતું તે પરથી દેશને માટે એમને કેવો અગાધ પ્રેમ હતો તે વ્યક્ત થાય છે. એમના કેટલાક શબ્દો તો સાચી ભવિષ્યવાણી જેવા જ હતા. તેઓશ્રીએ કહ્યું હતું :

'રાષ્ટ્રીય વહાણવટા અંગેની મારી ઊંડી લાગણીઓ વિશે શ્રી પ્રાણલાલે પોતાના પ્રવચનમાં ઉલ્લેખ કર્યો છે. આજની દુનિયામાં, કોઈ પણ દેશ, એને પોતીકું સ્વતંત્ર બંદર ન હોય તો, સ્વતંત્ર દેશ તરીકે પોતાનું અસ્તિત્વ કે વેપાર ચલાવી શકે નહીં. આપણા દેશની ત્રણ બાજુએ દરિયાનાં પાણી છે. એની ચોથી બાજુએ પર્વતોની હાર છે. આપણો દેશ આમ એક બાજુ સિવાય બધી બાજુએ દરિયાથી વીંટળાયેલો છે એ હકીકત હોવા છતાં, આપણા પોતાના કહી શકીએ એવા એક નાનકડા ખૂણા પર, કાંઠા પરના જમીનના એક નાનકડા પટા પર પણ આપણે દાવો ન કરી શકીએ એવી માનભંગ કરનારી સ્થિતિ આપણે કેમ સહન કરી લઈએ?

આપણા આ દરિયાને તેઓ હિન્દી મહાસાગરને નામે ઓળખાવે છે. પરંતુ એ મહાસાગર હિન્દી નથી, કારણ એના પર હિન્દની માલિકી નથી। હકીકત એ છે કે, આપણી ભૂમિની માફક આપણા દરિયા પણ આપણે પરદેશીને ત્યાં ગીરો મૂક્યા છે. આ વિશાળ ભૂમિમાંનું કે આ વિપુલ દરિયાઓમાંનું કશું જ આપણું નથી. આ દરિયા પરનું આપણું વર્ચસ્ પાછું મેળવવાની લડતના મહાન ઇતિહાસનો તમારે પરિચય મેળવવો હોય તો સિંધિયા કંપનીના ઇતિહાસ પર નજર માત્ર કરવી પૂરતી છે. હિન્દ સ્વતંત્ર દેશ હોત તો સિંધિયા કંપનીના પ્રમુખે, લૉર્ડ ઈન્ચકેપને તો આ પૂર્વે ક્યારનોય પોતાના નાનકડા ગજવામાં મૂકી દીધો હોત। એ આપણી તાકાત છે. એ માટે આપણી પૂરતી હિંમત છે, પરંતુ દુર્ભાગ્યે આપણે આપણી સ્વતંત્રતા ગુમાવી છે.

હકીકતમા, હિન્દ જે ઘડીએ જરાક સરખી સ્વતત્રતાની ઇચ્છા કરે તે જ ઘડીએ બ્રિટનો જબરજસ્ત સંરક્ષણની માગણી કરવાના. વાઘને ઘેટા સામે સરક્ષણની જરૂર લાગે અથવા રાક્ષસને નાના વામન સામે સરક્ષણની જરૂર લાગે તો તે આના કરતા વધુ મૂર્ખાઈભર્યું ન ગણાય

બ્રિટનને ગર્વ છે, કારણ બ્રિટન તો દરિયાની રાણી છે। એનો કોઈ કવિ ગાઈ ગયો છે કે Britannia rules the waves–બ્રિટાનિયાનુ દરિયાના મોજા પર રાજ ચાલે છે હા, દરિયાના ખુદ પાણી પર બ્રિટનનો અકુશ છે આપણો ઈતિહાસ તો લકાના રાવણના જમાનાથી પોકારીને કહે છે કે માણસનુ પતન થવાનુ હોય ત્યારે એનુ ગર્વખડન થાય જ છે હિન્દ આજે ઇગ્લેડના ગર્વને પડકાર કરે છે. પરમાત્મા ગર્વિષ્ઠ માણસોને હમેશ એમ ગાચે સ્થાને પહોચાડે જ છે

આજે દુનિયા આપત્તિઓના મોજા પર અથડાય છે ક્યારે એ અતલ તળિયે જઈને પડશે તે કોણ કહી શકે એમ છે? આજે દુનિયા પર્વતની ટોચ પર લટકી રહી છે ક્યારે એ ત્યાથી તૂટી પડશે અને ખીણના પથરાળ તળિયે ભુક્કા થઈને ભાગી પડશે તે કોણ કહી શકે એમ છે? આ લડાઈનુ પરિણામ શુ આવશે તેનુ ભાવી ચોક્કસ રીતે કોઈ ભાખી શકે એમ નથી

હિન્દ પાસે લડાઇના હથિયાર નથી, ને કોઈ જોડે લડવાનો હિન્દનો ઇરાદો નથી અમને તો અમારુ જે હતુ તે પાછુ જોઈએ છે હિન્દનો દરેક માણસ વિશ્વબધુત્વમા માને છે હિન્દીઓ કોઈ પર આક્રમણ કરવા માગતા નથી, પરતુ પોતાના ઘરનુ રક્ષણ તો એણે જરૂર કરવુ જોઈએ અમે હિન્દીઓ જો અમારા પોતાના વેપાર અને વાણિજ્યનુ અને પોતાના રાષ્ટ્રીય વહાણવટાનુ રક્ષણ પણ ન કરી શકીએ તો આ ભૂમિમા અમે જીવવાને લાયક નથી.

અમે બોલીને બગાડતા નથી, પણ અમે ભૂતકાળને ભૂલી તો નહી જ જઈએ જો એ ભૂલી જઈએ તો અમારુ સાચુ સ્થાન દરિયાને તળિયે હોય આપઘાત સિવાય બીજા કશાને લાયક અમે ન રહીએ દુનિયામા અમારી આસપાસ શુ ચાલી રહ્યુ છે તે હવે વધુ સમય મૂગામૂગા જોયા કરવાનુ અમારાથી નહી બને જે ઊડા જખમ પોતાને પડ્યા છે ને જે એને મૃત્યુ તરફ ધકેલી રહ્યા છે તેને હિન્દ કેમ ભૂલી શકે? દુનિયાના દરિયામા પોતાનુ વાજબી સ્થાન મેળવવાનો હિન્દનો નિર્ધાર છે અને એ સ્થાન માટે લડી લેવા પણ હિન્દ તૈયાર છે

અહીં ભેગા થયેલા આપ સૌ, મુબઈના નાગરિકો અને વ્યાપારના મહારથીઓ, તમે આ શહેરનુ નાક છો, અને તમે આ શ્રી વાલચદને અભિનદન આપવા અત્રે ભેગા થયા છો આ દેશમા આવા સ્વતત્ર રાષ્ટ્રીય વહાણવટાની તાત્કાલિક જરૂરત તમને સૌને જણાઈ છે.

જમાનાની ચાલ સમજનારાઓ માટે, હિન્દનો કાંઠો છોડીને વર્જો આપી જવાનો આનાથી વધુ સારો સમય નહી આવે એ કહેવાની ભાગ્યે જ જરૂર છે એ પગલુ હમણા જ ભરવુ એ ખરેખર તો એમના જ લાભમા છે આ બાબતમા આપણો માર્ગ હમણાથી જ ખુલ્લો રાખવો એમા જ એમનુ હિત છે એમ નહી થાય તો, જે અમારુ પોતાનુ છે તે પાછુ મેળવવાના રસ્તા લેતા અમને આવડે છે એમા શક નથી ’ (ખૂબ તાળીઓ)

મહાત્મા ગાંધીજીએ અને સરદાર વલ્લભભાઈએ પોતાની વ્યવહારુ અને વાસ્તવવાદી દષ્ટિથી તથા માયાળુ રીતભાતથી, વેપારી કોમને, મહત્ત્વની વેપારી સસ્થાઓને અને ઔદ્યોગિક સસ્થાઓને કોંગ્રેસ પ્રત્યે આકર્ષી હતી અને રાષ્ટ્રના હિતાર્થે તેમની પાસે કામ લીધુ હતુ ૧૯૪૪મા, હુ પ્રથમ વાર હિન્દી વેપારી મડળનો પ્રમુખ હતો, ત્યારે આપણા કોંગ્રેસ નેતાઓ કારાગારમા હતા એ મડળની ત્રૈમાસિક અને બીજી સભાઓમાં મારાં વ્યાખ્યાનોનો સૂર ઘણો રાષ્ટ્રવાદી હતો. વિદેશી સરકારના કાર્યો અને એની નીતિની ઉગ્ર ટીકા કરવાનો તથા વિરોધ કરવાનો મને પ્રસગ આવતો. મારા થોડાક મિત્રો મજાકમા મને કહેતા કે, ‘રાજકર્તાઓ સામે આવુ ઉઘાડે છોગે બોલીબોલીને, સરનો ઇલકાબ મેળવવાની કોઈ પણ તક જો હોય તો તેને તમે પૂરેપૂરી ખોઈ નાખી છે!’ મને ‘સર’ બનવાની કદી આકાક્ષા થઈ નહોતી અને એ માટે મેં કદી પ્રયત્ન કર્યા નહોતા એટલે એમની વાતથી મને રમૂજ મળતી. પરંતુ મને જાણવા મળ્યુ કે મહાત્મા ગાધી કે જેઓ યરવડા જેલમા હતા અને સરદાર વલ્લભભાઈ જેઓ અહમદનગર જેલમા બીજા નેતાઓ સાથે હતા, તેમને બેઉને મારા પ્રવચનોથી ખૂબ આનંદ થયો છે, ત્યારે એ વાતનો મને પણ ખૂબ સતોષ થયો હિન્દી વેપારી મડળનુ માનદ સભ્યપદ સ્વીકારીને મહાત્મા ગાધીએ એનુ ગૌરવ કર્યું હતુ અને સરદાર વલ્લભભાઈ પણ એ સસ્થાના માનનીય શુભેચ્છક હતા. ૧૯૩૯મા ચર્ચગેટ સ્ટેશનની સામે, મડળના સુદર મકાનનુ સરદારશ્રીને વરદ હસ્તે જ ઉદ્ઘાટન થયુ હતુ આમ છતા મડળની ચૂટણીઓ અને એના કાર્યમા હસ્તક્ષેપ કરવાની એમણે ના પાડી હતી, પરતુ હિન્દી વેપારી મડળ રાષ્ટ્રભાવનાથી પ્રેરાયેલી સસ્થા હોઈ, સરદારશ્રીના મમત્વ તથા આશીર્વાદની એ હમેશ અધિકારી બની છે

## વજ્ર અને કુસુમ શા

સરદારશ્રી, પંડિત જવાહરલાલ નહેરુ કરતા રાજકારણને ક્ષેત્રે ઘણા જૂના કાર્યકર છે એ તો જાણીતું છે, પણ મહાત્મા ગાંધીએ એવી ઈચ્છા અને નિર્ણય વ્યક્ત કર્યાં કે પંડિત જવાહરલાલ પોતાના રાજકીય વારસ બને ત્યારે સરદારશ્રીએ તેમા જરાય આનાકાની વિના સંમતિ આપી અને પોતાના જીવનના અંતિમ દિવસો સુધી, પંડિત નહેરુને પડખે રહીને, અત્યંત નિષ્ઠાપૂર્વક કામ કર્યું. દેશ પ્રત્યેની ભક્તિનું, વફાદારીનું ને દૃઢતાનું એ એક ઉજ્જવલ અને ઉત્કૃષ્ટ દૃષ્ટાંત હતુ. વિદેશી સત્તાની ધૂંસરી સામે અજેય સંકલ્પ-શક્તિના, હિંમતના અને કાર્યપરાયણતાના અપ્રતિમ યોદ્ધા તરીકે જાણીતા સરદારશ્રી, મુત્સદ્દીપણું, વિવેકબુદ્ધિ, અદલ ઈન્સાફ, દૂરંદેશી અને ધીરજ જેવા, એક શક્તિશાળી અને સફળ વહીવટકર્તાના સર્વ ગુણોથી વિભૂષિત હતા. નાણાની બાબતમા જ નહીં પરંતુ અધિકાર અને આશ્રયદાનની બાબતમા પણ એમની ઉચ્ચ પ્રામાણિકતા સૌના આદર અને પ્રશંસા માગી લેતી પોતાના વિરોધીઓ અને એક કાળે જેઓ શત્રુઓ હતા તેઓના સાચા કાર્યનો તેઓ હમેશ સ્વીકાર કરતા અને તે કદી ભૂલતા નહીં આ સદ્‌ગુણથી તેઓ 'નરોત્તમ'ની કોટિમા આવી જતા. ઉપરથી નઠોર, કઠોર અને ખડક જેવા દૃઢ દેખાતા સરદાર વલ્લભભાઈનું હૃદય સોના જેવુ હતુ અને એમનું વ્યક્તિત્વ સંસ્કૃત મહાકવિ ભવભૂતિની એક પંક્તિમા વર્ણવાયુ છે તેવુ જ હતુ:
वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि ।

## રાષ્ટ્રના વિશ્વકર્મા

ફરજ, સિદ્ધાંતો અને પ્રતિજ્ઞાના પાલનમા તેઓ પોલાદ જેવા મજબૂત હતા, છતા માનવીઓ સાથેના સંબંધમા તેમનુ હૃદય ગુલાબની પાંદડીઓ જેવી કોમળતા દર્શાવતુ. તેઓશ્રી ઉદારચિત્ત રાજનેતા હતા, શિસ્તબદ્ધ અનુયાયી હતા, માયાળુ મિત્ર હતા અને નિર્ભય છતા દાનાદિલ શત્રુ હતા તેઓ શબ્દોના આડંબરમા નહી પરંતુ કર્તવ્યમા માનતા. તેઓ તો વિશ્વકર્મા હતા, અને નક્કર ભૂમિ પર દૃઢતાથી ચરણો ટેકવીને તેમણે રાષ્ટ્રનું ઘડતર કરવાનો પ્રયાસ કર્યો

હતો એમણે હિન્દને સ્વતંત્ર કરવાના યજ્ઞમાં ભાગ લીધો અને હિન્દને સ્વતંત્રતા મળી ત્યારે તેને સંગઠિત બનાવવા અને એ સ્વતંત્રતા ટકાવી રાખે એવું એને શક્તિશાળી બનાવવા ભગીરથ જહેમત ઉઠાવી. એમનો અંતકાળ નજીક છે એવી તબીબોએ એમને ચેતવણી આપી હતી, છતા અવિરતપણે એ તો કાર્ય કર્યે જ જતા, કારણ આપણા સ્વાતંત્ર્યને દૃઢ કરવાનો એમનો મનસૂબો હતો. આપણા દેશનો મુક્તિઇતિહાસ લખાશે ત્યારે, સરદાર વલ્લભભાઈ પટેલનુ નામ, મહાત્મા ગાધી, લોકમાન્ય તિલક, પં. મોતીલાલ નહેરુ અને દેશબધુ ચિત્તરજન દાસનાં શુભ નામોની સાથેસાથે જ દેશની



## શાળાસમારંભમાં



એસ્પ્લેનેડ હાઈસ્કૂલના, તા ૨૧–૩–૧૯૪૮ ને દિને કૅપિટોલ થિયેટર હૉલમા યોજાયેલા વાર્ષિક સમારંભને પ્રસંગે શ્રી પુરોહિત, પ્રિન્સિપાલ શ્રી સી યુ દેસાઈ અને શ્રી કે બી. બિલિમોરિયા, શ્રી પ્રાણલાલભાઈ, શ્રી બી એન વકીલ અને બીજાંઓ

# મારા શાળાજીવનનાં થોડાં સંસ્મરણો

શાળાના સુવર્ણ મહોત્સવના પ્રસંગની સ્મૃતિ અર્થે પ્રસિદ્ધ થનારા અંક માટે એકાદ લેખ લખી મોકલવાની એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલના સયુક્ત પ્રિન્સિપાલો શ્રી કે. બી. બિલિમોરિયા અને શ્રી સી યુ. દેસાઈએ માગણી કરી, અને તે રીતે આ લેખ લખવાની મને તક મળી.

હુ એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલનો ભૂતપૂર્વ વિદ્યાર્થી છુ. આજને અવસરે, આ વિદ્યામદિરમા જે થોડા વર્ષો મે ગાળ્યા હતા, તેના થોડા સુખદાયક અને દીર્ઘજીવી પ્રસગો સ્વાભાવિક રીતે જ સ્મરણે ચડે છે.

સને ૧૯૦૩ મા હુ અંગ્રેજી પહેલા ધોરણમા દાખલ થયો અને ૧૯૧૦ મા આ શાળામાથી મેટ્રિકની પરીક્ષા પસાર કરી. તે સાતઆઠ વર્ષો કેવળ જુદી જુદી પરીક્ષાઓના અભ્યાસક્રમની તૈયારીના જ વર્ષો નહોતા પણ તે કાળ દરમિયાન મારૂં ચારિત્ર્ય પણ ઘડાયુ. મારા જીવનઘડતરમા ઘરમાથી તથા માતાપિતા અને વડીલો પાસેથી મળેલા શિક્ષણ અને સસ્કારો ઉપરાત શાળાજીવન દરમિયાન મળેલી તાલીમ અને મારા ચિત્ત પર પડેલા સંસ્કારો તથા મે અપનાવેલી ટેવોની અસર ઓછી નથી તે મધુર વર્ષોના થોડા સુખદ સસ્મરણો અત્રે રજૂ કરુ તો તે અનુચિત નહિ લાગે એમ માનુ છુ

શ્રી એન બી. લશ્કરી અને શ્રી એચ પી. પાવરી શાળાના સયુક્ત સસ્થાપકો અને પ્રિન્સિપાલો હતા. તેમને મારા પિતાશ્રી ઓળખતા હતા તેમણે મને શ્રી લશ્કરી પાસે, પોતાના મત્રી સાથે, શાળામા દાખલ કરાવવા મોકલ્યો ગુજરાતી ચાર ધોરણ સુધીનો અભ્યાસ ઘરે જ ખાનગી શિક્ષકના હાથ નીચે મે કર્યો હતો એટલે મને અગ્રેજી પહેલા ધોરણમા દાખલ કરવામા આવ્યો. શ્રી જે જે પસ્તાકિયા અમારા વર્ગશિક્ષક હતા. તેઓ આકર્ષક વ્યક્તિત્વ ધરાવતા હતા. દેખાવે ઊંચા અને સ્વભાવે આનદી હતા. પોતાના માયાળુ સ્વભાવને કારણે વિદ્યાર્થીઓમા તેઓ ખૂબ પ્રિય હતા ઘણા જ

---

એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલના સુવર્ણ મહોત્સવ પ્રસગે પ્રસિદ્ધ થયેલા સ્મૃતિઅંક (૧૯૪૮) મા મૂળ અગ્રેજીમા પ્રગટ થયેલો લેખ.

હેતથી તેમણે મને પડખે લીધો. તેઓ વિદ્યાર્થીઓને આનદ પડે એવી રસપ્રદ વાર્તાઓ કહેતા, અને તેથી જુનિયર અને સિનિયર બંને વર્ગોના પચાસ–સાઠ વિદ્યાર્થીઓમા દરેકનો પ્રેમ તેમણે જીતી લીધો હતો. હુ તેમને કદી ભૂલી શકુ એમ નથી, કારણ મે શાળા છોડી ત્યારપછીયે ઘણા વર્ષો સુધી તેઓના અવસાન પર્યંત અમે મિત્રો રહ્યા હતા મને હમેશા લાગ્યુ છે કે માધ્યમિક શાળામા તાજા દાખલ થનાર વિદ્યાર્થી માટે તેઓ સાચી પદ્ધતિના શિક્ષક હતા.

નિશાળમા હુ કાઈક અંશે ભીરુ છોકરો હતો મારુ લેસન મને બરાબર આવડતુ અને અઠવાડિક નંબર પણ દસની અદર રાખતો, છતા પહેલા ધોરણમા હુ ચડ્યો ત્યારપછી જ વ્યવસ્થિત રીતે મુખ્ય વિદ્યાર્થી તથા વર્ગનો મોનિટર બન્યો અને છેવટ સુધી એ પદે રહ્યો આજે એ વાત આનંદ અને ગૌરવ સાથે હુ સભારુ છુ. છમાસિક પરીક્ષાઓમા વિશેષતા બતાવનાર વિદ્યાર્થીઓને અમારી શાળા ઇનામો આપતી હતી અને પહેલા ધોરણથી છેવટ સુધી દરેક વર્ગમા અને દરેક સત્રમા હુ એક કે વધારે ઇનામો પ્રાપ્ત કરવા ભાગ્યશાળી નીવડેલો. આજે એ રીતે મેળવેલા પચાસેક પુસ્તકો મારા પુસ્તકાલયમાં છે. અને એને હુ મારા અત્યત મૂલ્યવાન સંગ્રહ તરીકે જાળવી રહ્યો છુ.

હુ ત્રીજા ધોરણમા આવ્યો ત્યારે શ્રી એસ ડી. ચદાના અમારા શિક્ષક હતા. તેઓ પોતાના વર્તનની સખતાઈ માટે જાણીતા હતા. શિસ્તપાલનમા જરા પણ ભગ તેઓ નહી ચલાવી લે એમ વિદ્યાર્થીઓ જાણુતા. તેઓ બહારથી કડક જણાતા પણ હૃદયના ઘણા જ માયાળુ હતા સ્વચ્છતા, નિયમિતતા અને સારા અક્ષરો માટે તેઓ ખૂબ આગ્રહ રાખતા એમના પોતાના અક્ષરો પણ મોતીના દાણા જેવા હતા. એમના હાથ નીચે રહીને મે ઘણી સારી ટેવો કેળવી હતી.

અગ્રેજી ચોથા ધોરણમા હુ આવ્યો ત્યારે શ્રી બી બી. ચોકસી અમારા વર્ગશિક્ષક હતા. તેઓ જૂના તેમ જ જ્ઞાનવૃદ્ધ શિક્ષક હતા એમના

હાથ નીચે ખુદ અમારા હેડમાસ્તર શ્રી લશ્કરીએ પણ શિક્ષણ લીધું હતું. નબળા તેમ જ હોશિયાર વિદ્યાર્થીઓએ સખત મહેનત કરવી જોઈએ એમ તેઓ ઇચ્છતા. બીજા વિદ્યાર્થીઓ જેટલું સખત કામ કરતા અને વાચના તેટલું હું નહોતો કરતો એવી મારી સામે એમની ફરિયાદ હતી.

તેમણે એક દિવસ મને કહ્યું, 'તું હોશિયાર છોકરો છે એનો અર્થ એ નહિ કે તારે આળસુ બનવું જોઈએ. તું હોશિયાર હોય તો તારે સારું પરિણામ લાવવું જોઈએ, એટલું જ નહિ પણ તારી હોશિયારી અને બુદ્ધિને શોભે તેવું કામ તારે કરી દેખાડવું જોઈએ. મહેનતમાં કચાશને કારણે જો તું પાછો પડશે તો તે હું કદી ચલાવી લઈશ નહીં.' એમણે મને ચેતવ્યો. મને ઘણું જ માઠું લાગ્યું. નીચલા વર્ગોમાં જેમના હાથ નીચે હું ભણ્યો હતો એ બધા જ શિક્ષકોનો અને પ્રિન્સિપાલોનો હું પ્રિય વિદ્યાર્થી હતો એથી શ્રી ચોકસીના વર્તનથી મને ઉદ્વેગ થયો, પણ તેઓ એની ચિન્તા કરે તેવા નહોતા ! આમ તો મારા અક્ષરો સારા હતા, પણ કોપીબૂક લખવાનું અને ઘરનું લેસન કરવાનું જે કામ અમારે વારાફરતી કરવું પડતું તેમાં થોડી અધીરાઈ, પૂરતી કાળજીનો અભાવ અને સમયનો પૂરો ઉપયોગ ન કરવાને કારણે, શ્રી ચોકસી મારી પાસે જે અપેક્ષા રાખતા તે હું પૂરી કરી શકતો નહીં પહેલા તો તેમણે મને સમજાવ્યો, પછી ચેતવણી આપી, સખત સૂચનાઓ પણ આપી અને તે છતાંય હું સુધર્યો નહિ એમ એમને લાગ્યું ત્યારે એક દિવસ આખા વર્ગની સમક્ષ તેમણે મારો સખત ઊધડો લીધો. હું ઘણો જ અસ્વસ્થ થઈ ગયો. પરિણામ એ આવ્યું કે, કોપીબૂક લખવામાં અને ઘરનું લેસન કરવામાં હું એથીયે ઓછો સમય ગાળવા લાગ્યો.

જાહેર રીતે ઠપકો આપ્યા બાદ પણ, પોતાના ધોરણ મુજબનું મારું લખાણ એમણે ન જોયું ત્યારે બીજા વિદ્યાર્થીઓની સરખામણીમાં ખરેખર તો જે લખાણ માટે મને ચૌદપંદર માર્ક સહેજે મળવા જોઈએ, તેને બદલે તેમણે મને 'ઝીરો' આપ્યો. આટલું બસ ન હોય તેમ મને ટેબલ પાસે બોલાવી ઊભો રાખ્યો અને હું તેમની ચેતવણી નહીં ગણકારું તો મારાં આંગળાના બધા હાડકાં ભાંગી નાખવાની ધમકી આપી ! તેમણે

કહ્યું, 'આ એક આળસુ છોકરો છે. ઇશ્વરે એને સારા અક્ષરો લખવાની શક્તિ આપી છે પણ એ સારા અક્ષરો લખતો નથી. મારે તેને સખત શિક્ષા કરવી પડશે અને 'ટાસ્ક કલાસ'મા બેસાડી સો વખત કોપીબૂક ઘુંટાવવી પડશે.' હુ ગુસ્સાથી લાલપીળો થઈ ગયો અને રડવા લાગ્યો છતા એમણે સહાનુભૂતિ ન દર્શાવી. એક બે દિવસ બાદ વર્ગ છૂટ્યા પછી શ્રી ચોકસીએ મને બોલાવ્યો અને કહ્યું, 'ઘણાને આશ્ચર્ય થતુ હશે કે નિશાળના એક સારામા સારા છોકરા સાથે હુ આમ કેમ વર્તુ છુ, પણ યાદ રાખ, એક દિવસ તુ મહાન માણસ બનવાનો છે. તારી સાથે કડક હાથે કામ લઈ તારી આ અધીરાઈ અને તારુ આળસ શાળાજીવન દરમિયાન જ કોઇ નહિ દૂર કરાવે અને તારા મગજમા નહિ ઠસાવે કે, ઈશ્વરે જેને વધુ હોશિયારી અને શક્તિ આપ્યા છે તેણે વધુ સારું પરિણામ લાવવુ જોઈએ, તો આ ખરાબ ટેવો તારી પાછલી જિંદગીમા પણ તને સતાવશે. અત્યારે મારા કડક શબ્દો તને નહિ રુચે પણ એટલુ ચોક્કસ છે કે જ્યારે તુ ઘરડો અને મોટો થઈશ ત્યારે તુ મને યાદ કરશે.'

આ પ્રસંગે અને તેમના આ શબ્દોએ મારા મન પર ઊંડી અસર કરી હુ નથી ધારતો કે હુ 'મોટો' બન્યો છુ પણ અત્યારે હુ વૃદ્ધ થયો છુ, ત્યારે એમની આર્ષવાણી ખરી પડતી હોય એમ લાગે છે તેમણે જે યોગ્ય રસ્તો બતાવ્યો તે હુ કદી ભૂલી નહિ શકુ. તેમની ચેતવણીએ છેવટ સુધી મારા મન પર જે છાપ પાડી છે, તે પ્રમાણે ચાલવાનો હુ હમેશા પ્રયત્ન કરતો રહ્યો છુ. કોઈપણ વિદ્યાર્થીને નિરુત્સાહી કે પ્રમાદી બનતો જોતા કે તુરત તેઓ સખત રીતે કામ લેતા મારે પક્ષે એ વાતનો મારે સ્વીકાર કરવો જોઈએ કે દરેક કામ ચોકસાઈથી અને યથાર્થ રીતે કરવાનુ શિક્ષણ તો મે એમની પાસેથી જ મેળવ્યુ છે આજે જો હુ નિરુત્સાહ કે બેદરકારીથી મુક્ત રહ્યો હોઉ તો તેનો જશ જે વેળા મારું ચારિત્ર્ય ઘડાતુ હતુ તે વેળા તેમણે આપેલી સોના જેવી સલાહને જ ઘટે છે.

હાઈસ્કૂલમા અંગ્રેજી ચોથા ધોરણમા 'સેકન્ડ લેંગ્વેજ'નો વિષય ઉમેરાયો. સ્વાભાવિક રીતે જ મે સંસ્કૃત વિષય લીધો અને તે શીખવનાર

શ્રી દેસાઈ ઘણા સારા શિક્ષક હતા. અંગ્રેજી પાંચમા ધોરણમાં તેઓ અમારા ગણિતશિક્ષક પણ હતા. સામાન્ય રીતે વિદ્યાર્થીઓને અઘરા લાગતા આ બે વિષયો તેમના હાથ નીચે શીખવા એ એક લહાવો હતો. તેઓ રમતાંરમતા અને અમને રસ પડે એ રીતે શીખવતા. તેમણે મને વાંચવાની પ્રેરણા આપી એટલું જ નહિ પણ મને સમજાવ્યું કે જેણે નામના કાઢવી હોય તેણે પોતે વધુ હોશિયાર હોય તોય સારી રીતે ભણવું તો જોઈએ જ.

જ્યારે હું અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં આવ્યો ત્યારે અમારા શિક્ષક શ્રી એમ. એ. શેઠના હતા. તેઓ એમ. એ હતા અને ઇતિહાસ અને સાહિત્યના સારા અભ્યાસી હતા. મેં એમની પણ પ્રીતિ સંપાદન કરી. તેમણે મને ઈતિહાસ વાંચવાની પ્રેરણા આપી અને હજુ તો હું અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં હતો ત્યાં તો મેં મેકોલેનો ઇંગ્લેંડનો ઇતિહાસ વાંચી કાઢ્યો. તેમણે મને મારા પ્રત્યેના પોતાના પ્રેમને લીધે અને મારા કામથી થયેલા સંતોષને લીધે બે પુસ્તકો ભેટ આપ્યાં. સર વોલ્ટર સ્કૉટનું 'વૂડસ્ટોક' અને ડબલ્યુ. એમ. થેકરેનું 'વેનિટી ફેર' તેમાંના 'વૂડસ્ટોક' પુસ્તકના પહેલા પાના પર તેમણે નીચેના પ્રેમભર્યા શબ્દો લખી આપ્યા હતા

"The undersigned has great pleasure and satisfaction in awarding this book (Woodstock) as a prize to his most beloved pupil, Pranlal Devkaran Desai, who on the whole is perhaps without a rival in the whole institution, and in stating that his progress was so highly creditable that the examiner thought it fit to give him cent per cent marks in History paper —M. A. Sethna, Esplanade High school, 14–7–09."

("અભ્યાસમાં આખી શાળામાં અજોડ ગણી શકાય અને જેની પ્રગતિ એટલી તો સંતોષકારક છે કે ઇતિહાસના ઉત્તરપત્રમાં સોમાંથી

સો માર્ક આપવાનુ પરીક્ષકને યોગ્ય લાગ્યુ, એવા મારા પ્રિય વિદ્યાર્થી પ્રાણુલાલ દેવકરણ દેસાઈને મારા આનંદ ને સંતોષના પ્રતીક તરીકે આ પુસ્તક ભેટ આપતાં મને આનદ થાય છે.—એમ. એ શેઠના, એસ્પ્લેનેડ હાઈસ્કૂલ, ૧૪-૭-૦૯.")

મેટ્રિકના વર્ગમા શ્રી એચ. પી. પાવરીના હાથ નીચે અંગ્રેજી શીખવાનું સદ્ભાગ્ય આનંદસહિત પ્રાપ્ત થયુ. અમારા વર્ગમાં એક પાટિયુ હતુ જેના પર રોજ તેઓ અગ્રેજી સાહિત્યમાથી ચૂટીને બોધપ્રધાન સુદર ફકરાઓ, કવિતાઓ અને કહેવતો બેત્રણ ફૂલસ્કેપ કાગળમાં લખીને મૂકતા. હુ નિયમિત રીતે તે ઉતારી લેતો. તેમના વર્ગવ્યાખ્યાનો પણ ઊંચી કક્ષાના હતા અને અગ્રેજી ભાષા અને અંગ્રેજી સાહિત્યનુ જેવુ જ્ઞાન મને મેટ્રિકમાં શ્રી પાવરીના હાથ નીચે મળ્યુ તેવુ કૉલેજજીવન દરમિયાન પણ પ્રાપ્ત નહોતુ થયુ. તેઓ જ્ઞાનના ભડાર હતા. તેમનો શબ્દભડોળ અને અગ્રેજી ભાષા પ્રત્યેનો પ્રેમ અઢળક હતો. તેઓ વિદ્યાર્થીઓમા ઝાઝું ભળતા નહોતા છતા એક માયાળુ અને ઉદારચરિત વ્યક્તિ તો તેઓ હતા જ.

શ્રી પાવરીએ મને ઘણાં પુસ્તકો ભેટ આપ્યા હતા, જેમાનુ 'મેન હુ વીન' (Men Who Win) મને હમેશા યાદ રહેશે. એમા દુનિયાના થોડા સફળ અને મહાન માનવીઓની જીવનકથા આલેખેલી છે. તેની પ્રસ્તાવના પ્રેરણા આપે એવી છે. એમા એક ઠેકાણે લખ્યુ છે, 'ઘણા માણસો પોતાના નિરર્થક અસ્તિત્વનો એ રીતે બચાવ કરતા હોય છે કે પોતાને હજુ તક મળી નથી. પણ તક ન સાપડતી હોય, તો તે સાપડે એવુ કંઈક આપણે કરવુ જોઈએ તકની રાહ જોતા બેસી જ રહીશુ તો કદાચ તક કદી આવશે જ નહીં, આપણે તકો ઊભી કરવી જોઈએ.' આ શબ્દોએ મારા પર ઊંડી છાપ પાડી એ શબ્દોએ મારી અભિલાષાને પ્રજ્વલિત કરી અને જગતમા જય પામવાની તથા સર્વ ક્ષેત્રે ચડિયાતા થવાની ઈચ્છા મારામાં નિર્માણ કરી પાવરીસાહેબ પાસેથી મળેલી તે અમૂલ્ય ભેટને તો આજે પાત્રીસ વર્ષ થઈ ગયાં પણ જે સદેશો એ પુસ્તકમા ભર્યો છે તે આજેય મારા મન સમક્ષ તગતો રહ્યો છે.

શ્રી લશ્કરી ઈતિહાસ, ભૂગોળ, ખગોળશાસ્ત્ર અને રસાયણશાસ્ત્ર શીખવતા. પરીક્ષા માટે વિદ્યાર્થીઓને સહેલાઈથી તૈયાર કરવાની એમની પાસે વિશિષ્ટ હથોટી હતી. એમની રચનાત્મકશક્તિ અને વ્યવસ્થાશક્તિનો પરિચય શાળાની દરેક પ્રવૃત્તિમાંથી મળી રહેતો. શ્રી પાવરી પાસે ખાસ કરીને મે ભાષા અને સાહિત્ય માટેનો પ્રેમ કેળવ્યો. ને વ્યવસ્થિત ટેવો તથા ઝીણીઝીણી બાબતોમાયે કાળજી રાખવાનુ શિક્ષણ શ્રી લશ્કરીએ આપ્યુ. બને પાસેથી મે એવા અનેક ગુણો અપનાવેલા જેનાથી બાળક સારો નાગરિક બની શકે બને મારા પ્રત્યે બહુ મમત્વ રાખતા. તેમની પાસેથી જેટલુ જેટલુ સારુ શીખ્યો છુ અને જીવનકાળ દરમિયાન જે મને ખૂબ કામ લાગ્યુ છે તે માટે હુ તેમનો અને એલ્ફિનસ્ટન હાઈસ્કૂલનો હમેશ માટે ઋણી રહીશ. શ્રી પાવરીનો સ્વર્ગવાસ થયે ઘણા વર્ષો થઈ ગયા છે અને શ્રી લશ્કરી નિવૃત્ત જીવન ગાળે છે તેમના મમતાળુ હૃદયમાં મારે માટે આજેયે મમત્વની લાગણી જરૂર હશે એમ હુ ધારુ છુ

મારી પોતાની વાતો જ કર્યા કરવાનો અને મારા પોતાના જ વખાણ કર્યા કરવાનો આક્ષેપ સ્વીકારી લઈનેયે આ સંસ્મરણો મે આલેખ્યા છે, કારણ એનાથી એલ્ફિનસ્ટન હાઈસ્કૂલમા તે સમયે અપાતા શિક્ષણના ઉચ્ચ ધોરણ વિશે અને શિક્ષકો અને હેડમાસ્તરો જે ઉત્તમ ગુણો કેળવવા અને શીખવવા માટે ભાર મૂકતા તે વિષે સાચો અને સ્પષ્ટ ખ્યાલ આવી શકશે શાળાનો મુદ્રાલેખ 'પર્સિવિયર' (PERSEVERE) અને હથોડાનુ ચિહ્ન છે. શાળામા પ્રવેશતા પ્રત્યેક વિદ્યાર્થીને મહાન પુરુષાર્થ ખેડવા માટે અને સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે તે પ્રેરણારૂપ બનવા જોઈએ

અત્યારના સંયુક્ત પ્રિન્સિપાલોમાના એક શ્રી કે. બી બિલિમોરિયા અને હુ શાળામા સહાધ્યાયી હતા, એટલે ત્યારથી હું તેમને ઓળખુ છુ. સારી રીતભાત માટે વિદ્યાર્થીઓને ચન્દ્રક મળતા અને તેઓ 'પ્રિન્સેપ્સ' કહેવાતા મને અને શ્રી બિલિમોરિયાને આવા ચન્દ્રક મળ્યા અને એ

ઘટનાથી સને ૧૯૦૪ મા પ્રથમ અમે એકબીજાને ઓળખતા થયા. તેઓ શાત પ્રકૃતિના માણસ છે અને પોતાના ભાગીદાર શ્રી સી યુ. દેસાઈ, જેઓ સયુક્ત પ્રિન્સિપાલ છે, તેમની સાથે રહી શાળાની મોટા ભાગની જવાબદારીઓ ઉઠાવે છે. આ બેઉ સજ્જનો આપણા દેશની ભાવિ આશા જેવા જુદી જુદી કોમના વિદ્યાર્થીઓને શિક્ષણ આપવાનુ ઉમદા અને પરોપકારી કાર્ય નિષ્ઠાપૂર્વક બજાવી રહ્યા છે.

એસ્પ્લેનેડ હાઈસ્કૂલે અવિરત સેવાના પચાસ વર્ષ પૂરાં કર્યાં છે; કોઈપણ સંસ્થા માટે એ ગર્વનો વિષય ગણાય. શાળાના વ્યવસ્થાપકોની સહાયથી અને તેમની સાથે સહકારમા રહી આ માતૃસસ્થાનો સુવર્ણ ઉત્સવ યોગ્ય રીતે ઊજવવો એ આપણી શાળાના કર્તવ્યનિષ્ઠ પુત્રોની ફરજ છે શાળાએ આ પ્રસગે નાટક, વિવિધ મનોરજન કાર્યક્રમ, પ્રદર્શન, જુદા જુદા વર્ગોની સજાવટ, રમતગમત વગેરે ભરચક કાર્યક્રમ યોજ્યો છે. શાળાને નવેસરથી સજાવવાની પણ વ્યવસ્થાપકોએ વિચારણા કરી છે આ બધા માટે નાણાની મોટી રકમ જોઈએ. આપણી શાળાના સર્વ ભૂતપૂર્વ વિદ્યાર્થીઓને હુ આથી આગ્રહપૂર્વક અરજ કરું છુ કે તેઓ શાળાના મહોત્સવભડોળમા ઉદારતાથી પોતાનો ફાળો આપે અને આ મંગળ પ્રસંગે યોજેલા વિવિધ કાર્યક્રમોમા હાજર રહી શાળાના વ્યવસ્થાપકોને ઉત્સાહિત કરે



# પ્ર વ ચ ન

◎ શ્રી અને સરસ્વતી

◎ ગુજરાતી નાટ્યશતાબ્દી

◎ ધન્ય સૌરાષ્ટ્ર ધરણી

◎ સફળતાની ચાવી

◎ વર્તમાનપત્રો

◎ જ્ઞાતિ : પાવક ગંગા

અને

◎ થોડાંક અનુભવસૂત્રો

# શ્રી અને સરસ્વતી

ચિત્રકલા વિશે હું આપને કશુંક મહત્ત્વનું કહી શકીશ એવી અપેક્ષા, આ પ્રસંગે, આપ મારી પાસે ન રાખશો એવી મારી ખાસ વિનંતિ છે. એ કલા વિશે બોલવાનો જો મને કંઈ પણ અધિકાર હોય તો તે એટલા જ કારણથી કે હું નાનપણમા અગ્રેજી શાળામા ભણતો હતો ત્યારે ડ્રૉઇંગ કરતો! મને યાદ છે કે મારા ડ્રૉઇંગથી પ્રસન્ન થઈ મારા ચિત્રશિક્ષકે મારા પિતાશ્રીને કહાવેલુ કે, આ છોકરો ડ્રૉઇંગમા આગળ વધી શકે એમ છે માટે એને ડ્રૉઇંગની એલિમેન્ટરી પરીક્ષામા બેસાડજો. મારા પિતાશ્રી તો એ વાત સાંભળીને હબકી જ ગયા. એમને થયુ કે છોકરો ચિત્રો દોરવા માંડશે તો પછી પોતાનો વેપાર કોણ સંભાળશે? અને મને એ પણ યાદ છે કે, એમણે તો સીધુ હેડમાસ્તરને જ લખી દીધુ હતુ કે પોતાના જેવા વેપારીના છોકરાને ચિત્રો ચીતરવાં પોસાય નહીં; એને નિશાળે 'ભણવા' માટે મૂક્યો છે, ચીતરવા માટે નહીં, એટલે કૃપા કરી એને અવળે રવાડે ચડાવશો નહીં!

આ મારી કથા હોઈ, હું કશુ વિશિષ્ટ ન કહી શકુ તો એમા મારો દોષ જોશો નહીં. છતાય ઊંડેઊંડે શોખ રહી ગયેલો તે ચિત્રોના આલ્બમો, ચિત્રો, ચિત્રકલા વિશેના પુસ્તકો ઇત્યાદિ વસાવી આ દેશની અને વિદેશની ચિત્રકલાનો થોડોક અભ્યાસ કરેલો. પરંતુ મેં જોયુ કે વેપાર ખેડવો અને આ શોખ પોસવો એ બે વાત સાથે બને એમ નથી એટલે મેં મારો ચિત્રસંગ્રહ અને ચિત્રકલા વિશેના સુંદર પુસ્તકો મિત્રોને વહેંચી આપ્યાં!

આજે મને મારી એ ભૂલ સાલે છે.

હું માનું છું કે, કોઈ પણ પ્રવૃત્તિમાં કલાને સ્થાન છે જ. વેપાર-વાણિજ્ય કરનારાઓને કલા પ્રત્યે આડવેર નથી જ, અને ન હોવું જોઈએ.

---

ભારત કલા મંડળ (અમદાવાદ) ને ઉપક્રમે યોજાયેલા ચિત્રપ્રદર્શનના ઉદ્ઘાટન-પ્રસંગે. ૧૫ મી ઑક્ટોબર ૧૯૪૫.

તેઓ પણ કલામા પૂરતો રસ લઈ શકે છે અને એમણે લેવો જ જોઈએ અમદાવાદ તો વેપારવાણિજ્યમાં બહુ કાબેલ છે, અને આનંદની વાત છે કે તેના ઉદ્યોગપતિઓએ ચિત્રકલાનુ મહત્ત્વ પ્રમાણ્યુ છે અહીંની વિજય મિલ્સ, જેનો હુ એક ડાયરેક્ટર છુ તેની મુલાકાતે હુ ગયેલો ત્યારે એક ચિત્રકારભાઈનો મને પરિચય કરાવવામા આવેલો. શ્રી રવિશંકર રાવળના એ શિષ્ય હતા. જે સુંદર કિનારીઓ અને આકૃતિઓ અમદાવાદની મિલોમાં તૈયાર થતા કાપડ પર આપણે જોઈએ છીએ તે પ્રથમ તો આવા ચિત્રકારોને હાથેજ તૈયાર થાય છે. આમ આપણા કલાકારોએ આપણા મિલઉદ્યોગને પણ કલામય બનાવ્યો છે.

જીવનમા પણ આપણે એજ પ્રકારે કલાનુ મહત્ત્વ સ્વીકારવુ ઘટે

મને ખરેખર આનદ થાય છે કે ગુજરાતની આ પાટનગરી કલાની ઉપાસનામા આજે બીજા કોઈ પણ પ્રાતની કેવળ સાથે નહીં, પણ સૌથી આગલી હરોળમા ઊભી રહી શકે તેટલી સમૃદ્ધ થઈ છે, અને તેનો જશ શ્રી રવિશંકર રાવળની સતત સેવાવૃત્તિને છે.

કહેવાય છે કે શ્રી અને સરસ્વતી ભેગા રહી શકતા નથી કોઈની પ્રશસા કરવી હોય ત્યારેજ આપણે એ વ્યક્તિમા શ્રી અને સરસ્વતીનો વિરલ યોગ સાધીએ છીએ. તે વેળા શ્રીનો અભિપ્રેત અર્થ લક્ષ્મી હોય છે. હું **શ્રીનો અર્થ સૌન્દર્ય, શોભા કે કલા કરુ છું, અને તેથી જ જીવન ભર્યુંભર્યું બનાવવા માટે શ્રી અને સરસ્વતીનો યોગ કર્યા વિના ચાલશે નહીં એમ કહું છું. જીવનમાં સૌન્દર્ય ન હોય, કલા ન હોય કે શોભા ન હોય તો જીવનમાં બીજી ગમે તે સિદ્ધિ મળે તેનો અર્થ શો છે? અને આ નિસર્ગદત્ત કલાની શક્તિ સરસ્વતીને યોગે જ ખીલે છે, એ પણ ન ભૂલવું જોઈએ.** આ માટે આપણો સૌનો પુરુષાર્થ એજ હોઈ શકે · શ્રી અને સરસ્વતીનો વિરલ ગણાતો યોગ આપણે જીવન માટે સહજ બનાવીએ.



## ગુજરાતી નાટ્યશતાબ્દીમહોત્સવને પ્રસંગે



અધ્યક્ષસ્થાનેથી પ્રવચન કરતા શ્રી પ્રાણુલાલભાઈ—રંગમંચ પર : સર હરસિદ્ધભાઈ દિવેટિયા, શ્રી કનૈયાલાલ મુનશી, શ્રી લીલાવતીબહેન મુનશી, શ્રી જયાવતીબહેન પ્રાણુલાલ અને બીજાંઓ
(નવેમ્બર ૧૯૫૨)

## 'ગુજરાતી નાટ્ય'નું ઉદ્‌ઘાટન

ગુજરાતી નાટ્યમંડળને ઉપક્રમે યોજાયેલા, 'ગુજરાતી નાટ્ય' માસિકના ઉદ્‌ઘાટનસમારંભમાં. જમણી બાજુથી શ્રી પ્રાણુલાલભાઈ, સર હરસિદ્ધભાઈ દિવેટિયા, અતિથિવિશેષ સાક્ષર શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈ અને સંસ્થાના મંત્રી પ્રા. મધુકર રાંદેરિયા

# ગુજરાતી નાટ્યશતાબ્દી

**માનનીય શ્રી મુનશીજી, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,**

આજના મંગળ અવસરે આપ સર્વનો સત્કાર કરતા મને બહુ આનદ થાય છે.

ચાલુ સાલમાં આપણી રંગભૂમિની સ્થાપના થયાંને સો વર્ષ પૂરા થાય છે એ પ્રસંગે નાટ્યશતાબ્દી મહોત્સવની યોજના કરવાનો વિચાર આપણા કેટલાક નાટ્યરસિક તરુણોને આવ્યો ને એ માટે એમણે વિવિધ સસ્થાઓના પ્રતિનિધિઓની એક સમિતિની રચના કરી. આ અપૂર્વ પ્રસંગને છાજે એવો સમારંભ થવો જોઈએ અને એ માટે જોઈતી સાધનસામગ્રી પણ ભેગી કરવી જોઈએ એમ લાગવાથી એ સમિતિ વિસ્તૃત બનાવવાનુ સમિતિના કાર્યવાહકોને આવશ્યક લાગ્યુ અને તેથી એ ભાઈઓ મારી પાસે આવ્યા ને એમણે આ સમિતિનુ પ્રમુખપદ લેવાની મને વિનંતિ કરી.

હુ માનુ છું કે રગભૂમિ માત્ર સાહિત્યકાર અને અભિનેતાઓની નથી. એની સફળતા જેટલી લેખક અને કલાકાર પર અવલબે છે તેટલી જ પ્રેક્ષકો પર પણ આધાર રાખે છે આપણા પ્રાચીન આલકારિકોએ રસમીમાસાના આલેખનમા સામાજિકોનો પણ ઉલ્લેખ કર્યો છે, અને રગભૂમિનો પ્રેક્ષક તો હુ છુ. આપણી પ્રાચીન તેમ જ અર્વાચીન રગભૂમિ પર રજૂ થતા નાટકોમા મે કાઈક રસ લીધો છે. આવા પ્રેમભર્યા આગ્રહથી, ફરજ સમજીને મેં તે ભાઈઓનુ કહેવુ સ્વીકાર્યું જે રગભૂમિએ વ્યવહાર અને વેપારની જાળમા ને જજાળમા ગૂચવાયેલા ઘણા જીવોને કોઇ અપૂર્વ અને અવર્ણનીય સૃષ્ટિમા લઈ જઈ અનિર્વચનીય આનદના ભોક્તા બનાવ્યા છે, જે રગભૂમિએ તેઓની કલ્પનાને ઉત્તેજિત કરી રસવૃત્તિને વિશુદ્ધ બનાવી છે, જે રગભૂમિએ તેઓની અનેક રાતો ઉજમાળી બનાવી છે, જે

---

ગુજરાતી નાટ્યશતાબ્દી મહોત્સવના, સોમવાર, તા. ૨૪ મી નવેમ્બર ૧૯૫૨ ને દિને ભારતીય વિદ્યા ભવનમા થયેલા ઉદ્‌ઘાટનવિધિને પ્રસગે મહોત્સવ સમિતિને પ્રમુખપદેથી કરેલુ પ્રવચન

રંગભૂમિએ પ્રત્યક્ષ નહીં તો પરોક્ષ રીતે પણ લક્ષ્મીના ઉપાસકને સરસ્વતીની નિસ્વાર્થ ભક્તિનો આહ્લાદ ચખાડ્યો છે, તે રંગભૂમિનું ઋણ અલ્પાંશે પણ ચૂકવવાની તેમની ફરજ છે. એ કર્તવ્યબુદ્ધિથી પ્રેરાઈને પણ એ ભાઈઓની વિનતિનો મે સ્વીકાર કર્યો.

## પ્રારંભિક પ્રયત્નો

સંસ્કૃતમાં નાટકને બહુ ઊંચુ સ્થાન મળ્યું છે. સાહિત્યની સર્વ કૃતિઓમાં કાવ્યને શિખરસ્થાને સ્થાપવામાં આવ્યું છે, ને કાવ્યમાં પણ નાટકને ઉત્તમ લેખવામાં આવ્યું છે સંસ્કૃત ભાષા ને સંસ્કૃત સાહિત્ય, એ આપણી ભાષા તથા આપણા સાહિત્યના ઉદ્‌ભવ તથા પ્રેરણાસ્થાન સમા છે એમ છતાં, જગતના કેટલાક ઉત્તમોત્તમ નાટકોના નમૂના પોતાની સામે મોજૂદ હતા તે છતા આપણા પ્રાચીન કાળના ગુજરાતી કવિઓનું લક્ષ તે તરફ પૂરતા પ્રમાણમાં નથી ગયું એમ દેખાય છે એ કાળમાં મહાભારત, રામાયણ, પુરાણ ઈત્યાદિ ગ્રંથો પરથી પ્રેરણા લઈ આપણા કવિઓએ રચના કરી છે. દશમસ્કંધનું ભાષાંતર થયું છે, રામાયણના વિવિધ કાંડો રચાયા છે, માર્કંડેય, અષ્ટાવક્ર, નળદમયંતી આદિના આખ્યાનો લખાયા છે અને કાદંબરી જેવા કઠિન ગ્રંથનું પણ, કદાચ હિંદુસ્તાનની બધી ભાષાઓમાં પહેલવહેલું ભાષાંતર પણ આપણી ભાષાને પ્રાપ્ત થયું છે એમ સંસ્કૃત સાહિત્યમાંથી ઘણું ઘણું આવ્યું પરંતુ એ સાહિત્યની અદ્‌ભુત ને અપૂર્વ સિદ્ધિ સમા નાટકોના દર્શન ઘણા સમય સુધી અલભ્ય જ ગણ્યા. એ કાળે પણ લોકાનુરંજનની પ્રવૃત્તિ ચાલતી નહીં એમ નહોતું રામલીલા અને ખાસ કરીને ભવાઈ જેવા મેળાઓ વડે લોકોની રંગભૂમિ માટેની ભૂખ સંતોષવાના પ્રયત્નો થતા

## ઉત્તરોત્તર વિકાસ

એ પછી આજે જ સો વર્ષ પૂર્વે આપણું પહેલવહેલું નાટક રંગભૂમિ પર ભજવી બતાવવામાં આવ્યું અને પછી તો આપણી રંગભૂમિ ઉત્તરોત્તર વિકાસ પામતી ગઈ. મુંબઈ, ગુજરાત તથા કાઠિયાવાડમાં જુદીજુદી મંડળીઓ સ્થપાઈ અને તેમણે પોતપોતાના કવિઓ મારફત ધાર્મિક, પૌરાણિક, સામાજિક અને ઐતિહાસિક વિષયો વિશે નાટકો લખાવી

ભજવી બતાવવા માડ્યા. આજથી ચાળીસપચાસ વર્ષ પૂર્વેનો સમય એ આપણી રંગભૂમિનો સુવર્ણયુગ હતો એમ કહી શકાય. એ સમયે અનેક નાટ્યસંસ્થાઓ જન્મી, વિકસી, ફૂલી અને ફાલી આજેય લોકો જેમના નામ યાદ કરે છે એવા અભિનેતાઓ એ કાળે પ્રકાશમા આવ્યા. સિદ્ધિ, સમૃદ્ધિ, પદવી, પ્રતિષ્ઠા એ બધુ જ આપણી રંગભૂમિને એ કાળે પૂરતા પ્રમાણમા સાપડ્યુ

## જર્જરાવસ્થાનાં ચિહ્નો

પરંતુ એ પછી चक्रनेमिक्रमेण ચાલતા કાળના ચક્રમા આપણી રંગભૂમિ પણ સપડાઈ. જાહોજલાલીનો કાળ વીતી ગયો અનેકને જિવાડનારી મડળીઓને પોતાને જીવવા માટે ફાફા મારવાનો વખત આવ્યો દુનિયાની બદલાયેલી પરિસ્થિતિ, કપરા આર્થિક સંજોગો, સિનેમાનુ આગમન, મહત્ત્વના રાજકીય પરિવર્તનો, નિરંતર વિકસતી જતી લોકરુચિ એ બધા આગળ એવે ને એવે જ સ્વરૂપે જીવવા માગતી આપણી પ્રાચીન રંગભૂમિને કેવળ જીવન ટકાવી રાખવુ એ પણ અશક્ય જેવુ લાગવા માડ્યુ આજે તો આપણી રંગભૂમિની એ જાહોજલાલી ને આબાદી એ प्रासगिकीना विषयः कथानाम् – માત્ર પ્રાસગિક વાતચીતનો વિષય બની છે આપણી રંગભૂમિને સો વર્ષ થઇ ગયા છે એમ કાળગણનાથી જ નહી, પરંતુ એનો જરાજર્જરિત, જીર્ણ અને શીર્ણ દેહ જોતા પણ તરત જણાઈ આવે છે વૃદ્ધાવસ્થાના બધા જ ચિહ્નો એની સ્થિતિ જોતા સ્પષ્ટ નજરે ચડે છે

આપણી રંગભૂમિના પૂર્ણ જાહોજલાલીના સમયમા પણ નાટકકાર તથા અભિનેતાઓને ઉચ્ચ સ્થાન કદી મળ્યુ નહોતુ એ કાળે પણ પૈસા અને પ્રતિષ્ઠા એ બને તો કેવળ કપનીના માલિકોને જ મળતા નાટ્યકારોને માત્ર પૈસા મળતા. એમના નામ પણ લોકો જાણતા નહીં, એમના નાટકો ભજવાતા, છપાતા નહી. આજે જેમ કેટલાક વાચવા માટે નાટકો લખાય છે, ભજવાતા નથી, તેમ એ કાળે ભજવવા માટે નાટકો લખાતા, વાચવા માટે નહી. લેખકના નામ જાહેર કરવામા નહોતા આવતા એટલે લોકોને લેખકના નામની ખબર પડતી નહીં. નાટકોના નામ એમને યાદ રહેતા,

પણ એનુ લખાણ—એ ગ્રંથસ્થ થયેલા ન હોવાથી એમને યાદ રહેતુ નહી. આમ નાટક ને નાટ્યકાર બન્ને વિસ્મૃતિના અંધકારમા વિલુપ્ત થઈ જતા. અભિનેતાઓને પૈસા મળતા તેટલી પ્રતિષ્ઠા મળતી નહીં. અમુક મર્યાદિત વર્તુળમા જ એમના માનગૌરવ સચવાતા, મોટા ભાગના લોકો નાટક કરનારાઓથી દૂર રહેતા. नटा विटाश्च गायका: નટ, વિટો ને ગવૈયા એ ભાડભવાયા કરતા કદાચ કાંઈક ઉચ્ચ કોટિના ગણાતા, પરંતુ સમાજમાં માન પામવા યોગ્ય તો એમને ગણવામા આવતા નહી જ. નટવો, નાચણિયો, નાટકિયો, ભવાયો ઇત્યાદિ તિરસ્કારવાચક શબ્દો એમને માટે વાપરવામા આવતા. સુશિક્ષિત જનતા નાટક જુએ ખરી, પણ એથી વિશેષ સંબંધ નાટક કરનારાઓ સાથે ન રાખે. પ્રૌઢ વિદ્વાનો ને સમર્થ સાહિત્યકારો પણ કોઈકવાર, નવરાશ હોય ને મિત્ર અથવા ખાસ કરીને પત્ની આગ્રહ કરે ને ના ન કહેવાય એમ હોય ત્યારે આવાં નાટકો જોવા જતા. એ નાટકો પણ વિવેચનક્ષમ છે, એ પણ સાહિત્યની કૃતિ છે એવો વિચાર પણ એ કાળના વિવેચકોને ભાગ્યે જ આવતો. આમ એક તરફથી સુશિક્ષિત સમાજ ને નાટકકારો વચ્ચે ભેદ પડતો ગયો ને બીજી તરફ સાહિત્યકારો ને રંગભૂમિના ઉપાસકો વચ્ચે પણ ભેદરેખા વિશાળ બનતી ગઈ. સમાજ-સુધારણાના કાર્યક્ષેત્રમા પડેલા વિચારકોને આપણી રંગભૂમિની સુધારણા એ સામાજિક સુધારણાનુ જ અંગ છે એમ ન લાગ્યુ. સહૃદય ને સુશિક્ષિત પ્રેક્ષકોને નાટકની કલાપ્રવૃત્તિમા સક્રિય રીતે ભાગ લેવો એ કલારસિકોનો સ્વાભાવિક ધર્મ છે એમ ન સમજાયુ અને આપણા શબ્દબ્રહ્મના ઉપાસકોને નાટ્યપ્રયોગ એ સરસ્વતીની આરાધનાનો જ એક પ્રકાર છે એમ ન ભાસ્યુ. સામે પક્ષે આપણી રંગભૂમિના સચાલકો એમ ન સમજી શક્યા કે બદલાતા જમાના પ્રમાણે, પલટાતી લોકરુચિ અનુસાર, ઊંચા બનતા સાહિત્યના ધોરણને અનુરૂપ એ જૂના નાટકોનુ પણ નવેસરથી નિર્માણ કરવાની આવશ્યકતા ઊભી થઈ છે. આ અને બીજાં અનેક આગંતુક કારણોને લીધે આપણી રંગભૂમિની દશા ઉત્તરોત્તર માઠી બનતી ગઈ.

### આ સાધના નિષ્ફળ નથી

આ બધુ છતા નિરાશ થવાનુ કોઈ કારણ નથી. કોઈ પણ સાધના કદાપિ નિષ્ફળ જતી નથી, તો ગુજરાતી રંગભૂમિએ સો વર્ષ સુધી આદરેલી

આ કલાસાધના પણ કેમ નિષ્ફળ જાય? માનવજીવનની ઈતર પ્રવૃત્તિઓ પેઠે એની કલાપ્રવૃત્તિઓ પણ કોઈ ને કોઈ રૂપે સદૈવ ગતિશીલ રહે છે. अत्र लुप्ता सरस्वती–આ પ્રવાહ અહીં પૂરો થઈ ગયો એમ એને માટે કહેવા વારો કદી આવતો નથી. એ પ્રવાહ ઘણી વાર દિશા બદલે છે, ક્વચિત એના જલ પ્રસન્નગંભીર દેખાય છે તો ક્વચિત ડહોળાયેલા ને મલિન ભાસે છે, કોઈવાર એનો પટ વિસ્તાર પામે છે તો કોઈકવાર અત્યંત સકુચિત પણ બની જાય છે, ક્યારેક એનો વેગ વધે છે તો ક્યારેક એની ગતિ મંદ પડે છે. પરંતુ માનવહૃદયમા પ્રકટેલો કલાનો એ પુણ્યપ્રવાહ પૂરેપૂરો વિલુપ્ત કદાપિ થતો નથી. એ દિશા બદલે છે, એના વેગમા વધારોઘટાડો થાય છે, એનો પટ સકોચ-વિસ્તાર પામે છે, એટલુ જ.

## અરુણોદયની લાલિમા

આપણી જૂની રંગભૂમિની દશા ઉત્તરોત્તર માઠી થતી જાય છે એ સાચુ, પણ જરા બારીક દૃષ્ટિથી જોનારને એ માઠી દશા મીઠી બનવાના ચિહ્ન પણ દેખાઈ આવ્યા વિના નહી રહે. આ બાજુ આકાશમા અંધકાર વધુ ને વધુ ગાઢ બનતો જાય છે તો પેલી મેર અરુણોદયની લાલિમા પણ વધારે વધારે સ્પષ્ટ બનતી જાય છે. આપણી રંગભૂમિને સમૃદ્ધ બનાવવા સારુ સુશિક્ષિત તરુણો ને તરુણીઓએ કમર કસી છે વિદ્યાર્થીઓ ને પ્રાધ્યાપકો રંગભૂમિમા સક્રિય રસ લેતા બન્યા છે. મુંબઈ, અમદાવાદ, વડોદરા, સુરત આદિ મુખ્ય મુખ્ય શહેરોમા નાટ્યપ્રયોગો કરવા વિવિધ સંસ્થાઓની સ્થાપના કરવામા આવી છે. કેટલેક સ્થળે નાટકના શાસ્ત્ર ને કલાનો રીતસર અભ્યાસ કરવાની યોજના પણ થઈ છે. આપણા લેખકો ને વિવેચકો બધા રંગભૂમિ પરત્વે ઉદાસીન વૃત્તિ રાખતા તે હવે જાગૃત થયા છે. આપણા પ્રૌઢ અને પ્રતિષ્ઠિત સાહિત્યકારો હવે ફક્ત વાચવા માટે નાટકો લખી સતોષ માનતા નથી, ભજવવા માટે નાટકોની રચના કરવા એ તત્પર બન્યા છે વિદ્વાનો ને વિવેચકો આ નવીન ઉદય પામતી રંગભૂમિનુ માર્ગદર્શન કરાવવા લાગ્યા છે, ને સામાન્ય જનસમૂહ આતુરતા-ભરી આંખે એ તરફ મીટ માડી રહ્યો છે. પહેલા સુશિક્ષિત યુવકો અને

યુવતીઓ નાટ્યપ્રયોગ કરતા ત્યારે શરૂઆતથી જ પ્રેક્ષકોની સંખ્યા ઓછી રહેતી ને પ્રયોગોની સખ્યા જેમ વધતી તેમ પ્રેક્ષકોની સંખ્યા ઘટતી જતી! આજે એ સ્થિતિ બદલાઈ છે. નાટ્યકલામા પણ વિવિધ પ્રયોગો અજમાવાઈ રહ્યા છે અને એ સૌને સામાજિકોનો સાથ મળતો રહ્યો છે. આ સર્વે આપણી રંગભૂમિના ઉજ્જવલ ભાવિના ચિહ્નો છે, એમ કહેવુ એ વધારે પડતુ નથી.

## રંગભૂમિનુ કર-ગ્રહણ

વેલની પેઠે કલા પણ આશ્રય વિના વિકસી શકતી નથી એમ એક કવિએ કહ્યું છે તે સાચુ જ છે સ્વર્ગમા પણ નાટકો ભજવાતાં ને ઈન્દ્ર સમા દેવ એને. આશ્રય આપતા એમ આપણે પ્રાચીન સંસ્કૃત ગ્રંથોમાં વાચ્યુ છે રાજામહારાજાના યુગમાં નાટ્યકલાને રાજ્યાશ્રય મળી રહેતો. હવે પ્રજાનો ને પ્રજાની સરકારનો જમાનો આવ્યો છે. હવે આપણી રંગભૂમિને પ્રજાનો ને પ્રજાકીય સરકારનો આશ્રય મળે એ જરૂરનું છે. અત્યારના ભયંકર મોંઘવારીના વખતમા આ નવોદય પામતી રંગભૂમિનો વિકાસ થાય તે માટે એની આવક વધે અને ખર્ચ ઘટે એવી કોઈ યોજના થવી જોઈએ મનોરંજન માટે લોકો કર ભરે એમા સિદ્ધાતની દૃષ્ટિએ કશું ખોટુ નથી. નાટ્યસંસ્થાઓ પાસેથી કરગ્રહણ કરવાનો સરકારને પૂરેપૂરો અધિકાર છે પરંતુ એ કરગ્રહણ માત્ર વેરો ઉઘરાવવા પૂરતું રહે એ બસ નથી. બીજા અર્થમાં પણ એ સાચું કર-ગ્રહણ થવું જોઈએ. બાલવયની આ નવીન રંગભૂમિનો કર પકડી એને આગળ વધવામાં સહાયભૂત થવુ એ જેટલો પ્રજાનો તેટલો જ પ્રજાકીય સરકારનો પણ ધર્મ છે. સરકાર જો રંગભૂમિનો કર ઝાલશે તો એ સમૃદ્ધ થતાં એની પાસેથી એને કર પણ વધતો જ મળશે. આમ સરકાર અને રંગભૂમિ એ બંને परस्परं भावयन्तः — એક બીજાને સહાય કરતાં રહેશે તો તેથી બંનેનુ શ્રેય થશે. પ્રજામાનસને વિકસાવે, એના

હૃદયનો ઉલ્લાસ કરે, એની ભાવનાને વિશુદ્ધ બનાવે અને કલાના અપૂર્વ ને પરમ આનંદનો એને સાક્ષાત્કાર કરાવે એવા નાટ્યપ્રયોગોની રચના કરવી એ રંગભૂમિનો પણ પ્રજા પ્રત્યેનો ધર્મ છે.

**શતાબ્દી અંગે યોજના**

આ મહોત્સવને અંગે અમે નાટ્યસપ્તાહની યોજના કરી છે એમા આપણી જૂની રંગભૂમિના એકમાત્ર પ્રતિનિધિ સરખી 'શ્રી દેશી નાટક સમાજ', તેમ જ 'રંગભૂમિ', 'નાટ્યભારતી', 'ઇન્ડિયન નેશનલ થિયેટર', 'શ્રી યુવક સમેલન' તથા 'ભારતીય કલાકેન્દ્ર' જેવી અદ્યતન સંસ્થાઓનો સહકાર સાંપડ્યો છે પ્રાચીન રંગભૂમિ પરથી ભજવાઈને મશહૂર બનેલા નાટકોના વિવિધ દૃશ્યોથી માંડી અર્વાચીન પાશ્ચાત્ય સાહિત્યના પ્રહસન ને કરુણાત નાટકો તેમ જ છેક અર્વાચીન યુગના પુષ્પ સરખી એકાંકી નાટિકાઓ—નાટકના સર્વ પ્રકારો આ સપ્તાહ દરમ્યાન અમે રજૂ કરવા ઇચ્છીએ છીએ.

આ ઉપરાત અમારી સમિતિ તરફથી રંગભૂમિવિષયક પ્રદર્શનની પણ યોજના કરવામા આવી છે. એમા જૂના તથા નવા નાટ્યલેખકો તથા અભિનેતાઓની છબીઓ, જૂનીનવી બધી જ નાટ્યકૃતિઓ, આપણી રંગભૂમિનો ક્રમિક વિકાસ દર્શાવે તેવી સાધનસામગ્રી ગુજરાતમાથી ભેગી કરીને પ્રદર્શનમા રજૂ કરવામા આવશે.

પરંતુ, આટલેથી આ કાર્ય પૂરું થાય છે એમ અમે માનતા નથી. આ પ્રવૃત્તિ વર્ષભર ચાલુ રહે, અને ઠીકઠીક ભંડોળ ભેગું થઈ શકે તો રંગભૂમિને સમૃદ્ધ કરવાની આપણી અભિલાષા સફળ થઈ શકશે આ માટે કોઈ કાયમી યોજના ઘડવાની જરૂર છે. મુંબઈ ઉપરાત અમદાવાદ, વડોદરા, સુરત ઇત્યાદિ જુદેજુદે સ્થળે આ શતાબ્દી મહોત્સવ ઊજવાઈ રહ્યો છે એ સર્વનુ ધ્યેય એક જ છે—આપણી રંગભૂમિનો ઉત્કર્ષ સાધવાનુ આ સમિતિના કે સમિતિ બહારના જેને જેને હૈડે આપણી રંગભૂમિનુ હિત વસ્યુ છે તે સૌ એક જ માર્ગના પ્રવાસી છે આ કે કોઈ

પણ સમિતિ આ બધો ભાર ઉપાડી લે એવો આગ્રહ રાખવો ખોટો છે. આપણે સૌએ સાથે મળીને કાર્યસિદ્ધિ સાધવાની છે. सहनाववतु सह नौ भुनक्तु सहवीर्यं करवावहै तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै એ આપણુ સનાતન સૂત્ર છે.

હવે હું આપણા માનનીય મહેમાન શ્રી મુનશીજીને આ સમારંભનું ઉદ્દ્ઘાટન કરવા વિનંતિ કરું છુ. શ્રી મુનશીજીનો પરિચય અહીં કોઈ ને કરાવવાનો હોય જ નહીં ઉત્તર પ્રદેશના નામદાર રાજપાલ તરીકે એ અહીં આવ્યા નથી, એ તો આવ્યા છે આપણામાના એક તરીકે. એમનો અતિથિ-વિશેષ તરીકે અત્યારે આપણે સત્કાર કરીએ છીએ એ કેવળ અકસ્માતરૂપ છે. એમનુ સ્થાન આ જગ્યાએ તો યજમાનનુ છે, આ નાટ્યગૃહ ને ભારતીય વિદ્યા ભવન એ એમની જ પ્રેરણા ને પરિશ્રમના પરિણામ છે. બહુમૂલ્ય નાટકો રચીને આપણા અલ્પધન નાટ્યસાહિત્યને એમણે સમૃદ્ધ કર્યું છે, એટલુ જ નહીં પરતુ સુશિક્ષિત પુરુષો—અને સ્ત્રીઓને સુદ્ધાં—રગભૂમિ પર આવીને નાટકો ભજવવાની પ્રેરણા પણ એમણે જ આપી છે. રગભૂમિ પર જાતે ઊતરીને નાટક ભજવવા સિવાયનુ બીજુ જે કંઈ થઈ શકે તે બધુ જ એમણે કર્યું છે. સાહિત્ય ને સંસ્કારની સર્વે પ્રવૃત્તિઓમાં એ મોખરે રહ્યા છે. ગુજરાત ને ગુજરાતની અસ્મિતાના સમર્થ પુરસ્કર્તા, ઉત્કૃષ્ટ સાહિત્યકૃતિઓના સર્જનહાર, સાહિત્યસસ્થાઓના સ્થાપક ને સચાલક, સાહિત્યકારોના પ્રેરક ને માર્ગદર્શક—ગુજરાતને અભિમાન લેવા યોગ્ય ને ગુજરાતના અભિમાની એવા શ્રી મુનશીજીને હાથે આ સમારભનુ ઉદ્દ્ઘાટન થઈ શકે છે એમા બહુ ઔચિત્ય રહેલુ છે. એઓ આ જ કામ માટે ખાસ તસ્દી લઇને અહીં આવ્યા છે એ બદલ હુ મારા તરફથી તેમ જ સમિતિ તરફથી એમનો આભાર માનુ છુ.

*

## સૌરાષ્ટ્રમાં




રાજકોટમા સૌરાષ્ટ્ર ફાઇનેન્સ કોરપોરેશનનુ, ભારતના વ્યાપાર અને ઉદ્યોગખાતાના પ્રધાન શ્રી ટી ટી કૃષ્ણમાચારીએ ઉદ્‌ઘાટન કર્યુ તે પ્રસ ગે કોરપોરેશનના પ્રમુખ તરીકે પ્રવચન કરતા શ્રી પ્રાણલાલભાઈ (ડિસેમ્બર ૧૯૫૩)

## મુંબઈમાં



સૌરાષ્ટ્ર ફાઈનેન્સ કોરપોરેશનના સભ્યો માટે શ્રી પ્રાણલાલભાઈએ તાજમહાલ હોટેલમા યોજેલા ભોજનસમારભમા સર સી. બી મહેતા, શ્રી શાતિલાલ મ ગળદાસ, શ્રી મણિલાલ બી નાણાવટી, શ્રી પ્રવીણચન્દ્ર ગાધી, શ્રી મનસુખલાલ માસ્તર, કોગ્રેસપ્રમુખ શ્રી ઉછર ગરાય ઢેબર, શ્રી પ્રાણલાલભાઈ, શ્રી ગિરધરલાલ કોટક, શ્રી પુરુષોત્તમ કાનજી (ઓગસ્ટ ૧૯૫૪)

# ધન્ય સૌરાષ્ટ ધરણી

**નવેમ્બર ૧૯૫૩માં સૌરાષ્ટ્રમા, રાજકોટ ખાતે, કેન્દ્ર સરકારના વ્યાપાર-ઉદ્યોગ ખાતાના માનનીય પ્રધાન શ્રી ટી. ટી. કૃષ્ણમાચારીને વરદ હસ્તે, સૌરાષ્ટ્ર ઇન્ડસ્ટ્રિયલ ફાઈનેન્સ કોર્પોરેશન, સૌરાષ્ટ્ર ખાદી અને ગ્રામોદ્યોગ મંડળ, સૌરાષ્ટ્ર હાથશાળ મંડળ અને સૌરાષ્ટ્રના નાના પાયાના ઉદ્યોગો–એમ ચાર સંસ્થાઓનું ઉદ્ઘાટન થયું હતુ. આ પ્રસંગે, સૌરાષ્ટ્ર ઇન્ડસ્ટ્રિયલ ફાઇનેન્સ કોર્પોરેશનના પ્રમુખ તરીકે શ્રી પ્રાણલાલભાઇએ અંગ્રેજીમાં કરેલા ટૂંકા પ્રવચનમાંથી, સૌરાષ્ટ્રના ગૌરવવન્તા ઇતિહાસને અને વારસાને સ્પર્શતો થોડોક ભાગ ઉદ્ધૃત કરી આ 'લલિત સાહિત્ય'ના વિભાગમાં ગુજરાતી અનુવાદરૂપે નીચે રજૂ કર્યો છે.**

---

સૌરાષ્ટ્ર તો મહિમાવન્તી અને ગૌરવવન્તી, પુરાણી, ધન્ય ધરણી છે. કર્મયોગનો મંત્ર ગુંજનાર, ગીતાના ગાનાર, દ્વારિકાધિપતિ ભગવાન નારાયણ શ્રીકૃષ્ણની એ ભૂમિ છે. એ ભૂમિ છે એમના બાળસખા પોરબંદરવાસી દરિદ્રનારાયણની મૂર્તિ જેવા સુદામાની–જેમણે આપણને અકિંચનતાનું ગૌરવ શીખવ્યુ છે અને ઈશ્વરશ્રદ્ધાની શક્તિ દર્શાવી છે. પતિવ્રતને ખાતર સ્વાર્પણ કરનારી સતી રાણકદેવીની અને અસ્પૃશ્યતાનો નાદ ગજવનાર ગઢ જૂનાના નાગર નરસૈયાની એ ભૂમિ છે. આ જ ભૂમિ સાથે સંકળાયેલું છે મોરબી નજીકના ટંકારા ગામના મહર્ષિ દયાનન્દ સરસ્વતીનુ પવિત્ર નામ, આર્ય સમાજના એ સંસ્થાપક હતા, વૈદિક ધર્મના પુરસ્કર્તા હતા અને વિધર્મીઓના આક્રમણ સામે આપણા લાખો દેશવાસીઓને ધર્મપરિવર્તન કરતા અટકાવનાર રક્ષક હતા. અને આ એ જ ભૂમિ છે જે રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીનાં પગલાંથી પુનિત થઈ છે. ગાંધીજી આપણા મુક્તિદાતા હતા; ગાંધીજીએ જગતને અન્યાય, અસત્ય અને દમનનો પ્રતીકાર કરવા માટે સત્ય ને અહિંસાના બે આયુધો આપ્યા હતાં.

સૌરાષ્ટ્રનો આવો ગૌરવભર્યો વારસો છે, પરંતુ દુર્ભાગ્યે, સૈકાઓ સુધી વિદેશીઓનુ આધિપત્ય વેઠવાને લઇને અને એ શાસન નાના નાના

અનેક ભાગવિભાગમા પ્રવર્તેલુ હોવાને કારણે, સૌરાષ્ટ્ર નિર્ધન બન્યુ. અને આર્થિક દૃષ્ટિએ પાછળ રહ્યું. પરંતુ ઈશ્વરેચ્છાએ, દેશ સ્વતંત્ર થયા પછી, સ્વર્ગસ્થ પૂજ્ય સરદાર વલ્લભભાઈ પટેલના અપ્રતિમ પુરુષાર્થને કારણે, સૌરાષ્ટ્રના નાના નાના રાજ્યો વિલીન થયા ને ૧૯૪૮ મા સૌરાષ્ટ્ર એકમ ઘડાયુ.

સૌરાષ્ટ્રનુ પુણ્ય ત્યાર પછી તપતુ જ રહ્યું છે. એકમ ઘડાયા પછી સૌરાષ્ટ્રની નૌકાનુ સુકાન ઢેબરભાઈ જેવા સતપુરુષના હાથમા આવ્યુ. એમને પડખે નિસ્પૃહી કાર્યકરોનુ એક ઉમદા વૃન્દ હતુ, અને એ સૌનુ ધ્યેય એક જ હતુ—રાજ્યનુ અને રાજ્યની પ્રજાનુ કલ્યાણ.

× × ×

મને આશા છે કે વ્યાપારઉદ્યોગની વૃદ્ધિના સૌરાષ્ટ્રના મહાન પ્રયાસો સફળ થાય એ માટે કેન્દ્ર સરકાર તેને ઉદારતાથી સહાય કરશે.



# સફળતાની ચાવી

સફળતા એટલે આશા અને અભિલાષાનુ ફળવુ અથવા હેતુ અને ઉદ્દેશોની સિદ્ધિ. માણસોને જુદા જુદા ઉદ્દેશો અને અભિલાષાઓ હોય છે. કેટલાક શિક્ષણક્ષેત્રમા ઝળકવા માગે છે, કેટલાક પૈસો મેળવવાની ઇચ્છા કરે છે, કેટલાક પોતાના વ્યવસાયમા નામના કાઢવાની ઇચ્છા રાખે છે, કોઈક ઉત્તમ કર્મચારીઓ બનવાની આકાક્ષા રાખે છે, કોઈક સમાજ-સુધારણા કરવા ઇચ્છે છે, ગરીબો અને પદદલિતને મદદ કરવા ઇચ્છે છે, કેટલાકનુ લક્ષબિંદુ રાજકરણના ક્ષેત્રમા આગળ આવવાનુ હોય છે, ત્યાગ, વૈરાગ્ય અને ઇન્દ્રિયદમન માટે કેટલાક પ્રયત્ન કરે છે, કેટલાકને કીર્તિની મહત્ત્વાકાક્ષા હોય છે, તો કેટલાકને જાતવિલોપન કરવુ પણ ગમે છે. તેમના હૃદયની ઇચ્છા પૂર્ણ થાય અથવા પુરુષાર્થ કરતા કરતા પોતાના હેતુ અને ઉદ્દેશો પાર પડે ત્યારે તેઓ સફળતા પામે છે.

કોઇપણ ક્ષેત્રમા સફળતા પ્રાપ્ત કરવા માટે અથાગ પ્રયત્ન, સાધન-સજ્જતા અને વિશિષ્ટ ગુણો હોવા આવશ્યક છે. તેમા શિક્ષણ ને તાલીમ, સહજબુદ્ધિ ને હોશિયારી, ચારિત્ર્ય ને શિસ્ત, સત્ય ને વ્યવહાર-શુદ્ધિ, શારીરિક યોગ્યતા ને તેનો વિનિયોગ, ધીરજ ને ખત, ચપળતા ને ઉત્સાહ, જ્ઞાનપિપાસા ને અભ્યાસેચ્છા, સદ્‌ભાવ ને તિતિક્ષા, સ્વધર્મની ને સેવાની ભાવના, આત્મશ્રદ્ધા ને ઇશ્વરઆસ્થાનો સમાવેશ થાય છે આ બધા ગુણો સાથે હોવા એ સહેલી વાત નથી, પણ જો ઉમગથી સફળતા પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો આમાના ઘણા ખરા ગુણોની જીવનમા આવશ્યકતા તો છે જ. આ બધા ગુણો કેળવવા માટે જીવનના આરભ-કાળથી જ સુયોજિત, વ્યવસ્થિત, સતત અને સુકેન્દ્રિત પ્રયત્ન થવો આવશ્યક છે. જેવી રીતે કુશળ શિલ્પી ઇમારત માટે નક્કી થયેલી જગ્યા, તેના લક્ષણો, દિશાઓ, વાતાવરણ, નાણા અને સાધનસામગ્રી મળવાની

આકાશવાણી મુબઈ કેન્દ્ર પરથી તા ૧૦ મી ડિસેમ્બર ૧૯૫૩ ને દિને અગ્રેજીમા કરેલુ વાયુપ્રવચન, ગુજરાતી ભાષાંતર પ્રગટ થયેલુ જય હિન્દ કૉલેજના ગુ સા મ ડળના વાર્ષિક 'પ્રજ્ઞા' (૧૯૫૪) મા

શક્યતા વગેરેને લક્ષમા રાખી યોજના ઘડે છે, નકશો તૈયાર કરે છે, સુધરાઈ કે સરકારની મજૂરી મેળવે છે, માલ, સામાન અને મજૂરીના કરાર કરે છે અને પછી બાધણી શરૂ કરે છે, તેવી રીતે સફળતા ઇચ્છનાર વ્યક્તિએ પોતાની જાતે પોતાના ભવિષ્ય માટે યોજના વિચારી તે પ્રમાણે ચણતર કરવુ જોઇએ. સજોગ, યોગ્યતા, વલણ, વાતાવરણ અને અવકાશ પણ સફળતામા મહત્ત્વનો ભાગ ભજવે છે.

કોઈપણ કાર્ય સફળતાપૂર્વક પાર પાડવા માટે વ્યક્તિએ પોતામાં રહેલુ સર્વોત્તમ સત્ત્વ પ્રકટ કરી પ્રયત્ન કરવો જોઇએ. જે માનવીમા શ્રદ્ધા છે તેને અશક્ય કશુ નથી. સ્તુત્ય એવા બધા પ્રયાસો કરવા છતા દરેક વખત સફળતા ન પણ મળે, બલકે ઇન્દ્રજાળની જેમ સરી જતી દેખાય તો પણ આપણી એ ફરજ છે કે આપણે નિષ્ઠાથી અને 'कर्मण्येवाधिकारस्ते मा फलेपु कदाचन' એ ગીતાવચનને લક્ષમા રાખી પ્રયત્ન ચાલુ રાખવા જોઇએ. સિદ્ધિમા આનદ નથી, સિદ્ધિ મેળવવા માટે કરાયેલો પ્રયત્ન આનંદ આપે છે. સફળતા તો ઇશ્વરના હાથમાં છે. પણ એ ન ભૂલવુ જોઈએ કે ઉદ્યોગપરાયણ માનવીને જ સફળતા મળે છે. સફળતા માટે નસીબ પર આધાર રાખનાર કાર્યભીરુને સફળતા નથી મળતી. સફળતા પ્રાપ્ત ન થાય ત્યા સુધી અટક્યા વિના ઉત્તમ અને સુકેન્દ્રિત પ્રયત્નો કરવા જોઇએ કારણકે જેઓ પ્રયત્ન કરે છે તેમને ઇશ્વર મદદ કરે છે. માણસ એ સજોગોનુ સર્જન છે એમ કહેવા કરતા માણસ એ સંજોગોનો સર્જક છે એમ કહેવું વધુ યોગ્ય છે. એક જ જાતના પદાર્થોમાથી કોઈ માણસ મહેલો બનાવે છે, કોઈ વખારો બધાવે છે, તો કોઈ શહેરબહાર બગલાઓ બધાવે છે. જયાસુધી શિલ્પી ઇમારત ઊભી નથી કરતો ત્યાસુધી ઇંટ અને ચૂનો એમના એમ પડી રહે છે. એક જ કુટુબમાં સરખા જ સજોગો હોવા છતા, એક માણસ ભવ્ય ઈમારત ઊભી કરી શકે છે જયારે તેનો અનિશ્ચયી અને અ-પાત્ર ભાઈ હમેશ માટે ખડિયેરમા જ રહે છે અશક્તના રસ્તામા અડચણ રૂપે આવતા કાટાકાકરા સશક્તના માર્ગમા ઉન્નતિની નિસરણીરૂપ પણ બનતા હોય છે.

## સફળતાની ચાવી

તત્ત્વચિંતક ડૉ. સેમ્યુઅલ સ્માઇલ્સના કહેવા મુજબ સફળતા મેળવવા માટે જોઈતા ગુણો હોવા ઉપરાંત ઉત્સાહનું બળ પણ જીવનના ગમે તે મહાન સાહસની સફળતા માટે આવશ્યક છે. અડચણો અને મુસીબતોને આબવા માટે ઉત્સાહની જરૂર છે. ઉત્સાહ, હિંમત અને ખંતથી માણસ કોઈપણ ભયને ભેટવા માટે અગર તો મુસીબતોનો સામનો કરવા માટે તત્પર બને છે. બહાદુર માણસ ગૂંચવણોથી અકળાતો નથી, સફળતા ન મળે ત્યાંસુધી તે પ્રયત્ન કર્યા જ કરે છે. સફળતાની આકાંક્ષા રાખનારાઓને મુસીબતો તો વેઠવી જ પડે છે. મુસીબતોને લીધે સુષુપ્ત રહેલી ક્રિયાશક્તિ જાગૃત થાય છે અવરોધો કેટલીકવાર દૈવી ચિનગારી પ્રગટાવે છે. એશઆરામના વાતાવરણમાં નાશ પામતી શક્તિઓ કસોટીમાં ખીલી ઊઠે છે. સફળતા માટે માનવીએ બાથોડિયા મારવા જરૂરી છે. મુસીબતો ન હોત તો પ્રયત્નો ન થાત, પ્રલોભનો ન હોત તો આત્મસંયમ માટે શિક્ષણ ન મળત અને સદાચરણની ઓછી કિંમત અંકાત; કસોટી ને કષ્ટસહન ન હોત તો ધીરજ ને ત્યાગનું શિક્ષણ પણ ન હોત. આમ મુસીબત, સંકટ અને કષ્ટ સહી લેવા એમાં કશું ખરાબ નથી. એમાંથી તો શક્તિ, શિસ્ત અને સદાચરણ ઉદ્‌ભવે છે. માણસ સફળતા કરતાં ગૂંચવણમાંથી, નિષ્ફળતામાંથી ને પરાજયમાંથી વધારે શીખે છે. ઉપદેશ, અભ્યાસ, સલાહ ને દૃષ્ટાંતોથી તે જેટલું શીખે છે તેટલું જ નિષ્ફળતા પણ તેને શીખવી જાય છે. નિષ્ફળતા હિંમતને ઉત્તેજે છે અને ફરી પ્રયત્ન કરવા પ્રેરે છે.

માણસના પ્રયત્નો નિષ્ફળતામાં કે સફળતામાં પરિણમે છે કે નહીં તે પરથી એનું ચારિત્ર્ય નક્કી નથી થતું. તેના બલિદાન દ્વારા નવીન ક્રાંતિનો ઉદય થયો હોય તો તેની શહીદી નિષ્ફળ નથી નીવડી દેશભક્ત પોતાના ધ્યેય માટે જીવન ખર્ચીને વિજય તરફ પ્રયાણ કરે છે, અને જેઓ પોતાની જિંદગી મહાન આંદોલનમાં હોમી દે છે તેઓ પોતાના અનુગામીઓ માટે માર્ગ મોકળો કરી આપે છે અને પોતાના મૃત્યુ દ્વારા પણ વિજયને વરે છે. સારા કાર્યમાં વિજય મોડો પણ આવે, છતાં તે આવે ત્યારે તેમાં છેલ્લા

પ્રયત્નથી મળેલા વિજયનો ફાળો તો હોય જ છે પણ તે પૂર્વેના નિષ્ફળ નીવડેલા પ્રયત્નોનો પણ તેમા ફાળો હોય છે.

કેવળ પોતે મેળવેલી સિદ્ધિ અને સફળતા માણસને સુખ આપતી નથી. અલબત્ત એમ પણ નથી બનતુ કે જેઓ જિંદગીમા થોડી સફળતા પામ્યા હોય તેઓ વધુ આનંદ ભોગવે છે ડાહ્યો માણસ જીવનમાં વધુ ઇચ્છાઓ–લાલસાઓ ન રાખવાનુ ધીમે ધીમે શીખે છે. જ્યારે યોગ્ય સાધનો વડે સફળતા મેળવવા કોશિશ કરે છે ત્યારે તેને નિષ્ફળતાને સત્કારવા માટે તૈયારી કરવી પડતી હોય છે, છતા તે પોતાનુ મન આનંદી રાખશે અને ધીરજથી દુઃખ પણ સહન કરશે જીવનમાં હાયબળાપો ને વસવસો કરવાથી કોઈ અર્થ સરતો નથી. ફક્ત આનંદથી અને યોગ્ય માર્ગે સતત કામ કરવાથી જ ખરુ કામ સિદ્ધ થઇ શકે છે

સફળતા એટલે શું અને તેની પ્રાપ્તિ માટે સાધનો ક્યા એ વિષે જુદા જુદા વિચારો, મતો અને અભિપ્રાયો પ્રવર્તે છે. ભગવાન શ્રીકૃષ્ણે ગીતામા કહેલો કર્મયોગ–कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन એ જ આદર્શ વિચાર છે એમ હુ માનુ છુ. કાલિદાસ રઘુવંશના રાજાઓના મુખ્ય લક્ષણો વર્ણવતા કહે છે કે સફળતા એટલે પ્રયત્નોનો અવિરત પ્રવાહ કે જે ઇચ્છિત ફલ પ્રાપ્ત થયા સિવાય બધ જ ન પડે નેપોલિયન માનતો કે સાધનો પૂરતા પ્રમાણમા વપરાયા હોય અને યોગ્ય પરિશ્રમ લેવાયો હોય તો ઇચ્છિત સફળતા પ્રાપ્ત થવી અશક્ય નથી. જાણીતી નીતિકથા પંચતંત્રનુ રહસ્ય એ જ છે કે જે માણસ સફળતા માટે નસીબ પર ભરોસો રાખે છે તે કાપુરુષ છે ઉદ્યોગીને સફળતા અવશ્ય મળે છે. પ્રયત્ન કરવા છતા સફળતા પ્રાપ્ત ન થાય તો પ્રયત્નમા ભૂલ છે એમ માનવુ જોઇએ. એડીસન લખે છે કે માણસ સફળતા પર વર્ચસ્ ભોગવી શકતો નથી, એ અથાગ પ્રયત્ન કરી સફળતા પામી શકે છે. સ્વિફ્ટે પણ કહ્યુ છે કે, જ્યા પહેલા એક જ ડૂંડુ કે તણખલુ ઊગતુ ત્યા અનાજના બે ડૂંડા અથવા ઘાસના બે તણખલા ઉગાડી શકે તે માણસ માનવજાત

માટે ઘણુ કરી શકે છે. બીજા કોઈ લેખકે કહ્યુ છે કે જે મહાન હેતુ માટે મરે છે તે કદી નિષ્ફળતા પામતો નથી.

આપણા વિચારકોએ જેટલુ પ્રાધાન્ય ફરજને આપ્યુ છે તેટલુ સફળતાની પ્રાપ્તિ પર નથી આપ્યુ ફરજ બજાવતા છતા સફળતા પ્રાપ્ત ન થાય તો પણ ફરજ ચૂકવી નહિ 'ફરજ પહેલા અને ફરજ પછી પણ' આ જ તેમનુ સૂત્ર હતુ તેમણે આપણને આધ્યાત્મિક ભૂમિકા આપી અને કહ્યુ કે ગમે તેવા અપ્રામાણિક સાધનો સફળતા મેળવવા ન વપરાય. હજારો વર્ષ પહેલા મહાભારતના યુદ્ધમાં યુધિષ્ઠિરે જે અર્ધસત્ય 'नरो वा कुजरो वा' ઉચ્ચારેલુ અને તેનાથી દ્રોણનુ મરણ નીપજ્યુ હતુ તે અર્ધસત્યને આપણે 'ધર્માવતાર' યુધિષ્ઠિરના ચારિત્ર્ય પર કલકરૂપ ગણીએ છીએ. ગાધીજીની અસર આપણા દેશ પર સ્થાપિત થવા માડી ત્યારથી તેમણે આપણને શીખવ્યુ કે સત્ય જ હમેશા વપરાવુ જોઇએ, અને જૂઠા અને ગદા સાધનોથી કહેવાતી સફળતા મેળવી હોય તેને આપણે માન કે સત્કારને લાયક ગણવી ન જોઇએ. આપણા પ્રાચીન ઋષિઓ અને સતોએ બોધેલા ઉત્તમ જીવનવ્રતો ગાધીજીએ ફરી સમજાવ્યા. સત્ય, સત્યાગ્રહ અને ભૌતિક સફળતા ઉપર અધ્યાત્મની સત્તા ચાલે છે એમ ગાધીજીએ કહ્યુ. ગાધીજી તો મહાન વિચારક અને દ્રષ્ટા હતા તેથી તેઓ જોઈ શકયા હતા કે સત્ય અને સત્યાગ્રહ પર નિર્ભય નથી એવી ભૌતિક સફળતાને ભલે આપણે સસ્કૃતિની ટોચ માનતા હોઇએ પણ છેવટે તો તે વિનાશકારી નીવડે છે અને અણુબોમ્બ તથા હાઇડ્રોજન બોમ્બની ધમકીએ તે પુરવાર કર્યુ છે. સમાજે અને દુનિયાએ અકથ્ય ગ્લાનિ અને દુ:ખમાથી છુટકારો મેળવવો હોય તો આપણા શાસ્ત્રોએ જે નિયમો બતાવ્યા છે અને જેના પર ગાધીજીએ ભાર મૂકયો છે તેને અમલમાં મૂકીને જ સફળતા મેળવી શકાશે. અને તે પણ યોગ્ય, પ્રામાણિક, સંમાન્ય અને સત્ય સાધનો વાપરીને. અયોગ્ય પ્રકારે અને અપાત્રતા છતા મેળવેલી વિનાશક હેતુથી પ્રાપ્ત થયેલી નામમાત્રની સફળતા સમાજ, દેશ અને વિશ્વ માટે ભયરૂપ છે

કેવળ સત્તા અને સમૃદ્ધિની પ્રાપ્તિયે સફળતા નથી. ખરી સફળતામા ઘણા માનવીઓનુ ઘણુ હિત સમાયેલુ હોય છે. ગાધીજી પાસે સત્તા કે સપત્તિ નહોતા પણ પ્રેમની સત્તાથી તેઓ રાજકરણમા ક્રાતિ લાવ્યા અને વર્ષોની વિદેશી ધુરામાથી હિંદને છોડાવ્યુ. ભગવાન બુધ્ધે જયારે ક્ષેત્રસન્યાસ લીધો ત્યારે તેઓ જેટલા મહાન હતા તેટલા રાજા હતા ત્યારે નહોતા. આદ્ય શકરાચાર્ય પાસે પણ સપત્તિ કે રાજકીય સત્તા નહોતી પણ પોતાના જ્ઞાનથી ભારતમા સનાતન ધર્મની સ્થાપના કરવામા તેઓ સફળ થયા. ઇસુ ખ્રિસ્ત શહેનશાહ કે રાજપુરુપ નહોતા પણ ‘માણુસ માણુસ વચ્ચે પ્રેમ અને ઇશ્વરમા શ્રદ્ધા’ના શિક્ષણથી તેમણે માનવજાતને આશ્વાસન આપ્યુ. ખરી સફળતા લક્ષ્મીપૂજકો જે માગે છે તેવા ભૌતિક પદાર્થોના સંગ્રહમા નથી. ખરી સફળતાથી સર્વનુ કલ્યાણ થાય છે અને કોઇને દુખ થતુ નથી.

વ્યાવહારિક જીવનમા આજે પણ જેની પાસે સપત્તિ, માલમિલકત, પદવી અને સત્તા હોય, (પછી ભલે તે ગમે તે માર્ગે મેળવ્યા હોય) તેને જ આપણે સફળ ગણીએ છીએ. આ બધુ મળી જાય છે પછી બીજીયે ઘણી વસ્તુઓ મેળવવાનુ દ્વાર ખૂલી જાય છે. એ કયે રસ્તે આવે છે તેનો કોઈ કશો વિચાર કરતુ નથી. આ બધી વસ્તુઓ જેની પાસે હોય તે નીચા કુળમા જનમ્યો હોય તોયે કુલીન ગણાય છે, થોડા વાક્યો માડ બોલી શકતો હોય છતા તે વક્તા ગણાય છે, કુરૂપ હોય છતા રૂપવાનમાં તેની ગણતરી થાય છે, સદ્દ્ગુણનો અશ ન હોય છતા સદ્દ્ગુણનો અવતાર મનાય છે. ટૂકમા, બધા જ સદ્દ્ગુણોનો તેનામા વાસ છે એમ મનાય છે, કારણકે તેની પાસે સપત્તિ અને સત્તા છે! આજે આપણે સ્વતત્રતા મેળવી છે અને આપણુ રાજ્યબધારણ કલ્યાણમય રાજ્યોનો આદર્શ સિદ્ધ કરવા ઇચ્છે છે ત્યારે પોતાના ક્ષુદ્ર સ્વાર્થ માટે જ જીવનાર માણસને સફળ થયેલો ન ગણાય ‘લોકો માટે કેટલુ સારું કર્યું’—તે ત્રાજવે સફળતાને તોલવી જોઇએ સત્તા અને સપત્તિ કાઈ સફળતાની

ચાવી ન બની શકે. દીનદુખીકંગાળની સેવા કરવામા કોણ કેટલી શક્તિઓ વાપરી શકે છે તેના પરથી સફળતાનુ માપ નક્કી થવુ જોઈએ અને જે પોતાની કોમ, સમાજ અને દેશ માટે વધારેમા વધારે સારું કરતો હોય તે સફળ ગણાવો જોઈએ. સફળતાના આ વિચારથી આપણે કલ્યાણમય રાજ્યના સ્વપ્નને સાકાર કરી શકીશુ.

અંતમા, આપણે સૌ જે સ્થિતિમા મુકાયા છીએ તેમા રહી આપણી ફરજો બજાવવાની છે. ફરજ એ જ સાચી વસ્તુ છે ફરજ બજાવતા રહેવુ એ જ સાચું કર્મ છે દિવ્ય જીવન માટે ફરજ મુખ્ય વસ્તુ છે. ફરજ બજાવ્યાના જ્ઞાનથી, શોક ને નિરાશાની લાગણી દૂર થાય છે, અને ખરો આનંદ તથા સંતોષ પ્રાપ્ત થાય છે. જીવનને અંતકાળે આપણે જો એટલું પણ કહી શકીએ કે જે સ્થિતિમા ભગવાને અમને મૂકયા હતા તે સ્થિતિમા રહી યથાશક્તિ, યથામતિ, પરિણામ તરફ લક્ષ ન રાખતા, અમે અમારી ફરજો બજાવી છે, તો પણ આપણુ જીવન સફળ થયુ છે એમ ગણી શકાશે.



# વર્તમાનપત્રો: સ્વાધ્યાયનાં સાધનો

સજ્જનો,

મારી અને ગુજરાતના અગ્રગણ્ય દૈનિક 'સંદેશ' વચ્ચે વર્ષોથી ઘનિષ્ઠ અને મીઠો સંબંધ રહ્યો છે, એટલે એના સંચાલકો મારી પ્રત્યે પક્ષપાત દાખવે તેથી આશ્ચર્ય પામવા જેવુ નથી.

બીજા વેપારીઓ કે ઉદ્યોગપતિઓની પેઢીઓની માફક મારી પેઢી પણ દેશમા તે તે ક્ષેત્રોમા સેવા બજાવી રહી છે, તેમા કાઈ નવું નથી. દુર્ભાગ્યે, આજે, આવી પેઢીઓ પ્રત્યે એક પ્રકારની સશયાત્મક દૃષ્ટિથી કેટલેક સ્થાને જોવાય છે. વ્યાપારના કે ઉદ્યોગના કોઈપણ ક્ષેત્રમા નફાતોટાના બે પાસા સરખા ન થાય ત્યાસુધી તેમા પ્રગતિ ન થાય એ સર્વવિદિત હકીકત છે આ સાદી વાત તો સરકારના અંદાજપત્રના ઘડવૈયાઓ અને અર્થશાસ્ત્રીઓ પણ સ્વીકારશે. પરતુ, આજે આ બે પાસાં સરખાં કરવાના પ્રયાસની સામે અનેક આક્ષેપો થાય છે અને તેવો પ્રયાસ કરનારાઓ પોતાના મોટા નફા માટેજ પ્રયાસો કરતા હોવાના આક્ષેપો કરાય છે!

બીજે પક્ષે, સમાજની ઉન્નતિમા આપણું પણ હિત છે એમ ઔદ્યોગિક ને વ્યાપારી ક્ષેત્રે પડેલાઓએ વિચારવુ ઘટે અને સમાજના હિતમા ખુશી બનાવી, ફરજ બજાવી, દેશકલ્યાણના કાર્યમા તેમણે ફાળો આપવો જોઈએ, પોતાની સત્તા કે પોતાના હિતનુ પ્રદર્શન કર્યા સિવાય પોતા સામે જે આક્ષેપો થતા હોય તેનો અને તત્કાલીન પરિસ્થિતિનો સામનો કરવા માટેય તેમણે તૈયાર રહેવુ જોઈએ.

પ્રાચીનકાળથી વેપારીઓ તો સમાજની ને દેશની સેવા કરતા આવ્યા છે બૌદ્ધ અને જૈન ધર્મ બાદ, જગદ્ગુરુ શંકરાચાર્ય પધાર્યા ત્યારેય વેપારીઓ પોતાની ફરજ બજાવતા હતા અને પરદેશી સલતનતને સમયે

---

અમદાવાદમા, માર્ચ ૧૯૫૪ મા, 'સદેશ' પત્રના ડાયરેક્ટરોના બોર્ડ તરફથી, કાર્યાલયના સભાખડમા યોજાયેલા મિલનસમારભને પ્રસંગે કરેલુ પ્રવચન

પણ તેમણે દેશના સ્વાતંત્ર્યજંગમા યથાશક્તિ પોતાનો ફાળો આપ્યો છે અને સંજોગોનો સામનો કર્યો છે.

સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી આપણને એક મુશ્કેલી એ નડી રહી છે કે આપણને ખોટી રીતે સમજવામા આવે છે અને તેથી આપણને અન્યાય થઈ રહ્યો છે. મને આશા છે કે હજારો વર્ષથી આપણે જે સંજોગો અને મુશ્કેલીઓનો સામનો કરતા આવ્યા છીએ તેમ અહી પણ પ્રતીકારશક્તિ કેળવીશુ. થોડીક વ્યક્તિઓને કારણે સમગ્ર વર્ગ માટે આક્ષેપાત્મક શબ્દો ઉચ્ચારાય એ તો ખરેખર અન્યાય જ કહેવાય આવા આક્ષેપોથી વેપારીક્ષેત્રે કેટલાક પ્રામાણિક વર્તુળોને પણ અન્યાય થાય છે એ વાત વીસરી જવાય છે. આવુ વર્તન ચાલુ રહેશે તો મને ભય છે કે આ વર્તુળો પણ નિષ્ઠુર બની જશે! સત્તાધારીઓએ આવી વ્યક્તિઓને પ્રેમથી જીતી લેવી જોઇએ, પ્રહારો કરીને નહીં.

× ×

'સંદેશ' ગુજરાતનુ એક મહાન, નીડર, ઉચ્ચ ધોરણવાળુ, સ્વતંત્ર દૈનિક પત્ર છે. વર્ષોથી એણે જનતાની અને દેશની મહાન સેવાઓ કરી છે, અને આજેય એ પ્રણાલીને જાળવી રાખી છે એમ કહુ તો તે અસ્થાને નહીં ગણાય.

પ્રાચીનકાળમા, શ્રુતિ અને સ્મૃતિનો સર્વદા, અહર્નિશ, થોડો સમય, સ્વાધ્યાય કરવો જોઇએ એવી આચારનીતિ હતી **આજે પ્રાતઃકાળમાં ઊઠતાં સાથે સ્વાધ્યાયનું સાધન આપણાં વર્તમાનપત્રો બન્યાં છે. એ રીતે વર્તમાનપત્રો, શ્રુતિ ને સ્મૃતિનું સ્થાન લઈ રહ્યાં છે એ ભૂલવું ન જોઈએ. એ જ કારણે વર્તમાનપત્રોનું સ્થાન નાનુંસૂનું નહીં પણ અતિ મહત્ત્વનું છે, એટલે તેમણે આજના યુગમાં પોતાની જવાબદારી સંપૂર્ણપણે સમજવી જોઈએ, અને પ્રજાજીવનના ઘડતરની દૃષ્ટિનું તેમને કદી વિસ્મરણ થવું ન જોઈએ.**

*

# જ્ઞાતિ : પાવક ગંગા

જ્ઞાતિબંધુઓ,

આપે આજે મને અત્રે નિમંત્રી જે બહુમાન આપ્યુ છે તે માટે હુ આપનો અંતઃકરણપૂર્વક ઋણી છુ.

મોઢ મહોદય સંસ્થા વર્ષોથી ઉત્તમ ગણનાપાત્ર કાર્ય કરી રહી છે, તેનાથી આપ સૌ સુપરિચિત છો. મુબઈમા જ્યારે મને આ સંસ્થાનુ માસિકપત્ર મળે છે, ત્યારે કામના ગમે તેટલા દબાણ છતા તેના પર નજર ફેરવ્યા વિના રહેવાતુ નથી, કારણકે મોઢ જ્ઞાતિનો હુ એક અદના જ્ઞાતિજન છુ. આજના યુગમા આપણુ મંતવ્ય લોકોને જણાવવુ હોય તો તે માટે એક મુખપત્રની આવશ્યકતા અનિવાર્ય છે.

મોઢ જ્ઞાતિ ઘણી પ્રાચીન સસ્થા છે અને તેના સભ્યો મૂગા અને શરમાળ પ્રકૃતિના હોવા છતા નમ્રતા, સૌજન્ય અને સાલસાઈના ગુણોથી ભરેલા છે હુ પોતે મોઢ છુ તેથી નહીં, પરંતુ વર્ષોના નિરીક્ષણને અતે મારી આ પ્રમાણે ખાતરી થઈ છે. આખા જગતમા વિખ્યાતિ પ્રાપ્ત કરનાર પૂ. મહાત્માજી મોઢ જ્ઞાતિના હતા અને પોરબદરમા જનમ્યા હતા. મને લાગે છે કે આ એકજ ઘટનાથી મોઢ જ્ઞાતિ હજારો વર્ષ સુધી ગૌરવ લઈ શકે એમ છે. આ ઉપરાત શેઠ પુરુષોત્તમદાસ પણ હિન્દુસ્તાનના અજોડ વેપારી છે, અને આપણા ગૌરવરૂપ છે.

પરંતુ, કોઈ પણ જ્ઞાતિ એના પ્રાચીન ગૌરવ પર ટકી રહી શકે નહીં સસારનો પ્રવાહ અવિચ્છિન્ન રીતે વહેતો જાય છે, તેમા આપણે પ્રગતિશીલ દષ્ટિ રાખી, સાથે સાથે કદમ નહીં ભરીએ તો ક્યા અદશ્ય થઈ જશુ તે કલ્પી શકાય એમ નથી.

---

'મોઢ મહોદય સંસ્થા' દ્વારા, પોરબદરમા, કપોળ બોર્ડિંગમાં, રવિવાર તા ૨૫ મી એપ્રિલ ૧૯૫૪ ને દિને, શેઠશ્રી ભોગીલાલ મગનલાલને અધ્યક્ષપદે યોજાયેલા સત્કાર-સભાર ભમા પ્રવચન.

આપના આ સેવકની જે નહી જેવી સંસ્થાઓ આજે અસ્તિત્વમા છે તેનાથી આવી સંસ્થાઓને જે સહાય થઈ શકે તે તે કરે જ છે. જ્ઞાતિના કોઈ માણસને ધધેધાપે વળગાડવામા પણ આ સેવકની સસ્થા બનતુ કરી રહી છે અને કરશે. પરતુ, આજે આપણે 'સેક્યુલર સ્ટેટ'–બિનમજહબી રાજ્યનો સિદ્ધાત સ્વીકાર્યો છે. એનો અર્થ એવો નથી કે સગાસબધી કે જ્ઞાતિજનોને ભૂલી જવા ! **જ્ઞાતિની સંસ્કૃતિને નજર આગળ રાખી, જ્ઞાતિસંસ્થાના પાયામાં જે સુંદર, અનુકરણીય તત્ત્વો છે તેનો સતત ઉપયોગ કરવો અને જ્ઞાતિમાં જન્મવાનું આપણને મહાન ભાગ્ય પ્રાપ્ત થયું છે, એ પ્રકારનું અભિમાન રાખવું એ વસ્તુત: અભિમાન નથી પણ ઊંચો ને ઉમદા ગુણ છે. જ્ઞાતિ એક રીતે સાચો સમાજવાદ છે.** તેમા કરોડપતિ અને ગરીબ, એક જ પગતમા, પાસે પાસે, સાથે સાથે, જમવા બેસે છે. જ્ઞાતિમા લહાણા થાય છે ત્યારે તે કરોડપતિને ત્યા પણ જાય છે, ગરીબને ત્યા પણ જાય છે, અને બેઉ એનો સ્વીકાર કરે છે. **જ્ઞાતિ પાવક ગગા છે અને સૌને પવિત્ર કરે છે.**

'સેક્યુલર સ્ટેટ'નો અર્થ એ છે કે રાજ્યને મન સર્વ ધર્મો સરખા છે અને રાજ્ય પ્રત્યેક ધર્મને સરખી રીતે સહાય કરે છે. આ સ્પષ્ટ અર્થ પ્રત્યે દુર્લક્ષ કરી કેટલાકો એનો જુદા પ્રકારે અર્થ કરી, કુમળી વયના જુવાનોના મન ભ્રમિત કરે છે અને તેમનામા અધર્મની ભાવનાનુ બીજારોપણ કરે છે તે ખરેખર દુષ્ટ કાર્ય છે. ધર્મ અને જાતિ માટે આપણા વડીલોએ, પૂર્વજોએ શા શા ભોગ અને બલિદાન આપ્યા છે તે વિચારી, અત્યારે ચારે પાસ નીચા જઈ રહેલા નીતિના ધોરણો ઊંચે કેમ ટકી રહે તે જોવાનુ આપણુ કર્તવ્ય બની રહે છે.

આપણે સૌ જ્ઞાતિબંધુઓએ એકત્રિત થઈ, ધર્મ, જ્ઞાતિ અને નીતિના સમુદ્ધાર માટે યોગ્ય પગલા લેવા જોઈએ.



# થોડાંક અનુભવસૂત્રો

માનવીનો સૌથી મોટો ગુરુ 'અનુભવ' છે. અનુભવ આપણને નવા પાઠો શીખવે છે, ઘડે છે, ઉન્નત બનાવે છે, ને પળે પળે જાગૃત રાખે છે. આવા અનેકવિધ જીવનઅનુભવોમાંથી અનેક જીવનસૂત્રો ઘડી જીવનઆચાર સાધવે છે. શ્રી માણુલાલભાઈએ પોતાના મહામૂલા અનુભવમાંથી આવાં સૂત્રો મેળવ્યાં છે, જેને સમજપૂર્વક વ્યવહારમાં–આચારમાં ઉતારવામાં આવે તો સૌનું વ્યક્તિત્વ પ્રભાવી બની રહે અને જીવનમાર્ગે સિદ્ધિ સહજતાથી પ્રાપ્ત થાય.

★

**કર્તવ્યપાલન :** જે કર્તવ્ય ખાતર રામે રાજ્ય છોડયું, ભીષ્મે આમરણ બ્રહ્મચર્ય પાળ્યું, પાંડવોએ બાર વર્ષ સુધી વનવાસનાં દુઃખો વેઠ્યાં, એ કર્તવ્યને તું સર્વ કરતાં અધિક માન; જરૂર પડે તો તેને ખાતર સર્વ સુખનું બલિદાન આપવા પણ તત્પર થા!

**મોટાઈ :** ખરી મોટાઈ પોતાનાં સુખ, કીર્તિ કે ઉત્કર્ષ સાધવામાં નહિ, પણ નિરંતર પોતાના કર્તવ્યનું પાલન કરવામાં, ગમતી કે અણગમતી દરેક ફરજ બજાવવામાં રહી છે.

**ધર્મનું સાધન :** શરીરની સુખાકારી એ મોટામાં મોટું ધન છે, મોટામાં મોટું ભાગ્ય છે. શરીરને ધર્મના સાધન તરીકે, પ્રથમ ગણ્યું છે. બુદ્ધિશાળી માણસે શરીરના રક્ષણ માટે હમેશાં સાવધાન રહેવું. કારણ શરીરસુખનો અભાવ એટલે સર્વ વસ્તુનો અભાવ.

**ઉત્સાહ :** દુનિયામાં જાણીતાં થયેલા મહાન સંચાલનોનો ઇતિહાસ તપાસીશું તો માલૂમ પડશે કે પ્રત્યેકની સફળતાનો આધાર ઉત્સાહ હતો.

**સબળ પ્રયત્ન :** કામ હાથ ધર્યું તે અડધે રસ્તે રાખીશ નહિ બુદ્ધિથી, અવિરત પરિશ્રમ કરી, નિરંતર કાળજી રાખી, ખંત અને ધીરજ

ધારી, મુશ્કેલીઓનો બહાદુરીથી સામનો કરી, કામ પાર ઉતારજે. સરખી દિશાના સબળ પ્રયત્નને કશું દુષ્કર નથી.

**દલીલખોરી :** ઘણા માણસો દલીલ કરવાની હોશિયારીમાં બુદ્ધિ રહી છે એમ માને છે, અને દલીલ કરવાની ખાતર જ દલીલોમા ઊતરી પડે છે, અને નથી જોતા કાળ, સ્થાન, હાજરી કે સંજોગો આવી ટેવ અંતે તેમને ખૂબ જ અપ્રિય બનાવી દે છે અને એવા અવિચારી અને અવિવેકી દલીલખોરો સભ્ય સમાજમાથી બહિષ્કૃત થાય છે.

**આશા–નિરાશા :** જે આશાનુ ફળવુ શંકાસ્પદ હોય તેવી આશા કોઈના દિલમા ચાહીને ઉછેરવી નહીં. ખૂબ સેવેલી આશા જો કદી નિરાશામા પરિણમે છે તો તે હૃદયના મર્મને છેદી નાખે છે.

**ભલું મરણ :** જીવનને અતે, મરણ સમયે, જો એમ કહી શકાય કે 'મે' -મારુ કર્તવ્ય કર્યું છે, સર્વ સબધોમા અને પ્રત્યેક સજોગમા મારી ફરજ બરાબર અદા કરવા સંપૂર્ણ અને સહૃદય યત્ન કીધો છે,' તો આથી ભલુ કયુ જીવન? આથી ભલુ કયુ મરણ?

**ઉત્તેજન :** દોષિતને શિક્ષા આપવી ભલે અનિવાર્ય હોય, આવશ્યક હોય કે સુધારવા માટે જરૂરી હોય પણ ક્ષમાના ને ઉત્તેજનના બે મીઠા બોલ જે કાર્ય કરે છે, તેની તો સરખામણી જ નથી.

**સટ્ટો :** કેટલાયે નિર્દોષ અને સુખી કુટુબોના વિનાશનુ કારણ બે અક્ષરનો એક શબ્દ 'સટ્ટો' છે. એણે ભલભલા અનુભવીઓ અને કરોડપતિઓને પણ ધૂળ ચાટતા કર્યા છે સોનાને હીંડોળે ઝૂલનાર ભોળા ભાવિકોને રસ્તે ચાલતા કરનાર એ રાક્ષસ છે. જે ઘરમા એ જાલિમ ઘસે છે તેના સુખશાતિની પાયમાલી ઉપરાત તેની સંસ્કારિતાની હાનિ અનિવાર્ય બની રહે છે.

**બુદ્ધિલક્ષણ :** મનુષ્ય પોતાના ગુણોને અંગે મિત્રતાને પામે છે અને પોતાના જ દોષથી શત્રુતાને પામે છે. બુદ્ધિમાન મનુષ્યે આ જગતમા સર્વની સાથે પ્રયત્નપૂર્વક મિત્રતા કરવી.

**મિત્રતાનો મહિમા :** સુમિત્ર કષ્ટથી મેળવી શકાય છે. મિત્રની સહાયથી જે કાર્ય બની શકે છે તેની સરખામણી જ નથી. વિદ્વાન અને સર્વ રીતે સાધન સંપન્ન હોય પણ મિત્રવિહીન હોય તો તે અપૂર્ણ જ જાણવો. સમુદ્ર પરિપૂર્ણ છે તો પણ તે ચંદ્રમાના ઉદયની અપેક્ષા રાખે છે.

**ક્રિયાસિદ્ધિ :** સાધનહીન છતાં બુદ્ધિયુક્ત અને બહુશ્રુત હોય તે માનવી કાર્ય સાધી શકે છે. ક્રિયાની સિદ્ધિ સાધન પર નહીં પણ માનવીની શક્તિ પર અવલંબે છે.

**વિવેકપરીક્ષા :** માણસ ખરેખર વિવેકી અને માયાળુ છે કે નહીં તેની સાચી પરીક્ષા, તેના હાથ નીચેના માણસોની સાથેનુ તેનુ વર્તન છે.

**પરિશ્રમની જરૂરત :** આપણી સાચી વાત સિદ્ધ કરવા માટે કાંઈક વિશેષ મહેનત કરવી જરૂરની હોય તો તે કરવામાં શિથિલતા રાખવી ન જોઈએ, અને આપણે માટે કોઈ સારો મત ધરાવતુ હોય તો તે કાયમ રહે અને વધે તે માટે આપણે વધુ જ્ઞાન મેળવવુ જોઈએ, અને નિરંતર પ્રયત્ન અને પરિશ્રમ કરવા તત્પર રહેવુ જોઈએ.

**મીઠાં વચનો :** ભૂલો માટે કટુ શબ્દો કરતા ઉત્તેજનના મીઠા બે વચનો શતગુણ કામ કરે છે ખાસ કરીને તેનો પ્રયોગ જ્યારે સહૃદય વડીલો તરફથી, સહેલાઈથી છાપ પડે એવા કોમળ મનવાળા બાળકો કે ઊગતા યુવકો પ્રતિ કરવામા આવે છે, ત્યારે તેની ઊંડી, ચિરંજીવ, સુખદ અસર થયા વિના રહેતી નથી.





ાગતાધ્યક્ષ શ્રી પ્રાણલાલભાઈનો પુષ્પહાર શ્રી કનૈયાલાલ મુનશી સ્વીકારે છે: મંચ પર બેઠેલામાં સર હરસિદ્ધભાઈ દિવેટિયા,
દી. બ. કૃષ્ણલાલ મો. ઝવેરી અને બીજાઓ (જાન્યુઆરી ૧૯૪૭)

# મુનશીજી : પરિચય

આજે સાજે આપ સર્વને સત્કારતા મને ઘણો આનંદ થાય છે. મારા આમંત્રણનો આપે સ્વીકાર કર્યો છે તે માટે આપ સૌનો આભારી છુ. મુનશીજીએ સાઠ વર્ષ પૂરા કર્યા છે અને તે મંગલ પ્રસગે તેમનુ સન્માન કરવા અને તેમને પ્રભુ ચિરાયુ, સ્વાસ્થ્યપૂર્ણ અને સુખી જીવન બક્ષે એવી પ્રાર્થના કરવા આજે આપણે ભેગા થયા છીએ.

મુનશીજી સૌને એટલા બધા ચિરપરિચિત છે કે આ સ્થાનેથી તેમનો પરિચય આપવામાં નરી ધૃષ્ટતા જ લેખાશે.

એમની તેજસ્વી કારકિર્દી, વિવિધલક્ષી પ્રતિભા, રાજકારણને ક્ષેત્રે મેળવેલી સિદ્ધિઓ, ધારાશાસ્ત્રી તરીકેનુ જીવન, સાહિત્ય, કેળવણી અને સમાજને ક્ષેત્રે કરેલી સેવાઓ, ભારતીય સંસ્કૃતિના વિકાસમા આપેલો ફાળો આપણને ખૂબ જ જાણીતો છે. મુનશીજી વ્યુત્પન્ન પડિત, સાહિત્ય-સ્વામી, નવલકથાકાર અને મહાન નાટ્યકાર છે.

ખૂબ જ વ્યવસાયી જીવન હોવા છતા મુનશીજીએ વકીલાત, સાહિત્ય, સમાજ, શિક્ષણ, રાજકારણ અને સંસ્કૃતિ જેવા વિવિધ ક્ષેત્રોમા કામ કર્યું છે.

પ્રખ્યાત ધારાશાસ્ત્રી તરીકે એમનુ નામ દેશમા અગ્રસ્થાને છે. રાજકારણક્ષેત્રે 'હિન્દ છોડો'ના આદોલનથી તો એમની પ્રવૃત્તિઓને આખા દેશે વધાવી લીધી છે મુત્સદ્દી તરીકે એમની સેવાઓ અજોડ છે. ૧૯૩૭ના કોંગ્રેસ પ્રધાનમડળમા પ્રધાનપદુ ભોગવતા એમણે પ્રાપ્ત કરેલી કીર્તિ હજી લોકોના મનમા તાજી છે. કોગ્રેસ પ્રધાનમંડળ દરમિયાન

---

શ્રી મુનશી ષષ્ઠિપૂર્તિ ઉત્સવને પ્રસગે કરેલુ સ્વાગતપ્રવચન જે પછી શ્રી કનૈયાલાલ મુનશી હીરક મહોત્સવ સમિતિએ ૧૯૪૭મા અગ્રેજીમા પ્રકટ કરેલા 'મુનશી–હિઝ આર્ટ એન્ડ વર્ક' નામના પુસ્તકમા પરિચયલેખ તરીકે અગ્રેજીમા પ્રકટ થયુ. આ એનો ગુજરાતી અનુવાદ છે.

બૃહદ્ મુબઈ યોજના પણ એમણે જ ઘડી હતી અને જો કોંગ્રેસ સરકાર સત્તા પર હોત તો ૧૯૩૯મા તે યોજના અમલમા આવી હોત. ૧૯૩૦થી તેઓ દેશના અગ્રગણ્ય કોંગ્રેસીઓની હરોળમા છે. છેલ્લાં સાઠ વર્ષથી જે કાર્ય માટે રાષ્ટ્રીય લડત ચાલી રહી છે તે હિન્દની એકતા ને સગઠનના તેઓ ૧૯૪૧થી અફર પુરસ્કર્તા રહ્યા છે.

મુનશીજીએ બાળપણથી જ આપણા સામાજિક અને શૈક્ષણિક જીવનની પુનર્રચના માટે લડત ચલાવી છે. મુબઈને મદિરપ્રવેશ કાયદો પણ તેમને જ આભારી છે. ૧૯૩૯માં મદ્યનિષેધ દાખલ કરવા પણ તેમણે અવિરત પ્રયાસ કર્યો હતો. મુબઇ વિદ્યાપીઠ સાથે પણ તેઓ છેલ્લા ૨૦ વર્ષથી સકળાયેલા છે. હાલના મુબઇ વિદ્યાપીઠ કાયદાનો યશ પણ તેમને જ ઘટે છે અને મુબઈની ધારાસભામા પણ તેઓ વીસ વર્ષ સુધી વિદ્યાપીઠના પ્રતિનિધિ તરીકે રહ્યા હતા. અનેક કેળવણી ટ્રસ્ટોમા તેઓ ટ્રસ્ટી તરીકે કામ કરે છે. અનેક શિક્ષણસંસ્થાઓ જેવી કે ચિલ્ડ્રન્સ એઈડ સોસાયટી, હસરાજ મોરારજી પબ્લિક સ્કૂલ, કબીબાઈ હાઈસ્કૂલ, ફેલો-શિપ સ્કૂલ, પંચગની હિન્દુ હાઈસ્કૂલ, બિરલા પબ્લિક સ્કૂલ, લિબર્ટી હાઈસ્કૂલ, ઈન્સ્ટીટયુટ ઓફ એગ્રિકલ્ચર—આણદ, અનુસ્નાતક અભ્યાસ માટેનો મૂગાલાલ ગોએન્કા વિભાગ અને તે ઉપરથી 'ભારતીય વિદ્યા ભવન કે જેમા મેઘજી મથરાદાસ આર્ટ્સ કૉલેજ, નારણદાસ મનોરદાસ સાયન્સ કૉલેજ, સંસ્કૃત પાઠશાલા અને ગીતા વિદ્યાલયનો સમાવેશ થાય છે—એ બધાની વ્યવસ્થા અને સચાલનમા તેઓએ સહાયતા કરી છે. ભારતીય વિદ્યા ભવન સિંઘી ગ્રથમાળા, મુનશી સાહિત્યમાળા, ભારતીય વિદ્યાના ગ્રથો પ્રકાશિત કરે છે તેમા પણ મુનશીજીની જ પ્રેરણા છે. એમના શક્તિશાળી પ્રયાસોને પરિણામે ભારતીય ઈતિહાસ સમિતિએ હિંદનો ઇતિહાસ દસ ગ્રંથોમા બહાર પાડવાનુ નક્કી કર્યુ છે, જેના ચાર ગ્રથો તો છપાવવા માટે તૈયાર પણ થઇ ગયા છે.

એમનું સાહિત્યકાર્ય પણ વિશાળ છે. એમના પચાસથી વધુ પ્રકાશનોમા નવલકથાઓ, નાટકો, જીવનકથાઓ, આત્મકથા, ઈતિહાસ, વિવેચન,

સંશોધન તથા રાજકીય ને ધાર્મિક ગ્રંથોનો સમાવેશ થાય છે. રોમાંચક ઐતિહાસિક નવલકથાના સર્વશ્રેષ્ઠ વિદ્યમાન સિદ્ધહસ્ત આલેખક તરીકે દેશમાં તેમની ગણના થાય છે. સાહિત્યના કલાસ્વામી તરીકે તેઓ અગ્રગણ્ય છે એમની ઘણી નવલકથાઓના અન્ય ભારતીય ભાષાઓમાં અનુવાદ થયા છે. એમની કેટલીક નવલકથાઓ ને નાટકો પરથી નાટ્યપ્રયોગો પણ થયા છે અને ચલચિત્રો પણ તૈયાર થયા છે. પણ આ બધા ઉપરાંત એમની સર્જકદૃષ્ટિએ અનેક વર્ષોના હિંદનું સુંદર ચિત્ર દોરી આપ્યું છે. ઇતિહાસ લખીને જ એમને સંતોષ નથી થયો પરંતુ પોતાની સર્જનકલાથી સૈકા પહેલાંના ભૂતકાળને એમણે ફરી સજીવન કર્યો છે. તેમણે શુક્રાચાર્યના દેવો સામેના જગતવિમોચનયુદ્ધનું, દેવયાનીની પિતૃભક્તિનું, સુકન્યા અને ચ્યવનની વાતનું, વસિષ્ઠ અરુંધતીના આત્મૈક્યનું, વેદોમાંથી સાંપડતી પ્રથમ ઐતિહાસિક ઘટના દિવોદાસ અને શમ્બર વચ્ચેના સંગ્રામનું, અમર પ્રેમીઓ અગસ્ત્ય અને લોપામુદ્રાનું તથા મહાન વૈદિક ઋષિ ને આર્યસંસ્કૃતિના સ્થાપક વિશ્વામિત્રનું દર્શન કરાવ્યું છે. આર્ય સંસ્કૃતિના જ્યોતિર્ધર વસિષ્ઠ, શક્તિ ને પરાક્રમમાં અજોડ એવા ભગવાનના અવતાર પરશુરામ, સહસ્રબાહુ, મહત્ત્વાકાંક્ષી ને આભને જેતું અભિમાન અડકતું એવા અર્જુન કાર્તવીર્ય, તથા આર્યાવર્તને અને એની સંસ્કૃતિને દુશ્મનોના હાથથી બચાવનાર ઔર્વ અને સગરના સર્વાંગ સંપૂર્ણ સમગ્ર ચિત્રો તેમણે આપ્યાં છે. 'ભગવાન કૌટિલ્ય' નામની નવલકથામાં મહાન રાજનીતિચિંતક અને ભારતની રાજકીય એકતાના આદ્યશિલ્પી કૌટિલ્યનું તેમ જ એલેક્ઝાંડરના સૈન્યને હિંદમાંથી હાંકી કાઢનાર તેના શિષ્ય ચન્દ્રગુપ્તનું એવું જ સુરેખ ચિત્ર દોર્યું છે. ભારતીય વિચારધારાના ઉદ્‌ગમસ્થાનો જેવાં કે અગસ્ત્ય, વસિષ્ઠ, વિશ્વામિત્ર અને નૈમિષારણ્ય આશ્રમોના ચિત્ર પણ એમણે ચિત્રકારની રસલક્ષી દૃષ્ટિએ આલેખ્યા છે. કાળક્રમે કાળગર્ભમાં લુપ્ત થઈ ગયેલા સંસ્કૃત કવિ વિશાખદત્તના નાટકને પણ એમણે 'ધ્રુવસ્વામિનીદેવી'માં સજીવન કર્યું. એમાં આપણને ઇતિહાસકાર વિન્સન્ટ સ્મિથ જેને મહાન રાજવી તરીકે ઓળખાવે છે તે ચન્દ્રગુપ્ત અને તેની પ્રણયરાણી ધ્રુવસ્વામિનીદેવી જ્યારે રાજ્ય કરતા હતા તે પ્રાચીન ભારતના ગુપ્તકાળનું વર્ણન મળે છે.

એમની ઐતિહાસિક કૃતિ 'ઇમ્પિરિયલ ગુર્જર્સ' (Imperial Gurjaras)માં ઈ. સ. ૫૫૦ થી ૧૩૦૦ સુધીનો ઇતિહાસ છે, જેમા ગુર્જર દેશનાં ત્રણ રાજ્યો કનોજના પ્રતિહારો, માળવાના પરમારો, અને ગુજરાતના ચાલુક્યો તથા ઈ. સ ૧૩૦૦ મા ગુજરાતનુ પતન થયુ ત્યાસુધીનો ઇતિહાસ છે. આ ગ્રથમા પ્રથમવાર આપણુને કનોજથી રાજ્યવહીવટ ચલાવતા, તથા આરબો અને તુર્કોનો પ્રતિકાર કરનાર ઉત્તર હિન્દના પ્રતિહાર રાજાઓની કડીબદ્ધ કથા મળે છે.

ગુજરાતને સ્પર્શતી નવલકથાઓમા મુનશીજીએ આ જ સમયનુ બયાન આપ્યુ છે અને મહંમદ ગઝનીના આક્રમણ સમયના ગુજરાતનુ વીરત્વભર્યું ખમીર તેમ જ જયસિંહ સિદ્ધરાજના વખતમાં બૃહદ્ ગુજરાતના ઘડતરની ભૂમિકા વિષેયે જાણુવા મળે છે. એમણે પૃથ્વીવલ્લભ અને મૃણાલદેવી, ભીમ અને તેની રાણી ચૌલાદેવી, દુનિયાના મહાન સૈનિકોમાનો મહમદ ગઝની, મુજાલ અને મીનળદેવી, સિદ્ધરાજ અને કાક, ઉદયન અને હેમચંદ્ર જેવી ઐતિહાસિક વિભૂતિઓનુ સર્જન કરી ગુજરાતના ગૌરવનુ રોમાચક દર્શન કરાવ્યુ છે. 'સ્વપ્નદ્દષ્ટા' મા પોતાની સર્જનકલાદ્વારા બંગભગના દિવસો દરમિયાન રાષ્ટ્રવાદના જન્મની કથા આલેખી છે. સાહિત્યકીય અને રાજકીય કૃતિઓમા હિંદના આત્મતત્ત્વનુ આલેખન કરતા એમની ભારતીય રાષ્ટ્રવાદ પ્રત્યેની શ્રદ્ધા, ભારતમૈયાની આરાધના અને માનવમુક્તિ માટે હિંદની સસ્કૃતિને સાધન માનવાનો એમનો વિશ્વાસ જણાઈ આવે છે.

અનેક સસ્થાઓ સ્થાપીને, સંસ્કૃત ભાષાના અધ્યયન પર ભાર મૂકીને, અખંડ હિન્દુસ્તાનની જોરદાર હિમાયત કરીને, હિંદીને રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારવાનો આગ્રહ રાખીને, આપણી સસ્કૃતિને અનુરૂપ હોય એ રીતે સમાજજીવનમા પુન એકતા લાવવાની વાત પર લક્ષ આપીને, મનુષ્યને દેવત્વ સુધી દોરનારો ઉપદેશ આપતી અને પોતાની અનેક શક્તિઓમાથી શક્તિશાળી ઐક્ય નિર્માણ કરવાના ગીતાના ઉદ્દેશ તરફ આગળી ચીંધી

ગીતાને વધુ એક રીતે સમજાવવાનો પ્રયત્ન કરીને ભિન્ન ભિન્ન પ્રકારે ભારતીય સંસ્કૃતિનાં મૂળતત્ત્વોનો એમણે પ્રચાર કર્યો છે.

મુનશીજીએ નવલકથાઓ, નાટકો, જીવનકથાઓ, સાહિત્યનો ઇતિહાસ તેમ જ ભારતના ગૌરવપૂર્ણ યુગનો રાજકીય ઇતિહાસ ગુજરાતને આપ્યા છે. ગુજરાતની અસ્મિતા બહાર લાવનાર એઓ અર્વાચીનોમા આદ્ય છે.

અક્ષરપ્રવૃત્તિઓ ઉપરાત મુનશીજીએ ગુજરાતી જીવનના સસ્કાર-વિકાસમાં પણ મદદ કરી છે. તેવીસ વર્ષ પહેલા પારલૌકિક મનોવૃત્તિ છોડી માનસિક અને શારીરિક શક્તિઓનો પૂર્ણ વિકાસ કરી જીવનનો ઉલ્લાસ માણવાનુ શિક્ષણ લોકોને આપનાર તેઓ પ્રથમ ગુજરાતી હતા લગ્ન અને ગૃહજીવન પ્રત્યેની આપણી દૃષ્ટિમા કૌતુકદૃષ્ટિ પણ એમણે નિર્માણ કરી. સંગીત, નાટક, અદ્યતન નૃત્યનાટિકાને ગુજરાતના કુટુબજીવન સુધી લઇ જવામાં તેઓ અગ્રેસર છે. અનેક અવેતન નાટ્યપ્રયોગો ને નૃત્યનાટિકાઓનુ દિગ્દર્શન કરી તેમણે મુબઈને કલાત્મક સપૂર્ણતા આપી હતી. કુળવાન અને ખાનદાન કુટુંબનાં યુવકયુવતીઓને અવેતન રગમંચ પર પ્રથમવાર પદાર્પણ કરાવવાનો યશ પણ એમને જ ફાળે જાય છે.

આજે તેઓ લોકસભાના સભ્ય તરીકે અને તેમાય અનેક સમિતિઓના સભ્ય તરીકે મહત્ત્વનુ કાર્ય કરી રહ્યા છે.

મુનશીજી ગરીબ પણ કુલીન કુટુબમાથી આવ્યા છે. આજે જે પદ સુધી તેઓ પહોચ્યા છે તે પોતાની શક્તિને આભારી છે તેઓ પોતીકા તેજે પ્રકાશતા સ્વયંસિદ્ધ માનવી છે તેમનુ વ્યક્તિત્વ અનોખુ છે અને કાર્યક્ષેત્ર પણ વિશાળ છે. તેમના દરેક કાર્ય પર સિસૃક્ષાશક્તિની મહોર છાપ હોય છે. તેમનામાં વિરલ કક્ષાની હિમત છે. અને જરૂર પડ્યે અપ્રતિમ યોદ્ધાની પાત્રતા પણ તેઓ ધરાવે છે. ઘણા પ્રસંગોએ મને આશ્ચર્ય થતુ કે એક માણસ કઈ રીતે આટલી બધી પ્રવૃત્તિઓ સાથે કરી શકે ત્યારે

મારા એક નિકટના મિત્ર, જેઓ મુનશીજીના પણ મિત્ર છે તેમણે મને જણાવ્યુ હતુ કે: મુનશીજી એક 'પ્રતિભાશીલ' વ્યક્તિ છે.

અનેક મહાન ગુણો અને સિદ્ધિઓ પ્રાપ્ત થવા છતા મુનશીજી માનવતાથી સભર છે. એક સજ્જન ઉપરાત તેઓ પ્રેમાળ પતિ, વત્સલ પિતા અને સાચા મિત્ર છે તે ઉપરાત એમનુ જીવન સાચા અર્થમા સેવાપરાયણ છે.






શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજીના

ચિત્રસંગ્રહમાંથી

ગુજરાતના

કેટલાક સુપ્રસિદ્ધ ચિત્રકારોના

સુંદર

અને

ભાવવાહી ચિત્રો

નિશ્ચે એની, રડી રડી, હશે
આખ સૂજી ગયેલી,
ફીકા, લૂખા અધર અરુણા
ઉષ્ણ નિશ્વાસ નાખી;
હાથે ટેક્યુ મુખં જરી જરી
કેશમાથી જણાતું,
મેઘે છાયુ કલુષિત દીસે
બિમ્બ શું ચન્દ્રમાનુ !
કવિ કાલિદાસ



યુવતીઓનુ સર્જન કરતા વિધાતાએ જેને પ્રથમ સર્જી હશે તેવી, યક્ષના દ્વિતીય જીવન જેવી, સહચર જતા સૂની ચક્રવાકી સરખી, શિશિરમાં ચીમળાયેલી પદ્મિનીશી, આધિક્ષામા વિરહિણી યક્ષકાન્તા.

વિરહિણી યક્ષકાન્તા



तथा प्रोत्साहिता देवी गत्वा मन्थरया सह ।
क्रोधागारं विशालाक्षी सौभाग्यमदगर्विता ॥

रामायण

શિવનેરી દુર્ગમા, માતા જીજાબાઈ પાસે, બાળક શિવાજીમાં વિશિષ્ટ સ્વાધીન ચેતનાનો ભાવ જાગી ઊઠે છે. એ ભાવને પોષણ મળે છે, દાદાજી કોંડદેવ નામના એક કર્મઠ બ્રાહ્મણ પાસેથી. એ બને છે એના શિક્ષક અને સંરક્ષક. મંદિરની પરસાળ બને છે કથાસ્થાનક, મહાભારતરામાયણની વીરકથાઓ પાય છે પ્રેરણા અને અંતે જાગે છે શિવાજીની રાષ્ટ્રમુક્તિની આકાંક્ષા.

ભૂતકાલની ભારતની સર્વશ્રેષ્ઠ કવયિત્રી મીરાના જીવન વિશે કોણ અજાણ હોય? 'મેરે તો ગિરધર ગોપાલ' ગાનારી મીરાં પ્રેમદીવાની હતી— તબૂરના તાર પર એ આત્માની આરતને વાચા આપતી

યૌવનસપન્ના ગ્રામગોપિકા ગોરસ લઈને, બીજે ગામ જતા, માર્ગે સંકેતસ્થાને પોતાના વલ્લભની પ્રતીક્ષા કરી રહી છે. નાની તળાવડીમાંથી તાજું ઊઘડેલુ કમળફૂલ લીધુ છે એ એની પ્રીતિનુ પવિત્ર પ્રતીક છે. પ્રથમ મિલને શી ગોષ્ઠિ થશે તેની મુગ્ધ મુંઝવણ એના મુખ પર આંકાઈ છે.

આ છે ઢોલામારુના દેશની મદભરી માનુની. ભર્યા ઘરમાં અતૃપ્ત યૌવન એકલવાયું બને છે. નથી બોલવુ ગમતુ, નથી ચાલવું ગમતું. સાજશણગાર તો સજ્યા છે, પુષ્પથીયે કોમલ દિલ અર્પણ કરવાના પ્રતીક રૂપે એક પુષ્પ પણ પ્રિયચરણે ધરવા હાથમાં ગ્રહ્યુ છે. પણ બધું નિરર્થક છે, તેથી માનુની અન્યમનસ્કા બની ગઈ છે. એવે સમયે સાહેલી પોતાની કંકુભરી આગળી એની ચિબુકે મૂકીને કહે છે: 'ઓ સખિ! મનની વાત કંઈક તો કર; આમ તો હૈયુ ફાટી જશે!' પણ શુ બોલે એ વિરહોત્કણ્ઠિતા?!

## મનની વાત



ચિત્રકાર : શ્રી શાંતિ શાહ

લોકગીતનો કવિ ગાય છે કે લાડકો દિયરિયો, પરદેશ ગયેલા ભાઇની વહુ માટે, વહાલસોયી ભાભી માટે વાટીઘૂંટીને ભરેલા મેંદીના વાડકા લાવે છે ને ભાભીને હાથની હથેળી ને પગની પાની રંગવા કહે છે. પણ ભાભી એ રંગ કોને દાખવે? લોકગીતનો એ ભાવદર્શક ઉપાડ કેવો સુંદર છે!

'મેંદી તે વાવી માળવે ને એનો રંગ ગયો ગુજરાત રે!'

આ ચિત્રમાં એક સુખી સ્વસ્થ સંસારનો ખ્યાલ આવે છે. મધુર વાયુ લહેરોમાં ઝૂલતી વૃક્ષડાળી, શ્વેત પારેવડાં અને નાનીશી પ્રવેશબારી દ્વારા સમય છે પ્રભાતનો, ઉદ્યાનના મંચ પર વિશ્રાન્તિ કરી રહેલી મુગ્ધાને તેની દાસી પગપાનીએ મેંદીનું રંગલેપન કરી રહી છે. આ રંગો કોને દાખવીશ? અને એની સ્વપ્નભરી દેહલીલા જ એનો ઉત્તર પણ આપી રહે છે એ જ સાજનને, જ્યારે આવશે ત્યારે એને!

મેંદીભરી પાની



ચિત્રકાર : શ્રી ચન્દ્રશંકર રાવળ

# ખંડ બીજો

◎

(પૂર્તિ)

આ વિભાગમાં, શ્રી પ્રાણલાલભાઈએ કિશોરાવસ્થામા કરેલા વિશાળ વાંચનના ઉદાહરણરૂપ કેટલીક અંગ્રેજી કંડિકાઓ, એમના પૂજ્ય પિતાશ્રીએ કંઠસ્થ કરાવેલા કેટલાક સંસ્કૃત શ્લોકો અને ગુજરાતી કાવ્યપંક્તિઓ તથા પોતે રચેલું કેટલુક બીજું પ્રાસંગિક સાહિત્ય અને વ્યાપાર, નાટક, બેંકિંગ, તથા સમાજક્ષેત્રના વિષયમા પોતે કરેલાં કેટલાંક મહત્ત્વના પ્રવચનો પ્રકટ કર્યાં છે.

# ‘ માનનીય મુરબ્બી ’



**ગુજરાતી નાટ્ય મંડળને આશ્રયે, સર હરસિદ્ધભાઈ દિવેટિયાને અધ્યક્ષપદે, તા. ૨૨ મી ફેબ્રુઆરી ૧૯૫૬ ને દિને યોજાયેલા સન્માનસમારંભમા કરેલુ પ્રવચન.**

## મુરબ્બીશ્રી હરસિદ્ધભાઈ, સદ્ગૃહસ્થો અને સન્નારીઓ,

ગુજરાતી નાટ્ય મ ડળે આજે મારે માટે આ સન્માનસમાર ભ યોજી મારી પ્રત્યે જે મમત્વ વ્યક્ત કર્યું છે તે માટે હુ તેનો અ ત.કરણપૂર્વક આભાર માનુ છુ. ત્રણ વર્ષ તેનુ પ્રમુખપદ જાળવી, અસ્વસ્થ પ્રકૃતિને કારણે હવે હુ નિવૃત્ત થાઉ છુ અને તે સમયે મને મ ડળના ‘માનનીય મુરબ્બી’ તરીકે આપે નિયુક્ત કર્યો છે તે આપની કદરદાની તથા ભલી લાગણીનુ જ દ્યોતક ઉદાહરણ છે.

### નાટકનું ઋણ

નવેમ્બર ૧૯૫૨મા ગુજરાતી નાટ્યશતાબ્દી મહોત્સવ ઊજવાયો હતો એ આપને સૌને વિદિત છે. હુ જે વ્યાપારી અને શરાફી ક્ષેત્રમા ઓતપ્રોત રહેનારો તે આ નાટ્યકલા–વિષયક પ્રવૃત્તિમા કેમ આકર્ષાયો એ પ્રશ્નનો ઉત્તર આજપૂર્વે મે આપ્યો છે. આજે એની પુનરુક્તિ કરુ કે મને સાહિત્ય, સ ગીત અને કલા માટે મૂળથી જ પ્રેમ અને અભિરુચિ છે. વળી, નાટકને હુ આપણા સામાજિક અને સાસ્કૃતિક વિકાસ માટે સબળ સાધન લેખુ છુ નાટક એ અનિર્વચનીય અને સદ્ય પરમ પ્રમોદ પમાડનારી અજબ વસ્તુ છે. નાટક વિદ્યા, કલા, સ ગીત તથા સુદરતાનુ મહાન પોષક છે. નાટક આપણા ધર્મ અને નીતિના ઉપદેશોને હૃદયના ઊંડાણમા છેક સુધી પહોચાડનારુ સુકોમળ શસ્ત્ર છે અને નાટક એ આપણી પ્રાચીન ગૌરવભરી આર્ય સ સ્કૃતિને નવીન ચેતન, પ્રાણ અને પુનર્જીવન આપવા માટે, મનોહર અને મૂલ્યવાન આયુધ છે. આપણી ર ગભૂમિએ અને નાટ્યકલાએ પ્રેક્ષકગણ અને વાચકવૃન્દને આજસુધી જે આન દ પમાડ્યો છે અને તેમની રસવૃત્તિ

કંઈક અંશે પણ સંતોષવા અને વિકસાવવા જે સ્તુત્ય પ્રયત્ન કર્યો છે તેનું ઋણ ચૂકવવાની સૌની ફરજ છે.

### કર્તવ્યબુદ્ધિની પ્રેરણા

વ્યાપારી ભલે બહુશ્રુત કે કલાભિજ્ઞ ન હોય તો પણ મારી દૃઢ માન્યતા છે કે વેપારી જનતાનું અંગ છે અને તેણે જનતાની સામાજિક અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓથી અલગ રહેવું જોઈએ નહી, પરંતુ એવા બધા ક્ષેત્રોમાં રસ લઈ તેઓને પોતાની કાર્યદક્ષતા, યોજનાશક્તિ, વ્યવહારકુશળતા ઇત્યાદિ શક્તિઓનો ને દ્રવ્યનો લાભ આપવો જોઈએ. આ પ્રકારની કર્તવ્યબુદ્ધિથી પ્રેરાઈને જ મેં ગુજરાતી નાટ્યશતાબ્દી મહોત્સવ સમિતિનું પ્રમુખપદ સ્વીકાર્યું હતું. એ મહોત્સવ સફળતાપૂર્વક ઊજવાઈ ગયા પછી એવું સૂચન થયું હતું કે ગુજરાતી નાટ્ય અને રંગભૂમિના ઉત્કર્ષ અને પ્રગતિ માટે એક યોજના હાથ ધરાવી જોઈએ કે જેથી આ અપૂર્વ પ્રસંગે ઉત્પન્ન થયેલો ઉત્સાહ ચિરંજીવી રહી, સ્થાયી સ્વરૂપ ધારણ કરે. ગુજરાતી નાટ્ય મંડળની ઉત્પત્તિ અને 'ગુજરાતી નાટ્ય'નો માસિક તરીકે જન્મ—એ આ સૂચનને, ઉત્સાહને અને આ પ્રેરણાને જ આભારી છે.

મંડળની સ્થાપના થઈ તે સાથે જ, મુરબ્બી સર હરસિદ્ધભાઈ દિવેટિયા તથા અન્ય સહકાર્યકરોના પ્રેમ તથા આગ્રહને વશ થઈ, તેનું માનભર્યું, પણ મારે માટે કંઈક જુદા પ્રકારની જવાબદારીવાળું અને વિકટ એવું પ્રમુખસ્થાન લેવાનું પણ આવ્યું. મને ખાતરી હતી કે મંડળ જે ઉદ્દેશથી સ્થપાયું છે તે સિદ્ધ કરવા માટે અખૂટ ધીરજ, અવિરત પરિશ્રમ, વ્યવસ્થિત આયોજન અને પૂરતા સાધનો ઉપરાંત પ્રજાના ઉત્તેજનની પણ પૂરી આવશ્યકતા રહેશે. સદ્‌ભાગ્યે મંડળને તેની સ્થાપનાના સમયથી જ મુરબ્બી મુનશીજી, સર હરસિદ્ધભાઈ દિવેટિયા, શ્રી મનુ સૂબેદાર, ડૉ ડી. જી વ્યાસ, શ્રી ચન્દ્રવદન મહેતા, શ્રી ધનસુખલાલ મહેતા, શ્રી જ્યોતીન્દ્ર દવે, શ્રીમતી ભારતીબહેન સારાભાઈ, શ્રી જયશંકર સુન્દરી, શ્રી બાબુભાઈ ચીનાઈ, શ્રી મણિલાલ ભટ, શ્રી પ્રાગજી ડોસા, શ્રી પ્રવીણચંદ્ર ગાંધી, શ્રી જયંતિલાલ ત્રિવેદી, પ્રો. છોટાલાલ ઘીવાળા, શ્રી નવીનચંદ્ર ખાંડવાળા,

શ્રી દામુભાઈ ઝવેરી, પ્રા. મધુકર રાંદેરિયા વગેરે વિચારશીલ, સહૃદયી, ઉત્સાહી કાર્યકરો સાંપડ્યા છે તેમાં આ વર્ષે શ્રી મોહનલાલ મહેતા 'સોપાન', શ્રી લલિતચંદ્ર ચૂનીલાલ અને શ્રી બરજોર પાવરી જેવા અનુભવી મિત્રોનો સાથ પણ વધ્યો છે. આ સર્વ સુયોગ મંડળ માટે તથા તેના મુખપત્ર માટે ગૌરવભર્યો અને તે બેઉના ભાવી માટે આશાપ્રેરક છે

## જનતાનો સક્રિય સાથ

દેશની લલિતકલાઓને પોષવાની, જીવંત રાખવાની અને તેનો વિકાસ થાય તેવાં સર્વ પગલાં તન, મન, ધનથી યોજવાની સૌની ફરજ છે, કલાકારોની, કલાના ઉપાસકોની, રાજ્યની, જનતાના દરેક વર્ગની અને વ્યાપારીની. મેં મારે પક્ષે આ દષ્ટિએ, યથાશક્તિ, યથામતિ શક્ય તેટલો વિનમ્ર ફાળો આપ્યો છે. આ શ્રેયસ્કર અને રમ્ય પ્રવૃત્તિની સફળતાનો મુખ્ય આધાર, જનતાની પ્રત્યેક વ્યક્તિની યથાશક્તિ સહાય, સહાનુભૂતિ અને સક્રિય સાથ ઉપર છે, આજે સાધનવતી થોડીક વ્યક્તિઓ પર નહીં, એ વાત પણ હું કહી ગયો છું. હું માનું છું કે ગુજરાતનું પ્રજામાનસ આ પ્રવૃત્તિને ચાહે છે અને તેની પ્રગતિ માટેના પ્રયત્નોને પ્રેમ અને પક્ષપાતની દૃષ્ટિએ નિહાળે છે. આ તે પ્રયત્નોની સફળતા માટે મોટું ચિહ્ન છે

## મંડળની પ્રવૃત્તિઓ

સ્થાપના પછી મંડળે પોતાની પ્રવૃત્તિઓ ધીરી પણ મક્કમ રીતે કરી છે ને તેનાથી મને સંતોષ થયો છે **મંડળનું મુખપત્ર** 'ગુજરાતી નાટ્ય' તેની સંપાદન અને કલાદૃષ્ટિએ વિવેકી વાચકો અને વિવેચકોને રુચ્યું છે મંડળ પ્રતિવર્ષ **નાટયલેખનસ્પર્ધા** યોજે છે. આનું આ ત્રીજું વર્ષ છે. દર વર્ષે ત્રીસેક મૌલિક નાટકો મંડળને મળે છે, અને તે નાટકોની ગુણવત્તા સારી જેવી હોય છે. મંડળ સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયના સહકારથી **પુસ્તકોનું પ્રકાશન** પણ કરે છે

મંડળને આશ્રયે યોજાતો **નાટ્યોત્સવ** પણ મંડળ સાથે સંકળાયેલી સંસ્થાઓના સહકારથી આકર્ષણરૂપ બન્યો છે. જૂની અને નવી રંગભૂમિના

ભેદો લોપવાની પોતાની નેમ મંડળ આ પ્રવૃત્તિદ્વારા નિષ્ઠાપૂર્વક પૂરી પાડી રહ્યું છે મંડળે પોતાનુ થિયેટર ફંડ પણ નાટ્યોત્સવ યોજી ઊભુ કરવા માડ્યુ છે. અલબત્ત, આ મડળનુ ધ્યેય નાટ્યનિર્માણનુ નથી એટલે અભ્યાસક્ષેત્રેજ એની પ્રવૃત્તિઓ મર્યાદિત રહે એ સમજી શકાય એવુ છે અને એ રીતે એણે જે કાર્ય કર્યું છે તે દેખીતી રીતે દીર્ઘજીવી અને નક્કર છે જ. મંડળની ઇતિહાસસમિતિ હવે **'ગુજરાતી રગભૂમિનાં સો વર્ષનો** કડીબદ્ધ **ઇતિહાસ'** તૈયાર કરવા માટે યોજના કરી રહી છે. આ કાર્ય કઠિન છે અને લાબા ગાળાનુ છે, છતા સમિતિને શ્રદ્ધા છે કે એ એને હસ્તક સુદર રીતે પાર પડશે.



## સરકારનાં સ્તુત્ય પગલાં

અત્યારસુધી એટલે આપણે સ્વતંત્ર થયા ત્યાસુધી નાટ્યકલા પ્રધાનત. રાજવીઓ અને શ્રીમન્તોથી પોષાતી, અને નાટકસસ્થાઓને, નાટ્યલેખકોને, નટો ઇત્યાદિને તેઓ તરફથી ઉત્તેજન મળતું. આજે બદલાયેલી પરિસ્થિતિમા નાટ્યકલા લોકાશ્રય માગે છે. સતોષ અને આનંદની વાત છે કે આપણી પોતીકી સરકારે આ દિશામા સ્તુત્ય પગલા યોજવા માડ્યા છે અને તે માટે તે હાર્દિક અભિનદનને પાત્ર છે.

નાટ્યકલા તથા કલાકારોને ઉત્તેજન આપવાના હેતુથી મુબઈ સરકારે યોજના ઘડી છે ને તે માટે સારી જેવી મોટી રકમ મંજૂર થઈ છે આમાથી ઓપન એર થિયેટરો બધાશે, સર્વોત્તમ નાટકો માટે ઇનામો અપાશે, શાળાકોલેજમા નાટ્યકલાને ઉત્તેજન અપાશે, બાળકો માટે યોગ્ય ગણાય તેવા નાટકો લખાવી તેને પારિતોષિક અપાશે ને તે ઉપરાત સગીતકારો, કલાકારો અને લેખકો જેમણે પોતીકા ક્ષેત્રમાં ગણનાપાત્ર સેવા કરી હોય, તેમની આર્થિક સ્થિતિ નબળી હોય તો તેમને સહાયતા આપવામા આવશે. આ ઉપરાત સરકાર પ્રાદેશિક નાટ્યસ્પર્ધાઓ યોજીને તથા સારા નાટકોને કરમુક્ત કરીને સાચી દિશામા પગલા માડી રહી છે. આ કાર્યના પ્રયોજકોને ફરીથી તે માટે અભિનન્દન

આમ ચારે તરફ આજે નાટ્યપ્રવૃત્તિમા જે પુનરુત્થાન દેખાઈ રહ્યુ છે તેનો અલ્પાશે જશ પણ ભાવી ઇતિહાસકાર ગુજરાતી નાટ્ય મંડળને આપશે એવી મને શ્રદ્ધા છે, કારણ મંડળે ઝાઝા પ્રચાર કે ઊહાપોહ વિના શાતિથી પોતાનુ કાર્ય કરવાનુ યોગ્ય માન્યુ છે, ને તેના ફળ આજે આ સ્વરૂપે દૃષ્ટિગોચર થાય છે.

× × ×

આજને પ્રસગે મને સૂઝતી બેએક વાતો કહીશ

નાટક યા રંગભૂમિ સાચા અર્થમા પ્રજાકીય લોકશાળા છે ભવાઈ, તમાશા, યાત્રા, રામલીલા, રાસલીલા દ્વારા જે કાર્ય સાધી શકાતુ, તેથી વિશેષ આ નાટકો દ્વારા સાધી શકાય છે **નાટકો સારા કાવ્યની માફક कान्तासम्मिततया પ્રેક્ષકને ઉપદેશ આપે છે—અને તે ઉપદેશ પણ પ્રત્યક્ષ નહીં, પરોક્ષ રીતે, કલાત્મક રીતે, જેથી તે હૃદય સોંસરવો ઊતરે ને ધાર્યું કામ બને. માનવઘડતર કે સમાજ-ઘડતર કરવા માટે નાટકે, આમ 'બોધપ્રધાન' થવાની જરૂર નથી. બોધ તો સારા નાટકનું સ્વાભાવિક ફળ જ હોય છે.** લોકોને મનોરજનમા ઘોળીને જ્ઞાનોપદેશ પાવો જોઇએ

## નાટક અને ઘડતર

આખા સમુદાયને આમ એકીસાથે જાગ્રત કરવાની શક્તિ નાટકમાં ભરી છે, ને તેથી જ આ નવયુગમા, નવ–ભારતના સર્જનમા નાટકને કામે લગાડી તેની પાસેથી સુદર કાર્ય કરાવી શકાય એમ છે. સભ્ય, ભદ્ર સમાજના પ્રતિષ્ઠિત, સંસ્કારી, શિક્ષિત, ઉત્સાહી, નિ'હાયુક્ત તરુણતરુણી-ઓએ આજે નાટ્યકલાને અપનાવી છે ને એની મારફત સમાજ અને દેશનુ ઘડતર કરવાનો મનસૂબો સેવે છે અને વસ્તુત કરી રહ્યા છે, એ જોઈ આનંદ અને સતોષ અનુભવાય છે આમ છતા ચેતવણીનો એક સૂર કાઢવો ઉચિત જણાય છે કે, **કેવળ લોકરુચિને સંતોષવા માટેનો પ્રયત્ન નાટ્યમડળીઓ તરફથી કરવામાં આવશે તો**

નાટક અને રંગમંચ પોતાની સાચી ધ્યેયકેડીએથી એક પગલું ચૂકશે. સાહિત્યમાત્રનો અંતિમ ધર્મ સંસારને, સમાજને, દેશને, ને સમગ્ર જીવનને ઉન્નત બનાવવાનો છે, એ આપણે ન ભૂલીએ.

## વિદેશી નાટકોનાં રૂપાંતરો

નવી રંગભૂમિના જે પ્રયોગો છેલ્લા ત્રણએક વર્ષના ગાળામાં મે જોયા છે, તે પરથી મને લાગે છે કે, મૌલિક સાગ નાટકોને અભાવે આપણી નાટ્યસંસ્થાઓ, વિદેશી સાહિત્યમાથી નાટકો પસંદ કરી, તેના ભાષાંતરો, ભાવાનુવાદો કે રૂપાંતરો રજૂ કરે છે એ પ્રકારે રજૂઆત થાય એની સામે કદાચ આપણો વાંધો ન હોય, પણ આ કરતી વેળા એક મર્યાદા સ્વીકારવી જરૂરી લાગે છે. પ્રથમ તો જે કોઈ નાટક આપણા ભારતીય રંગમંચ પર રજૂ થાય તે આપણા ભારતીય સંસ્કારો અને આપણી ભારતીય સંસ્કૃતિને સર્વાંશે અનુરૂપ હોવું જોઈએ કેવળ ભાષા આપણી, પહેરવેશ આપણા, પાત્રોના નામ આપણા અને વસ્તુનો આત્મા વિદેશી, એ પ્રકારની વર્ણસંકરતા રુચિકર લાગતી નથી

વિદેશી સાહિત્યમા ઉત્તમ લેખકોએ ઉત્તમ નાટ્યકૃતિઓ સરજી છે, એ આપણી ભાષામા ઊતરે એમા કશું ખોટું નથી. પણ તેને તેના મૂળ સ્વરૂપમા ઉતારાય એ ઇચ્છવાજોગ છે એના નામ મૂળના રહે, એની વેશભૂષા મૂળની રહે, ભાવના એ જ રહે, ભાષા આપણી બને, એ રીતે એને આપણા રંગમંચ પર રજૂ કરી, પ્રજાને એ વિશ્વપ્રશંસા વરેલા નાટકોનો રસાસ્વાદ લેવડાવી શકાય. આપણા વાતાવરણ સાથે–આપણા લોહી સાથે જેને સરળતાથી મેળવી શકાય એવી ભાવનાવાળી વિદેશી નાટ્યકૃતિઓ, પાત્રોના નામ ફેરવીને આપણે રજૂ કરીએ તો ચાલી શકે, કારણ એમા 'પરાયા'પણાની ગંધ નહીં આવે. બાકી રૂપાંતરોને નામે આપણા નાટ્યલેખકો નામવેશનો પલટો માત્ર કરીને, આપણા સમાજની નીતિરીતિથી વિરોધી હોય એવું દર્શન નાટક દ્વારા કરાવે એ સાથે સંમત ન થઈ શકાય.

## નાટકનું સાચું ધ્યેય

નાટકો તો પ્રજાકીય સંસ્કૃતિનાં પ્રતિબિંબો છે, એટલે રંગમંચ પરથી જે કાંઈ આપણે રજૂ કરીએ તેને આપણી સંસ્કૃતિ અને આપણા સંસ્કારો સાથે ગાઢ નિસબત હોવી ઘટે. રૂપાંતરકાર, જે નાટ્યકૃતિ પોતે રૂપાંતર માટે પસંદ કરે તેમાં જરૂરી કાટછાટ જરૂર લઈ શકે. ચાહે તો, મૂળ કૃતિના નાટ્યાત્મક અંશોને (ચોક્કસ પ્રકૃતિનાં પાત્રો, સુંદર પ્રસંગો, વેધક સંવાદો ઈત્યાદિ) પકડી લઈ, તેને આપણા વાતાવરણ તથા રૂઢિને અનુરૂપ કરી રૂપાંતર રચી શકે. આવું રૂપાંતર કુશળ રૂપાંતરકારને હાથે મૂળ કૃતિની ખૂબી દર્શાવવા ઉપરાંત, આપણી જીવનપ્રણાલીને અનુરૂપ હોઈ, વધુ રોચક, લોકગમ્ય અને લોકપ્રિય બનવાનો સંભવ રહે છે. આપણા કુશળ કવિઓમાંના ઘણાએ અને વાર્તાકારોમાંથી ઘણાએ આવી રીતિ-યુક્તિ સફળતાપૂર્વક અજમાવી છે, એ આપણે જાણીએ છીએ. તાત્પર્ય એટલું જ કે મનોરંજન માણવા આવનાર પ્રેક્ષકવર્ગને, એ મનોરંજન આપવા ઉપરાંત, આપણા સંસ્કાર અને સંસ્કૃતિનાં સુઅંશો દર્શાવી, એમની જીવનકક્ષા ઊંચે લાવી શકાતી હોય અને એમના જીવનને એમ સમૃદ્ધ કરવાની તક સંભાવનાથી સાંપડતી હોય તો તેને અન્યથા એળે જવા દેવી ન જોઈએ. આ દૃષ્ટિએ પાશ્ચાત્ય નાટકોના કેવળ દેહ બદલી આપણે ત્યાં એને અવતારવાને બદલે, આપણા શક્તિશાળી લેખકો, આપણા જ જીવનને જોઈ-જાણી સમજી, તેના જ પ્રશ્નોની છણાવટ કરતાં મૌલિક સરસ નાટકો રચે એ સવિશેષ ઈચ્છવાજોગ છે.

## અવેતન-સવેતન ભેદો

બીજી વાત છે ધંધાદારી અને બિનધંધાદારી અથવા અવેતન અને સવેતન રંગભૂમિ વિશે. આ ભેદો મૂળે ખોટા અને અવાસ્તવિક છે. અવેતનને નામે ઘણીવાર રંગમંચ ઉપર રજૂ થતો પ્રાથમિક દરજ્જાનો અકલાત્મક અભિનય આપણે નિભાવી લઈએ છીએ. નાટ્યપ્રયોગમાં હોવી જોઈએ એવી સર્વાંગસંપૂર્ણતાનો અભાવ આપણને ખૂબ ખૂંચે છે. જેના અનિવાર્ય તાલીમ લઈ, પૂરતી તૈયારી વિના, પૂરતી સાધનસામગ્રી

વિના ઘણા મંડળો નાટકો રજૂ કરે છે અને છતાં એ વર્ગ 'કલાશોષીન' ગણાય છે. આ પરિસ્થિતિ બદલાવી જોઈએ. અને કચાશ વિનાના—સર્વાંગે ઉત્તમ અભિનય તથા રજૂઆત માટે પૂરતો પરિશ્રમ લેવાવો જોઈએ. આ સાથે, નાટ્યપ્રયોગોમા સાતત્ય પણ જળવાવુ જોઈએ. ધંધાદારી અને બિન-ધંધાદારી એવા નામો કે વિભાગોને બદલે ખરેખર તો આખું વર્ષ, ચોક્કસ દિવસોએ, સતત નાટ્યપ્રયોગો કરનારા અને લાંબે ગાળે તૂટક તૂટક પ્રયોગો કરનારા–એવા બે નામો કે વિભાગો ગણવા વધુ વાજબી ગણાય। યોગ્ય પરિસ્થતિ નિર્માણ કરીને, સતત પ્રયોગો ભજવવાનુ લક્ષ્ય નવી રંગભૂમિ નહીં રાખી શકે તો તેના નાટકો જનતાને સતત આકર્ષણનુ સ્થાન બની શકશે નહીં એવી મને ભીતિ રહે છે, કારણ નાટકને માત્ર શોખના સાધન તરીકે નહી, પણ કલાત્મક સંપૂર્ણતા તરીકે પણ અવલોકવુ જોઇએ, અને એવી સંપૂર્ણતા સાતત્યથી જ આવી શકશે. હું જાણુ છુ કે ઓછે ભાડે મળી શકે અને આવશ્યક સાધનસામગ્રી પૂરી પાડી શકે તેવા નાટ્યગૃહોનો આજે અભાવ છે, અને કેટલેક અંશે આ સ્થિતિ પણ તે માટે જવાબદાર છે ગુજરાતી નાટ્ય મંડળને આશ્રયે, તેના મર્યાદિત સાધનો ધ્યાનમા લઇ, નાટ્યકલાના વિકાસ માટે, બની શકે તેટલા પગલા લેવાઇ રહ્યા છે પણ **આવી સંસ્કારી પ્રવૃત્તિઓ સાચા અર્થમાં સહકારી પ્રવૃતિઓ બને તેમાં દરેકે પોતાનો શક્ય ફાળો અવશ્ય આપવો જોઇએ.**

શતાબ્દી મહોત્સવ પ્રસંગે મે એવી ભાવના વ્યક્ત કરેલી કે બાલ્યવયની આ નવીન રંગભૂમિનો અને વૃદ્ધ વયની જૂની રંગભૂમિનો કર પકડી એને આગળ વધવામા સહાયભૂત થવું, એ પ્રજાનો તેમ જ પ્રજાકીય સરકારનો ધર્મ છે, તથા પ્રજામાનસને વિકસાવે, એના હૃદયનો ઉલ્લાસ કરે, એની ભાવનાને વિશુદ્ધ બનાવે અને કલાના અપૂર્વ અને પરમ આનંદનો એને સાક્ષાત્કાર કરાવે એવા નાટ્યપ્રયોગોની રચના કરવી એ રંગભૂમિનો પ્રજા પ્રત્યેનો ધર્મ છે આજે ફરીવાર એ ભાવના હુ વ્યક્ત કરું છુ



# વૈધવ્યજીવનનો અન્યાય



શ્રી પ્રાણલાલભાઈ ધર્મનીતિના વિષયમા ચુસ્ત હોવા છતાં કેટલાક આગળ પડતા સામાજિક વિચારો ધરાવે છે, તેનું એક ઉદાહરણ નીચે આપ્યુ છે આ સદેશો ૧૯૫૫ મા તેમણે દેવલાલીથી પોતાનાં બહેનો શ્રીમતી કલાવતીબહેન પારેખ અને અને શ્રીમતી ગુણવતીબહેન ગાધી જેઓ શ્રી ફોર્ટ હિંદુ સ્ત્રીમંડળના ઉદ્યમી અને ઉત્સાહી સચાલિકાઓ છે, તેમને મુંબઈ પાઠવ્યો હતો

આપણે ત્યા સ્ત્રીસસ્થાઓ સારુ કામ કરે છે, અને સ્ત્રીઓની જે સામાજિક દશા મુસલમાનોના આક્રમણ પછી અને તેમના લાબા શાસનકાળમા ઘણી જ ખરાબ થઈ ગઈ હતી, તે અગ્રેજો આવ્યા પછી અને ત્યાર બાદ આપણા સુધારકોના પ્રયત્નથી અને સ્ત્રીસસ્થાઓના કાર્યથી ઘણે અશે સુધરી છે.

આજે આપણા બધારણમા તો સ્ત્રીઓ અને પુરુષોને અધિકાર દૃષ્ટિએ સરખા જ ગણવામા આવ્યા છે. આ સજોગોમા સ્ત્રીઓને જે કેટલાક કષ્ટો હજી સહન કરવા પડે છે, તેનુ નિવારણ ખાસ કરીને આપણી સામાજિક સસ્થાઓએ કરવુ જરૂરનુ છે. અને તેમા પણ સ્ત્રીઓની સુધારણા અને સ્ત્રીઓની ઉન્નતિ માટે કાર્ય કરતી સસ્થાઓએ તો ખાસ લક્ષ આવી બાબતો પર આપવુ જરૂરી છે.

મને દિલગીરી થાય છે કે સ્ત્રીસસ્થાઓના ધ્યાનમા એક વાત હજી પૂરતા પ્રમાણમા ઊતરી લાગતી નથી, તે એ છે કે સ્ત્રીઓની વૈધવ્યદશાની અનેક મુશ્કેલીઓ તાત્કાલિક નિવારણ માગી રહી છે.

તે મારા મત પ્રમાણે, આપણા સમાજમા સ્ત્રી વિધવા થાય છે ત્યારથી સમાજમા તેને અમુક જાતનુ જ પરિધાન કરવુ પડે છે, ને સૌભાગ્યદશાના વસ્ત્રો બદલી નાખવા પડે છે, જે ચિહ્નો સૌભાગ્ય તરીકે ગણાય છે તે કાઢી નાખવા પડે છે, ચાદલો પણ કાઢી નાખવો પડે છે. હુ સમજી શકુ છુ કે જ્યારે એક વ્યક્તિ શોકમા હોય ત્યારે તેણે

બહુ જ ભભકાદાર પોશાક પહેરવો ન ઘટે, પણ હંમેશ આ જ પ્રમાણે ભેદ રાખી સૌને પોતાની વૈધવ્યદશાની જાહેર ખબર આપતા હોય તે પ્રમાણે વિધવાઓએ આચરવું, કે એવી જાતના કપડાં પહેરવા કે જેથી જાણે તેમના આ દુર્ભાગી પદની સૌને જાણ થાય, એ તેમના, સમાજના કે કોઈના હિતમા નથી પુરુષો વિધુર થાય છે ત્યાર પછી તેમના વેશ-પરિધાનમા પરિવર્તન થતુ નથી, કે તેમની રીતભાત બદલાતી નથી, તો સ્ત્રી અને પુરુષનો સમાન હક્ક આપણા બંધારણે નક્કી કરેલો છે ત્યારે વિધવાઓએ પોતાની વૈધવ્યદશાનો કોઈ વિશિષ્ટ પોશાક કરવો યોગ્ય નથી.

આ પ્રકારે તો આપણને નુકસાન છે અને આપણા સમાજમા જે સુધારકો છે, જે સમાજની ઉન્નતિ ઇચ્છે છે તેમણે તો તનથી, મનથી અને ધનથી દરેક રીતે સબળ પ્રયત્ન કરવો જોઈએ કે આ ભિન્નતાનો સત્વર નાશ થઈ શકે.

હું આશા રાખુ છુ કે સમાજ સુધારણાને માટે કામ કરતી અને સ્ત્રી-ઉન્નતિ માટે કામ કરતી સસ્થાઓ આ પ્રત્યે ધ્યાન આપશે અને દરેક હિન્દી કે જે હિન્દનુ ભલુ ઇચ્છે છે તે આ અસમાનતાનો અને અન્યાયનો સામનો કરશે.



# પુનિત સ્મરણો



[‘ પિતાના પ્રોત્સાહનનો પ્રતાપ ’ એ શીર્ષક હેઠળ, એપ્રિલ ૧૯૫૩માં લખાયેલો આ લેખ, પછીથી, નવેમ્બર ૧૯૫૫ ના ‘ ગૃહમાધુરી ’ના દીપોત્સવી અંકમાં ‘ પુનિત સ્મરણો ’ એ શીર્ષક હેઠળ પ્રગટ થયો હતો, એ લેખ અંગે, તે સામયિકના તંત્રી શ્રી લાભુબહેન મહેતાએ નીચે પ્રમાણે નોંધ લખી હતી.

મુરબ્બી શ્રી પ્રાણલાલભાઈ સાથે હળવે મને વાત કરવા જેમીએ ત્યારે ઘણીવાર એમના જીવનઅનુભવો ને વિચારોની સાથે એમના પિતાજીના પ્રેરક સંસ્મરણો પણ તેઓ આપતા રહે આવે એક પ્રસંગે એમણે પિતાજીના કેટલાક પ્રસંગો વર્ણવ્યા મને તે ઉપયોગી લાગ્યા, એટલે ‘ ગૃહમાધુરી ’ માટે લખી આપવાની એમને મે વિનંતિ કરી મારા આગ્રહથી એ સ્મરણો અવારનવાર ‘ગૃહમાધુરી’માં આપવાનુ એમણે સ્વીકાર્યું છે એક સંસ્કાર-મંપન્ન પિતાપુત્રના આ સ્મરણો ‘ગૃહમાધુરી’ના હેતુને સર્વથા અનુરૂપ છે આશા છે કે વાચકોને તે શુભ પ્રેરણા આપનારા નીવડશે ]

પુત્રના જીવન પર પિતાના પ્રેમભર્યા શિક્ષણ, કાળજી અને ઉત્તેજનની કેવી ઊંડી અસર પડે છે તે વિશેનો મારો આ એક સુખદ અનુભવ છે.

હુ ઈન્ટર આર્ટ્સમા ભણતો હતો મારી ઉંમર અઢારેક વર્ષની હશે. મારા મોટાભાઈ સહકુટુંબ દેવલાલી હવાફેર કરવા ગયેલા ત્યારે ત્યા મને શનિ-રવિની રજા ગાળવા બોલાવેલો સાથે અમારા જૂના, સુશિક્ષિત મુનીમ જમનાદાસભાઈ પણ હતા રજા પૂરી થતા અમે સોમવારે રાતની ગાડીમા મુબઈ પાછા ફરતા હતા ટ્રેન દેવલાલી સ્ટેશને આવી ત્યારે અમે બીજા વર્ગના બધા ડબ્બાઓમા નજર કરી પણ ક્યાય ‘બર્થ’ ખાલી ન મળે, એટલે મુનીમજીએ સ્ટેશનમાસ્તર અને ગાર્ડને બોલાવી પહેલા વર્ગમા જગ્યા હતી ત્યા અમારે માટે બેસવાની રજા મેળવી. સવાર પડતા ટ્રેન દાદર પહોચી અને ઉતારુઓની ટિકિટો તપાસાઈ. અમારી પાસે સેકન્ડક્લાસની ટિકિટો હતી અને ફર્સ્ટમા બેઠેલા, એટલે ટિકિટ ઈન્સ્પેક્ટરે સવાલ પૂછ્યો,

અને બમણુ ભાડું આપવા તાકીદ કરી. મુનીમજીએ કહ્યું : 'અમને દેવલાલી સ્ટેશનમાસ્તરે પરવાનગી આપી છે, અને ગાર્ડને ખબર છે.' ટિકિટ ઈન્સ્પેક્ટરે કહ્યું. 'ગાર્ડ તો ઇગતપુરી બદલાઈ ગયો, પણ ત્યારપછી 'ડ્યુટી' ઉપર આવેલા ગાર્ડને ખબર આપી હોય તો પૂછીએ.' ગાર્ડને બોલાવ્યો, પણ તેને કાંઈ ખબર નહોતી. ઇન્સ્પેક્ટરે કહ્યું · 'બેવડું ભાડુ આપવુ પડશે,' પણ મુનીમજીએ ના પાડી, એટલે તે અમારી સાથે વી. ટી. (બોરીબંદર) આવ્યો અને ત્યા સ્ટેશનસુપ્રિન્ટેન્ડન્ટ પાસે લઇ ગયો. સુપ્રિન્ટેન્ડન્ટે કહ્યું : 'તમારે દેવલાલી સ્ટેશનમાસ્તર પાસેથી ચિઠ્ઠી લેની જોઇતી હતી, ચિઠ્ઠી નથી એટલે બેવડું ભાડુ આપવુ પડશે' જમનાદાસભાઇ તો એકના બે થયા નહિ. સુપ્રિન્ટેન્ડન્ટે નામ અને ઠેકાણુ માગ્યુ, મુનીમજીએ પિતાજીનુ નામ અને ઠેકાણુ આપ્યા. પિતાજી પ્રસિદ્ધ અને પ્રતિષ્ઠિત હતા એટલે સુપ્રિન્ટેન્ડન્ટે અમને જવા દીધા. અમે સમજ્યા કે હવે એ બાબત પતી ગઈ, અમે ઘેર આવ્યા અને વાત ભૂલી ગયા.

થોડા દિવસ બાદ હુ બપોરે કૉલેજ છૂટ્યા પછી, સાધારણ રીતે જતો તેમ, પિતાજીની ઑફિસે ગયેલો. પિતાજી પોતાની ચેમ્બરમાથી ટકોરી પર ટકોરી વગાડે અને પૂછે. 'જમનાદાસ—જમનાદાસ ક્યા છે?' પટાવાળો બહારના ખંડમા જ્યા જમનાદાસભાઈનુ ટેબલ હતુ ત્યા આવ્યો અને તેમને કહ્યુ 'શેઠ બોલાવે છે.' હુ થોડે દૂર એક ખાલી ટેબલ ઉપર બેસી કાઇક લખતો હતો. જમનાદાસભાઈ ભાવનગરી ઢબનો સુંદર સફેદ કે રંગીન ફેંટો હંમેશ બાધતા, પણ તેને પાઘડી કહેતા, અને કામ કરતી વખતે કોઇ વડીલ કે બહારનો માણસ ન હોય ત્યારે પાઘડી કાઢી બાજુ પર મૂકી, ઉઘાડે માથે કામ કરતા. તે પાઘડી પહેરી તુરત પિતાજી પાસે ગયા. મેં બહારથી પિતાજીને બોલતા સાભળ્યા : 'જમનાદાસ, આ જી આઈ. પી. રેલવેનો મારા ઉપર શું કાગળ છે? લખે છે કે હું દેવલાલીથી મુબઈ આવતા સેકન્ડ ક્લાસની ટિકિટે ફર્સ્ટ ક્લાસમા મુસાફરી કરતો હતો, અને એ બમણુ ભાડુ માગે છે, આ શુ છે?' આ સાભળતા હુ પણ પિતાજીની ચેંબરમાં ગયો જમનાદાસે

વસ્તુસ્થિતિ સમજાવી, પણ પિતાજીની સામે તેમનો એક ગૂ઼ડ–દલાલ મિત્ર મિ. નીઢમ બેઠો હતો. તેણે મશ્કરી શરૂ કરી. તેણે કહ્યું 'નાનજી,' (પિતાજીને સૌ અંગ્રેજ મિત્રો 'નાનજી' કહેતા) 'નાનજી, તમે બમણું ભાડું ભૂગે મોએ મોકલી આપો! તમારા જેવા સત્યવાદી માણસ માટે આવો આક્ષેપ?.. ઘણું ખરાબ!' પિતાજી, 'સત્યવાદી' તરીકે સમાજમા ને ખાસ કરીને અંગ્રેજ વર્તુળોમા ખૂબ પંકાયેલા એટલે નીઢમે આ મશ્કરી કરી પિતાજી જરાક ચિડાયા ને જમનાદાસભાઈને કહ્યું 'પણ જમનાદાસ, તમે મારુ ખોટું નામ કેમ આપ્યુ? પ્રાણલાલ અને તમે મુસાફરી કરતા હતા તો તમારું બન્નેનુ નામ જ આપવુ જોઈતુ હતુ ને?' આ વખતે મે વચમા બોલવુ ઉચિત ધાર્યું, ને કહ્યું 'બાપુજી, આમા અમારો કાંઈ દોષ નથી, પણ રેલવે સત્તાધારીઓનો જ વાક છે તેઓએ અમને દેવલાલી સ્ટેશને પરવાનગી ન આપી હોત તો અમે ફર્સ્ટ ક્લાસમા ન બેસત.' પણ નીઢમસાહેબ તો મશ્કરીની ધૂનમા હતા. તેમણે કહ્યું 'નાનજી, હવે ચૂપચૂપ વધારાના પૈસા મોકલી આપો!' પિતાજીને પણ એ જ ઠીક લાગ્યુ, અને જમનાદાસભાઈને તેમ કરવા એમણે કહ્યું.

અમે પિતાજીની ચેમ્બરમાથી બહાર નીકળ્યા. બહારના ખંડમા મે જમનાદાસભાઈને કહ્યું: 'આ બરાબર નથી થતુ.' જમનાદાસભાઈએ કહ્યું 'હા, પણ બાપુજીએ હુકમ કર્યો, હવે બીજુ શુ થાય?' અને તેમણે રેલવેના ટ્રાફિક મેનેજરને તેમની માગણી પ્રમાણેનો ચેક મોકલતો પત્ર લખી કાઢ્યો, અને પત્ર તથા ચેક પિતાજીની સહી માટે પટાવાળા સાથે તેમની ચેમ્બરમા મોકલ્યા. મારી ન્યાયવૃત્તિથી આ ખમાયુ નહિ અને હુ ફરી પિતાજીની ચેમ્બરમા ગયો. સારે નસીબે નીઢમ હવે ગયો હતો. પિતાજીએ કહ્યું: 'લે, ભાઈ, આ પત્ર તથા ચેકમા સહી કરી આપુ છુ, તે જમનાદાસને આપ અને કહે જલદી મોકલી આપે.' મે કહ્યું. 'બાપુજી, આ યોગ્ય નથી થતું. એક તો નાહકના પૈસા જાય છે, અને બીજુ જે આપણો દોષ નથી તે સાબિત થાય છે.'

પિતાજીને આ વાતમા કાઇક તથ્ય લાગ્યુ. અને બોલ્યા: 'તો કહે, શું કરીએ? જા, તુ તને ઠીક લાગે તેમ આ પત્રનો જવાબ ઘડી આપ.' મે કહ્યુ 'ભલે, આપને પસદ પડે તો સહી કરજો' અને જમનાદાસભાઈવાળો પત્ર તથા ચેક લઈ હુ બહારના ખંડમા આવ્યો અને ટેબલ ઉપર બેસી એક પત્ર રેલવે ટ્રાફિક મૅનેજરને લખી તે પિતાજી પાસે લઈ ગયો. પત્રમા લખ્યુ હતુ: 'હુ નહિ, પણ મારો પુત્ર અને મારો મુનીમ મુસાફરી કરતા હતા અને સેકન્ડ કલાસમા જગ્યાને અભાવે સ્ટેશનમાસ્તરની સમતિથી તેઓ ફર્સ્ટ કલાસમા બેઠા હતા, અને સ્ટેશનમાસ્તરની ચિઠ્ઠી તમને આપવાની ફરજ હતી તેની તેમને ખબર નહોતી, નહિ તો તેઓ ચિઠ્ઠી માગત આ ખરી હકીકત છે અને તે તમને સતોષકારક લાગશે એવી આશા રાખુ છુ, છતા આથી તમને સતોષ ન થાય, અને મને લખશો તો હુ નીકળતા પૈસા મોકલી આપીશ' આ પત્ર પિતાજીને ખૂબ ગમ્યો. તેમણે તુરત સહી કરી આપી ને જમનાદાસભાઇને બોલાવવા માટે ફરી ટકોરી વગાડી જમનાદાસભાઇ આવતા તેમણે કહ્યુ 'જમનાદાસ, તમને આવો પત્ર લખવાનુ કેમ ન સૂઝયુ?' જમનાદાસને કહ્યુ. 'આપે તો અમારું કાઈ સાભળ્યુ જ નહિ, માત્ર નીઢમસાહેબનુ કહેવુ સાભળ્યુ એટલે શુ કરીએ?' પિતાજીએ મને ખૂબ શાબાશી આપી અને કહ્યુ: 'પ્રાણલાલ,' (હુ ચૌદ વર્ષનો થયો ત્યાર પછી પિતાજી મને મારા પૂરા નામથી જ સબોધતા) તારી લેખનશૈલી ને વિચારશ્રેણી ખૂબ સારી છે. તુ આટલી વારમા મારા જૂના મુનીમોને પણ મહાત કરતો થયો, હવે બપોરે કોલેજથી આવે ત્યારે મારો કોરસ્પોન્ડન્સ–પત્રવ્યવહાર તારે જ સભાળવો.' આ પછી જમનાદાસભાઈ અને હુ ચેંબરમાથી બહાર ગયા. મારી છાતી આનદ અને ગર્વથી ખૂબ ફૂલી, પણ જમનાદાસભાઈને જરા કચવાટ થયો કે શેઠ નાહકનો દોષ દે છે. થોડા દિવસ પછી રેલવે તરફથી પત્ર મળ્યો કે તમારી હકીકતથી અમને સંતોષ થયો છે અને હવે બમણુ ભાડું મોકલવાની જરૂર નથી હુ ખૂબ ખુશ થયો, ફુલાયો. તે વખતે મને સમજ નહોતી પડી કે પિતાજીના વર્તનમા એક સબળ હેતુ મારી

મહત્ત્વાકાંક્ષા જાગૃત કરવાનો હતો. તેમની પાસે તો સરસ પત્રનો ખરડો કરનારા અનેક સુશિક્ષિત કારભારીઓ હતા અને પિતાજી પોતે પણ એક સુંદર પત્રલેખક તરીકે જાણીતા હતા.

મારી વિદ્યાર્થીઅવસ્થામા આ પ્રમાણે વારવાર અભિનંદન અને ઉત્સાહ આપી, મારા પિતાજીએ મારા જીવન પર અનેરી અને ઊંડી અસર કરી છે. આવી રીતે વાત્સલ્યપૂર્ણ ધ્યાન અને કાળજીથી તેઓ દોરવણી અને શિક્ષણ આપતા અને મને તેમાથી ખૂબ ઉત્તેજન મળતુ, અને મારો ઉત્સાહ વધતો

આ પ્રસંગથી મને સમજાયુ કે **ખરી હકીકત તથા આપણા વિચારો રીતસર મુકાતાં તેના ઉપર જરૂર ધ્યાન અપાય છે. ખોટી રીતનો કોઈનો આક્ષેપ આપણે ખમી લેવો ન જોઈએ. આપણી સાચી વાત સિદ્ધ કરવા માટે કાંઈક વિશેષ મહેનત કરવી જરૂરની હોય તો તે કરવામાં શિથિલતા રાખવી ન જોઈએ, અને આપણે માટે કોઈ સારો મત ધરાવતુ હોય તો તે કાયમ રહે અને વધે તે માટે આપણે વધુ જ્ઞાન મેળવવુ જોઈએ, અને નિરતર પ્રયત્ન અને પરિશ્રમ કરવા તત્પર રહેવુ જોઈએ.** પિતાજીના વાત્સલ્યપ્રધાન ઉત્તેજનથી મને આવુ આવુ કાઈક મનમા ઉદ્ભવવા માડ્યુ અને હુ કેમ બુદ્ધિમા, જ્ઞાનમા, વિદ્યામા, વર્તનમા આગળ વધુ અને ઉપયોગી બનુ એવો ઉત્કર્ષ—અભિલાષ મારામા વૃદ્ધિ પામતો ગયો. આજે જો મારાથી આ દિશામા કાઈક પ્રયાણ થઇ શક્યુ હોય તો તે મોટે ભાગે મારા પિતાજીની દોરવણી, કાળજી અને ઉત્તેજન તેમ જ તેમણે મારા મનમા રેડેલા સસ્કારોને આભારી છે મને પણ હવે તો ઘણા અનુભવો થાય છે, અને તે ઉપરથી કહી શકુ છુ કે **ભૂલ માટે કટુ શબ્દો કરતાં ઉત્તેજનનાં બે મીઠાં વચનો શતગુણ કામ કરે છે.** ખાસ કરીને તેનો પ્રયોગ જ્યારે સહૃદય વડીલો તરફથી, સહેલાઈથી છાપ પડે એવા કોમળ મનવાળાં બાળકો કે ઊગતા યુવકો પ્રતિ કરવામા આવે છે, ત્યારે તેની ઊંડી, ચિરજીવ, સુખદ અસર થયા વિના રહેતી નથી.



## A Record of Success and Service

## The Chartered Bank



ઇન્ડિયન બેન્કૂસ એસોસિયેશનના પ્રમુખપદેથી શ્રી પ્રાણુલાલભાઈએ તા. ૭ મી ડિસેમ્બર ૧૯૫૩ને દિને ચાર્ટર્ડ બેન્કના શતાબ્દી મહોત્સવ પ્રસ ગે કરેલુ પ્રવચન

I fully associate myself with the good wishes expressed by His Excellency the Governor for the *Chartered Bank of India, Austialia & China*, which is celebrating its Centenary this evening

A hundred years in the life of an institution is not a small period, and for one that completes this long period with a record of success and service, as the Chartered Bank has had, this is an event in regard to which it can justly be proud To complete such a long period, it is without doubt that the institution should have possessed great qualities I see and we all know that the Chartered Bank has possessed them in the fullest measure The most important qualities which, in my opinion, a banking institution has to have are soundness, integrity, efficiency and service, in all of which the Chartered Bank excels

The heritage of Indians in respect of banking has been great and noble Indigenous bankers in ancient times rendered banking service in a most remarkable manner Their hundies went far and wide and were always honoured In regard to deposits also, the conception of Indians was sacred It is said that the doors of Heaven

would be closed to a person who died without making proper arrangement for repaying a deposit There was no statute of limitation in the old days and his sons and grandsons were also bound to pay back the money received The great Sanskrit poet Kalidas has struck a simile between a daughter and a deposit, both of which have to be nourished and well-looked after until they are sent back to the rightful owners—the daughter to her lawfully wedded husband and the deposit to the right person God Shri Krishna had himself to be born in Dwarka when His great devotee Narsinh Mehta wrote a Hundi on Him Such was the sanctity of hundies and deposits in India in the old days.

Modern banking has, however, come to us from the west Among the many institutions which our British friends brought to our country, Engineering and Banking have been, in my opinion, the most welcome The Chartered Bank, was, as you know, the first English bank to come here and, having opened its branches in the important cities of the country, it has set an example of how good banking should be carried on If to-day we have Indian banks in our country which could compare favourably with the best and the largest banks of the world, it is due to the qualities they possessed, and banks like the Chartered Bank have given us an example of maintaining these high qualities and we are therefore indebted to them, and particularly to this-bank.

As the Chairman of the Indian Banks Association, I have found that the Exchange Banks Association, of which

Mr H C MacColl, as the ex-officio Manager of the Chartered Bank, is the President, has co-operated with us whenever we have wanted him to do so Although sometimes our interests are not quite identical, our relations have been most cordial Considering the fact that the spirit of Swadeshi is growing in our country day by day, this reflects most creditably on the management of the Chartered Bank

It will not be out of place if I struck a personal note and it is that the relations of the Devkaran Nanjees with the Chartered Bank have been very old and close and have commenced perhaps even before the present century Particularly, when the Devkaran Nanjees started a bank, the Chartered Bank helped us in every manner and upto now it has continued to do so I know of several other instances in which the Chartered Bank has helped individuals and banks, as good bankers

I wish the Chartered Bank many more hundreds of years of successful banking and may they continue to render meritorious banking service for a long, long time



# બહુમુખી વેચાણવેરાવિરોધી આંદોલન
## ઈ. મ. ચેમ્બરની ખાસ સભામાં પ્રવચન



હિંદી વેપારી મંડળની સામાન્ય સભાની એક ખાસ બેઠક મંગળવાર તા. ૧૯–૮–૧૯૫૨ ને દિને સાંજે ચાર વાગ્યે મંડળની કચેરીમાં મંડળના પ્રમુખશ્રી પ્રાણલાલ દેવકરણ નાનજીને પ્રમુખપદે મળી હતી. સ્વતંત્ર જૂથની માગણીથી આ સભા યોજાઈ હતી. પરંતુ સ્વતંત્ર જૂથ અને મંડળના હોદ્દેદારો વચ્ચે આ પહેલાં જ સમજૂતી થઈ ગઈ હોવાથી સર્વસંમત ઠરાવો જ સભામાં રજૂ થયા હતા અને તે સર્વાનુમતે પસાર થયા હતા. અત્રે શ્રી પ્રાણલાલભાઈએ આ પ્રસંગે કરેલું, તાત્કાલિક પ્રવચન પ્રકટ કર્યું છે.

સદ્‌ગૃહસ્થો,

આજની આ ખાસ સામાન્ય સભામાં આપ સૌને હાર્દિક આવકાર આપતાં મને અત્યંત આનંદ થાય છે. આપણી ત્રૈમાસિક સામાન્ય સભા તો ૯મી જુલાઈએ મળી હતી. ત્યાર પછી ચેમ્બર સાથે સંકળાયેલા ૧૨૭ એસોસિયેશનની એક ઔપચારિક સભા પણ થઈ હતી. પછી મંડળના એક સભ્ય શ્રી એન. એસ. ભાટેના અને બીજા ૨૮ મિત્રોએ એક ખાસ સામાન્ય સભા બોલાવવાની માગણી કરતો પત્ર લખ્યો હતો, જેની રૂએ આ સભા બોલાવાઈ છે. આપ આ સભા શા માટે બોલાવાઈ છે તેનું પ્રયોજન જાણો છો.

મંડળના પ્રમુખ તરીકે મેં પોતે અને મંડળની વ્યવસ્થાપક સમિતિએ છેલ્લાં કેટલાંક વર્ષોમાં કદી નહિ જોયેલા એવા આ નવા વેચાણવેરા સામે વિરોધ દર્શાવવા બનતા બધા જ ઉપાયો અજમાવ્યા છે. પરંતુ મારે કબૂલ કરવું જોઈએ કે એ બધા જ પ્રયત્નો નિષ્ફળ ગયા છે. આ અંગે અમે શક્ય હતું તે બધું જ કર્યું છે. પરંતુ મને દુ:ખ થાય છે કે સરકારે અમારી વાત માનવાનો ઇનકાર કર્યો છે. હું આ પ્રસંગે એ યાદ અપાવવા માગું છું કે આ મંડળે અનેક વખતે કોંગ્રેસને ટેકો આપ્યો છે. સન ૧૯૨૯ થી મહાત્મા ગાંધીજી આ મંડળના માનદ સભ્ય હતા. સરદાર વલ્લભભાઈ પટેલે સન

૧૯૩૯મા મંડળના આ મકાનનું ઉદ્ઘાટન કર્યું હતું સર મનમોહનદાસ રામજી કે જેઓ લોકમાન્યના સાથીદાર હતા તેઓ આપણા મંડળના સ્થાપકોમાના એક હતા. તેમણે સન ૧૯૦૭મા સ્વદેશી આંદોલન વખતે સ્વદેશી માલના વેચાણકેન્દ્ર ઊભા કરવા પાછળ ભારે પરિશ્રમ ખેડ્યો હતો.

આ કહેવાનો આશય એટલો જ છે કે મંડળને કોંગ્રેસ સંસ્થા સામે વિરોધ નથી. પણ બંધારણીય માર્ગોએ સમિતિના બધા જ પ્રયત્નો નિષ્ફળ ગયા પછી જ્યારે મંડળના કેટલાક સભ્યો તરફથી આ સભાની માગણી કરવામા આવી ત્યારે તેમા કશુ જ આશ્ચર્ય પામવા જેવુ નહોતુ.

સામાન્ય રીતે મંડળની ચાર સામાન્ય સભાઓ વર્ષમા મળે છે. પણ કેટલીક બાબતો લાબા સમય સુધી થોભી શકે તેમ ન હોય તો તે માટે આવી સભાઓ બોલાવવી પડે છે. એ ખુશીની વાત છે કે નવા વેચાણવેરાના વિરોધની બાબતમા આપણે એકમત થઈ શક્યા છીએ. આપણામા અત્યારે એવો કોઈ પણ નથી કે જે આ નવા વેચાણવેરાનો વિરોધ ન કરતો હોય. કેટલાક મિત્રો મારી પાસે આવ્યા અને સર્વસંમત ઠરાવો પસાર કરવાની ઇચ્છા બતાવી અને અમારી વચ્ચે થયેલી ચર્ચા પ્રમાણે આજે અમે કેટલાક સર્વસંમત ઠરાવો નક્કી કર્યા છે.

કેટલાક લોકો એમ માનતા જણાય છે કે મે અને મંડળની સમિતિએ વેચાણવેરાના પ્રશ્ન અંગે શિથિલ નીતિ અપનાવી છે, કારણકે સરકાર સાથે મારા અને સમિતિના સભ્યોના સંબંધો મૈત્રીભર્યા છે અને તેથી અમે વેચાણવેરો રદ કરાવવા માટે સરકાર પર જોઈએ તેટલુ જોરદાર દબાણ લાવ્યા નથી! જોકે સદ્ભાગ્યે આ માન્યતા ધરાવનાર માણસોનો સમૂહ ઘણો નાનો છે, છતા આવી માન્યતા છે તેની નોંધ લેવી જ રહી. પરંતુ મારે આ માન્યતા ધરાવનારાઓને કહેવુ જોઈએ કે વેચાણવેરો રદ કરાવવા માટે જે કાંઈ કરવુ જોઈએ તે બધુ જ અમે કરી છૂટ્યા છીએ અને અમે શિથિલ કે નબળી નીતિ અપનાવી નથી. વેચાણવેરા અંગે અમે સ્પષ્ટ નીતિ જાહેર કરી છે આ અંગે મારે એટલુ કહેવાનું છે કે, આપણે સરકારની નીતિ સાથે ભલે મળતા ન હોઈએ પણ હિંદી વેપારી

મંડળીની ઉચ્ચ પ્રણાલિકાઓ આપણે ભૂલવી ન જોઈએ અને તેથી આપણે એવું કંઈ પણ વ્યક્તિગત ચર્ચવું ન જોઈએ કે જેથી એ પ્રણાલિકા તૂટે અને એવું કંઈ પણ થવું ન જોઈએ કે જેથી કોઈને ટીકા કરવાનું વાજબી કારણ મળે.

મારી અંગત માન્યતા પૂછો તો પણ ફરીથી હું કહું છું કે વેચાણવેરા સામે મારો સંપૂર્ણ વિરોધ છે. વેચાણવેરા સામેનું આંદોલન માત્ર વિરોધને ખાતર નથી ચાલતું એમ પણ હું માનું છું. લોકો પ્રામાણિકપણે માને છે કે આ વેરો નુકસાનકારક છે અને તેથી રાજ્યનો વેપાર બીજે ધસડાઈ જશે. નવો વેચાણવેરો નુકસાનકારક છે એવું નિવેદન કરીને જ અમે સંતોષ માન્યો નથી, પરંતુ એ કઈ રીતે નુકસાનકારક છે તે વિગતવાર રીતે પુરવાર કરવા માટે મંડળે સખ્યાબંધ 'મેમોરેન્ડમો' તૈયાર કરીને સરકારને મોકલ્યા છે. હિંદી વેપારી મંડળ શાંત અને બંધારણીય માર્ગોમાં શ્રદ્ધા ધરાવતા માનવીઓની સંસ્થા છે તેથી તેની કાર્યપદ્ધતિ વિશિષ્ટ હોય છે. એની કાર્યપદ્ધતિ અંગે કોઈને મતભેદ હોય, પરંતુ તેની નીતિ વિષે શંકા રાખવાની જરૂર નથી. હું તમને જણાવીશ કે છેલ્લાં ૭ અઠવાડિયાથી અમે શાંતિ અનુભવી નથી અને નિવેદનો, મુલાકાતો, પ્રતિનિધિમંડળો દ્વારા વેચાણવેરાનો સતત વિરોધ કર્યો છે.

હું માનું છું કે આ માત્ર વેચાણવેરાનો પ્રશ્ન રહ્યો નથી, આ તો પ્રજામતનો સરકાર તરફથી થયેલી અવગણનાનો પ્રશ્ન છે. હજી તો નવી સરકારની રચના થયાને ભાગ્યે જ બાર મહિના થયા છે ત્યાં સરકારે આ રીતે પ્રજામતની અવગણના કરી છે. શું આ લોકશાહી છે? હું રાજકારણનો અભ્યાસી નથી. પરંતુ મારી સામાન્ય બુદ્ધિ મને કહે છે કે આ લોકશાહી નથી જ અને ગાંધીજીએ જે રામરાજ્યની કલ્પના કરી હતી તે રામરાજ્ય પણ આ નથી.

સરકારમાં બેઠેલાઓને સમજાવવાના આપણે ઘણા પ્રયાસો કર્યા છે. એ સમજાવવાના પ્રયાસો ચાલુ હતા ત્યારે પ્રતિષ્ઠાનો કોઈ પ્રશ્ન ઊભો ન હતો. પરંતુ હવે પ્રતિષ્ઠાનો પ્રશ્ન જરૂર ઊભો થયો છે. સરકારે આજે

જનતા શું કહે છે તે પરત્વે પોતાના આંખકાન બંધ કર્યાં છે જો આજ રીતે બાકીના ચાર વર્ષ રાજ્ય ચાલવાનુ હોય તો પરિસ્થિતિ કેવી હશે તેનો વિચારમાત્ર કરવાથી હુ ધ્રુજી ઊઠું છું.

ભગવાન રામે ગુરુ વશિષ્ઠને વચન આપ્યુ હતુ કે પ્રજાને રાજી રાખવા હું મારી વહાલામા વહાલી વસ્તુનો ત્યાગ કરતા પણ ખચકાઈશ નહિ. અને તેથી સીતા સામે માત્ર એક સામાન્ય માનવીએ આક્ષેપ કર્યો તે પરથી રામે સીતાનો ત્યાગ કર્યો હતો. જ્યારે આજના તત્રમા આખી પ્રજા એક અવાજે કહે છે, છતા સરકાર વેચાણવેરો પડતો મૂકવા તૈયાર નથી, તો પછી એ તત્રને રામરાજ્ય કેમ કહેવાય?

મડળ અને કોગ્રેસનો સબધ ઘણો જૂનો છે અને ગાઢ છે. કોગ્રેસ એ તો પવિત્ર દેવી છે એમ આપણે માનીએ છીએ અને એની વર્ષોથી પૂજા કરીએ છીએ. આઝાદીની લડતમા કોગ્રેસના સખ્યાબધ નેતાઓ જેલમા હતા ત્યારે ઘરઆંગણે લડત જીવતી રાખવાની ફરજ મેમ્બરે બજાવી હતી. અને અહમદનગરમા વિરાજતા નેતાઓએ એ પ્રસગે સતોષ વ્યક્ત કર્યો હતો. હજી હમણાની જ વાત કરીએ તો કસ્તૂરબા સ્મારક ફડ એકઠું કરવાનુ હતુ ત્યારે પૂનાના આગાખાન મહેલમાથી પૂજ્ય મહાત્માજીએ મને એ ફડના પ્રમુખ બનવાનો આદેશ મોકલ્યો હતો મુબઈએ આ માટે ૧૫ લાખ રૂપિયા ઉઘરાવવાના હતા પણ મડળે ૨૫ લાખ રૂપિયા એકઠા કરીને બાપુને ચરણે ધર્યા હતા આ ભૂમિકાની સામે આજે બની રહેલા બનાવોથી દુખ થાય છે

આવી તો ઘણીયે વાતો આજે યાદ આવે છે. આપણા પ્રધાનો એમ મનાવવા પ્રયત્નો કરે છે કે પોતે એકલા જ સાચા છે, બીજાઓમા પણ સામાન્ય જ્ઞાન અને સમજશક્તિ હોય છે એમ તેઓ કેમ નથી માની શકતા, તે હુ સમજી શકતો નથી હુ પ્રધાનોને પગે પડ્યો કે આ વેરો બે મહિના માટે મોકૂફ રાખો. દરમિયાન કેટલાક મિત્રોને ભેગા કરીને હુ તમારી પાસે લાવીશ તમે સાચા હો તો તમે તેમને સમજાવો, નહિ તો તમે તેમનુ માનો.

## CONTROL YOUR THOUGHTS

Stop that thought. It was in your mind all day yesterday and it made you perfectly miserable. Over and over again you passed through all the unpleasant scenes, heard all the cruel words that were spoken, suffered again all the painful feelings, and succeeded in spoiling the day, unfitting yourself for your work, and destroying all happiness out of your heart. Are you going to continue it all day today, and by so doing waste more of your life in the foolish if not insane habit of tormenting yourself now because some one or something made you unhappy in the past? That thought has no right in your mind. You may think you cannot stop it, but you can, as it is only a bad habit you have fallen into, and you must break it or it will break you. You must get mastery of your own mind, and the control of your own thoughts, and while it will be the hardest battle you will ever have to fight, it will be the most glorious victory you will ever win. To be a slave to unpleasant thoughts is the worst kind of bondage and sometimes leads to insanity, but to be able to think on any subject you please places your happiness in your own hands, and gives you a sense of power and independence which is not only delightful to realize, but which enables you to develop your character and shape your life according to your own choice. When you begin this work never shut yourself up in a room alone to brood over your sorrow, but do those things which will make you forget it; live in the open air as much as possible, get acquainted with the birds, watch the clouds, study the flowers, talk to the streams or trees, and make companions of the wonderful works of the loving Father, which will help you

out of yourself into the broader and sweeter life which they live But if you cannot do this have a book near at hand and compel yourself to read a few lines or a few verses, visit a friend, do some work that demands close attention, study a picture, and whenever the hateful, tormenting thought presents itself turn your back on it and your attention to something else till you can say to it, "Not at home!"

—*J H Holmes*

## HAPPINESS

"The world has existed many thousands of years One generation has passed away and another has succeeded They have all been in the search of happiness What have they learnt from the wisdom and experience of ages? We should suppose that by this time they would have discovered delusive nature of pleasure, the vanity of riches, and the misery of ambition. We should have supposed that by this time they would have discovered that the more we forget ourselves and become interested for others, the more we promote our own felicity They have the same common nature Their happiness and fears are the same They must know that evils are lessened by sympathy, and that joy is heightened by sharing it with others By mutual assistance they might smooth the rough path of life, surmount difficulties, and avert innumerable dangers Why, then, should they continue to delude, afflict, and destroy each other?"



# મનુસ્મૃતિ

त्वमेको ह्यस्य सर्वस्य
विधानस्य स्वयंभुव ।
अचिन्त्यस्याप्रमेयस्य
कार्यतत्त्वार्थवित्प्रभो ॥

હે પ્રભુ, સ્વયંભૂ, અપ્રમેય અને અચિંત્ય એ વેદના સર્વ વિધાન–અગ્નિહોત્રાદિ કર્મકાંડ તથા જ્ઞાનકાંડ–ના કાર્યને તેમ જ તત્ત્વાર્થને આપ જ એક જાણવાવાળા છો.

×

योऽसावतीन्द्रियग्राह्य सूक्ष्मोऽव्यक्त : सनातन : ।
सर्वभूतमयोऽचिन्त्य : स एव स्वयमुद्‌बभौ ॥

જે બાહ્યેન્દ્રિયોથી અગોચર છે, જે સૂક્ષ્મ સ્વરૂપ છે, જે અવયવ–આકારથી રહિત છે, સનાતન છે, જે પ્રાણીમાત્રના આત્મારૂપ છે અને જે પ્રમાણોથી પર અને અચિંત્ય છે, તે પરમાત્મા પોતે જ હિરણ્યગર્ભરૂપે પ્રકટ થયા.

×

न जातु काम . कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥

કામ કંઈ વિષયોનો ઉપભોગ કરવાથી શાંત પડતો નથી, તે તો જેમ અગ્નિમાં ઘી હોમ્યાથી અગ્નિનું બળ વધે છે તેમ વૃદ્ધિ પામતો જ જાય છે.

×

यश्चैतान्प्राप्नुयात्सर्वान्यश्चैतान्केवलास्त्यजेत् ।
प्रापणात्सर्वकामाना परित्यागो विशिष्यते ॥

જે મનુષ્ય જગતની સર્વ કામનાઓને પૂરી કરે છે અને જે સર્વને કેવળ તજી જ દે છે, તે બેમાં સર્વ કામનાઓઓનો ત્યાગ એ સર્વ કામનાઓની પ્રાપ્તિ કરતા વિશેષ ચડિયાતો છે.

वेदास्त्यागश्च यज्ञाश्च
नियमाश्च तपांसि च ।
न विप्रदुष्टभावस्य
सिद्धिं गच्छन्ति कर्हिचित् ॥

વિષયથી દૂષિત ભાવવાળા થયેલા માણસને વેદાધ્યયન, દાન, યજ્ઞો, નિયમો અને તપો એ સર્વ કોઈપણ દિવસ ફળ આપતાં નથી.

×

श्रुत्वा स्पृष्ट्वा च दृष्ट्वा च
भुक्त्वा घ्रात्वा च यो नरः ।
न हृष्यति ग्लायति वा
स विज्ञेयो जितेन्द्रियः ॥

• જે પુરુષને —સ્ત્રીઓના સુંદર ગાયનો અથવા તો 'આપ બૃહસ્પતિ જેવા છો' વગેરે સ્તુતિ અથવા તો કઠોર શબ્દો— સાંભળવાથી, તથા (કોમળ અંગનો અથવા સુંદર શય્યાનો, રેશમી વસ્ત્રો ઈત્યાદિનો અથવા તો કઠોર પર્વતોની ગુફાઓનો અથવા તો વલ્કલ ઈત્યાદિનો) સ્પર્શ કરવાથી, (પ્રમદા, ઉદ્યાન, નૃત્યતઈત્યાદિના અથવા તો દુઃખ ઉપજાવનાર દાવાનલ ઈત્યાદિના) દર્શન કરવાથી, (મધુર પકવાન્નના અથવા તો શુષ્ક અન્ન, ફળ, મૂળ, કંદ ઈત્યાદિના) ભોજનથી, તથા (સુગંધી અથવા દુર્ગંધી પદાર્થો) સૂંઘવાથી હર્ષ પણ થતો નથી અથવા શોક પણ થતો નથી, તેને જિતેન્દ્રિય જાણવો.

×

पूर्वां सन्ध्यां जपस्तिष्ठन्नैशमेनो व्यपोहति ।
पश्चिमां तु समासीनो मलं हन्ति दिवाकृतम् ॥

જે પુરુષ પ્રાતઃકાળે ઊભો રહી ગાયત્રી જપે છે, તેનાં રાત્રે કરેલાં પાપ નાશ પામે છે. સાયંસંધ્યામાં બેસીને જે તે જપે છે, તે પોતાના દિવસે કરેલા પાપ દૂર કરે છે.

यस्य वाङ्मनसी शुद्धे सम्यग्गुप्ते च सर्वदा ।
स वै सर्वमवाप्नोति वेदान्तोपगत फलम् ॥

જેના મન અને વાણી શુદ્ધ છે તથા સારી રીતે સંરક્ષિત છે, તે વેદાન્તમા રહેલુ સર્વ ફળ પામે છે.

×

मात्रा स्वस्रा दुहित्रा वा न विविक्तासनो भवेत् ।
बलवानिन्द्रियग्रामो विद्वासमपि कर्षति ।

માતા, બહેન કે પુત્રી—એમની સાથેય એકાતમા બેસવુ નહીં; કેમકે ઇન્દ્રિયોનો બલવાન સમૂહ વિદ્વાનને પણ તાણી જાય છે

×

य मातापितरौ क्लेश
सहेते सभवे नृणाम् ।
न तस्य निष्कृति शक्या
कर्तुं वर्षशतैरपि ॥

બાળકોના જન્મ સમયે માતાપિતા જે ક્લેશ—જે દુ ખ સહન કરે છે તેનો બદલો પુત્રથી સો વર્ષે પણ વાળી શકાય એમ નથી.

×

न हीदृशमनायुष्य लोके किंचन विद्यते ।
यादृश पुरुषस्येह परदारोपसेवनम् ॥

આ જગતમા પરસ્ત્રીના સેવન જેવુ બીજુ કશુ જ પુરુષના આયુષ્યનો નાશ કરનારુ નથી

×

પ્રકીર્ણ.

न स्वल्पस्य कृते भूरि नाशयेन्मतिमान्नर ।
एतदेव हि पाण्डित्य न स्वल्पाद्भूरिनाशनम् ॥

બુદ્ધિમાન મનુષ્યે થોડાને માટે ઘણાનો નાશ કરવો નહીં. અને આ દુનિયામા પણ થોડાને માટે ઘણાનો નાશ ન કરે એ જ પંડિતાઈ જાણવી.

अहिंसा सत्यमस्तेय शौचमिन्द्रियनिग्रह : ।
दान दमो दया क्षान्ति . सर्वेपा धर्मसाधनम् ॥

અહિંસા, સત્ય, અસ્તેય, પાવિત્ર્ય, ઈન્દ્રિયનિગ્રહ, દાન, સંયમ, દયા અને ક્ષમા—આ સર્વજનના ધર્મના સાધનો છે.

×

निर्विकार : परस्त्वात्मा
सत्त्वभूतगुणेन्द्रियै : ।
चैतन्ये कारण नित्यो
दृष्टा च पश्यति क्रिया. ॥

પાંચ મહાભૂતો, પ્રકૃતિના ગુણો અને ઇન્દ્રિયોથી પર. નિર્વિકાર આત્મા છે, શરીરને ચેતનતા અર્પવામાં હમેશ કારણ છે, અને શરીરમાં દ્રષ્ટારૂપે બધી ક્રિયાઓ જુએ છે.

×

धर्मेण च द्रव्यवृद्धावातिष्ठेद्यत्नमुत्तमम् ।
दद्याच्च सर्वभूतानामन्नमेव प्रयत्नत : ॥

વૈશ્યે ધર્મપૂર્વક દ્રવ્યવૃદ્ધિ સંબંધે ઉત્તમ રીતે પ્રયત્નશીલ રહેવું અને જતનપૂર્વક સર્વ પ્રાણીઓને અન્ન આપવું.

×

नात्मानमवमन्येत पूर्वाभिरसमृद्धिभि : ।
आमृत्यो . श्रियमन्विच्छेन्नैनां मन्येत दुर्लभाम् ॥

ઉદ્યમ છતાં સંપત્તિ ન મળે તો પણ પોતાની જાતને ફિટકારવી નહીં, મરણસુધી ધનસંપાદન કરવા માટે યત્ન કરવો; ધનને દુર્લભ માનવું નહીં.

सर्वेषामेव शौचानामर्थशौच परं स्मृतम् ।
योऽर्थे शुचिर्हि शुचिर्न मृद्वारिशुचिः शुचि ॥

સઘળી શારીરિક અને માનસિક સ્વચ્છતા–શૌચ–માં ધનના વિષયમાં શૌચ–પ્રામાણિકતા–એ ઉત્તમ છે, જે ધન વિશે ચોખ્ખો છે તે જ સાચા અર્થમાં ચોખ્ખો છે, નહીં કે માટી અને પાણીથી સ્વચ્છ રહેનારો.

×

## રામાયણ

सिद्धिं दिशन्तु मे सर्वे देवाः सर्षिगणास्त्विह ।
ब्रह्मा स्वयम्भूर्भगवान्देवाश्चैव तपस्विनः ॥
सिद्धिमग्निश्च वायुश्च पुरुहूतश्च वज्रभृत् ।
वरुणः पाशहस्तश्च सोमादित्यौ तथैव च ॥
अश्विनौ च महात्मानौ मरुतः सर्व एव च ।
सिद्धिं सर्वाणि भूतानि भूतानां चैव यः प्रभुः ॥
दास्यन्ति मम ये चान्येऽप्यदृष्टाः पथि गोचराः ॥

(સુન્દરકાણ્ડ, સર્ગ ૧૩, શ્લોક ૬૨–૬૫)

રાવણના રાજમહાલયના ઊંચા કિલ્લા પર બેઠેલા હનુમાનજીની દૃષ્ટિ થોડેક દૂર આવેલી અશોકવાટિકા પર પડે છે, ને મનમાં પરિતાપ કરતા શરીરને સૂક્ષ્મ કરીને તે વાટિકા વિશે ચિંતન કરતા દેવતાઓની પ્રાર્થના કરે છે. ઋષિગણ સહિત સર્વ દેવગણો મને આ કાર્યમાં સિદ્ધિ આપો. સ્વયંભૂ બ્રહ્મા, અગ્નિ, વાયુ, વજ્રધર ઇન્દ્ર, પાશધર વરુણ, ચન્દ્ર, સૂર્ય અને અશ્વિનીકુમાર અને મરુતો વગેરે સર્વ દેવતાઓ મને આ કાર્યમાં સિદ્ધિ આપો. પ્રજાપતિ બ્રહ્મદેવ, સઘળાં ભૂત પ્રાણીઓ અને એ સિવાયના સર્વે અવ્યક્ત દેવતાઓ પણ મને આ કાર્યમાં સિદ્ધિ આપો.

## શ્રીમદ્ભગવદ્ગીતા

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते सगोऽस्त्वकर्मणि ॥

તને કર્મ કરવાનો જ અધિકાર છે, પરંતુ બંધનકારક એવા કર્મોનાં ફળોને માટે કદી અધિકાર નથી અર્થાત્ ફળની કામના કદી કરવી નહીં, કર્મના ફળો માટે પ્રવૃત્તિ કરવી નહી, તેમ 'કર્મ બંધન કરશે તો?' આવા આવા ભયથી કર્મ ન કરવા માટે પણ દઢ વિચાર કરવો નહીં.

×

बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद्योगाय युज्यस्व योग. कर्मसु कौशलम् ॥

જ્ઞાનના સાધનભૂત નિષ્કામ કર્મ કરનારો મનુષ્ય, સ્વર્ગાદિક ફળ આપનારા પુણ્યકર્મ અને નરકાદિક ફળ આપનારા પાપકર્મ—આ બેઉનો ત્યાગ કરે છે. માટે (હે અર્જુન,) નિષ્કામ કર્મ કરવા પ્રવૃત્ત થા, કારણકે બંધનકર્તા કારક કર્મોને ઇશ્વરને આરાધવામા લગાડીને મોક્ષદાયક કર્મ કરવામા જે કુશળતા મેળવવી, તેને જ યોગ જાણવો.

×

ध्यायतो विषयान्पुंस सगस्तेषूपजायते ।
सगात्सजायते काम कामात्क्रोधोऽभिजायते ॥

ગુણબુદ્ધિથી વિષયોનો વિચાર કરતા કરતા મનુષ્યને વિષયમા આસક્તિ થાય છે. આસક્તિ થવાથી વિષયોને માટે તેને અધિક અધિક કામના થાય છે અને તે કામનામા કોઇ વિઘ્ન નાખે છે તો ક્રોધ થાય છે.

×

नियत कुरु कर्म त्व कर्म ज्यायो ह्यकर्मण: ।
शरीरयात्रापि च ते न प्रसिद्धयेदकर्मण ॥

(હે અર્જુન,), તુ તારા નિત્ય કર્મ કર, કારણ કે કર્મ ન કરવા કરતા, તે કરવા એ સારુ ગણાય છે. કર્મ કરીશ નહીં તો તારા શરીરનો નિર્વાહ પણ થઇ શકશે નહીં

नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥

નિષ્કામ કર્મયોગનો આરંભ કરવામાં આવે છે તે નિષ્ફળ થતો નથી. તેમ તેમાં કદાચ વિઘ્નો આવે છે તો દોષ પણ લાગતો નથી, કારણકે ઈશ્વરને ઉદ્દેશીને કરેલા કર્મોમાં વિઘ્નનો કે અપૂર્ણતાનો સંભવ જ નથી. આ નિષ્કામ કર્મયોગરૂપી ધર્મનો અલ્પ આરંભ પણ કર્યો હોય તો તે સંસારના જન્મમરણમાંથી મનુષ્યની રક્ષા કરે છે.

×

उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥

વિવેકી મન વડે સંસારમાંથી પોતાના આત્માનો ઉદ્ધાર કરવો, પરંતુ તેને અધોગતિએ પહોંચાડવો નહીં સંસારમાં વિરાગ પામેલું મન જ પોતાનો બંધુ છે એટલે ઉપકાર કરનાર છે અને સંસારના સંગમાં આસક્ત થયેલું એક મન જ પોતાનું વૈરી છે એટલે અશુભ કરનાર છે

×

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥

જે પુરુષ વેદવિહિત ધર્મનો ત્યાગ કરી ઇચ્છાનુસાર વર્તે છે, તે મનુષ્યને તત્ત્વજ્ઞાન મળતું નથી, શાંતિસુખ મળતાં નથી તેમ મોક્ષ પણ મળતો નથી.

×

तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥

માટે આ કરવા યોગ્ય છે અને આ કરવા યોગ્ય નથી એવી વ્યવસ્થા કરવામાં શ્રુતિસ્મૃતિપુરાણાદિને પ્રમાણ ગણવાં અને શાસ્ત્રવિધિએ કહેલું કર્મ જાણીને કર્માધિકારી થા અર્થાત્ મનની શુદ્ધિમાં, શુદ્ધ જ્ઞાનમાં તથા કર્મનિષ્ઠા પર પણ એ કર્મ કારણ છે

## સ્તુતિ

### સૂર્યમંડલ

यन्मण्डलं गूढमतिप्रबोधं
धर्मस्य वृद्धिं कुरुते जनानाम् ।
यत्सर्वपापक्षयकारणं च
पुनातु मा तत्सवितुर्वरेण्यम् ॥

જે મંડળ ગૂઢ છે, જાગૃતિ આપનાર છે, મનુષ્યોના ધર્મની વૃદ્ધિ કરે છે, વળી જે સર્વ પાપોના નાશનું કારણ છે, તે સૂર્યનારાયણનું વરણીય મંડળ મને પાવન કરો.

×

### શ્રીરામચન્દ્ર

राज्य येन पटान्तलग्नतृणवत्त्यक्त गुरोराज्ञया
पाथेय परिगृह्य कार्मुकवर घोर वनं प्रस्थित:।
स्वाधीन. शशिमौलिचापविषये प्राप्तो न वै विक्रिया
पायाद्व. स विभीषणाग्रजनिहा रामाभिधानो हरि:॥

જેણે પિતાની આજ્ઞાથી રાજ્યને વસ્ત્રના છેડા પર વળગી રહેલા તૃણની માફક છોડી દીધું હતું, જે પોતે કેવળ ઉત્તમ ધનુષ્યરૂપ ભાથું લઈને ઘોર વનમાં સંચર્યા હતા અને જે સદા શિવના ધનુષ્યના વિષયમાં સ્વાધીન હતા તે વિભીષણના અગ્રજ રાવણને મારનારા રામાવતાર વિષ્ણુ રક્ષણ કરો.

×

### વિશ્વમૂર્તિ

कल्याणानां त्वमसि महसा भाजन विश्वमूर्ते
धुर्यां लक्ष्मीमयमयि भृश देहि देव प्रसीद ।
यद्यत्पाप प्रतिजहि जगन्नाथ नम्रस्यतन्मे
भद्र भद्र वितर भगवन् भूयसे मंगलाय ॥

—ભવભૂતિ

હે વિશ્વમૂર્તિ, તમે કલ્યાણકારક તેજોનું પાત્ર છો. હે દેવ મને અત્યન્ત ઉત્તમ લક્ષ્મી આપો અને પ્રસન્ન થાઓ, હે જગન્નાથ, નમ્ર એવા મારું જે જે પાપ હોય તેને દૂર કરો અને હે ભગવાન અત્યંત માંગલિકતા માટે કલ્યાણ અને કલ્યાણ અર્પો

## શિવપાર્વતી

वागर्थाविवसपृक्तौ वागर्थप्रतिपत्तये ।
जगत: पितरौ वन्दे पार्वतीपरमेश्वरौ ॥

—કાલિદાસ

વાણી અને અર્થની સિદ્ધિ માટે વાણી અને અર્થની માફક મળેલ જગતના માતાપિતારૂપ પાર્વતી અને પરમેશ્વરને હું વંદન કરું છું.

×

## શ્રીકૃષ્ણ

मूकं करोति वाचालं पगुं लङ्घयते गिरिम् ।
यत्कृपा तमहं वन्दे परमानन्दं माधवम् ॥

જેમની કૃપા મૂગાને બોલતો કરે છે ને પાંગળાને ગિરિ ઓળંગાવે છે—તે પરમ આનન્દમૂર્તિ શ્રીકૃષ્ણને હું નમસ્કાર કરું છું.

×

## લક્ષ્મી

सरसिजनिलये सरोजहस्ते
धवलान्तरांशुकगन्धमाल्यशोभे ।
भगवति हरिवल्लभे मनोज्ञे
त्रिभुवनभूतिकरि प्रसीद मह्यम् ॥

કમળ જેમનું નિવાસસ્થાન છે, કમળ જેમના હાથમાં છે, શ્વેત વસ્ત્રો, ચંદન અને પુષ્પોથી જે શોભે છે, વિષ્ણુને પ્રિય, મનોજ્ઞ અને ત્રિભુવનનો અભ્યુદય કરનાર હે ભગવતી લક્ષ્મી, મારા ઉપર પ્રસન્ન થાઓ

## પ્રભાતપ્રાર્થના

ब्रह्मामुरारिस्त्रिपुरांतकारी
भानु: शशी भूमिसुतो बुधश्च ।
गुरुश्चशुक्र शनिराहुकेतव
कुर्वन्तु सर्वे मम सुप्रभातम् ॥

બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, સૂર્ય, ચન્દ્ર, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ, રાહુ અને કેતુ એ સર્વે મારુ સુપ્રભાત કરો.

भृगुर्वसिष्ठ क्रतुरंगिराश्च
मनु पुलस्त्य. पुलहश्च गौतम:।
रैभ्योमरीचिश्च्यवनश्च दक्ष :
कुर्वन्तु सर्वे मम सुप्रभातम् ॥

ભૃગુ, વસિષ્ઠ, ક્રતુ, અંગિરા, મનુ, પુલસ્ત્ય, પુલહ અને ગૌતમ, રૈભ્ય, મરીચિ, ચ્યવન અને દક્ષ એ બધા ઋષિઓ મારુ સુપ્રભાત કરો.

सनत्कुमारस्सनकस्सनंदन·
सनातनोप्यासुरिपिंगलौ च ।
सप्त स्वरा: सप्त रसातलानि
कुर्वन्तु सर्वे मम सुप्रभातम् ॥

સનત્કુમાર, સનક, સનંદન, સનાતન, આસુરિ, પિંગલ, સાત સ્વરો અને સાત પાતાલો મારુ સુપ્રભાત કરો

पृथ्वी सगन्धा सरसास्तथाप·
स्पर्शी च वायुर्ज्वलन च तेज ।
नभ सशब्द महतासहैव
कुर्वन्तु सर्वे मम सुप्रभातम् ॥

ગન્ધયુક્ત પૃથ્વી, રસયુક્ત જલ, સ્પર્શયુક્ત વાયુ, રૂપયુક્ત અગ્નિ અને શબ્દયુક્ત આકાશ મહત્તત્વ સાથે મારું સુપ્રભાત કરો.

### શ્રીમહાદેવ

प्रातर्भजामि गिरिश गिरिजार्धदेहम्
सर्गस्थितिप्रलयकारणमादिदेवम् ।
विश्वेश्वर विजितविश्वमनोभिरामम्
संसाररोगहरमौषधमद्वितीयम् ॥

પાર્વતી જેમની અર્ધાંગના, જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કારણ, આદિ દેવ, વિશ્વનિયતા, વિશ્વવિજયી, મનોહર, સંસારરૂપ રોગને અનુપમ ઔષધરૂપ મહાદેવને હું પ્રાતઃકાલે ભજું છું.

करचरणकृत वाक्कायज कर्मज वा,
श्रवणनयनज वा मानस वाऽपराधम् ।
विहितमविहित वा सर्वमेतत्क्षमस्व
जय जय करुणाब्धे श्री महादेवशम्भो ॥

કરથી, ચરણથી, વાણીથી, કાયાથી, કર્મથી, શ્રવણથી, નયનથી, માનસથી, વિહિતઅવિહિત જે અપરાધ થાય તે હે મહાદેવ શંભો, હે કરુણાબ્ધે ક્ષમા કરજો.

## શુક્રનીતિ

काले हित मित ब्रूयादविसंवादि पेशलम् ।
पूर्वाभिभाषी सुमुख सुशील करुणो मृदु ॥

સુંદર મુખવાળો, સચ્ચારિત્ર્યવાન, દયાળુ પૂર્વવક્તા સમયપર અલ્પ, હિતકારક, વિવાદરહિત, મનોહર અને કોમળ વાણી બોલે.

×

न पीडयेदिन्द्रियाणि न चैतान्यतिलालयेत् ।
इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मन ॥

ઇન્દ્રિયોને પીડવી નહીં ને તેનું અતિલાલન પણ કરવું નહીં કારણ કે ઇન્દ્રિયો બળથી હરણ કરનારી હોઈને મનને બળાત્કારે હરી લે છે

## ચરકસંહિતા

नगरी नगरस्येव रथस्येव रथी सदा।
स्वशरीरस्य कृत्येषु नित्यमवहितो भवेत् ॥

નાગરિક લોકો નગરનું અને રથી રથનું હમેશ જેમ ધ્યાન રાખે છે, તેમ મનુષ્યે પોતાનાં શારીરિક કૃત્યો તરફ નિત્ય સાવધાન રહેવું જોઈએ.

## પ્રકીર્ણ (સુભાષિતાદિ)

नाय प्रयाति विकृतिं विरसो न य. स्यात्
न क्षीयते बहुजनैर्नितरा निपीत.।
जाडयं निहन्ति रुचिमेति करोति तृप्ति
नून सुभाषितरसोऽन्यरसातिशायी ॥

જે વિકારને પામતો નથી, વિરસ થતો નથી, અનેક જનોથી ધરાઈને પીવાયા છતા ક્ષીણ થતો નથી, જડતાનો નાશ કરે છે, રુચિ જન્માવે છે અને તૃપ્તિ પમાડે છે તે સુભાષિત રસ ખરેખર બીજા બધા રસો કરતા ચડિયાતો—ઉત્તમ છે

×

दौर्मन्त्र्यान्नृपतिर्विनश्यति यति: सगात्सुतो लालनात्
विप्रोऽनध्ययनात्कुल कुतनयाच्छील खलोपासनात्।
ह्रीर्मद्यादनवेक्षणादपि कृषि स्नेह: प्रवासाश्रयान्-
मैत्री चाप्रणयात्समृद्धिरनयात्त्यागात्प्रमादाद्धनम् ॥

ખરાબ પ્રધાનથી રાજા નાશ પામે છે, યતિ સંગથી, પુત્ર લાલનથી, બ્રાહ્મણ અનધ્યાયથી, કુળ ખરાબ પુત્રથી, શીલ લુચ્ચા મનુષ્યની ઉપાસનાથી, લજ્જા મદ્યપાનથી, ખેતી નજર ન રાખ્યાથી, સ્નેહ પ્રવાસમા રહેવાથી, મૈત્રી અપ્રણયથી, સમૃદ્ધિ અ-નયથી, અને ત્યાગ ને પ્રમાદથી ધન નાશ પામે છે.

# પ્રકીર્ણ

य. काकिनीमप्यपथ. प्रपन्ना
समुद्धरेन्निष्कसहस्रतुल्याम् ।
कालेषु कोटिष्वपि मुक्तहस्त-
स्त राजसिंह न जहाति लक्ष्मी:॥

—શ્રીહર્ષ

કાલકોટિના પ્રવાહમા છૂટે હાથે દાન આપનાર જે ગજા હજાર સોના-મહોર જેવી એક કોડીને પણ અયોગ્ય માર્ગે જતાં અટકાવે છે તે ઉત્તમ રાજાને લક્ષ્મી તજતી નથી.

×

कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति ।
પુત્ર કુપુત્ર જન્મે, પણ માતા કદીય કુમાતા થતી નથી.

—શ્રીશંકરાચાર્ય

×

नारायण नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं व्यासं ततो जयमुदीरयेत् ॥

નારાયણ, નરોમા ઉત્તમ નર (અર્જુન), દેવી સરસ્વતી, અને વ્યાસને નમસ્કાર કરીને જય-મહાભારત અથવા માગલિક ગ્રંથનો પ્રારંભ કરે

×

वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि
लोकोत्तराणां चेतांसि को हि विज्ञातुमर्हति ।

—ભવભૂતિ

વજ્રથીયે કઠોર અને પુષ્પથી પણ કોમળ લોકોત્તર પુરુષોના ચિત્તને કોણ જાણી શકે છે?

# હિન્દી કાવ્યકણિકા



## गणनायकस्तुति

जेहि सुमिरन सिद्धि होइ
गननायक करिबरवदन ।
करउ अनुग्रह सोहि
बुद्धिराशि शुभगुनसदन ॥

—सत तुलसीदास



## ॐकार माहात्म्य

महामन्त्र ॐ जान, कोई नहि यह समान,
धिक् हैं वो इन्द्रिया जो तन्मय रहीं नहि ।
रसना वह नहि जीने ॐरस चाखा नहि,
आखे वह नहि जो याके नेहमें बही नहि ॥
अस्ति और नास्तिके झगडे हैं अज्ञानरूप,
कोइ कहे 'हा, हा,' कोइ कहे 'नहि, नहि' ।
नारायण जगमें है जगत् नारायणमें,
ढूढिये तो यहीं मिले नहि तो कहीं नहि ॥

—पडित नारायणप्रसाद बेताब

('महाभारत' नाटकका सूत्रधार—नटीसंवादसे उद्धृत)



# ગુજરાતી કાવ્યકણિકા



અખિલ બ્રહ્માડમા એક તુ શ્રીહરિ
જૂજવે રૂપે અનત ભાસે,
દેહમા દેવ તુ, તેજમા તત્ત્વ તુ,
શૂન્યમા શબ્દ થૈ વેદ વાસે
પવન તુ, પાણી તુ, ભૂમિ તુ ભૂધરા!
વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે.

—નરસિંહ મહેતા



પ્રભુ તને પ્રસન્ન તે ક્યમ થાય?
તારી ઊલટી ચાલ નવ જાય!

—દયારામ





પ્રભુને ગમે તે સમે સર્વ સહેવુ,
સદા રાજી રાજી હૃદેમા જ રહેવુ.

—કવિ દલપતરામ



જે જન જાણે જગતમા, જન્મ ધરીને પ્હેલ,
સદાચરણમા ચાલવુ, તે પામે સુખ સ્હેલ.

—કવિ દલપતરામ



# સુબોધમાલિકા



વર્ષો સુધી શ્રી પ્રાણલાલભાઈએ રત્નપ્રભા અનેક ઉત્તમ ગ્રન્થોનુ વાચન પરિશીલન કરી, જીવનને ઘડનારાં અનેક સુવાક્યો મ ગ્રહી, દેના બૅન્કના કર્મચારીઓના તથા અન્ય આગંતુકોના લાભાર્થે 'દેના બૅન્ક દૈનિક સુવિચાર' રૂપે પ્રકટ કર્યા હતા. આજે પણ 'દેના જ્યોતિ' માસિકમા ત્રીજા કવરપેજ પર આવા સુ દર, મનહર અને મનભર સુવિચારો મામેમામ પ્રકટ થાય છે, અને લોકપ્રિયતા પામે છે અત્રે એવા થોડાક સુવિચારો પ્રકટ કર્યા છે, જે શ્રી પ્રાણલાલભાઈની માનસસૃષ્ટિનો પરિચય આપશે

હોલવાતા રહી ગયેલો જરા જેટલો અગ્નિ, કરજ ભરતા ભરતા રહી ગયેલુ થોડુક જ કરજ, અને મરતા મરતા જીવતો રહી ગયેલો નાનો સરખો શત્રુ, થોડીવારમા જ વધી જાય છે અને સર્વસ્વનો નાશ કરે છે.

—ભગવાન વ્યાસ

×

જે વગરતેડયે આવીને ઊભો રહે છે, વગરપૂછ્યે સલાહ આપતો ફરે છે, વિશ્વાસપાત્ર ન હોય તેનો વિશ્વાસ કરે છે તે મૂર્ખ છે.

—મહાભારત

×

જે કામ પારકાને અધીન છે તેને પ્રયત્નપૂર્વક છોડી દેવુ, અને જે કામ પોતાને અધીન છે તેને ખૂબ મહેનત લઈને પણ કરવુ.

—સત્યાર્થપ્રકાશ

×

ન્યાયથી જ આજીવિકા ચલાવવી, પ્રાણના નાશના વખતે પણ નિંદિત કર્મ ન કરવુ, દુર્જનની આગળ યાચના કરવી નહિ, વિપત્તિમા પણ સ્વમાનથી રહેવુ, અને મહાજનોના માર્ગને અનુસરવુ. આવુ અતિ કઠિન, અસિધારા જેવુ તીક્ષ્ણ વ્રત, સત્પુરુષોને સ્વભાવસિદ્ધ છે.

—ભર્તૃહરિ

જ્યારે મનુષ્યને થાય છે કે હું ઘણો મોટો છું, હું બધું સમજું છું, મારા સરખો કોઈ નહિ, બસ હું, હું ને હું, ત્યારે માણસ પડે છે, નાનો થઈ જાય છે, સાંકડી ભીતરનો બને છે, તેની ગતિ અટકે છે, અને મોટાઈને બદલે તે પામરતા પામે છે.

—ગિજુભાઈ બધેકા

×

જેને કામ કરવું છે તેને વિચાર કરવાનો અવકાશ નથી. વિચારમાં મુઝાવામાં જેટલો વખત જાય છે, તેટલો વખત કામમાં જતો નથી.

×

(૧) સત્યનિષ્ઠા એ સદ્વૃત્તિનું પ્રથમ લક્ષણ છે; એનું જ નામ પ્રામાણિકતા કહેવાય છે.

(૨) જે સત્યને વળગી રહે છે તે નિરંતર એટલું તપાસશે કે મેં શું કર્યું, મારે શું કરવાનું છે, મેં કર્યું તેમાં કેટલું અયોગ્ય છે, હવેથી મારે શું સાચવવાનું છે. આનું નામ આત્મપરીક્ષા.

(૩) જ્યારે ઉદારતા અને ન્યાય બે સત્યનિષ્ઠાની જોડે હોય ત્યારે સ્વાભાવિક રીતે જ પ્રેમ પેદા થાય છે જે સુખ આપણને હોય તે બીજાને પણ ભોગવાવવું એવો સર્વ ઉપર અત્યંત સમાનભાવ પોતાની મેળે જ પેદા થાય છે એનું જ નામ પ્રેમ સત્યનિષ્ઠા, ઉદારતા, ન્યાય, પ્રેમ એ ચાર સદ્વૃત્તિના મુખ્ય લક્ષણ છે. ને તે જેનામાં હોય તેવા સ્ત્રીપુરુષ સત્પુરુષ કે સન્નારી કહેવાય છે.

(૪) ઉદારતા અને પ્રેમ જ્યારે ઉદય પામે છે ત્યારે તેની સાથે જ સ્વાર્પણનો ગુણ આવે છે. સ્વાર્પણનો ગુણ જ્યારે આવે ત્યારે જ સદ્વૃત્તિ આચારરૂપે પ્રત્યક્ષ દેખાય છે.

—શ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદી



ચિત્રોમાં

# શ્રી પ્રાણલાલભાઈની પ્રવૃત્તિકથા

•

૧૯૩૭ના વર્ષથી જાહેર જીવનની કારકિર્દી આરંભ્યા પછી, શ્રી પ્રાણલાલભાઈએ બેંકિંગ, વ્યાપાર, વાણિજ્ય, સાહિત્ય, સંગીત, કલા, ક્રીડાઉત્સવો, પ્રદર્શનો, લોકસેવા અને લોકકલ્યાણનાં અનેક કાર્યોમાં ઉમંગભેર નેતૃત્વ લઈ, અગ્રપદ પ્રાપ્ત કર્યું છે. એમની આ રસમય વૈવિધ્યભરી પ્રવૃત્તિકથાને અત્રે તસવીરોમાં વર્ષાનુક્રમે પ્રકટ કરી છે.



પોરબંદરના નામદાર મહારાજાશ્રી અને મહારાણીસાહેબના માનમા અલ્પાહારસમારંભને પ્રસંગે (તા ૧૫-૧૧-૧૯૩૮)

ચિત્રમા . સર જહાન બૉમોન્ટ, મહારાણીશ્રી રૂપાળીબાસાહેબ, એમ બી.ઈ, શ્રી પ્રાણુલાલભાઈ, મેયર સર સુલતાન ચીનૉય, લેડી બૉમોન્ટ, અને મહારાજાશ્રી સર નટવરસિંહજી, કે સી.એસ આઈ.



પોરબંદરના નામદાર મહારાજાશ્રી નટવરસિંહજી, કે.સી.એસ આઈ. તથા મહારાણીશ્રી રૂપાળીબાસાહેબ એમ બી.ઈ.ના માનમા મુબઈમા નવેમ્બર ૧૯૩૮મા ક્રિકેટ ક્લબ ઓફ ઈંડિયામા યોજાયેલા મિલનસમારંભમા ·

ડાબી બાજુથી શ્રીમતી સંતોકબહેન નાનજી કાલિદાસ, શ્રી જયાવતીબહેન પ્રાણુલાલ, મહારાણીશ્રી, મહારાજાશ્રી [પાછળ શ્રી ગુલાબહુસેન હાજીઅહમદ દેવજી], રાજરત્ન શ્રી નાનજી કાલિદાસ, શ્રી પ્રાણુલાલભાઈ, શેઠશ્રી ચૂનીલાલ દેવકરણ નાનજી, શ્રી વલ્લભદાસ ચત્રભુજ શિવજી, [પાછળ કેપ્ટન શ્રી શિવસિંહજી ઝાલા] અને શ્રી પિરોજશા વાડિયા



ચિત્રમા શ્રીમતી જયા-
વતીબહેન, શ્રી ઈ જે
સ્વેગર, શ્રીમતી એલેઈન
વાન્ડ ની સ્વેબેકના પુત્રી,
શ્રી પ્રફુલ્લાલભાઈ અને
શ્રીમતી સ્વેબેક.



દાદરની અધશાળાના વાર્ષિક સમારંભ (તા ૨-૩-૧૯૪૦)મા
અધ્યક્ષસ્થાને શ્રી પ્રાણલાલભાઈ.

ચિત્રમા શ્રી વૃન્દાવનદાસ ભગત, અને શ્રી જેઠાલાલ પી મહેતા તથા બીજાઓ



કાઠિયાવાડ રેલગા
ફંડને લાભાર્થે બાલ
વાલા થિયેટરમા યોજ
યેલા નાટક સમારંભ
પ્રસંગે (તા ૩-૬-૪૦

ચિત્રમા સરદારશ્રી વલ્લ
ભાઈ પટેલ પ્રેક્ષક

શ્રી પ્રાણલાલભાઈને અધ્યક્ષપદે યોજાયેલા હિંદુ દીનદયા સંઘના ચોથા વાર્ષિક સમારંભને પ્રસંગે (તા. ૧૧-૮-૧૯૪૦)



ઊભેલા શ્રી ધીરુભાઈ ભૂ. દેસાઈ, શ્રી સ ગજી મુ દરજી, શ્રી મથુરાદાસ ત્રીકમજી, શ્રી ભૂલાભાઈ દેસાઈ, શ્રી
બેઠેલા • શ્રી લીલાવતીબહેન બે કર, શ્રી જયશ્રીબહેન રાયજી, શ્રી જયાવતીબહેન પ્રાણલાલ અને શ્રી મધુરીબ

ફેલોશિપ સ્કૂલ (મુબઈ)ના વાર્ષિક રમતગમતના મેળાવડાને પ્રસંગે (તા. ૨–૨–૧૯૪૧) શ્રી પ્રાણલાલભાઈએ પારિતોષિક વિતરણ કર્યું ત્યારની તસવીર.




ચિત્રમા શ્રી વૃન્દાવનદાસ ભગત, શ્રીમતી જયાવતીબહેન, શ્રીમતી કલાવતીબહેન પારેખ અને બીજા

પ્રથમ ઓલ ઇન્ડિયા મેન્યુફેક્ચરર્સ કોન્ફરન્સ (સુંદરબાઈ હોલ, મુંબઈ, તા. ૧–૩–૧૯૪
શ્રી પ્રાણલાલભાઈ.

ચિત્રમા શ્રી પ્રાણલાલભાઈ, શ્રી માણેકચંદ શાહ, સર એમ વિશ્વેશ્વૈયા અને પાછળ શ્રી છોટાભાઈ પટેલ અને બીજા





ીયા ઓ મ ડળના વાર્ષિક સમાર ભમા (તા. ૨૯-૩-૧૯૪૧) શ્રી પ્રાણલાલભાઈ અધ્યક્ષ



ાવીગ વ્યવસ્થાપક મ ડળી તથા ફ્રી નાઈટ સ્કૂલની ૩૮મી સંવત્સરીને પ્રસ ગે (તા. ૨૯-૬-૪
સર ગી. જે હૉલમા શ્રી પ્રાણલાલભાઈને અધ્યક્ષપદે યોજાયેલા સમાર ભમા.
મા શ્રીમતી જયાવતીબહેન, શ્રી વરજીવન ખુશાલ ગાધી અને શ્રીમતી ગુણવ તીબહેન ગાધી તથા બી

દાસ એજ્યુકેશન સોસાયટીના
ર્ષિક પારિતોષિક પ્રદાન સમારંભને
(પરેલ, તા. ૧૩-૭-૧૯૪૧)
ક્ષપદેથી પારિતોષિક આપતા
પ્રાણલાલભાઈ.





શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી કન્યાશાળાની ૧૭મી સંવત્સરીને પ્રસંગે (તા. ૧-૨-૧
શ્રી પ્રાણલાલભાઈ અધ્યક્ષપદે હતા અને શ્રીમતી જયાવતીબહેને પારિતોષિકો આપ્યા



શ્રી વિજય ભટ્ટ (પ્રકાશ પિક્ચર્સ)ના ચલચિત્ર 'ભરતમિલાપ'ની રજત જયંતી ઊજવા
પ્રસંગે (તા. ૨૨-૭-૧૯૪૨) અધ્યક્ષપદેથી પ્રવચન કરતા શ્રી પ્રાણલાલભાઈ.





માથેરાન સ્પોર્ટ્સ ક્લબના વાર્ષિક સમારંભ (મે, ૧૯૪૩)મા અધ્યક્ષસ્થાને શ્રી પ્રાણલાલ
ચિત્રમા ડાબી બાજુથી ક્રમમા ઊભેલા છઠ્ઠા સર ફાજલ આર રહીમતુલ્લા અને દશમા શ્રી ત્રિભુવનદાસ

બગાળ રેલરાહત ફડને લાભાર્થે યોજાયેલા (તા. ૧૯-૯-૧૯૪૩) કાર્યક્રમના પ્રમુખ તરીકે પ્રવચન કરતા શ્રી પ્રાણલાલભાઈ.



દાવસ ...
કોમર્સના ...
સ મા ...
(તા ૩૧- ...
અ ધ્ય ...
શ્રી પ્રાણ...

ચિત્રમા શ્રી પ્રાણલાલભાઈ, પ્રો સોહરાબ આર દાવર, શ્રીમતી જયાવતીબહેન, શ્રીમતી હ સાબહે...
અને (પાછળ) શ્રી ગિરધરલાલ ગોવિંદજી મહેતા અને શ્રી પ્રવીણચન્દ્ર ગાધી

ભાવનગરમા દે ના બે ક ની શાખાનુ તા. ૧૪ ૫-૧૯૪૪ ને દિને નેક નામદાર મહારાજાશ્રીને વરદ હસ્તે ઉદ્ઘાટન થયા પ છી,

ચિત્રમા નામદાર ભાવનગર નરેશ શ્રી શ્રી કૃષ્ણકુમાર અને શ્રી પ્રાણલાલભાઈ





કોમર્સ ગ્રેજ્યુએટ્સ એસોસિયેશનને ઉપક્રમે તા. ૨૯–૯–૧૯૪૪ ને દિને, મેયર શ્રી નગીનદાસ માસ્તરે શ્રી પ્રાણલાલભાઈ ને અધ્યક્ષપદે કરેલા પ્રવચનને પ્રસગે

વચમા બેઠેલા • શ્રી જમનાદાસ મહેતા, શ્રી નગીનદાસ માસ્તર અને શ્રી પ્રાણલાલભાઈ



ગુજરાત રેલ રાહત ફડને લાભાર્થે પી એમ હિન્દુ સ્વિમિંગ બાથ તથા બોટ કલબને ઉપક્રમે યોજાયેલી વોટર પોલો મેચ (તા. ૨૧-૧૦-૧૯૪૪) સમારભને અધ્યક્ષપદે શ્રી પ્રાણલાલભાઈ



પ્લાનિંગ એન્ડ ડેવલપમેન્ટના સભ્ય સર અરદેશર દલાલ તા ૩૦-૧૦-૧૯૪૪ ને દિને,



પોરબંદરના નામદાર મહારાજાશ્રી નટવરસિંહજીએ પોતાને વરદ હસ્તે શ્રી પ્રાણલાલભાઈને તા. ૨૦-૧૦-૧૯૪૫ ને દિને રાજ-પોશાક અર્પણ કર્યો હતો. ઉપલી તસવીરમા, તે નિમિત્તે યોજાયેલા અલ્પાહારસમારંભમા પ્રવચન કરતા નામદાર મહારાજાસાહેબ.

જમણી બાજુના ચિત્રમા રાજપોશાકનો અર્પણવિધિ





ભારતીય વિદ્યા ભવનમા, તા. ૧૬-૧૧-૧૯૪૫ ને દિને, કલા કેન્દ્ર આર્ટ્સ એન્ડ ક્રા
એક્ઝિબિશનનું શ્રી પ્રાણલાલભાઈએ ઉદ્ઘાટન કર્યું તે પ્રસંગે

ચિત્રમા ડો એ ડીસુઝા, શ્રી નગીનદાસ માસ્તર, શ્રી પ્રાણલાલભાઈ, શ્રીમતી જયાવતીબહેન, શ્રીમતી લીલાવતી મુનશી, શ્રી વાલચંદ હીરાચંદ અને લેડી જોલીબહેન દિવેટિયા



ળધ્રાના નામદાર મહારાજાશ્રીના માનમા ભોજનસમારભ, તા ૧૮-૧૨-૧૯૪૫ ચિત્રમા મગ નામ ક
વાલચદ હીરાચદ, સર હોમી મહેતા, ધ્રાગધ્રાનરેશ, શ્રી પ્રાણુલાલભાઈ અને મગ ચૂનીલાલ ભા ચ દ



ના બેન્કની હેડ ઓફિસમા, તા ૨-૨-૧૯૪૮ને દિને, પૂજ્યશ્રી મહાત્મા ગાધીજીના અવસાન નિમિત્તે યે
ોકસભામા પ્રવચન કરતા શ્રી પ્રાણુલાલભાઈ આ સભામા બેન્કના ડાયરેક્ટરો, ભાગીદારો, અધિ
ર્મચારીઓ હાજર રહ્યા હતા ચિત્રમા શ્રી પ્રાણુલાલભાઈ, શ્રી લલિતચન્દ્ર ચૂનીલાલ અને શ્રી પ્રવી ચન્દ્ર



ભા-તના ધડા પ્રધાન શ્રી જવ હરલાલ નહેરુના માનમા, રાજભવન (મુ બઈ)મા, નામદાર ગવર્નરે તા ૬-૧૨-૧૯૫૨ ને દિને યોજેલા અલ્પાહાર સમાર ભમા શ્રી પ્રાણુલાલભાઈ, સર રહીમતુલ્લા એમ ચીનૅાય, સર બી. રામારાવ અને ચીફ જસ્ટિસ શ્રી એમ સી. ચાગલા





દેના બેન્ક
(તા. ૧
ચિત્રમા શ્ર
શ્રી પ્રવ
શ્રી રતન
રાજમિત્ર
જય તિલા
એમ એ.

બ દરના યુવરાજ શ્રી ઉદયભાણુ, શ્રી લલિતચન્દ્ર ચૂનીલાલ અને શ્રી પિરોજશા વાડિયા, (પાછળ) શ્રી વી



ઇન્ડિયન મરચન્ટ્સ ચેમ્બરને ઉપક્રમે, જુન ૧૯૫૨ મા ભારત સરકારના વ્યાપારઉદ્યોગ ખાતાના
શ્રી ટી ટી કૃષ્ણમાચારીના શ્રી પ્રાણુલાલભાઈએ કરેલા સ્વાગતપ્રસ ગે પ્રવચન કરતા અતિથિ

ઇન્ડિયન ઇન્સ્ટિટ્યુટ ઑફ રોડ ટ્રાન્સપોર્ટને ઉપક્રમે, ઇન્ડિયન ઓટોમોબાઈલ ઈન્ડસ્ટ્રી અ
તા ૧૦-૯-૧૯૫૩ ને દિને યોજાયેલી ચર્ચાસભામા અધ્યક્ષસ્થાનેથી પ્રવચન કરતા શ્રી પ્રાણલાલભાઈ
ચિત્રમા શ્રી લાલચંદ હીરાચંદ, ફોર્ડ મોટર કંપનીના શ્રી જી ડબલ્યુ. વિથોલ, શ્રી એમ એ માસ્તર
જનરલ મોટર્સના શ્રી ડબલ્યુ એમ લિન્ટન, શ્રી છોટાભાઈ એસ પટેલ અને શ્રી ટી. વી રામાનુજમ



'સ્વદેશી લીગ'ની વાર્ષિક સભા (તાજમહાલ હોટલ તા ૧૩-૭-૧૯૫૩) મા ભારત
સરકારના વ્યાપારખાતાના પ્રધાન શ્રી ડી પી કરમરકરનુ સ્વાગત કરતા શ્રી પ્રાણલાલભાઈ
ચિત્રમાં શ્રી રમણલાલ સરૈયા, શ્રી મોહનલાલ એલ શાહ શ્રી શાંતિલાલ શાહ, શ્રી બાબુભાઈ
ચીનાઇ, શ્રી કરમરકર શ્રી પ્રાણલાલભાઈ, ડૉ જીવરાજ મહેતા શ્રી એસ. કે પાટીલ,



લોનાવલા ખાતે તા ૨૫-૧૦-૧૯૫૩ ને દિને, શ્રી પ્રાણુલાલભાઈએ, બોમ્બે ગ્રેટ ભારત
સ્કાઉટ્સ કમિશનર્સ કોન્ફરન્સનુ ઉદ્‌ઘાટન કર્યું, તે વેળા. ચિત્રમા • શ્રી પ્રાણુલાલભાઈ
શ્રી મગળદાસ પકવાસા, શ્રી એન એન પડોલ અને બીજા



મુબઈના નામદાર ગવર્નર સર ગિરિજાશંકર બાજપાઈના માનમા શ્રી પ્રાણુલાલભાઈ
તાજમહાલ હોટેલમા તા ૧૮-૧૧-૧૯૫૩ ને દિને યોજેલો ભોજનસમારભ.
ચિત્રમા શ્રી મોરારજીભાઈ, શ્રી પ્રાણુલાલભાઈ, સર ગિરિજાશકર બાજપાઈ,
સર કાવસજી જહાગીર, શ્રી દિનકરરાવ દેસાઈ



ધી ચાર્ટર્ડ બેન્ક ઓફ ઇન્ડિયાના
શતાબ્દી-મહોત્સવને પ્રસગે
(તા ૭-૧૨-૧૯૫૩) શ્રી પ્રાણુલાલ-
ભાઈના પ્રવચન પછી
ચિત્રમા શ્રીમતી જયાવતીબહેન,
શ્રી પ્રાણુલાલભાઈ, શ્રી એચ સી
મેકોલ, શ્રી રામનાથ અને
શ્રીમતી રામનાથ



ી પ્રાણલાલભાઈ તરફથી ૨૯ મી ઑક્ટોબર ૧૯૫૦ ને દિને મુંબઈમાં તાજમહાલ હૉટેલમાં ફેડરેશન ઓ
મ્બર્સ ઑફ કૉમર્સ એન્ડ ઇન્ડસ્ટ્રીઝના પ્રમુખ શ્રી આર જી સરૈયાના માનમાં યોજાયેલા ભોજનસમ
સવીર ચિત્રમાં સર હોમી મોદી, મર બહેરામ કરંજિયા, સર ચૂનીલાલ બી. મહેતા, શ્રી બી એમ
ફ઼ઠ એન મહેતા, શેરીફ હો કે એ હમીદ, શ્રી નવલ એચ. ટાટા, અને રિઝર્વ બૅન્કના ડેપ્યુટી ગવર્નર



શ્રી પ્રાણલાલભાઈએ પોતાને નિવાસસ્થાને, નાયબ અર્થસચિવ શ્રી એ સી ગુહાના માનમાં તા ૬-
દિને યોજેલા ભોજનસમારંભને પ્રસંગે ચિત્રમાં શ્રી બી કે દત્ત, શ્રી એન ભટ્ટાચારજી, શ્રી એ
શ્રી પ્રાણલાલભાઈ, શ્રી પ્રવીણચંદ્ર ગાંધી, શ્રી મનસુખલાલ માસ્તર, સર ચૂનીલાલ બી મહેતા,
બેનરજી, શ્રી પી એસ નાયક, શ્રી બાબુભાઈ ચીનાઈ, શ્રી મુગરજી વૈદ, શ્રી ચન્દ્ર
ડૉ એસ જી પનાન્દીકર અને શ્રી વી કૃષ્ણસ્વામી

'ફાઈનાન્સ ફૉર ધી પ્રાઈવેટ સેકટર'ની સમિતિના અધ્યક્ષ શ્રી એ ડી શ્રોફ તથા બીજા સભ્યો



શ્રી પ્રાણુલાલભાઈએ, તાજમહાલ હૉટેલમ
૧૯૫૪ને દિને યોજેલા ભોજનસમારં
જીવરાજ મહેતા, શ્રી પ્રાણુલાલભાઈ શ્રી
સર બી રામારાવ, શ્રી અ બાલાલ
અને શ્રી એ સી. ક્લાર્ક.

બેન્ક ઑફ ઈંગ્લેન્ડના ગવર્નર શ્રી
કોબોલ્ડના માનમા તા. ૮-૨-૧૯૫૪ ને દિ
સમારંભમા અતિથિવિશેષ સાથે શ્રી પ્રા
અને રિઝર્વ બેન્કના ગવર્નર સર બી





મેટ્રો થિયેટરમાં 'નાઈટ્સ ઓફ ધી રાઉન્ડ ટેબલ'ના પ્રિમિયર શોને પ્રસંગે (તા ૨૩-૭-૧૯૫૪) શ્રી પ્રાણલાલભાઈ પ્રમુખપદે હતા અને શ્રીમતી જયાવતી-બહેને 'લકી ન બર પ્રોગ્રામ'ના વિજેતાને ઈનામો આપ્યા હતા

ચિત્રમા શ્રીમતી કવીની એચ શ્રી ક્રેપ્ટન, શ્રીમતી જયાવતીબહેન, શ્રી મંગળદાસ પકવાસા અને શ્રી એન એન પટેલ



રિઝર્વ બેન્ક બેન્કર્સ ટ્રેનિંગ કોલેજનુ ઉદ્ઘાટન (તા ૧૪-૯-૧૯૫૪).

ચિત્રમા શ્રી એફ એચ હેડન, સર મણિલાલ બી નાણાવટી, સર બી રામારાવ, શ્રી રામનાથ, શ્રી પ્રાણલાલભાઈ, શ્રી એમ એલ તન્નન અને શ્રી પી એન જૈન



દેના બેન્કની અમદાવાદ, ગાંધી રોડ શાખાના નવા મકાનના ઉદ્ઘાટન પ્રસંગે (તા ૧-૧-૧૯૫૫). ચિત્રમાં શ્રી ચીનુભાઈ હરિદાસ, શ્રી પ્રવીણચન્દ્ર ગાંધી, શ્રી નન્દલાલ હરિદાસ, શ્રી પ્રાણલાલભાઈ, શેઠશ્રી હરિદાસ અચરતલાલ અને શ્રી ચરણદાસ હરિદાસ



સૌરાષ્ટ્રના વ્યાપારઉદ્યોગ મ ડળો તરફથી સૌરાષ્ટ્રના અર્થસચિવ શ્રી મનુભાઈ શાહના માનમા યોજાયેલા સન્માન સ
(તા ૧૧–૪–૧૯૫૬) મા શ્રી પ્રાણલાલભાઇ અધ્યક્ષપદે હતા. ચિત્રમા પ્રવચન કરતા શ્રી મનુભાઇ, તેમ
શ્રી પ્રાણલાલભાઇ, શ્રી રસિકલાલ પરીખ, શ્રી મોહનલાલ મહેતા 'સોપાન' અને બીજાઓ.

૧

દેના બેન્ક : સંક્ષિપ્ત ઇતિહાસ

૨

સ્મરણીય છવ્વીસમી મે

૩

ભવ્ય અને અપૂર્વ સત્કારસમારંભ

૪

સુકાનીની નિવૃત્તિ

૫

અપ્રતિમ સેવા

૬

એક મુલાકાત

૭

ઉચ્ચ પ્રણાલીઓના સ્થાપક

૮

આર્યસંસ્કૃતિના પરમ ઉપાસક

૯

પોરબંદરનરેશનું ઉદ્‌બોધન

૧૦

પ્રકીર્ણ




દેવકરણ નાનજી બેંકિંગ કંપની લિમિટેડ, પ્રધાન કાર્યાલય
દેવકરણ નાનજી બિલ્ડીંગ્સ,
એલ્ફિન્સ્ટન સર્કલ,
ફોર્ટ, મુંબઈ

# દેના બેંક : સંક્ષિપ્ત ઈતિહાસ

દેના બેંકની જીવનકથા, એનો ઇતિહાસ એટલે એ મહાન સંસ્થાના સંસ્થાપકોની પ્રશસ્ત ને ઉમદા ભાવના તથા ત્યાગવૃત્તિનો ઇતિહાસ, ને તેમાય શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજી તથા સ્વ. શેઠ ચૂનીલાલ દેવકરણ નાનજીનાં નામ અને વ્યક્તિત્વ તાણેવાણે ઓતપ્રોત થયેલા છે, એટલે વ્યક્તિ અને સંસ્થાના અન્યોન્ય સંકલનનો આ સંક્ષિપ્ત ઇતિહાસ બને છે, ને તે રીતે આ ગ્રન્થના આ બીજા પ્રશસ્તિખંડમા તેને સ્થાન અપાય એ સર્વથા ઉચિત છે.

*

## સ્થાપના

દેવકરણ નાનજી બેંકિંગ કંપની જાન્યુઆરી ૧૯૩૮ મા સ્થપાઈ હતી.

## સંસ્થાપકો

દેવકરણ નાનજીની એક પેઢી તરીકે એની શરૂઆત. ૧૮૭૯ મા દેવકરણ નાનજીની પેઢીનો વેપારધંધો શરૂ થયેલો અને ૧૯૩૮ ના આરંભમા તો એની અનેક પેઢીઓ વિકસેલી—દેવકરણ નાનજી એન્ડ સન્સ (ફાઇનેન્સિયર્સ, બ્રોકર્સ, અન્ડરરાઈટર્સ, લેન્ડલોર્ડ્સ વગેરે) અને બીજી જુદી જુદી ચાર પેઢીઓ—શેર બજારમા, રૂ બજારમા અને સોના-ચાદી બજારમા દલાલીનુ કામકાજ કરતી ત્રણ પેઢીઓ તથા ચોથી સરકારી જામીનગીરીઓનુ દલાલીનુ તથા સોદાનુ કામ કરતી પેઢી. આ જૂની સ્થપાયેલી પેઢીઓ હતી અને હિન્દુસ્તાનનાં મુખ્ય મુખ્ય શહેરોમા તથા પરદેશના મુખ્ય કેન્દ્રોમા તેને સંપર્ક હતો અને તેની એજન્સીઓ હતી. આ પેઢીઓને મુબઈની લગભગ બધી જ મુખ્ય મુખ્ય બેંકો સાથે અને અનેક સંસ્થાઓ, દેશી રાજ્યો, રાજવીઓ અને પ્રતિષ્ઠિત કુટુંબો, પેઢીઓ અને વ્યક્તિઓ સાથે એક કે બીજે સ્વરૂપે ધંધાદારી સંબંધો હતા. સ્વ. દેવકરણ નાનજી જે. પી.—આ પેઢીના સંસ્થાપક—૧૯૨૨ મા અવસાન પામ્યા અને એ પછી, એમના ત્રણ સુપુત્રો ચૂનીલાલ, પ્રાણલાલ અને

મનુભાઈ સિનિયર ભાગીદારો હતા શ્રી મનુભાઈ ૧૯૩૬મા અવસાન પામ્યા. શેઠ દેવકરણ નાનજીની કેવળ એક પ્રખર વેપારીની નહીં પણ એક અતિ પ્રામાણિક, નેક અને સાચા સજ્જન તરીકે શાખ હતી. એમનુ જીવનસૂત્ર હતુ : सत्य वद, धर्मं चर; અને જીવનભર એ સિદ્ધાતનુ એમણે પાલન કર્યું હતુ.

હિન્દી બેકિંગ એની બાલ્યાવસ્થામા હતી અને લોકોનો વિશ્વાસ હિન્દી બેંકોમાથી ઊઠતો જતો હતો, મુબઈમા ક્રેડિટ બેંક અને ઇન્ડિયન સ્પીસી બેંક, પ્રથમ વિશ્વયુદ્ધના થોડા વર્ષ પૂર્વે પડી ભાગી હતી, ત્યારે સ્વ. શેઠ દેવકરણ નાનજીએ સદ્ધર પાયા પર અને પ્રામાણિક રીતે ચલાવી શકાય એવી એક બેક શરૂ કરવાનો અને એ રીતે, સાચા માર્ગ પર, હિન્દી બેકિંગના વિકાસમા પોતે થોડો ભાગ ભજવવાનો વિચાર કર્યો. પણ આ વિચાર મૂર્ત બને એ પહેલા તો ભગવાન મહાકાળે એમને આ લોકમાથી તેડી લીધા! પરતુ એમના પુત્રો શ્રી ચૂનીલાલ તથા શ્રી પ્રાણલાલે પોતાના પિતાએ સેવેલી ઇચ્છા લક્ષમા રાખી, સંજોગો સાનુકૂળ બનતા તેને અમલમા મૂકી. દેવકરણ નાનજી એન્ડ સન્સ (ફાઈનેન્સિયર્સ વગેરે)ની તેમની પેઢી બેંકનુ કામકાજ કરતી હતી, પણ તે દેવકરણ નાનજીની પેઢીઓ, કુટુંબીજનો, ભાગીદારો, નિકટના મિત્રો અને સબંધીઓ પૂરતુ જ મર્યાદિત હતુ જાહેર જનતાની થાપણો હજી સ્વીકારવામાં આવતી નહોતી, કારણ સ્વ. શેઠ દેવકરણ નાનજીનો આદેશ હતો કે ધંધો અને ખાતા તદ્દન અલગ અને ભિન્ન રહે એવી બેકિંગ કંપની તેઓ સ્થાપી શકે નહીં ત્યાસુધી લોકોની થાપણો સ્વીકારવી નહીં. આથી, શ્રી ચૂનીલાલે અને શ્રી પ્રાણલાલે, બીજા વિશ્વયુદ્ધની સહેજ પૂર્વે, જાન્યુઆરી ૧૯૩૮ માં દેવકરણ નાનજી બેંકિંગ કંપનીની સ્થાપના કરી.

## પહેલો સોદો

આ બેંકના પહેલા સોદા તરીકે તેમણે સરકારી જામીનગીરીઓ સામે પોરબંદર સ્ટેટ બેંકને રૂપિયા ચાર લાખની

**લોન આપી હતી.** આ પછી, દેવકરણ નાનજી બેંકિંગ કંપનીએ ચાલુ અને બીજાં ખાતામાં જાહેર જનતા તરફથી થાપણો સ્વીકારવાનું શરૂ કર્યું. ધી નેશનલ સિટી બેંક ઑફ ન્યૂયોર્કના ભૂતપૂર્વ અધિકારી, અમેરિકન સદ્‌ગૃહસ્થ શ્રી વિલિયમ ડી. ટેનબ્રૂકને આના અધિકારમાં મૂકવામાં આવ્યા હતા.

દેવકરણ નાનજી સંસ્થાના કેટલાક માનનીય મિત્રોએ સંસ્થામાં રસ લઈ એને પ્રારંભિક પ્રોત્સાહન તેમ જ સલાહસૂચનો આપ્યા હતા એ મિત્રોમાં પોરબંદરના નામદાર મહારાજા શ્રી નટવરસિંહજી, શ્રી વાલચંદ હીરાચંદ, રાજરત્ન શેઠ નાનજી કાલિદાસ મહેતા, સર મણિલાલ બી. નાણાવટી, અને લુણાવાડાના નામદાર મહારાજા શ્રી વીરભદ્રસિંહજી મુખ્ય હતા. બેન્કના સંસ્થાપકોએ બેન્કને પોતાના પિતાશ્રીનું શુભ, વગદાર અને પ્રતિષ્ઠિત નામ પણ નિ:સંકોચ અર્પણ કર્યું હતું, આને પરિણામે આ સંસ્થાનો આરંભ સાનુકૂળ સંજોગોમાં થયો એટલું જ નહિ પરંતુ એની શરૂઆત નાના પાયા પર થઈ હોવા છતાં એનો ઉત્તરોત્તર વિકાસ થતો રહ્યો.

## સંસ્થાપન અને વિકાસ

૧૯૩૮ની ૨૬મી મેને દિને હિંદના કંપની ધારા હેઠળ લગભગ રૂપિયા ૨·૫૦ લાખની ભરપાઈ થયેલી થાપણ સાથે આ સંસ્થાની એક ખાનગી મર્યાદિત સંસ્થા તરીકે સ્થાપના થઈ હતી. ૧૩મી ઑક્ટોબર ૧૯૩૮ના દિને રૂપિયા ૬·૨૫ લાખની ભરપાઈ થયેલી થાપણ સાથે આ બેન્કે શેડ્યુલ્ડ બેન્કનું રૂપ ધારણ કર્યું અને ૧૯૩૯ના ફેબ્રુઆરીની ૭મી તારીખે એ બોમ્બે બેન્કર્સ ક્લિયરિંગ હાઉસની સભ્ય બની. ૧૯૩૯ની સાલના ડિસેમ્બર માસની ૪થી તારીખની આસપાસ આ બેન્ક એક ખાનગી મર્યાદિત સંસ્થા મટીને જાહેર મર્યાદિત સંસ્થા બની. ૨૬મી ડિસેમ્બર ૧૯૩૯ના દિને એની ભરપાઈ થયેલી થાપણ વધીને રૂપિયા ૧૧·૩૦ લાખની થઈ અને ૨૮મી ડિસેમ્બર ૧૯૪૩ને દિને એ વધીને ૨૦ લાખ રૂપિયા સુધી પહોંચી. આગળ જતાં ૧૯૪૪ના નવેમ્બર માસની ૨૭ તારીખે ભરપાઈ અને પગાર થયેલી થાપણ વધીને રૂપિયા ૫૦ લાખ પર પહોંચી

૧૯૫૫ મા બેન્કની સ્થિતિ નીચે પ્રમાણે હતી. અધિકૃત થાપણ રૂપિયા ૧ કરોડ, ભરપાઈ અને પગાર થયેલી થાપણ રૂપિયા ૫૦ લાખ, રિઝર્વ ફંડ રૂપિયા ૨૮ લાખ, ડિપોઝીટ રૂપિયા ૧૨ કરોડથી વધુ, વર્કિંગ ફંડ રૂપિયા ૧૪ કરોડથી વધુ

## બેન્કના ડાયરેક્ટરો

૧૯૩૮ ના ડિસેમ્બરની ૨૬ મીએ બેન્ક રજિસ્ટર થઈ ત્યારે શ્રી ચૂનીલાલ દેવકરણ નાનજી, શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજી અને શ્રી વૃન્દાવનદાસ એચ. ભગત એના પહેલા ડાયરેક્ટરો હતા. વેપાર વધતો ગયો અને શ્રી હર્ષદરાય બી. પારેખ, શ્રી વરજીવન કે. ગાધી અને શ્રી નટવરલાલ એસ. ચોકસી તેજ વર્ષ દરમિયાન ડાયરેક્ટરપદે નિયુક્ત થયા. ૧૯૩૯ મા શ્રી નારણદાસ આર. કન્ટોલ અને શ્રી જયતિલાલ આર. ત્રિવેદી, ૧૯૪૨ મા શ્રી લલિતચદ્ર સી. ડી. નાનજી, ૧૯૪૩ માં શ્રી પ્રવીણચંદ્ર પી. ગાધી અને શ્રી લક્ષ્મીકાંત એસ. દાભોલકર અને ૧૯૪૪ મા રાજમિત્ર આર. એસ. માનેપાટિલ, સી. આઈ ઈ. ડાયરેક્ટરો તરીકે નીમાયા. ૧૯૪૬મા નક્કી કરવામા આવ્યુ કે દેવકરણ નાનજી સંસ્થાઓ સાથે વેપારી સંબંધે સકળાયેલા ન હોય એવા થોડા વધારે ડાયરેક્ટરોને લેવા, અને તે મુજબ શ્રી હર્ષદરાય બી. પારેખ, વરજીવનદાસ એચ. ભગત, વરજીવન કે. ગાધી અને નારણદાસ એસ. કન્ટોલે સ્વેચ્છાપૂર્વક પોતાના હોદ્દાના રાજીનામા આપ્યા અને તેમને સ્થાને શ્રી પિરોજશા એનઃ મહેતા, શ્રી કનૈયાલાલ મા. મુનશી, પોરબંદરના મહારાજાના પ્રતિનિધિ કેપ્ટન શિવસિંહજી અને શ્રી રતનચંદ હીરાચંદ, એમ. એ., જે. પી. આવ્યા. ૧૯૪૮ ના એપ્રિલમા પોરબદરના નામદાર મહારાજા સર નટવરસિંહજી માટે બોર્ડ પર જગ્યા કરી આપવા કેપ્ટન શિવસિંહજીએ રાજીનામુ આપ્યુ. થોડા મહિના બાદ મહારાજાસાહેબે ઉટાકામડને પોતાનુ નિવાસસ્થાન બનાવ્યુ તે કારણે રાજીનામુ આપ્યુ અને તેમને સ્થાને ૧૯૪૮ ના ઓગસ્ટમા તેમના સુપુત્ર પોરબદરના યુવરાજ શ્રી ઉદયભાણસિંહજી બોર્ડ

## દેના બેન્ક : બોર્ડ ઓફ ડિરેકટર્સ

૧૯૫૩ની તસવીર •

બેઠેલા શ્રી મનસુખલાલ માસ્તર, યુવરાજશ્રી ઉદયભાણ, શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજી, શ્રી પિરોજશાહ મહેતા, શ્રી રતનચંદ હીરાચંદ

ઊભેલા શ્રી નટવરલાલ ચોકસી, રાજમિત્ર શ્રી આર એસ માનેપાટીલ, શ્રી પ્રવીણચન્દ્ર ગાંધી (મેનેજિંગ ડિરેકટર), શ્રી લલિતચંદ્ર ચૂનીલાલ, શ્રી એલ એસ. દાભોલકર અને શ્રી જયંતિલાલ આર ત્રિવેદી

## લક્ષ્મીપૂજન



પર આવ્યા, ૧૯૪૮ના જૂનમાં શ્રી ચૂનીલાલ દેવકરણ નાનજીનું શોકજનક અવસાન થયું. ૧૯૫૦ના મેમાં કેન્દ્રના પ્રધાનમંડળમાં જોડાવાને કારણે શ્રી કે. એમ. મુનશીએ રાજીનામું આપ્યું અને તે જ વર્ષના ઑક્ટોબર માસમાં સૌરાષ્ટ્ર સરકારમાં ઊંચા હોદ્દા પર નિમણૂક થવાને કારણે રાજમિત્ર આર. એસ. માનેપાટિલે પણ રાજીનામું આપ્યું. ૧૧ મી ડિસેમ્બર ૧૯૫૨ થી ફરી પાછા રાજમિત્ર આર એસ. માનેપાટિલ અને જાન્યુઆરી ૧૯૫૩ થી શ્રી હર્ષદરાય બી. પારેખ ડાયરેક્ટરના બોર્ડ પર આવ્યા છે. અત્યારે નીચેના ૧૧ ડાયરેક્ટરો બેંકના બોર્ડ પર છે—

શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજી (પ્રમુખ)
,, લલિતચંદ્ર ચૂનીલાલ દેવકરણ નાનજી (ઉપપ્રમુખ)
પોરબંદરના યુવરાજ શ્રી ઉદયભાણસિંહજી
શ્રી ફિરોજશા એન. મહેતા
,, લક્ષ્મીકાંત એમ. દાભોલકર, જે. પી.
,, મનસુખલાલ એ. માસ્તર, બી એ, એલએલ બી
,, નટવરલાલ એસ. ચોકસી
,, જયંતિલાલ આર. ત્રિવેદી
,, રાજમિત્ર આર. એસ. માનેપાટિલ, સી આઈ ઈ
,, હર્ષદરાય બી. પારેખ
,, પ્રવીણચંદ્ર વી. ગાંધી (મેનેજિંગ ડાયરેક્ટર)

બેંકના કેટલાક ડાયરેક્ટરો દેશના વ્યાપારી, ઔદ્યોગિક અને જાહેર જીવનમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે. દાખલા તરીકે, શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજીએ ૧૯૪૯ થી ૧૯૫૫ સુધી સતત છ વર્ષ ઇન્ડિયન બેંક્સ એસોસિયેશનનું પ્રમુખપદ સંભાળ્યું હતું. ૧૯૪૪માં ઇન્ડિયન મરચન્ટ્સ ચેમ્બરના પ્રમુખ, ૧૯૪૫ થી ૧૯૪૮ સુધી મુંબઈ શરાફ એસોશિયેશનના પ્રમુખ અને સરકારી રાષ્ટ્રીય બચત યોજના (મુંબઈ)ના ૧૯૪૮ના વર્ષ દરમિયાન પ્રમુખ હતા. ૧૯૪૮ના જૂનમાં તેમના બંધુ શ્રી ચૂનીલાલના અવસાન બાદ તેઓશ્રી અનેક ઔદ્યોગિક, નાણાકીય અને વહાણવટાની પેઢીઓના ડાયરેક્ટરપદેથી તેમ જ જાહેર પ્રવૃત્તિઓમાંથી નિવૃત્ત થવા લાગ્યા અને ફક્ત દેવકરણ

નાનજી સંસ્થાઓમા જ લક્ષ આપવા લાગ્યા. નિવૃત્ત થતાં થતાં પણ ૧૯૫૨મા તેમને શિરે ઇન્ડિયન મરચન્ટ્સ ચેમ્બરના પ્રમુખપદની જવાબદારી આવી પડી અને વેપારી આલમની જે સુદર સેવાઓ તેમણે તે સમયે કરી તેનાથી સૌ પરિચિત છે.

'સ્વદેશી લીગ'ને પ્રમુખપદે પણ તેઓ ૧૯૫૩થી ચાલુ છે. મુબઈ યુનિવર્સિટી સેનેટના અને એડવાઈઝરી કમિટી ઓન કેપિટલ ઈસ્યૂઝના, ૧૯૫૩ના વર્ષથી તેઓ સભ્ય છે.

શ્રી લક્ષ્મીકાંત એસ. દાભોલકર જાણીતા દાભોલકર કુટુબના વશજ છે. તેમના કુટુબના શ્રી નારાયણ દાભોલકરના નામ પરથી નેપિયનસી રોડ પાસે આવેલા રસ્તાનુ નામ નારાયણ દાભોલકર રોડ અપાયુ છે. એમ કહેવાય છે કે તેમના કુટુબે લગભગ દસ લાખ રૂપિયાની સખાવતો કરી છે. દાભોલકર ચેરિટી ટ્રસ્ટ તેમ જ બોમ્બે પ્રોપર્ટી ઓનર્સ એસોશિયેશન (મુબઈ મકાન માલિક મડળ)ના તેઓ પ્રમુખ છે.

૭મી સપ્ટેમ્બર ૧૯૫૧થી શ્રી એમ. એ. માસ્તર બેન્કના બોર્ડના સભ્ય છે. અનેક વર્ષોથી તેઓ આપણા દેશના વ્યાપારી અને જાહેર જીવન ઉપરાત પરદેશમા વખતોવખત ભરાતી આતરરાષ્ટ્રીય પરિષદોમા મહત્ત્વનુ સ્થાન ધરાવતા રહ્યા છે. ઇન્ડિયન મરચન્ટ્સ ચેમ્બર અને ફેડરેશન ઓફ ઇન્ડિયન ચેમ્બર ઓફ કોમર્સ અને ઈન્ડસ્ટ્રીના પ્રમુખ તરીકે પણ તેઓશ્રીની વરણી થઈ હતી. હજુ હમણા સુધી તો તેઓ સિંધિયા સ્ટીમ નેવિગેશન કપની લિમિટેડના જનરલ મેનેજરનો હોદ્દો સંભાળતા હતા.

શ્રી ફિરોજશા એન. મહેતા જાણીતા ઉદ્યોગપતિ અને સૂતરના જૂના વેપારી છે. તાતા સચાલિત સુતરાઉ કાપડની બે પેઢીમા તેઓ ડાયરેક્ટર છે અને બુરહાનપુર–ટાપ્ટી મિલ્સની મેનેજિંગ એજન્સી પેઢીમા સિનિયર પાર્ટનર છે. તેમના કુટુબે નાસિકમા આવેલી 'બોય્ઝ ટાઉન' નામની શિક્ષણસંસ્થાને રૂપિયા પાચ લાખની સખાવત કરી છે.

યુવરાજ શ્રી ઉદયભાણુસિંહજી પોરબદરના મહારાજાના વારસદાર છે અને સારો એવો વહીવટી અનુભવ ધરાવે છે.

રાજમિત્ર આર. એસ. માનેપાટિલ, શ્રી. આઈ ઈ પણ કુશળ વહીવટકર્તા છે અને તેમનો અનુભવ બોર્ડની મંત્રણાઓ દરમિયાન ઘણો ઉપયોગી નીવડે છે.

શ્રી લલિતચંદ્ર ચૂનીલાલ દેવકરણ નાનજી ગેરના ધંધામા, સરકારી જામીનગીરીઓના વ્યવસાયમા શ્રી હર્ષદરાય બી. પારેખ, શ્રી જયંતિલાલ આર. ત્રિવેદી રૂના ધંધામા અને સોનાના ધંધામા શ્રી નટવરલાલ એસ. ચોકસી કાબેલ અને ખ્યાતનામ છે. શ્રી ત્રિવેદી અને શ્રી ચોકસી તો બેન્કની સ્થાપના થઈ ત્યારથી શ્રી ચૂનીલાલ અને શ્રી પ્રાણુલાલભાઈ સાથે જોડાયેલા છે.

બેન્કના મેનેજિંગ ડાયરેક્ટર શ્રી પ્રવીણચંદ્ર ગાંધી બેન્કના બોર્ડના, બુદ્ધિશાળી, સમર્થ, અનુભવી, વગદાર, લોકપ્રિય, ઉદ્યોગી, ઉત્સાહી, ખંતીલા અને પ્રામાણિક સભ્ય છે. તેઓ બેન્કના કામકાજ અને માહિતીઓના સંપૂર્ણ જ્ઞાતા છે અને શરૂઆતથી નિષ્ઠાપૂર્વક બેન્ક સાથે સંકળાયેલા છે. ઈન્ડિયન મરચન્ટ્સ ચેમ્બરની વ્યવસ્થાપક સમિતિ ઉપર ત્રણ વાર સતત, સૌથી વધુ મત મેળવી તેઓ ચૂંટાઈ આવ્યા છે.

બેન્કના કામકાજ અને વિકાસમા સર્વે ડાયરેક્ટરો ઊંડો રસ ધરાવે છે. શ્રી પ્રાણુલાલભાઈ જેને બેંકિંગ વ્યવસાયના સ્તંભો માને છે તે—સદ્ધરતા, પ્રમાણિકતા, કાર્યદક્ષતા, સેવા અને મિતવ્યયતાને ડાયરેક્ટરો હમેશ સ્મરણમા રાખે છે અને દઢતાથી વળગી રહે છે.

## વહીવટ

શ્રી વિલિયમ ડી. ટેનબ્રૂક ૧૯૩૮ના જાન્યુઆરીથી ૧૯૪૦ના ઓગસ્ટ સુધી બેન્કના મેનેજર હતા શૈશવકાળ દરમિયાન બેન્કને માર્ગદર્શન આપવા માટે તેમનો આખો પગાર શ્રી ચૂનીલાલ અને શ્રી પ્રાણુલાલભાઈ દ્વારા અપાતો હતો. શ્રી ટેનબ્રૂકના હાથ નીચે તાલીમ પ્રાપ્ત થાય એ હેતુથી અને બધા જ ખાતાઓનુ સંપૂર્ણ જ્ઞાન મળે એ ઉદ્દેશથી સ્વ. દેવકરણ નાનજીના દૌહિત્ર અને હાલના મેનેજિંગ ડાયરેક્ટર શ્રી પ્રવીણચંદ્ર

દેના બેન્કની પ્રથમ નગરશાખા : ઠાકુરદ્વાર રોડ



દેના બેન્કની બહારગામની પ્રથમ શાખા :
નાસિકસિટી



# દેના બેન્કના અધિકારીઓ (તા ૧૮-૧૨-૫૨)



બેઠેલા શ્રી ભૂપતલાલ, શ્રી બાલિગા, શ્રી હરિદાસ સ્વાલી, શ્રી પટવર્ધન,
શ્રી પ્રવીણચન્દ્ર ગાધી (મેનેજિંગ ડિરેક્ટર), શ્રી સી. વી. સુબ્રહ્મણ્યમ,
શ્રી રતિલાલ મરચ ટ, શ્રી ઈશ્વરલાલ પારેખ, શ્રી ચન્દ્રકાન્ત કોઠારી

ઊભેલા શ્રી બાબુભાઈ સઘવી, શ્રી લક્ષ્મીચ દ મહેતા, શ્રી ફરનાન્ડીઝ,
શ્રી દિનેશ પરીખ, શ્રી વી કૃષ્ણસ્વામી, શ્રી એસ વાય સ્વામી,
શ્રી એમ પી. વ્યાસ, શ્રી છોટાલાલ શાહ, શ્રી ગોપાલન, શ્રી સૂબેદાર,
(૨૫) શ્રી વેણીલાલ ભગત, શ્રી વી રામભદ્રન

બેન્કની નીતિ મુજબ મુંબઈ, ગુજરાત, સૌરાષ્ટ્ર અને મહારાષ્ટ્ર પ્રાંતમાં નવી શાખાઓ ખોલવાનું વહીવટકર્તાઓ પસંદ કરે છે. બેન્કનું મથક, તેનો વહીવટ સંભાળનાર અમલદાર, જગા અને સ્થાનિક સલાહકાર મંડળની પસંદગી વખતે ઘણી કાળજી રાખવામા આવે છે. તે ઉપરાંત નાણાની થાપણ, ધીરધાર, વટાવ વગરે બેંકિંગ ધંધાની શકયતાઓનો પણ વિચાર કરાય છે. લાંબા સમય સુધી કાળજીપૂર્વક વિચારણા કર્યા બાદ જ નવી શાખા ખોલવાનો નિર્ણય લેવાય છે.

અત્રે એ પણ નોંધપાત્ર ગણાશે કે બેંકની ઘણી નવી શાખાઓનાં ઉદ્‌ઘાટનો લબ્ધપ્રતિષ્ઠ વ્યક્તિઓને શુભ હસ્તે જ થતા હોય છે.

## સેફ ડિપોઝીટ વૉલ્ટ

૧૯૪૨મા બેન્કે પ્રથમવાર ૪૧૫ લોકરોવાળુ સેફ ડિપોઝીટ વૉલ્ટ મુંબઈમા ઝવેરી બજાર શાખા ખાતે શરૂ કર્યું હતું. ૧૯૫૫મા જુદી જુદી શાખાઓ મળી, બેન્કના ૧૪ સેફ ડિપોઝીટ વૉલ્ટો છે.

## સેવાઓ

રાબેતા મુજબની બેન્કિંગ સેવાઓ ઉપરાંત જનતાને અનેક રીતે સેવા આપવા બેન્ક તત્પર રહે છે. દાખલા તરીકે–વખતોવખત ખાસ શરૂ કરવામા આવતી સેવિંગ ડિપોઝીટ યોજના, કેશ સર્ટિફિકેટો, સેવિંગ્સ વીમા યોજના, સેફ ડિપોઝીટ વૉલ્ટ, નાની ચાદીની લગડીઓ, ઇન્વેસ્ટમેન્ટ સર્વિસ, એક્ઝિક્યુટર અને ટ્રસ્ટી ડિપાર્ટમેન્ટ, કેટલીક શાખાઓમાં મોર્નિંગ સેવિંગ સર્વિસ ઇત્યાદિ. આ સેવાઓ લોકપ્રિય બની છે અને બેન્કના ગ્રાહકો એનો સારો લાભ ઉઠાવે છે.

## ફોરેન એકસચેન્જ ખાતું

જ્યારથી હિન્દુસ્તાનમા એકસચેન્જ નિયમન દાખલ કરવામાં આવ્યું ત્યારથી બધા જ નાણાના ફોરેન એકસચેન્જ કામકાજ માટે બેન્ક પ્રમાણિત વેપારી છે, પણ છેલ્લા ચાર વર્ષથી લેટર ઓફ ક્રેડિટ, પરદેશ નિકાસ

અને આયાત બીલનુ કામકાજ પણ વિકસાવવામાં આવ્યુ છે. બેન્કના મુખ્ય પ્રતિનિધિ ચેઝ નેશનલ બેન્ક ઑફ ન્યૂયૉર્ક, લંડન, બર્લિન અને ટોકિયો છે.

## દેના બેન્ક ગેઝેટ

જાન્યુઆરી ૧૯૪૬ થી દર મહિને બેન્ક તરફથી 'દેના બેન્ક ગેઝેટ' નામનુ સામયિક પ્રગટ થાય છે. બેન્કના કર્મચારીઓને રસ પડે અને માર્ગદર્શન મળે તેવી સઘળી માહિતી તેમા પ્રગટ કરવામા આવે છે. બેન્કની શાખાઓને અને ખાતાઓને બેન્કની જુદી જુદી ઓફિસો સબધી અગત્યના ખબરો, સૂચનાઓ ને હુકમો ઇત્યાદિ નિયમિત અને પદ્ધતિસર મળ્યા કરે એ હેતુથી પ્રથમ આ માસિક શરૂ કરવામા આવ્યુ હતુ. રસપ્રદ જાણવાયોગ્ય અને બોધદાયક લેખો પ્રકટ થતા હોવાને કારણે ગેઝેટ બેન્કના કર્મચારીઓ માટે શિક્ષણના માધ્યમનીયે ગરજ સારે છે અને બેન્કની શાખાઓને તેમ જ અન્ય ખાતાઓને મુખ્ય ઓફિસના મંતવ્યો અને નીતિની તે દ્વારા જાણ થાય છે. જ્યારથી ગેઝેટ શરૂ કરવામા આવ્યુ છે ત્યારથી મેનેજિંગ ડાયરેક્ટર શ્રી પ્રવીણચદ્ર વી. ગાધી એનુ તત્રીપદ સભાળી રહ્યા છે.

## 'દેના જ્યોતિ'

દેના બેન્કના કર્મચારીઓના મનોરજન અને વિશેષ જ્ઞાન માટે ઓક્ટોબર ૧૯૫૪ થી 'દેના જ્યોતિ' નામનુ 'ડાયજેસ્ટ' સ્વરૂપનુ માસિક પણ શરૂ કરવામા આવ્યુ છે, જેનુ તત્રીપદ જયહિન્દ કોલેજના ગુજરાતીના અધ્યાપક પ્રા. મધુકર રાદેરિયા સભાળે છે. તેઓ બેન્ક સાથે પણ સકળાયેલા છે. આ માસિક બેન્કના કર્મચારીઓમા તેમ જ બહારના મિત્રવર્ગમા અને અન્ય વાચકોમા ખૂબ લોકપ્રિય થયુ છે.

## સામાન્ય નિરીક્ષણ અને ઉપસંહાર

સ્થિરતાથી અને મક્કમ રીતે પાયાનુ ચણતર થતુ હોવાને કારણે ૧૯૩૮ થી ૧૯૪૧ ના વર્ષો દરમિયાન બેંકની પ્રગતિ ધીમી હતી. ૧૯૪૨ થી ૧૯૪૬ ના વર્ષો દરમિયાન સર્વાંગી વિકાસ સધાયો અને ૧૯૪૭ થી

૧૯૫૨ સુધીમા બેન્ક વધુ સદ્ધર બની. ૧૯૫૨થી ૧૯૫૫ સુધીમા તેણે આગલી હરોળમાં સ્થાન પણ મેળવ્યુ છે.

આ બધાં વર્ષો દરમિયાન ડાયરેક્ટરોએ અને બેન્કના કર્મચારીઓએ સંગીન અને મક્કમ નીતિને અનુસરી બેન્કને વધુ મજબૂત અને સદ્ધર બનાવવાની કોશિશ કરી, તેને પરિણામે અત્યારે બેન્કની અનામત થાપણ રૂપિયા ૨૮ લાખની છે, જ્યારે ભરાયેલી થાપણ રૂપિયા ૫૦ લાખની છે.

વહીવટ દરમિયાન કાર્યદક્ષતા અને વિવેક એ બે ગુણો ઉપર વધુ ભાર મૂકવામા આવે છે. બેન્કની ઘણી ખરી શાખાઓ અને ખાતામા કાર્યદક્ષતા, વિવેક અને પ્રામાણિકતાનુ ઊચુ ધોરણ જળવાય છે જેને પરિણામે બેન્કે અને તેની શાખાઓએ પોતાના વિસ્તારમા સારી લોકપ્રિયતા પ્રાપ્ત કરી છે.

બેન્કના કર્મચારીઓનુ પગારધોરણ સામાન્ય રીતે ઊચું છે અને તેઓ તેથી સંતુષ્ટ પણ છે.

પંદર વર્ષના સમયને લક્ષમાં લેતા એક દરે સંતોષપૂર્વક કહી શકાય કે બેન્કે સારી એવી પ્રગતિ સાધી છે.

૧૯૪૭ના વર્ષ સુધી બનેલી કેટલીક ઘટનાઓને કારણે બેન્કના વિકાસના માર્ગમા થોડો અંતરાય પડ્યો હતો. પરંતુ એ આકસ્મિક બનાવોએ એક રીતે બેન્કના વિકાસને મજબૂત કરવામા અને કાર્યદક્ષતાનુ ધોરણ ઊંચે લઈ જવામા પણ સહાયતા કરી છે. 'દેના બેંક'ને નામે લોકપ્રિય થયેલી આ બેન્કનુ નામ મુબઈ, ગુજરાત, સૌરાષ્ટ્ર અને મહારાષ્ટ્રના દરેક ઘરમાં જાણીતુ થયુ છે. ૧૯૫૩ના વર્ષમા તો બેન્ક વધુ સદ્ધર ગણાવા લાગી અને હિંદની પહેલી ૧૨ કે ૧૪ બેન્કોમાં તેણે પોતાનુ સ્થાન મેળવી લીધુ. હવે તો ઇશ્વરેચ્છાએ વધુ પ્રગતિ કરવા એ શક્તિમાન છે.

બેન્કના ઇતિહાસની આ રૂપરેખા દોરતા આ વાતનો પ્રથમ સ્વીકાર કરવો જોઇએ કે બેન્કે હાલ પ્રાપ્ત કરેલુ મક્કમ સ્થાન, પ્રગતિ અને લોકપ્રિયતા માટે એના નિ:સ્વાર્થ કર્મયોગી સંસ્થાપકો સ્વ. ચૂનીલાલ અને પ્રાણલાલ-

ભાઈનો હિસ્સો જરાય ઓછો નથી. આના સંદર્ભમાં 'દેના બેન્ક ગેઝેટ'ના નવેમ્બર ૧૯૪૯ના અંકમાંથી હેડ ઓફિસ ખાતે બેન્કના બોર્ડ રૂમમાં સ્વ. ચૂનીલાલની પ્રતિમાના અનાવરણવિધિ વેળાએ ઉચ્ચારાયેલા શબ્દોનું અવતરણ અત્રે રજૂ કરીએ:

'તેમણે બજાવેલી બેંકની અનેકવિધ સેવાઓ કેવળ નિ.સ્વાર્થ છે અને બોર્ડે અનેકવાર બન્ને ભાઈઓને મહેનતાણું સ્વીકારવાની વિનંતિ કરી હતી છતા તેમણે હમેશાં તે દરખાસ્તનો અસ્વીકાર કર્યો હતો,. એટલું જ નહિ પણ બેન્કના પ્રારંભના વર્ષો દરમિયાન બેન્ક પાછળ પોતાની અંગત મૂડીમાથી ખરચેલી મોટા રકમો પાછી લેવાની પણ તેમણે ઇચ્છા સેવી નથી બીજા કોઈ ઔદ્યોગિક સાહસમા પૈસા રોકીએ તો વધુ વળતર મેળવી શકાય એ જાણતા હોવા છતાં તેમણે દેના બેન્કના શેરોમા મોટી રકમનુ રોકાણ કર્યું છે. પોતાની સમક્ષ જે આદર્શ હતો તેને વળગી રહી, તેમણે આ સંસ્થા પ્રતિ વાત્સલ્યભાવ દાખવી, અવિરત દેખભાળ અને કૂણી લાગણી વડે તેને પોષી છે. દુર્ભાગ્યે આજે શ્રી ચૂનીલાલ વિદ્યમાન નથી, છતા તેમનુ ઋણ ભુલાય તેમ નથી. ઈશ્વર પ્રત્યે પ્રાર્થના છે કે બેન્કના સર્વપ્રિય પ્રમુખ શ્રી પ્રાણલાલભાઈને સુખ અને સ્વાસ્થ્યભર્યું દીર્ઘાયુ બક્ષે, જેથી બેન્કને તેમની વ્યક્તિગત પ્રતિષ્ઠાનો, પરિપક્વ અનુભવનો, નક્કર નિર્ણયશક્તિનો અને નિઃસ્વાર્થ સેવાનો લાભ દીર્ઘકાલ પર્યંત મળતો રહે.'



(૨)

# સ્મરણીય છવ્વીસમી મે

મંગળવાર તા. ૨૬ મી મે ૧૯૫૩ નો દિન, દેના બેંકના ઇતિહાસમાં સ્મરણીય દિન તરીકે અંકિત રહેશે. તે દિને, પંદર વર્ષનો ગણનાપાત્ર ગાળો પૂરો કરી, બેંકે પોતાની સોળમી વર્ષગાંઠ ઊજવી. તે જ દિવસે, દેના સંસ્થાના ભાગીદારો, ડાયરેક્ટરો તથા અધિકારીઓએ, બેંકને, બેંકના માનનીય સંસ્થાપક–પ્રમુખ શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજીની આરસપ્રતિમાની અમૂલ્ય ભેટ આપી હતી

આ આરસપ્રતિમાનો અનાવરણવિધિ બેંકના માનનીય ડાયરેક્ટર શ્રી મનસુખલાલ એ માસ્તરે, બેંકના બોર્ડરૂમમાં કર્યો હતો

આ પ્રસંગે અગ્રગણ્ય વ્યક્તિઓ તરફથી કેટલાક સંદેશાઓ નીચે પ્રમાણે સાંપડ્યા હતા.

## સંદેશાઓ

'મારાં અભિનંદન. દેના સંસ્થાને તમે કેવળ પ્રાણલાલભાઈની પ્રતિમા જ ભેટ નથી આપી, પણ સાથે સાથે જનતાને કાર્યદક્ષતા, ઉપકાર-બુદ્ધિ, ભલાઈ અને ખાનદાનીનું પ્રતીક પણ આપ્યું છે.'

**પોરબંદરના નેકનામદાર મહારાજાશ્રી સર નટવરસિંહજી**

*

'દેના કંપનીઓની શેઠ પ્રાણલાલભાઈએ બજાવેલી મહાન સેવાઓને અંજલિ આપવા માટે મારાં હાર્દિક અભિનંદન'

**શ્રી નાનજી કાલિદાસ મહેતા**

*

'પ્રાણલાલભાઈ ભારતના પનોતા પુત્ર છે. જનહિતસાધક પ્રવૃત્તિઓના વિવિધ ક્ષેત્રોમાં ફાળો આપીને, આપણા દેશની તથા પ્રજાની એમણે જે મહાન સેવા બજાવી છે તે કારણે તથા પ્રામાણિકતા, નિષ્કલંક ચારિત્ર્ય, ચિત્તની ઉદારતા, નિષ્પક્ષ વિચારસરણી, રાષ્ટ્રવાદી દૃષ્ટિ અને

નિસ્વાર્થતાને કારણે દેશમા સૌ કોઇને તેમના પ્રતિ ઉચ્ચ આદરભાવ છે. દેવકરણ નાનજીની વ્યવસાયી પેઢી નામાંકિત તો છે જ, પરંતુ પ્રાણલાલભાઈની અથાક શક્તિ, ઉચ્ચ કુશાગ્ર ધંધાદારી બુદ્ધિ, અને અદ્દભુત વ્યવસ્થાશક્તિને કારણે આજે એ સંસ્થાનુ દેશમા ગૌરવભર્યું સ્થાન છે.

ગણિતની પરિભાષા વાપરીને લખુ તો આવુ સમીકરણ મૂકી શકુ
શ્રી પ્રાણલાલભાઈ=સદ્દગુણની મૂર્તિ+ઉચ્ચ ધંધાદારી કુશાગ્ર બુદ્ધિ—અહમ.'

**રાજમિત્ર આર. એસ. માનેપાટિલ**

*

'આજના સમારંભને અદ્દભુત સફળતા વાછુ છુ અને શ્રી પ્રાણલાલભાઈને દીર્ઘાયુષ્ય પ્રાપ્ત થાય તથા હજી વધુ ઉજ્જવલ સિદ્ધિઓ મળે તેવી શુભેચ્છા વ્યક્ત કરુ છુ.'

**શ્રી હરિદાસ અચરતલાલ**

*

'શ્રી પ્રાણલાલભાઈની આરસપ્રતિમા, એમના મિત્રો અને સહયોગીઓની આભારવૃત્તિનુ દર્શન કરાવવા ઉપરાંત, ઑફિસમાથી એમની ગેરહાજરીના સમય દરમિયાન, સર્વ કાર્ય–યોગીઓને, પોતાની દેખરેખ હેઠળની આ સંસ્થાઓ માટે જે ઉચ્ચ ધોરણો એમણે સ્થાપ્યા છે તે જાળવી રાખવા માટે નિષ્ઠાભર્યા પ્રયાસો કરવાની પ્રેરણા આપશે.'

**શ્રી એ. સી. રામલિંગમ**

*

'શ્રી પ્રાણલાલભાઈ ખરેખર દેના કંપનીઓના સાચા સંસ્થાપક છે અને એમને અપાતા માન અને યશ માટે સર્વથા સુપાત્ર છે. જનતાને હિતાર્થે એમને દીર્ઘાયુષ્ય સાપડો એવી અંતઃકરણપૂર્વક શુભેચ્છા.'

**શ્રી નંદદાસ હરિદાસ અને શ્રી ચરણદાસ હરિદાસ**

દેના બેંક, દેના ઈન્સ્યુરન્સ કંપની, દેના ઈન્વેસ્ટમેન્ટ કંપની અને દેના પ્રિન્ટિંગ એન્ડ પબ્લિશિંગ કંપનીના ડાયરેક્ટર તથા ડોનર સમિતિના પ્રમુખ **શ્રી લક્ષ્મીકાંત એસ. દાભોલકરે** ડોનરો તથા પોતા તરફથી, આમંત્રિત સજ્જનો તથા સન્નારીઓનુ સ્વાગત કર્યું હતુ અને પ્રમુખપદેથી કહ્યું હતુ.

'આજે આપણે એકીસાથે બે સમારંભો ઊજવીએ છીએ આપણી દેના બેંક આજે પોતાની લોકોપયોગી કારકિર્દીના પંદર વર્ષ પૂરા કરે છે અને કેવળ આ નગરની નહી પરંતુ રાજ્યની અને દેશની સેવાના સોળમા વર્ષમા આજે પ્રવેશે છે આ બેંકની તથા બીજી દેના કંપનીઓની પણ સ્થાપના કરવાનો યશ પ્રાણુલાલભાઈને છે. પ્રાણુલાલભાઈ વિશે કાંઈ પણ કહેવુ એટલે એમનામા એકત્રિત વસેલા સર્વ સદ્ગુણોનુ જ વર્ણન કરવા જેવુ છે. માત્ર વેપારી તરીકે નહિ, પણ જેઓ એમના મિત્ર બની શકે છે તેમની સાથે એક માયાળુ મિત્ર તરીકે હંમેશ વર્તી એમણે પોતાની યોગ્યતા સાબિત કરી આપી છે એમણે ઘણાને સલાહ આપી છે, ઘણાને માર્ગ ચીંધ્યા છે, ઘણાને સહાય કરી છે.

સ્વ. શેઠશ્રી દેવકરણ નાનજીનુ જીવનસૂત્ર હતુ: सत्य वद, धर्मं चर। તેમણે પોતાના પૂજ્ય પિતાશ્રીનુ આ સૂત્રના પાલનમા નિષ્ઠાપૂર્વક અનુસરણ કર્યું છે. બધા જ લોકો પોતાના જીવનસૂત્રોને આચરતા નથી, પરંતુ અહી, દેવકરણ નાનજીના કુળમા, આ સૂત્રનુ પોતાના જીવનકાળ દરમિયાન એમણે પોતે પાલન કર્યું હતુ એટલુ જ નહિ, પણ વ્યવહારૂ ધંધાદારી જીવનમા એમના સુપુત્ર શ્રી પ્રાણુલાલભાઈ અને એમના સહયોગીઓ એનુ એકનિષ્ઠાથી પાલન કરે છે. શ્રી પ્રાણુલાલભાઈ કેવળ એક કુશાગ્ર વેપારી નથી, પણ એમનામા બીજા અનેક સદ્ગુણો છે. જે વિષયને એઓ સ્પર્શે છે તેના પોતે અભ્યાસી બની જાય છે, અને તેમા જ એમની મહત્તા છે. પોતાના કુટુંબીજનો પ્રત્યે તેમને પ્રીતિભાવ છે. એમા એમનો ઉદ્દેશ એમનુ હિત વધારવાનો જ નહીં પણ, જનતાની સેવામા તેમને ઉપયોગી બનાવવાનો છે. જેમનુ અનુકરણ અને અનુસરણ કરીએ એવા એ

આપણા મિત્ર ને માર્ગદર્શક છે. એમના ગુણો ઉચ્ચ છે, એમના આદર્શો મહાન છે.

એમની આ આરસપ્રતિમાના ડોનરોને વધારે સારો પ્રતિગ્રાહક, વધારે સારો પ્રસંગ ને વધારે સારો અનાવરણવિધિ કરનાર ન જ સાપડતે, કારણ, આ પ્રતિમા શ્રી પ્રાણલાલભાઇને સૌથી વધુ પ્રિય એવી સંસ્થા દેવકરણ નાનજી બેંકિંગ કંપની લિમિટેડને ભેટ અપાય છે, આજે એ દેના બેંકની સોળમી વર્ષગાંઠનો દિન છે. અને એનો અનાવરણવિધિ શ્રી મનસુખલાલ એ. માસ્તરને વરદ હસ્તે થાય છે. તેઓશ્રી કેવળ વહાણવટાના વિષયમા પ્રમાણભૂત અને દેશના આર્થિક જીવનમા એક અગ્રગણ્ય વ્યક્તિ છે એટલુ જ નહી, પણ તેઓ દેવકરણ નાનજી સંસ્થાના, શ્રી પ્રાણલાલ ભાઈના અને આપણા સૌના એક માનવતા મિત્ર અને સાચા શુભેચ્છક છે.

હુ શ્રી માસ્તરને પ્રતિમાનુ અનાવરણ કરવાની તથા આપણને ઉદ્બોધન કરવાની વિનંતિ કરુ છુ.'

દેના બેંકના સંમાન્ય ડાયરેક્ટર અને અતિથિવિશેષ **શ્રી મનસુખલાલ એ. માસ્તરે** નીચે પ્રમાણે પ્રવચન કર્યું હતુ.

'આજે આપણે અત્રે, આપણા વહાલા મિત્ર અને સન્માનિત અગ્રણી પ્રાણલાલભાઈને સન્માનવા તથા આપણી નમ્ર અભિવંદના કરવા એકત્રિત થયા છીએ

શેઠ પ્રાણલાલમા એવુ શુ છે જેથી એ આપણા પ્રીતિપાત્ર બન્યા છે? પ્રાણલાલભાઈમા એવુ શું છે જેથી એમણે આ દેશના વ્યાપારી અને આર્થિક જીવનમા માન અને પ્રતિષ્ઠાનુ પદ પ્રાપ્ત કર્યું છે? શેઠ પ્રાણલાલ આજે સ્વ. શેઠશ્રી દેવકરણ નાનજીના કુળના જ્યોતિપુંજ છે. મેં સાભળ્યુ છે કે, એમના પિતાશ્રી શેઠ દેવકરણ નાનજી આ શહેરમા અગિયાર વર્ષની નાની વયે આવેલા, અને થોડા જ વર્ષમા, આ કુટુબના લાક્ષણિક એવા ખંતીલા પરિશ્રમથી, અવિશ્રાન્ત કાર્યશક્તિથી, ધંધાદારી કુનેહથી અને પરંપરાગત દક્ષતાથી, નીચી પાયરીએથી જવાબદારીને ઊંચે સ્થાને પહોચ્યા

હતા. વળી, મેં સાભળ્યુ છે કે, ૧૮૭૯ મા એમણે પોતાના વડીલ બંધુને નામે પહેલા જગનદાસ એન્ડ કપની નામે ઓળખાતી પેઢી સ્થાપી હતી. પાછળથી એ પેઢી દેવકરણ નાનજી એન્ડ કપનીને નામે ઓળખાવા પામી. એ ખરેખર સતોષ ને ગૌરવની બીના છે કે એમના ત્રણે પુત્રોએ પોતાના તેજસ્વી પિતાની પ્રણાલીઓને જાળવી છે અને સમય જતા, આ સસ્થાની પ્રવૃત્તિઓનો વિસ્તાર કર્યો છે. શેઠ દેવકરણ નાનજીએ માત્ર શેર અને જામીનગીરીઓનુ કામકાજ આરભ્યુ હતુ એમ નહોતુ; તેમણે રૂ અને સોનાચાદી જેવા બીજાં મહત્ત્વના કાર્યક્ષેત્રોમા પણ પ્રવેશ કર્યો હતો શેઠ પ્રાણલાલ અને તેમના ભાઈઓએ આ પ્રવૃત્તિઓ વધારી છે એમના ભાઈ, સ્વ મનુભાઈમા આ પ્રવૃત્તિઓનો ઘણો વિપુલ વિસ્તાર કરવાની સભાવના હતી, પરતુ પરમાત્માની યોજના જુદી જ હતી અને નાની વયે જ આપણે આ કુટુબના એ તેજસ્વી રત્નને ગુમાવ્યુ પરતુ, શેઠ પ્રાણલાલે પોતાના વડીલ બંધુ શેઠ ચૂનીલાલની સહાયતા અને પ્રેરણાથી નવી કેડીઓ કોતરી કાઢી અને આજે, આપણે સૌ જાણીએ છીએ તેમ, દેશના ઔદ્યોગિક જીવનના ભાવીનો જેના પર મુખ્ય આધાર છે તેવી અનેક લોકોપયોગી સેવાસંસ્થાઓની એમણે સ્થાપના કરી છે

પ્રાણલાલભાઈ સાથે હુ છેલ્લી એક પેઢી કે તેથી વધારે સમયથી સપર્કમા આવ્યો છુ. વહાણવટાના મહાન ઉદ્યોગના સાચા અગ્રેસરો સ્વ. શેઠ નરોત્તમ અને સ્વ. શેઠ વાલચદ છે એવી મારા મન પર છાપ હતી અને હકીકત તરીકે એમ હુ માનતો. પરંતુ, પ્રાણલાલભાઈના સમાગમમા હુ આવ્યો અને જાન્યુઆરી ૧૯૪૦ મા શેઠ વાલચંદના માનમા એમણે યોજેલા ભોજનસમારભનો હેવાલ મે વાચ્યો ત્યારે, આ દેશમા વહાણવટાના ઉદ્યોગમા અગ્રેસર એવા બીજા પણ એક મહાન ગુજરાતી હતા તેની મને જાણ થઈ. એ તેજસ્વી નામ તે સ્વ. શ્રી દેવકરણ નાનજીનુ મારા મન પર, આ ઉદ્યોગના અગ્રણીઓ અગે જે છાપ પડી હતી તે દૂર થઈ. અને મારે કબૂલ કરવુ જોઈએ કે, વર્ષે વર્ષે, જે પેઢી પાચથી છ લાખ ટન માલ ચડાવતી હોય તેનુ નામ, હિન્દી વહાણવટાના ઉદ્યોગના

અગ્રેસર તરીકે, અને એક ગણનાપાત્ર અગ્રેસર તરીકે મુકાવું જોઇએ આ સાથે, મને એ વાતનો પણ ખૂબ સતોષ થાય છે કે પ્રાણલાલભાઈ વીસ વર્ષની વયે પણ પહોચ્યા નહોતા તે પૂર્વે, આ ઘણા અગત્યના ઉદ્યોગ પ્રત્યે લક્ષ આપતા હતા. હિન્દ સંરક્ષણ ધારો તથા પ્રથમ વિશ્વયુદ્ધ ન નડ્યાં હોત તો આ પેઢીની પ્રવૃત્તિઓ ઘણી વધી હોત. કદાચ, આપણે આ દેશમા, 'દેવકરણ નાનજી શિપિંગ લાઈન' સ્થપાયેલી જોઈ શકતે અને શેઠ નરોત્તમ તથા શેઠ વાલચદના નેતૃત્વ હેઠળ સિંધિયા કપનીની માફક સુદર રાષ્ટ્રીય સેવા તે આપતી હોત!

આપણે દેશની ઔદ્યોગિક ખિલવણીની વાત કરીએ છીએ, ત્યારે બેંક, વીમો અને વહાણવટુ—આ ત્રણ અગત્યની સેવાઓની જરૂરત, આવશ્યક જરૂરત આપણને જણાય છે. વહાણવટાના ક્ષેત્રમા, દેવકરણ નાનજીની પેઢીએ તથા પ્રાણલાલભાઈએ ભજવેલા ભાગનો ઉલ્લેખ હુ કરી ગયો છુ. આપ સૌ જાણો છો તેમ એમણે વીમાનુ કામકાજ શરૂ કર્યું છે. આ સંસ્થાની વીમા-પ્રવૃત્તિ હજી બાલ્યાવસ્થામાં છે. આ કપની જિંદગીના વીમાનુ કામકાજ કરે છે એટલુ જ નહીં પરંતુ, વીમાની બીજી અનેક શાખાઓમા એની પ્રવૃત્તિ છે, અને એવો સમય પણ આવશે કે એની પ્રવૃત્તિઓનુ ક્ષેત્ર ઘણુ વિશાળ થશે અને લોઈડ્સની માફક એક મોટા 'અન્ડરરાઈટર' તરીકે એની ગણના થશે એવી મને ખાતરી છે.

**પરતુ, પ્રાણલાલભાઈનાં નામ અને કીર્તિ તો હમેશ દેના બેંકના વહીવટ અને વિકાસ સાથે સંકળાયેલાં રહેશે.**

આ બેંકે કેટલી શાખાઓનુ સંચાલન કર્યું છે, પોતાના ઘરાકોને તે કેવી સગવડો આપે છે ને એવા જ સ્વરૂપની જે પ્રવૃત્તિઓ એ કરી રહી છે તેના પર જ, પ્રાણલાલભાઈની બેંકિંગની દુનિયામાની પ્રતિષ્ઠા ને લોકપ્રિયતા નિર્ભર નથી. એક મહાન બેકર તરીકે, એમનુ નામ ને એમની કીર્તિ તો જે વિશાળ દૃષ્ટિથી એમણે બેકિંગ એસોસિયેશનનુ નિર્માણ કરવાનુ વિચાર્યું છે, બેંકના હકો અને હિતોનુ રક્ષણ કરવા તથા તેને વધારવા માટે જે કુનેહ, નિર્ણયશક્તિ તથા મુત્સદ્દીગીરીથી તેની સ્થાપના કરી છે

અને દેશની ઔદ્યોગિક ખિલવણીને સહાયરૂપ બનવા દેશમા, નાણાની ધીરધાર કરનારી પેઢીઓનો વિકાસ સાધ્યો છે, તેના પર જ સદૈવ નિર્ભર છે.

આપણે ત્યા મેનેજિંગ એજન્સીની પ્રથાને કેટલાકો વખાણે છે, કેટલાકો વખોડે છે. મારે નમ્ર મતે, મેનેજિંગ એજન્ટ્સની પ્રથાએ, કેટલાક દાખલાઓમા કેટલીક ગંભીર ઊણપો હોવા છતા, દેશના આર્થિક અને ઔદ્યોગિક વિકાસમાં નોંધપાત્ર ફાળો આપ્યો છે. આજે, ૧૯૫૩ ના વર્ષમા, આપણા આર્થિક અને ઔદ્યોગિક નવનિર્માણ માટે, પુનરુદ્ધાર માટે કેવા પ્રકારની વ્યવસ્થા આપણે માગીએ છીએ? અનુભવે આપણને એક મોટુ સત્ય સુઝાડ્યુ છે કે આપણા આર્થિક અને ઔદ્યોગિક જીવનવિકાસ માટે તથા ગઢ્ઢઘડતરની પ્રવૃત્તિઓને પ્રેરવા તથા પગભર કરવા માટે, શક્તિ, નિષ્ઠા અને જવાબદારીના ભાનવાળા વ્યક્તિઓના તથા એવા જ ગુણોવાળા એમના સહકારીઓના હાથમાં જેનુ સૂત્ર હોય એવી સંસ્થાઓના અસ્તિત્વની આપણને જરૂરત છે. આવી એક સંસ્થાની સ્થાપના કરવામા પ્રાણલાલભાઈએ સાચો પાયો નાખ્યો છે એ વાતમા આપ સહમત થશો એની મને ખાતરી છે. દેવકરણ નાનજી સંસ્થાનુ એમણે તેના 'કુલદેવતા' તરીકે ઘડતર કર્યુ છે. આ કાર્યમા એમને નેક, શક્તિશાળી અને પ્રામાણિક અધિકારીઓનો સાથ છે. તેમનામા સાહસની વૃત્તિ છે અને દેશની તથા કોમની સેવા કરવાના ઉચ્ચ આદર્શોથી તેઓ પ્રેરાયેલા છે.

મિત્રો, મારા આ ગાઢ સ્નેહી વિશે હુ બોલુ છું ત્યારે સ્વાભાવિક રીતે ક્યા અટકવુ તેની મને સૂઝ પડતી નથી. છતા, મારે મારું વક્તવ્ય પૂરું કરવુ જોઈએ પ્રાણલાલભાઈ વિવિધ પ્રવૃત્તિઓમા ગૂંથાયેલા માણસ છે. એમની પ્રવૃત્તિઓનુ ફલક વિશાળ ને લાબું છે. પ્રણીશુદ્ધ અને સાહસિક વેપારી તરીકે તેમની પ્રતિષ્ઠા છે. દૂરંદેશ અને વિચક્ષણ શરાફ તરીકે તેઓ માનના અધિકારી છે. વેપારી આલમની સુંદર સેવા કરનાર એક પ્રતિષ્ઠિત અગ્રણી તરીકે લોકો તેમનો આદર કરે છે. કલા અને સાહિત્યના તેઓ એક સાચા ને ઉદાર

આશ્રયદાતા છે. ગમે તેવા વિકટ સંજોગોમાં તેઓ પડખે ઊભા રહેનાર એક સાચા મિત્ર છે. પણ આ સૌથીયે વિશેષ તેઓ એક સંસ્કારી આત્મા છે. હૃદયની માનવતા અને ચિત્તના આભિજાત્યની સૌરભ પ્રસારતા સુંદર પુષ્પની માફક, ચારેકોર આનંદનુ વાતાવરણ સર્જતાં, આ સંસ્કારનું તેઓ દર્શન કરાવે છે. આ પ્રાણલાલભાઈ આપણા સૌની પ્રીતિના પાત્ર છે; આ પ્રાણલાલભાઈએ પોતાના દેશની અને પોતાના દેશવાસીઓની રૂડી રીતે સેવા બજાવી છે.'

આ પ્રવચનને અંતે, શ્રી મનસુખલાલ માસ્તરે પ્રતિમાનુ ઉદ્‌ઘાટન કર્યું હતુ અને તેને પુષ્પહાર પહેરાવ્યો હતો.

ડોનરસમિતિના સભ્ય, દેના બેંકના ડાયરેક્ટર અને મેસર્સ દેવકરણ નાનજી (રૂ અને સોનાચાંદીની પેઢી)ના મેનેજિંગ પાર્ટનર **શ્રી નટવરલાલ એસ. ચોકસીએ** પ્રવચન કરતા જણાવ્યુ હતુ.

'શ્રી પ્રાણલાલભાઈ સાથે ત્રણ દાયકાથી વિશેષ સમયથી સંપર્કમા આવવાનું સદ્‌ભાગ્ય મને સાંપડ્યુ છે અને ખૂબ નિકટતાથી મે એમને પિછાણ્યા છે. તેઓશ્રી વિશાળ અનુભવવાળા, અનંત શક્તિવાળા અને ઠરેલ ન્યાયબુદ્ધિવાળા વેપારી છે તેમનામા કુશાગ્ર બુદ્ધિ, સચ્ચાઈ, ગૌરવ અને ઉમદા ગુણો છે. એમનુ વ્યક્તિત્વ પ્રભાવશાળી અને અસરકારક છે. આર્થિક અને નાણાકીય ક્ષેત્રમા ઉત્તમ જ્ઞાન ધરાવનાર જાહેર ભારતીય વ્યક્તિઓમા તેમનુ સ્થાન છે અને બેંકિંગમા તથા જાહેર નાણાક્ષેત્રમા એમણે પોતાની પ્રતિષ્ઠા સુદૃઢ રીતે સ્થાપી છે. ઇન્ડિયન બૅન્ક્સ એસોસિયેશનના તેઓ સ્થાપક છે અને છેલ્લા ચાર વર્ષથી તેના પ્રમુખ છે એ જ હકીકત એની સાક્ષી પૂરે છે.

મુંબઈ શહેરમા ૧૯૪૪ના એપ્રિલમા ગોદીનો જે ભયંકર ધડાકો થયો હતો ત્યારે, હિન્દી વેપારી મંડળના પ્રમુખ તરીકે એમણે વેપારી કોમની અદ્‌ભુત સેવા બજાવી હતી હિંદ સરકાર સાથેની એમની મંત્રણા

## આરસપ્રતિમાઅનાવરણવિધિ



દેના બેન્કના બોર્ડ રૂમમા, શ્રી મનસુખલાલ માસ્તરે, શ્રી પ્રાણલાલભાઈની આરસપ્રતિમાનો અનાવરણવિધિ કર્યો તે પ્રસંગની તસવીર, ચિત્રમા શ્રી પ્રવીણચન્દ્ર ગાંધી, શ્રી જયાવતી પ્રાણલાલ, શ્રી એલ એસ દાભોલકર,

અને તે વખતના હિન્દના વાઈસરોય લોર્ડ વેવેલ સાથેની એમની મુલાકાતોએ આ દારુણ આપત્તિમા સપડાયેલાઓને વળતર અપાવવામા મોટો ભાગ ભજવ્યો હતો. ફરી એક વાર, એમના જેવી નેતૃત્વશક્તિવાળી અને પ્રભાવશાળી વ્યક્તિની તાત્કાલિક જરૂરત જણાતા એમને એ ઉચ્ચ પદે આમંત્રવામા આવ્યા હતા અને વેપારી કામના એ આગ્રહને વશ થઈ નિવૃત્તિજીવનનો ત્યાગ કરી, એ પદ તેમણે સ્વીકાર્યું હતું. બહુમુખી વેપારવિગ્રહમાથી જન્મેલી અસાધારણ અને જટિલ કસોટીનો એમને પ્રતિકાર કરવો પડેલો અને પ્રતિષ્ઠાની દૃષ્ટિએ એમાથી સરસ રીતે પાર ઊતરી ગયેલા તથા જાહેર જનતાની આંખમા 'ચેમ્બર'ની પ્રતિષ્ઠા પણ એમણે વધારી હતી. પ્રાણલાલભાઈએ હિન્દી વેપારી મંડળનુ બીજી વારનુ પ્રમુખપદ પણ અદ્ભુત પ્રતિષ્ઠા અને બહુમાનથી શોભાવ્યુ છે

શ્રી પ્રાણલાલભાઈની બીજી મહત્ત્વની જીવનસિદ્ધિઓનો ઉલ્લેખ આ સ્થાનેથી હુ કરીશ. એમણે પોતાના પુણ્યશ્લોક પિતા સ્વ શેઠ દેવકરણ નાનજી પાસેથી, સત્ય વદવાનો અને ધર્મ આચરવાનો અક્ષય વારસો મેળવ્યો છે અને તેને વર્તનમા ઉતાર્યો છે સ્વભાવે તેઓ ગુલાબી છે અને એમનુ અનુકરણીય સ્મિત તો એમના ટીકાખોરનેય એમના પ્રશંસક બનાવી દે એવુ છે સસ્કારિતા અને સભ્ય વર્તનમા તો એમનુ વ્યક્તિત્વ એક કિતાબ જેવુ છે. સાહિત્ય, કલા, સગીત અને સંસ્કાર જે જીવનના પાયા છે, તે ક્ષેત્રથી પણ તેઓ દૂર રહ્યા નથી તેમનુ વાચન વિશાળ છે, અને તેઓ શુદ્ધ પ્રવાહી ગુજરાતી ગદ્ય સહજતાથી લખી જાણે છે. 'અભિજાત ચારિત્ર્યશીલ સજ્જન' એ વર્ણન એમને શબ્દશઃ લાગુ પડે છે.

આપણી સમક્ષ એમની જે આરસપ્રતિમા ઊભી છે, તેની પીઠિકા પર એક સૂચક શબ્દ છે **કર્તવ્યપરાયણતા.** આપ સૌમાથી જેમને એમનો ગાઢ પરિચય છે, તેઓ કબૂલશે કે આ શબ્દ તેમનામા સપૂર્ણતયા ચરિતાર્થ થયો છે. ખતીલુ અને અવિરત કાર્ય એ જ એમના જીવનનો મુદ્રાલેખ છે.'

શ્રી પ્રાણુલાલભાઈની બુદ્ધિ અને હૃદયની ગુણસમૃદ્ધિનો ઉલ્લેખ કરતા, લબ્ધપ્રતિષ્ઠ અર્થશાસ્ત્રી અને શિક્ષણશાસ્ત્રી તથા ઇન્ડિયન બેન્ક્સ એસોસિયેશનના મંત્રી **ડૉ. એસ. જી. પનાન્દીકર** બોલ્યા હતા કે:

'મારા કરતા આપને ઘણાને શેઠ પ્રાણુલાલનો વધુ પરિચય છે. હું તો એમને છેલ્લા લગભગ દસેક વર્ષથી ઓળખું છું, પરંતુ છેલ્લા ૭ વર્ષથી, એમને લગભગ રોજેરોજ મળવાને કારણે હું એમનો વધારો ગાઢ પરિચય સાધી શક્યો છું અને શેઠ પ્રાણુલાલને મારા તરફથી માનાજલિ અર્પવાની તક મને મળી છે તેથી મને આનંદ થાય છે. શેઠ પ્રાણુલાલનાં જીવનના અને વ્યક્તિત્વના અનેક પાસા છે. હું તેમાથી સંક્ષિપ્તમાં થોડાં વર્ણવીશ.

પ્રથમ તો તેઓ ચીવટના ખૂબ જ આગ્રહી છે. ખૂબ જ કાળજી-પૂર્વક લખાણુના ખરડાના શબ્દેશબ્દને તપાસી ગયા વગર તેઓ પસાર થવા નહિ દે; એટલુ જ નહિ, પણ આગલી સાંજે પોતે મંજૂર રાખ્યો હોય એવો ખરડો બીજી સવારે પોતે સુધારતા હોય એવુ પણ મે જોયુ છે! ધંધામાં સફળતા મેળવવા માટે આ એક અતિ આવશ્યક ગુણ છે.

બીજું, તેઓ શિસ્તપાલનના જબરા આગ્રહી છે. જીવનના દરેક ક્ષેત્રમા સફળતા પ્રાપ્ત કરવા માટે શિસ્ત અત્યંત જરૂરી છે. પોતાની બધી પેઢીઓમાં સંપૂર્ણ શિસ્ત જળવાય તેની તેઓ કાળજી રાખે છે અને તે કારણે તેઓ ભીતિયે પ્રેરે છે, છતા તેમની સાથે કે તેમના હાથ નીચે કામ કરનારાઓ તેમને પ્રેમની નજરે જ જુએ છે. દરેકને માટે તેમના મોમા મીઠા જ શબ્દો હોય છે અને દરેકને સહાય કરવા તેઓ તત્પર હોય છે.

ત્રીજું, એમનો સ્વભાવ આનંદી છે. મે એમને કદી ખિન્ન કે ગ્લાનિયુક્ત જોયા નથી, બલકે જ્યારે જ્યારે હુ નિરાશ થઇ ગયો હોઉં છુ ત્યારે તેઓ મને ઉત્સાહિત કરે છે. ગંભીર પરિસ્થિતિને કુશળતાથી જાળવી લેવાની એમનામા અદ્‌ભુત આવડત છે, અને હાલના દિવસોમા તો એ આવડતનો એમને વારવાર ઉપયોગ કરવો પડે છે!

એમણે પોતાની સમક્ષ સેવાને જીવનસૂત્ર તરીકે રાખી છે, અને તેની પાસે નફા કે લાભના વિચારને ગૌણ ગણ્યો છે. વળી, એક વેપારી તરીકે તેઓ 'પૈસાના પ્રદર્શન' હમેશ ટાળે છે. મને ખબર છે કે, જ્યારે આ કુટુંબના એકના એક દીકરા લલિતભાઈ પરણ્યા ત્યારે, લગ્ન સાદી રીતે ઊજવાયા હતા. આ બહુજ જરૂરી છે, કારણ પૈસાના ભભકભર્યાં પ્રદર્શનો આમજનતા માટે વેપારીઓ વિરુદ્ધ ઉપદ્રવની જ ગરજ સારે છે. શેઠ પ્રાણલાલનુ જીવન સાદુ ને સરળ છે. હુ એમની સાથે માથેરાન અને દેવલાલી ગયો છુ અને એઓ જે અત્યત સાદો ખોરાક લે છે તે મે જોયુ છે. તેઓ 'ત્યાગ'મા માને છે. અને ત્યાગ દ્વારા જ જીવનશાતિ સાપડે છે એવુ એમનુ મતવ્ય છે.

એક જાહેર અગ્રણી તરીકે પ્રાણલાલભાઈએ આ નગરમાં જે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે, તેનાથી આપ સુપરિચિત છો.

અગ્રેજી, સંસ્કૃત અને ગુજરાતી–ત્રણ ભાષાના સાહિત્યના તેઓ ઊંડા અભ્યાસી છે. એમનુ વાચન વિશાળ છે, ને સ્મૃતિ સતેજ છે. કલા, નાટક અને સંગીતના પણ તેઓ મહાન તજ્જ્ઞ છે. તેમણે શાસ્ત્રીય હિન્દુસ્તાની સંગીતનો અભ્યાસ કર્યો છે અને હારમોનિયમ સરસ રીતે વગાડી શકે છે. રાગરાગણીની એમની સમજ પણ ઉત્તમ છે. બીજો કોઈ વેપારી જીવ ભાગ્યે જ આ બધુ કરી શકે!

આ સર્વ કારણોને અંગે, શ્રી પ્રાણલાલભાઈનુ આવુ બહુમાન થાય એમા સંપૂર્ણ ઔચિત્ય છે. એમની આ આરસપ્રતિમાને જોઈને, તેઓશ્રી જે સુદર કાર્ય કરી રહ્યા છે તેમાથી આપણે પ્રેરણા ઝીલીશુ.'

દેના બેંકના ભૂતપૂર્વ ડાયરેક્ટર અને મેસર્સ દેવકરણ નાનજી (રૂ અને સોનાચાંદીની પેઢી)ના ભાગીદાર તથા ધધામાં દેવકરણ નાનજીની પેઢી સાથે સકળાયેલાઓમાના સૌથી જૂના શ્રી વૃન્દાવનદાસ એચ. ભગતે આ પ્રસગ માટે ખાસ એક કાવ્યરચના કરી હતી, જેનો ગદ્યાન્વય નીચે પ્રમાણે હતો :

'શ્રી પ્રાણલાલ દેનાની સેનાના એક ભડવીર નાયક અને વ્યવહાર-કુશળ સંચાલક છે કુટુંબની જ જાળને વહાલથી સંભાળી તેઓ સૌને સંતોષપૂર્વક સાચવી રહ્યા છે. ગત ન શોચ્યમ્ એ સૂત્રને અનુસરી, શાંતિથી પોતાનુ કર્તવ્યપાલન તેઓ કરે છે રણમા જેમ યુદ્ધવિશારદો વ્યૂહો ગોઠવે છે, તેમ વ્યાપારક્ષેત્રે પ્રાણલાલભાઈ કરે છે. અજબ મનોબુદ્ધિથી કાર્ય કરતા, પરાક્રમોથી સિદ્ધિને વરતા, સુસંસ્કારથી પ્રભાવ પાડતા, મધુર આચાર, વિચાર ને વાણીથી સર્વના પ્રેમ ને માન પામતા, પિતાની કીર્તિને નિર્વિવાદ કરતા પ્રાણલાલભાઈના વ્યક્તિત્વને ધન્યવાદ છે'

ત્યારપછી આરંભથી જ વીમા કંપનીના એક ડાયરેક્ટર, સોલિસિટર **શ્રી તનુભાઈ ડી. દેસાઈ**એ નીચે પ્રમાણે ઉદ્ગારો કાઢ્યા હતા :

'૧૯૩૧ ના વર્ષથી, એટલે કે બાવીસ વર્ષથી પ્રાણલાલભાઈએ મને પોતાના નાનાભાઈ તરીકે જ સ્વીકાર્યો છે. ૧૯૩૧ પછી, એમનો નિકટતાથી પરિચય મેળવવાનો જે અધિકાર મને મળ્યો છે તે ગૌરવભર્યા દિવસો આજે મને સાભરે છે આરંભથી જ જે એક વાતની છાપ મારા પર પડી હતી તે એ છે કે, યંત્રના ને વિજ્ઞાનના આ અદ્યતન જગતમા અને જ્યાં લક્ષ્મીનુ જ દેવપૂજન થાય છે એવા જડ જગતમા પ્રાણલાલભાઈ એક મહાન વિરલ વ્યક્તિ છે. શુ સાચુ છે, ને શુ કરવુ જોઈએ તે એમણે હંમેશ પોતાના ઉદાહરણથી ને ઉપદેશથી સમજાવ્યુ છે પોતે કવિ પોપની પેલી બે સુપ્રસિદ્ધ પંક્તિઓ :

Honour and fame from no condition rise,
Act well your part, there all honour lies.

ટાંકી, તેમાં પોતાની શ્રદ્ધા વ્યક્ત કરતા એ હુ જાણું છુ. ઓગણસાઠ વર્ષ સુધી, શ્રી પ્રાણલાલભાઈએ act well your part પ્રમાણે પોતાનુ કર્તવ્ય સરસ રીતે બજાવ્યુ છે.

પોતે જે માને છે તેનુ જ તેઓ આચરણ કરે છે ૧૯૪૧ માં, મને યાદ છે કે તેઓ એક વીમા કંપની શરૂ કરવાની ચર્ચા કરતા હતા. એમણે

મને બોલાવ્યો ને તે વિશે મને પૂછ્યુ. આપણે ઘણા વર્ષો ગહ જોવી પડે તો ભલે, પણ જો આપણે આપણી ગુણવત્તા જાળવી રાખીશુ તો સારુ કામકાજ મેળવી શકીશુ એવો એમને વિશ્વાસ હતો. ને આજે, એક દાયકાથીયે વધુ સમય પછી, એ કપનીએ ધીગો પણ મક્કમ વિકાસ સાધ્યો છે, યુદ્ધની આપત્તિ સામે તે ટકી રહી છે અને બીજી ઘણી કંપનીઓ અવિચારી નીતિરીતિથી, ઉડાઉ ખર્ચથી અને ગેરવ્યવસ્થાથી ભાગી પડી છે ત્યારે તે એક અગ્રગણ્ય કંપની તરીકે નામ પામી છે. દેના વીમા કંપની પોતાના સાધનોનો સદુપયોગ કરી, અપ્રતિમ પ્રતિષ્ઠા ને કીર્તિને વરી છે. તેજ પ્રમાણે બેંકો પણ ઘણી સ્થપાઈ હતી, પણ દેવકરણ નાનજીનુ નામ ધારણ કરતી બેંકે પોતાની પ્રામાણિકતા અને સચ્ચાઈથી એવો જ અદ્‌ભુત યશ મેળવ્યો છે. અને આનુ કારણ શેઠ પ્રાણલાલની પ્રામાણિકતા ને સચ્ચાઈ છે.

આ વિશાળ મુબઈ શહેરમા, ધંધાવેપારમા નેકીના અભાવના દાખલાઓ ચારે બાજુ જોઈને, ખિન્ન થઈને એમને એ વાત કરું છુ, ત્યારે તેમના તો આ જ ઉત્સાહપ્રેરક શબ્દો હોય છે. 'આવી આવી ક્ષુલ્લક વાતોથી નિરાશ ન થઈ જાઓ, છેવટે તો સત્યનો જ જય છે.'

ગુજરાતી નાટ્ય મડળના મત્રી અને જય હિન્દ કૉલેજના ગુજરાતીના પ્રાધ્યાપક **શ્રી મધુકર રાંદેરિયાએ** નીચે પ્રમાણે પ્રવચન કર્યુ હતુ·

'આજનો સમારભ બહુ સૂચક છે બેંકે પોતાના અસ્તિત્વના પદર વર્ષ પૂરા કર્યા છે, ને આજે તે સોળમા વર્ષમા પ્રવેશે છે. સોળમુ વર્ષ પણ સૂચક છે 'શાસ્ત્ર' કહે છે તેમ પુત્ર સોળ વર્ષનો થાય એટલે પિતાએ તેની સાથે મિત્ર માફક વર્તવુ જોઈએ, કન્યા પદર વર્ષ પૂરા કરી સોળમા વર્ષમા પ્રવેશે છે ત્યારે 'રસશાસ્ત્ર' એને અકુરિત યૌવના તરીકે ઓળખાવે છે બેંકનુ પણ આજથી યૌવન પાગરે છે મુ. પ્રાણલાલભાઈએ એના પ્રત્યે વત્સલ પિતા જેવો ભાવ રાખ્યો છે, ને એનો ઉછેર કર્યો છે. બેંકની સર્વાગી પ્રગતિમા આમ એમનો હિસ્સો અત્યત નોંધપાત્ર છે.

અને તેથી પ્રાણલાલભાઈની આરસપ્રતિમાનો અનાવરણવિધિ દેના બેન્કના બોર્ડરૂમમા થાય એમા સપૂર્ણ યથાર્થતા છે.

મુ પ્રાણલાલભાઈ આજે અત્રે હાજર નથી, પણ મને લાગે છે કે એમનુ પ્રેરક વ્યક્તિત્વ તો પળેપળે એની સુવાસ અત્રે પ્રસારતુંજ હોય છે. આ ખંડમા પ્રવેશતા, અને એમની સામે બેસતા, એ વ્યક્તિત્વનો અનુભવ મને તો ઘણો થયો છે, ને આજે પણ, સૂક્ષ્મ દૃષ્ટિએ, એ પ્રકારે તેઓ હાજરજ છે! હુ તો માત્ર છેલ્લા છએક માસથી એમના નિકટ પરિચયમા આવ્યો છુ એ દરમિયાન મેં જોયુ છે કે તેઓએ નાટ્ય-પ્રવૃત્તિને પોતાના જીવનનુ એક અગ બનાવ્યુ છે. કેટલો સમય તેમણે આ માટે ખર્ચ્યો છે! કેવી ને કેટલી વાતો કરી છે, ને યોજનાઓ ઘડી છે! ને એ બધા પાછળ મેં જોયા છે એમના બેકિગના ચાર સિદ્ધાન્તોને એમના જીવનમા મૂર્ત થયેલા—કાર્યદક્ષતા, પ્રામાણિકતા, બુદ્ધિશક્તિની તીવ્રતા અને સેવાભાવના.

બેંકિગને ક્ષેત્રે તેઓશ્રી પાચમો સ્તભ ગણાવે છે 'ઇકોનોમી'—કરકસરને. પરતુ જીવનના ક્ષેત્રમા તેઓના ઔદાર્યને સીમા નથી. નમ્રતા, આડંબરરહિતતા, અને ગૃહસ્થાઇથી આપતા એમના ગુપ્તદાનો અનેક છે

એમનુ વાચન વિશાળ છે. સસ્કૃત, ગુજરાતી અને અગ્રેજી સાહિત્યમાથી તેમને કેટલુ બધુ કંઠસ્થ છે! માથેરાનમા એમની સાથે ગાળેલા દિવસો ને રાત મને હજી સાભરે છે. હીંચકે બેસી તેઓશ્રી કાળગંગાને કંઠેથી ઉપાડીને વાતો કહેતા જાય ને એમને એમ, ભવભૂતિ કહે છે તેમ 'अविदितगतयामा रात्रिरेव व्यरसीत्' (પ્રહર નવ જણાયા, રાત પોતે જ વીતી) નો અનુભવ થતો. જયાવતીભાભી રાતના પ્રહર પ્રત્યે ધ્યાન ખેચે ત્યારે એ વાતનો દોર તૂટે! મુ પ્રાણલાલભાઈના વંશપરંપરાગત સંસ્કારોએ એમનામા આ સાહિત્યરસિકતા ને આ આભિજાત્ય પ્રગટાવ્યા છે. ભવભૂતિ, કાલિદાસ, શુદ્રક, નારાયણ ભટ એક પક્ષે, શેક્સપિયર, શૉ, શેલી, વડ્ઝંવર્થ બીજે પક્ષે, ને નર્મદથી માડી ગો. મા. ત્રિપાઠી, મૂળાણી અને બીજા નવીનો ત્રીજે

પક્ષે : બધો સાગર જાણે એમણે ખૂંદી નાખ્યો છે, એવી એમની રસભરી વાતો હોય છે. એમને વાતો કરતા—લૌકિક ભાષામા 'ગપ્પા' મારતા સાંભળવા એ પણ જીવનનો એક લહાવો છે

સાથે સાથે મારે જયાવતીભાભીને પણ મારી માનની અંજલિ અર્પવી જોઈએ. કવિશ્રી નાનાલાલ હમેશ માણેકબાને કુલયોગિની કહી, પોતાના ઘડતરમા એમનો હિસ્સો ઘણો મોટો છે એવુ કહેતા. તેઓ પણ પ્રાણલાલભાઈની ઘણી પ્રવૃત્તિઓમા એમને પડખે રહી, એમને પ્રેરણા આપે છે. પ્રાણલાલભાઈને જો હુ મહાન ગુજરાતી તરીકે ઓળખુ ને ઓળખાવુ છુ તો જયાવતીભાભીને હુ નિઃસંકોચ મહાન ગુજરાતણ તરીકે ઓળખાવીશ કુટુંબની પ્રણાલીઓને આત્મસાત કરી, એમણે સાચા અર્થમા દામ્પત્યભાવને દીપાવ્યો છે.'

દેના બેંકના ચીફ એકાઉન્ટન્ટ અને બેંકની સ્થાપનાથી જ તેની સાથે સંકળાયેલા **શ્રી સી. વી. સુબ્રહ્મણ્યમ્** પછી બોલ્યા.

'આજનો અવસર અસાધારણ છે. દેવકરણ નાનજી વતી શરૂ થયેલી દેના બેંક પહેલી 'લિમિટેડ કંપની' છે. દેના કુટુંબનુ એ પ્રથમ સંતાન હોઈ એનુ સ્થાન ગૌરવભર્યુ છે અને પ્રાણલાલભાઈનુ પણ એ લાડકુ બાળક છે એમા આપ સૌ સંમત થશો જ પ્રાણલાલભાઈની સુંદર આરસપ્રતિમા એક અસાધારણ અનન્ય ભેટ છે. પ્રથમ તો એ ભેટ છે તે માટે આવકારપાત્ર છે, ને બીજુ, એ એક એવી અમૂલ્ય ભેટ છે જેની બેંકમા અમે ભારે કિંમત આંકીશું અને એક મહામૂલી વસ્તુની માફક એને જાળવી રાખીશુ. આ પ્રસંગે, દેના બેંક તરફથી અંતરની બે વાતો હુ કહેવા માગુ છુ. આ વીસમી સદીના પૂર્વાર્ધમા બેંકિંગ ક્ષેત્રે બે મહારથીઓના નામ ઝળકે છે. એક, સર સોરાબજી પોચ-ખાનવાલા અને બીજા, શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજી બેઉ પોતપોતાની રીતે વિશિષ્ટ છે હિન્દી બેંકિંગનુ ભારતના નકશા પર સ્થાન મેળવવા માટે સર સોરાબજીને કપરા અને વિચિત્ર બળોનો સામનો કરવો પડેલો.

આપણા પ્રાણલાલભાઈએ એક પગલુ આગળ ભર્યું છે. બીજા વિશ્વયુદ્ધને સમયે, જ્યારે પરિસ્થિતિ ડામાડોળ અને નિરુત્સાહજનક હતી, જ્યારે નાણાની હાલત ઘણી અસંતોષકારક હતી અને જ્યારે કંપનીઓ જન્મી જન્મીને પડી ભાગતી ત્યારે પ્રાણલાલભાઈએ ધીરજથી આ મહાન સંસ્થાની—આપણી પ્રિય દેના બેંકની સ્થાપના કરી અને દોઢ દાયકા જેટલા ટૂંકા ગાળામા આપણી સંસ્થાએ જે અદ્ભુત પ્રગતિ કરી છે તેનાથી આપ સૌ પરિચિત છો. ચાલતી સંસ્થાને ચલાવવાનુ કાર્ય સહેલુ છે, કારણ એના સંચાલનના ચોક્કસ અને સ્થાપિત નિયમો હોય છે, પણ એકલે હાથે એક સંસ્થાની સ્થાપના કરવી અને એને જેવી સફળતા પ્રાપ્ત થઇ છે તેવી સફળતા પ્રાપ્ત કરવી એ સહેલુ નથી. સ્વ શેઠ ચૂનીલાલ અને શ્રી પ્રાણલાલભાઇના મોટા આત્મભોગને કારણે જ આ શક્ય બન્યુ છે.

આજનો દિવસ, બીજી રીતેય આપણા સૌને માટે, આનંદનો દિવસ છે. કોઈ પણ સંસ્થાના જીવનમા પંદર વર્ષનો કશો હિસાબ નથી. પરંતુ, આજે આ સંસ્થાના દેહમાં ગૌરવની જે લાગણી વ્યાપેલી છે તે યૌવનના થનગનાટ અને જાગૃતિની દ્યોતક છે. યૌવનકાળમા આપણે સૌ સ્વપ્નો ને આદર્શો સેવતા હોઈએ છીએ. આપણી કસોટીના, આ પંદર વર્ષમાં, અનેક પ્રસંગો આવી ગયા છે, અને ઝંઝાવાતભર્યા સાગરોમાથી આપણી નૌકાને સહીસલામત કાંઠે લાવીને આપણી શક્તિ ને આપણું નામ આપણે દીપાવ્યા છે. પંદર વર્ષમા પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી, આપણે જે મેળવ્યુ છે તે પચાસ વર્ષના અસ્તિત્વવાળી સંસ્થાને પણ ગૌરવ અપાવે એવુ છે, એમ કહેવુ ખોટુ નથી.

આજે, ૧૯૫૩ માં, પ્રાણલાલભાઈ મુબઈની વ્યાપારી આલમમા—મુબઈની જ નહીં, ભારતની વ્યાપારી આલમમા એક પ્રભાવશાળી વ્યક્તિ તરીકે ઊભા છે. બેંકના ક્ષેત્રની બહાર એમની કેટલીક મહાન સિદ્ધિનો જ મેં ઉલ્લેખ કર્યો છે. આ પરમ સજ્જનને યોગ્ય માનાજલિ અર્પવા માટે મારી પાસે પૂરતા શબ્દો નથી

# સ્મરણીય છવ્વીસમી મે

ઓગણીસમી સદીના મહાન લેખક કાર્ડિનલ ન્યૂમેને સૌજન્યશીલ ગૃહસ્થની જે કલ્પના બાંધી છે, તેવા જ પરમ સજ્જન પ્રાણલાલભાઈ છે. પોતાના આચરણથી અને આદેશથી, પોતાથી ઉંમરે નાની એવી બીજી વ્યક્તિઓને તેઓ ઉદાહરણરૂપ બન્યા છે. મેં તો એમને હંમેશ હસતા, હંમેશ ઉપકારશીલ ને હંમેશ અત્યંત આશાવાદી જ દીઠા છે. હૃદયના તેઓ ઉદાર છે. પોતાની પાસેના માનવીઓની સાચી મુશ્કેલી જોઈ એમનો આત્મા સદાય સમભાવથી ઊભરાય છે. આ ગુણો જ એમને આરસપ્રતિમાના અધિકારી ઠેરવે છે અને એમને આપણા સૌની પ્રીતિના પાત્ર બનાવે છે.'

દેવકરણ નાનજી સંસ્થાના એક જૂના કાર્યકર અને દેના બેંકના સુપ્રિન્ટેન્ડન્ટ ઑફ પ્રેમીઝ શ્રી અમૃતલાલ એમ. સંઘવીએ સૌનો આભાર માની, શ્રી પ્રાણલાલભાઈ વિશે વ્યક્ત થયેલી ભાવાંજલિમાં પોતાનો સૂર ઉમેર્યો હતો.



## (૩)

## ભવ્ય અને અપૂર્વ

# સત્કારસમારંભ: તા. ૧૯મી ફેબ્રુઆરી ૧૯૫૩

ઇન્ડિયન મરચન્ટ્સ ચેમ્બરને પ્રમુખપદેથી બીજી વાર નિવૃત્ત થતા પ્રમુખ શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજીના માનમાં તાજમહાલ હોટેલમાં જે સત્કારસમારંભ તા ૧૯મી ફેબ્રુઆરી ૧૯૫૩ને શુક્રવારે યોજાયો હતો તે વેપારીઓ માટે એક યાદગાર પ્રસંગ બની રહેશે. દેના સંસ્થાઓ સાથે સંકળાયેલાઓ માટે પણ આ દિવસ એટલોજ મહત્ત્વનો હતો, કારણ દેના બેંકની શરૂઆતથી શ્રી પ્રાણલાલભાઈ બેન્કના પ્રતિનિધિ તરીકે ઇન્ડિયન મરચન્ટ્સ ચેમ્બરમા હતા. વેપારક્ષેત્રના આગેવાનો, ઉદ્યોગપતિઓ, અધિકારીઓ, અર્થશાસ્ત્રીઓ, શિક્ષણશાસ્ત્રીઓ, વગેરે હજાર ઉપરાત મહેમાનો ચોપન નામાંકિત યજમાનોના આમંત્રણને માન આપી શ્રી પ્રાણલાલભાઇને અભિનંદન આપવા એકત્રિત થયા હતા. આ અપૂર્વ પ્રસંગ આનંદ પ્રેરે એવી સુંદર રીતે શણગારાયેલા તાજમહાલ હોટેલના વિશાળ ખંડમાં યોજવામાં આવ્યો હતો.

શ્રી પ્રાણલાલભાઇને અને મહેમાનોને આવકારતા ચેમ્બરના નવા પ્રમુખ **શ્રી અંબાલાલ કીલાચંદે** જણાવ્યુ હતુ કે, 'શ્રી પ્રાણલાલભાઇએ, વેપારી આલમ પ્રત્યેની પોતાની ફરજ સમજી, ઉત્સાહપૂર્વક, મિત્રોની આજ્ઞાને માન આપી, ગયે વર્ષે ચેમ્બરનુ સુકાન સંભાળ્યુ હતુ તે માટે હું એમનો આભાર માનુ છુ. શ્રી પ્રાણલાલભાઈનાં પ્રમુખ તરીકેના બંને વર્ષો ૧૯૪૪ અને ૧૯૫૨ ખૂબ જ મહત્ત્વના હતાં. તે બંને વર્ષ દરમિયાન હોશિયારી ને સમયસૂચકતાથી સફળતાપૂર્વક શ્રી પ્રાણલાલભાઈએ જે ફરજો બજાવી હતી તેને કારણે તેઓ વેપારી આલમમા પ્રિયપાત્ર થયા છે એની સાક્ષી આજના સમારંભમા અનેક આગેવાનોની હાજરીથી મળી રહે છે.'

**શ્રી મનસુખલાલ એ. માસ્તરે** શેઠ પ્રાણલાલની સેવાઓને અંજલિ આપતા જણાવ્યુ હતુ કે, 'આ મહાન અને સુખદ પ્રસંગે મને

# અપૂર્વ સત્કારસભારંભ



ઇન્ડિયન મરચન્ટ્સ ચેમ્બરના નિવૃત્ત થતા પ્રમુખ શ્રી પ્રાણુલાલભાઈને સત્કારવાને યોજાયેલા અપૂર્વ સમારંભમા અધ્યક્ષસ્થાનેથી પ્રવચન કરતા શ્રી એસ કે પાટીલ ચિત્રમાં શ્રી અંબાલાલ કીલાચંદ, શ્રી પ્રાણુલાલભાઈ, શ્રી પાટીલ, શ્રી ગણપતિશંકર દેસાઈ, શ્રી નવલ તાતા, શ્રી ધરમસી ખટાઉ, શ્રી કુંવરજી ભાભા અને બીજા

બોલવા માટે જે તક અપાઈ છે એ મારે માટે માન અને ગૌરવની વાત છે. આજે આપણે અપ્રતિમ ભક્તિ અને સફળતાપૂર્વક હિંદના વેપાર-રોજગાર ને ઉદ્યોગની સેવા કરી રહેલા શેઠ પ્રાણલાલની કદર કરવા અને તેમનો આભાર માનવા એકત્ર થયા છીએ. શેઠ પ્રાણલાલ જ્ઞાનવૃદ્ધ અને લબ્ધપ્રતિષ્ઠ આગેવાન છે ચેમ્બરના પ્રમુખ તરીકેનો ઊંચો હોદ્દો સ્વીકારવા માટે તેઓ સમત થયા છે એ કાંઈ પહેલો બનાવ નથી. તેઓ આ હોદ્દા પર ૧૯૪૪ મા પણ હતા. એ વર્ષને આપણે 'ધડાકાનુ વર્ષ' તરીકે પણ ઓળખીએ છીએ તે પ્રસગે વેપારી આલમના સાચા હકો માટે તેઓ જે રીતે લડ્યા હતા તે કદાચ તમને યાદ પણ હશે જ્યારે ધડાકાને પરિણામે વેપારી આલમને મોટુ નુકસાન થયુ હતુ ત્યારે પોતાની નિત્ય જાગૃતિ ને અથાક પ્રયત્નોથી તેઓ સરકાર પાસેથી થોડાક કરોડ રૂપિયાની મદદ મેળવી શક્યા હતા. તેમની આ જાતની સેવાઓથી આપણને અભિમાન ઊપજે છે અને આપણે તેમના પ્રત્યે ઋણની લાગણી અનુવીએ છીએ.

આજકાલ સરકારમા ઊંચા હોદ્દા પર રહેલા લોકોમા વેપારી આલમ તરફ અવારનવાર ટીકાઓ કરવાની પ્રણાલી થઈ પડી છે. હિન્દની સ્વતત્રતા માટે લડતા દેશનેતાઓના પણ સલાહકાર તરીકે વેપારી આલમની પ્રતિષ્ઠા એક સમયે બહુ ઊંચી હતી અનેકગણુ નુકસાન વેઠીને પણ આઝાદીની લડતમા વેપારીઓએ જે વીરોચીત વલણ અખત્યાર કર્યુ હતુ તે તો ઈતિહાસનો વિષય બની ગયો છે. સ્વાતત્ર્યયુદ્ધ માટે જરૂરી શક્તિ વેપારી આલમે ખચકાયા વગર ઉદારતાથી આપી, અને તેને પરિણામે આપણા નેતાઓ જલદીથી સ્વરાજ્ય મેળવી શક્યા છતાં એ કમનસીબીની વાત છે કે વેપારી આલમે કરેલી સેવાઓની કદર કરવાનુ તો બાજુએ ગયુ પણ સદ્ભાવની નિશાની કે મિત્રતાની સાકળ જે ભૂતકાળમા હતી તે પણ આજે રહી નથી ! દિલ્હીમાથી પ્રમાણભૂત ગણી શકાય એવી વ્યક્તિઓએ એવા ચેતવણીના વાક્યો ઉચ્ચાર્યાં છે કે 'વેપારી આલમે પોતાનુ વર્તન યોગ્ય રાખવુ, નહિ તો......' સદ્ગૃહસ્થો, આગળ બોલાયેલા શબ્દો હુ નથી બોલી શકતો. આ વેપારી આલમ તરફ

કે કાયેલુ આવાહન છે આવા કપરા સજોગો વચ્ચે પ્રાણલાલશેઠે ચેમ્બરનુ સુકાન ફરી એકવાર સભાળ્યુ હતુ. ગયે વર્ષે ચેમ્બરની સેવાઓ કરતા કરતા તેમણે હિમત ને આનદથી આ આવાહન સ્વીકાર્યું હતુ એટલુ જ નહિ, પણ અસરકારક રીતે ને સફળતાથી એનો ઉત્તર પણ વાળ્યો હતો વેપારી આલમ પોતે પોતાની મર્યાદામા રહી શકે છે એ તેઓ બતાવી શક્યા એટલુ જ નહિ પણ જે સફળતાથી તેઓએ પોતાનો દાવો રજૂ કર્યો તેનાથી ચેમ્બરનુ સ્થાન ને મહત્તા પહેલા કરતા વધુ ઊંચા થયા છે.

હુ કોઈવાર મનમા ને મનમા પ્રશ્ન કરું છુ, કે પ્રાણલાલશેઠની **સફળતાનુ રહસ્ય શું ? ત્યારે મને લાગે છે કે એનું કારણ બુદ્ધિ અને હૃદયના તેમના ઊંચા ગુણો. એમની પારદર્શક સચ્ચાઈ, સંશયપર પ્રામાણિકતા, તેજસ્વી નમ્રતા અને ફરજ પ્રત્યે ભક્તિને લીધે તેઓ જન્મજાત લોકનેતા તરીકે પંકાયા છે અને તેમના સંપર્કમાં જેઓ આવે છે એમના આદરના અધિકારી બને છે.**

મને ઘણીવાર આશ્ચર્ય થાય છે કે આ નમ્ર, શાત, આનદી, મિતભાષી અને ભૂલ પ્રત્યે પણ વિવેકી વ્યક્તિ જ્યારે દેશના વેપારી કોમના હિતનો પ્રશ્ન આવે છે ત્યારે તેનુ સરક્ષણ કરવા અડગવૃત્તિ પણ ધારણ કરતી હોય છે.

અત્રે મને એક પ્રસગ સાભરે છે. ગયે વર્ષે જ પ્રાણલાલશેઠે બહુમુખી વેચાણવેરાના પ્રશ્ન માટે જે પ્રતિનિધિમડળ મુબઈના પ્રધાનો પાસે જવાનુ હતુ તેમા મને સામેલ થવાનુ કહ્યુ. ચેમ્બરના પ્રમુખ તરીકે પ્રાણલાલશેઠને ઘણા વિવાદગ્રસ્ત પ્રશ્નો ઉકેલવાના હતા. બહુમુખી વેચાણવેરો એ જ ફક્ત અગત્યનો વિવાદાસ્પદ પ્રશ્ન નહોતો પણ એનાથી જે ઊહાપોહ થયો હતો તેનાથી તો તમે જ્ઞાત હશો. પૂના ખાતે પ્રધાનો સાથેની અમારી મુલાકાત વખતે પ્રાણલાલશેઠને ત્રણ ત્રણ પ્રધાનોની

દલીલોનો સામનો કરવાનો હતો. તેમને પૂછવામાં આવ્યું હતું કે 'શા માટે દેશમાં મૂડીનું રોકાણ જોઈએ તેટલા પ્રમાણમાં નથી થતું ?' આ પ્રશ્ન પૂછવામાં માનનીય પ્રધાન તરફથી ઠપકાની એવી લાગણી હતી કે સરકાર તરફથી બહાર પાડવામાં આવેલી લોનોમાં વેપારી આલમ તરફથી નાણાં કેમ ભરપાઈ થતાં નથી! ખાસ કરીને આવે પ્રસંગે વધુ શાંત ને સ્વસ્થ રહેતા પ્રાણલાલશેઠના મો પર સ્મિત રાખીને કહેવાની તે વેળા હિંમત હતી કે એમાં વેપારી આલમનો દોષ નથી. અસરકારક, અડગ અને પ્રતિકાર ન થઈ શકે એવો ઉત્તર વાળી એમણે પ્રધાનોને જણાવ્યું હતું કે ખુદ સરકારની નીતિ જ એ માટે જવાબદાર હતી.

જ્યારે આવા ગંભીર પ્રશ્નો ઉદ્ભવે છે ત્યારે વેપારી આલમને એવું કહેવાની પ્રધાનોને ટેવ પડી છે કે વેપારીઓ જોઈતા નાણાં મળી રહે એવી બીજી કોઈ યોજના રજૂ કરે તો પોતે એના પર વિચાર કરવા તૈયાર છે, કારણકે પોતે સૂચવેલાં પગલાં આખરી માર્ગ જ સંભવી શકે એવો આગ્રહ તેઓ નથી રાખતા! પૂરી નમ્રતાથી પ્રાણલાલશેઠે આ વિષયમાં જણાવ્યું હતું કે આવો પ્રશ્ન વેપારીઓ સમક્ષ મૂકવો એ યોગ્ય નથી જ. અમુક યોજનાનો અમલ કરવાનું સરકાર નક્કી કરે છે. વેપારીઓને એ સાથે કોઈ નિસબત હોતી નથી. 'અમને પૈસા આપવા એ તમારી ફરજ છે, અને પ્રાપ્ત થયેલા પૈસા કઈ રીતે વાપરવા એ નક્કી કરવાનો અમારો હક છે', એમ લોકોને કહી રાજ્યનો વહીવટ ચલાવી શકાતો નથી. જો વેપારી આલમ પાસે સત્તાનો દોર હોય તો ક્યા હેતુઓ માટે પૈસા જોઈએ છે એના પર તુલનાત્મક વિચાર કરી સૂચન કરે અથવા બીજી કોઈ યોજનાથી નાણાં પ્રાપ્ત થઈ શકે એમ હોય તો એ રસ્તો પણ બતાવે. આમ જ્યારે કટોકટીનો પ્રસંગ આવે છે ત્યારે નમ્ર ને શાંત લાગતા પ્રાણલાલશેઠ સ્વસ્થ બની પ્રસંગનું મહત્ત્વ જાણી લે છે. પૂના ખાતે અમારી મુલાકાત વખતે તેઓએ આ રીતે કાર્ય કર્યું હતું. પોતાના આ કાર્યથી તેમણે ચેમ્બરની સેવા જ કરી હતી એમ નહિ પણ ચેમ્બરનો મોભો ને પ્રતિષ્ઠા પણ તેમણે વધાર્યાં હતા.

શેઠ પ્રાણલાલ પાસે વિરોધીઓને પરાસ્ત કરવા માટે જોઈતી શક્તિ અને આવડત બને છે. જ્યારે અમે પ્રધાનોના ખંડની બહાર આવ્યા ત્યારે વર્તમાનપત્રોના પ્રતિનિધિઓ અમને ઘેરી વળ્યા. આપ જાણો છો, પ્રાણલાલશેઠે તેમને શુ કહ્યું ? લાક્ષણિક હાસ્ય ને શાંત સ્વભાવથી એમણે કહ્યું, 'અમે શાંતિથી પ્રધાનોને સાભળ્યા છે.' હુ હસ્યો એટલે પછીથી તેમણે મને પૂછ્યું, 'તે વખતે તમે શા માટે હસ્યા'તા ? વર્તમાનપત્રોના પ્રતિનિધિઓને તમે શુ કહ્યું હોત ?' 'વિરોધને પ્રજ્વલિત કરવાની બાબતમા આવડત છે એટલે મે વર્તમાનપત્રોના પ્રતિનિધિઓને કહ્યું હોત કે, અમે પ્રધાનોને શાંત કરી મૂક્યા ' આ પરથી આપ જોઈ શકશો કે કેવી કાર્યશક્તિથી અને સફળતાથી પ્રાણલાલશેઠ સમયના સામનાનો જવાબ આપી શકે છે અને રાષ્ટ્રસમૂહમા વેપારી આલમનુ જે સ્થાન છે તે હકથી ફરી પ્રાપ્ત કરાવવા માટે ફળીભૂત પ્રયત્ન કરી રહ્યા છે

૧૯૪૪ મા એમના પ્રથમવારના પ્રમુખપદ દરમિયાન ઈન્ડિયન બેન્ક્સ એસોસિયેશન અસ્તિત્વમા આવી. એ સંસ્થા કેવી રીતે ઉત્પન્ન થઈ, વિકાસ પામી અને બેન્કિંગ આલમના હિત માટે એણે કેટલી શક્તિ ને લાગવગ વાપર્યા એ કહેવાની જરૂર નથી. પ્રાણલાલશેઠ આ સંસ્થાના આત્મા છે અને તે એનુ નાનકડુ સંતાન છે. અત્યારે જ્યારે બીજી વખત તેઓએ ફરજ સમજી આ પદ સ્વીકાર્યું ત્યારે તેમણે બીજી સસ્થા ઉત્પન્ન કરી અથવા એમ પણ કહી શકાય કે સ્વદેશી વ્રતને ફરી એકવાર એમણે સજીવન કર્યું એ સસ્થાનો હજી જળસસ્કાર પણ થયો નથી. આપણે એને 'સ્વદેશી લીગ' કહીએ છીએ. એક વખત એવો પણ હતો જ્યારે મહાત્માજીના નેતૃત્વ હેઠળ આપણે સ્વદેશી વ્રતના સોગંદ લેતા હતા જે મત્રનો મહાત્મા ગાધીએ પ્રચાર કર્યો અને આચારમા લાવતા આપણને શીખવ્યુ એ મત્રના બહાના હેઠળ પણ આપણા ઉદ્યોગપતિઓએ અઢળક ધન પેદા કર્યું છે. એ સ્વદેશી મત્રનો ઉચ્ચાર હવે ધીમો પડ્યો છે. સ્વતત્ર ભારતની સરકારે જાહેર કર્યું છે કે, ઉત્તર કે દક્ષિણ, પશ્ચિમ

કે પૂર્વ, કે દરિયાપાર ગમે ત્યાંથી આવતી પરદેશી મૂડીને હિંદની મૂડીને સમાન દરજ્જે ગણી એની સાથે વર્તન કરવામાં આવશે! ગમે તે હોય, પ્રાણલાલશેઠે આપણને બતાવ્યું છે કે સ્વદેશી વ્રતનો પ્રચાર અને આગ્રહ—એ રાષ્ટ્રના હિત માટે, રાષ્ટ્રની આબાદી માટે અને ઉદ્યોગની પ્રગતિ માટે અનિવાર્ય છે. આ સ્વદેશી પ્રેમ અને સ્વદેશી વલણ આપણા સર્વ ઉદ્યોગો ને ધંધાઓ પ્રત્યે આપણે અખત્યાર કરવું જોઈએ. આ જાતનો વારસો પ્રાણલાલશેઠ આપણને આપી જાય છે. જો આપણે સ્વદેશી મંત્ર પાછળ રહેલા સિદ્ધાંતોને આપણા જીવન સાથે વણી લઈશું ને પછી આપણી આર્થિક પ્રગતિનો આંક કાઢીશું તો મને ખાતરી છે કે આપણે આપણા મહાન નેતાને અંજલિ આપી ગણાશે અને જે વારસો તેઓ મૂકી જાય છે એને આપણે લાયક બન્યા છીએ એમ પણ કહેવાશે.

મિત્રો, તમારો વધુ વખત લેવા હું માગતો નથી. પણ એક અગત્યની સેવા જે પ્રાણલાલશેઠે બજાવી છે તેનો ઉલ્લેખ મારે કરવો જોઈએ. પ્રમુખો આવ્યા ને પ્રમુખો ગયા, પણ આપણા હૃદયમાં જેનું સ્થાન છે એવી અગત્યની ને નૈતિક સેવાઓ સંસ્થાના મંત્રી અને કર્મચારીઓએ સંસ્થા માટે કરી છે એની કદર કરવાનું કામ પ્રાણલાલશેઠે માથે લીધું છે. આપણામાંથી કોઈના પણ કરતાં પ્રાણલાલશેઠને એ વાત વિશેષ સમજાઈ છે કે મંત્રી એ ચેમ્બરનો આત્મા છે, અને તે રોજની પ્રવૃત્તિઓમાં પ્રાણ પૂરે છે. મારે અહીં ચોખવટ કરવાની જરૂર છે કે પ્રાણલાલશેઠે ભૂતકાળમાં જે કર્યું અને વર્તમાનકાળમાં ચેમ્બરના મંત્રીની સેવાઓની કદર કરવા તેઓ જે કાંઈ કરવા ધારે છે એને ઇન્ડિયન મર્ચન્ટ્સ ચેમ્બર સાથે કંઈ સંબંધ નથી. પ્રાણલાલશેઠે માન્ય કર્યું છે કે ભૂતકાળમાં પણ ચેમ્બરના મંત્રીઓએ સેવા કરી છે અને વર્તમાનકાળમાં પણ દેશની ઔદ્યોગિક ને વેપારી આલમની સેવાઓ તેઓ કરે છે. માટે એમણે પોતાના મિત્રોને વિનંતિ કરી છે કે તેઓએ મંત્રીને નાણાની એક થેલી આપી એની સેવાઓને માન્યતા આપવી જોઈએ. ૧૯૪૪માં પણ એમણે આ જાતનું પગલું લીધું હતું અને

શ્રી જયસુખલાલ મહેતાની સેવાની કદર કરી હતી. ચેમ્બરના નમ્ર પણ કુશળ મંત્રી શ્રી એ. સી. રામલિંગમ્ જેઓ વ્યવહાર ને આદર્શને લક્ષમા રાખી, આપણા કરતા પણ વધુ સફળતાથી દૂર ભવિષ્યમા જોવાની આર્ષદૃષ્ટિ ધરાવે છે એમની સેવાઓની કદર તેઓ આવતા અઠવાડિયામાં કરવાના છે. જાહેર જીવનમા આ જાતનુ ઊંચું ધોરણ રાખી દાખલો બેસાડવા માટે પ્રાણલાલશેઠના આપણે આભારી છીએ.

પ્રાણલાલભાઈ, હુ આપને અરજ કરી શકું? ૧૯૪૫મા હોદ્દો છોડ્યા પછી જાહેર જીવનમાથી આપે નિવૃત્તિ લીધી. ફરીથી જાહેર જીવનમાથી આપ નિવૃત્ત થાઓ એવી રજા આપવા વેપારી આલમ આજે શક્તિમાન નથી. આપના પરિપક્વ અનુભવ, સમયોચિત સલાહ અને સમતોલ વિચારણાની અમને જરૂર છે અમારે તે માટે આપને વિનંતિ કરવાની છે કે અમારી ઇચ્છાઓને માન્ય રાખો અને ભૂતકાળની જેમ વેપારી આલમને ભવિષ્યમા પણ આપના બુદ્ધિયુક્ત ને શક્તિશાળી નેતૃત્વનો લાભ આપતા રહો કે જેથી પોતાના હિતોનુ રક્ષણ કરી તે આગળ વધી શકે અને દેશના સાચા હિતને ને આવતી કટોકટીને લક્ષમાં રાખી ખાનગી સાહસનો ઝંડો ફરકતો રાખે.

અંતમા, મારુ વક્તવ્ય પુરું કરતા પહેલા હુ ભવિષ્ય ભાખું છું— જ્યોતિષીના જ્ઞાનથી નહિ પણ વિરોધના ભય વગર કે આવા વધુ ને વધુ સન્માનો ભવિષ્યમા આપની પ્રતીક્ષા કરતા ઊભા છે. આપ જે પ્રવૃત્તિઓ હાથ ધરો એમા આપને શ્રેષ્ઠ સફળતા સાપડો અને આપણા લોકોની સેવા કરતા અને માતૃભૂમિની કીર્તિ વધારતા વધુ ને વધુ શક્તિ અને ઓજસ આપ પ્રાપ્ત કરો, એવી શુભેચ્છા હુ વ્યક્ત કરું છુ.'

જાણીતા અર્થશાસ્ત્રી ને વેપારી **શ્રી મનુ સૂબેદાર**, શરીફ, **ડૉ. કે. એ. હમીદ, શ્રી નવલ તાતા**, ઇન્ડિયન મરચન્ટ્સ ચેમ્બરના ઉપપ્રમુખ **શ્રી આર. જી. સરૈયા** અને **શ્રી રતિલાલ એમ. ગાંધીએ** શેઠ પ્રાણલાલની ૧૯૪૪ ને ૧૯૫૨ના બે વર્ષ દરમિયાન ચેમ્બરના પ્રમુખ તરીકેની જ્વલંત કારકિર્દીનો ઉલ્લેખ કરી તેમનામા રહેલા બુદ્ધિ અને હૃદયના ઉચ્ચ ગુણોને ભાવભરી અંજલિઓ આપી હતી.

## ભવ્ય અને અપૂર્વ સત્કારસમારંભ

સમારંભને પ્રમુખસ્થાનેથી મુંબઈ પ્રદેશ કોંગ્રેસ સમિતિના પ્રમુખ **શ્રી એસ. કે. પાટિલે** સ્વાતંત્ર્યલડતમાં વેપારી આલમે જે ફાળો આપ્યો હતો તે માટે આભારની લાગણીઓ પ્રદર્શિત કરતાં જણાવ્યું હતું કે, 'આપણા દેશનેતાઓ જે મેળવી શક્યા તેનું કારણ વેપારી આલમ તરફથી મળેલી અમૂલ્ય મદદ છે. આ મદદ જો ન મળી હોત તો કદાચ આટલું મેળવી શકાત નહીં, માટે વેપારી આલમ તરફ કડવાશની લાગણી રાખવાની જરૂર નથી. વેપારી આલમે પોતાના અગ્રણી તરીકે શેઠ પ્રાણલાલની જે વરણી કરી છે તે યોગ્ય જ છે અને આવી કટોકટીને સમયે ચેમ્બરના પ્રમુખ તરીકે શેઠ પ્રાણલાલ કરતાં વધુ શક્તિશાળી વ્યક્તિ ભાગ્યે જ મળી શકતે. શેઠ પ્રાણલાલના અનેક ગુણોને કારણે જ ઈન્ડિયન મરચન્ટ્સ ચેમ્બર સંસ્થા ધંધારોજગારની પ્રગતિમાં મહત્ત્વનો ફાળો આપી શકી છે.'

પોતાને મળેલા આ અપૂર્વ માન માટે આભાર વ્યક્ત કરતાં **શ્રી પ્રાણલાલભાઈએ** જણાવ્યું હતું કે, 'અત્યારે હાજર રહેલા માયાળુ મિત્રો જ્યારે પરીક્ષક હોય છે ત્યારે માણસમાં રહેલી અયોગ્યતા પણ તેના ગુણો બની જાય છે! મારે માટે ઉચ્ચારાયેલા ઉદાર શબ્દો અને વ્યક્ત થયેલી ભલી લાગણીઓ તેમનામાં રહેલી ભલાઈ ને લાગણીનું જ પ્રતિબિંબ પાડે છે. મારામાં એ બધા ગુણો છે એવું એનાથી પુરવાર થતું નથી. હું કૃતઘ્ન નથી, મારા આટલા બધા નિકટવર્તી મિત્રોની ઇચ્છા છે કે હું જાહેર વેપારી જીવનમાં સક્રિય ભાગ લેતો રહું તો હું તેઓની ઇચ્છાને માન આપી નમ્રતાપૂર્વક વેપારી આલમની સેવા કરવાની ખાતરી આપું છું. સમયમાં મૂળભૂત ફેરફારો થાય છે ઇશ્વરની કૃપાથી આપણને સ્વતંત્રતા મળી છે. કલ્યાણ-રાજ્ય એ આપણું ધ્યેય છે. કાયદાકાનૂનો ઝડપથી ઘડાય છે. વેપારી આલમ તરફ કોઈવાર શંકાશીલ વલણ લેવામાં આવે છે. આ સંજોગોમાં આપણા સ્વાભાવિક હક્કોનું રક્ષણ કરતાં, સક્રિય ને જાગ્રત રહેવું એ પણ આપણો ધર્મ છે આપણે જનતા પ્રત્યે ને દેશ પ્રત્યે આપણી ફરજ યોગ્ય રીતે બજાવવાની છે. વેપારી આલમ પ્રત્યે અવાર-

નવાર જે પ્રહારો કરવામા આવે તે બદલ મને દિલગીરી થાય છે. વેપારીઓએ પણ આત્મનિરીક્ષણ કરવુ જોઇએ. ને જો પોતે ખોટા માલૂમ પડે તો પોતાની ભૂલો તેમણે સુધારી લેવી જોઈએ.

લાબા કાળથી દેશમા વેપારી વર્ગ એક અગત્યના વર્ગ તરીકે પોતાનો ભાગ ભજવે છે. વેપારી આલમના લોકોએ પોતાના ધંધામાં જ આખો વખત રચ્યાપચ્યા ન રહેતા, દેશના સાસ્કૃતિક, સામાજિક ને રાજકીય જીવનમા પણ સક્રિય અને ઊંડો રસ લેવો જોઈએ. વેપારી વર્ગમાંના શ્રીમતોએ પોતાના પૈસાનુ મિથ્યા પ્રદર્શન ન કરવુ જોઇએ, કારણકે એનાથી તેમના કરતા ઓછા ભાગ્યશાળી લોકોમા દ્વેષ અને રોષની લાગણીઓ જન્મે છે. વેપારી વર્ગના સમજુ એવા લોકોએ બદલાતા જતા જમાનાની નાડ પારખી, પોતાની દૃષ્ટિ બદલી, બીજાઓ માટે દાખલો બેસાડ્યો છે એ માટે મને સતોષ થાય છે.'

અતમા, શેઠ પ્રાણુલાલે પ્રમુખપદે રહીને પોતે જે સફળતા મેળવી હતી તે માટે ભૂતપૂર્વ પ્રમુખોનો, મંત્રીનો, સમિતિના સભ્યોનો, સંસ્થાના કર્મચારીઓનો અને ચેમ્બરના સભ્યોનો આભાર માન્યો હતો.

**શ્રી બાબુભાઈ ચિનાઈએ** પ્રમુખશ્રીનો આભાર માન્યો હતો



શ્રી પ્રાણલાલભાઈએ ભારતની જનતાને બચત કરવાનો અનુરોધ કરીને ફુગાવાવિરોધી પ્રચારકાર્યમા જે ફાળો આપ્યો હતો તે માટે ભારત સરકારના અર્થમંત્રી સર જીરેમી રેઈસમેને એમને જે પ્રશંસાપત્ર લખ્યો હતો તેની પ્રતિકૃતિ નીચે પ્રગટ કરી છે




NEW DELHI.

Jan. 14th 1943.

Your advertising campaign discouraging needless buying at wartime prices and appealing for savings has been brought to my notice.

I should like to compliment you and your Board of Directors on a useful contribution to anti-inflationary propaganda. This advertising strikes the right note, and its effects should be beneficial to the country as well as to banking in India

Pranlal Devkaran Nanjee Esquire,
BOMBAY.

# શ્રી કૃષ્ણસ્વામીની સેવાઓનો પુરસ્કાર

BOMBAY,
29th July 1952.

Seth Pranlal Devkaran Nanjee,
BOMBAY.

Respected Sir,

On the happy occasion, to-day, of the completion of my 20 years service in our beloved organisation, I crave the good wishes of your esteemed goodself and the blessings of the Almighty for giving me continued 'corpore sana' and health and strength to carry on my humble work with youth and vigour and be of more and more service and usefulness to our institution and to its illustrious and benevolent Chairman, your noble self, under whose benign aegis I have the singularly good fortune and honour of working.

With respects,

Yours obediently,
V Krishnaswamy

My dear V Kri, You have been a most loyal and devoted and diligent and honest servant of the DeNa's and you are now an institution. I wonder where would I be without your incessant help and care for me and my work!

I wish you many more pleasant and prosperous decades with the DeNa's and may God grant you and your organisation His choicest favours + blessings!!

Yours sincerely + gratefully, PDN

[*My dear V Kri.,*

You have been a most loyal and devoted and diligent and honest servant of the DeNa's, and you are now an institution. I wonder where would I be without your incessant help and care for me and my work! I wish you many more pleasant and prosperous decades with the DeNa's and may God grant you and your organisation, His choicest favours and blessings!!



Yours sincerely and gratefully,
**Pranlal Devkaran Nanjee**]

## (૪)

# ઇન્ડિયન મરચન્ટ્સ ચેમ્બરના
# સુકાનીની નિવૃત્તિ

તા. ૩૧મી જાન્યુઆરી ૧૯૪૫ના 'મુંબઈ સમાચાર'ના અંકમા,
શ્રી પ્રાણલાલભાઈની અનેકરંગી સેવા અને કામગીરીને અપાયેલી માનાંજલિ

ઇન્ડિયન મર્ચન્ટ્સ ચેમ્બરના ઇતિહાસમા એક ઉમદા પૃષ્ઠ ઉમેરી, તેના ચાલુ વર્ષના (ઈ. સ. ૧૯૪૪–૪૫) પ્રમુખ, મુંબઈના શાહ સોદાગર અને નામાંકિત બૅંકર શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજી આજે નિવૃત્ત થાય છે. આજથી એક વર્ષ અગાઉ તેમણે પ્રમુખપદ ધારણ કર્યું ત્યારે ઉચ્ચારેલુ કે, ચેમ્બરનુ પ્રમુખપદ માત્ર શોભા આપનારૂ કે માન આપનારૂ નથી, પરંતુ તેમા તો ઘણા ઊંચા દરજ્જાની જોખમદારીઓ સમાયેલી છે, અને વરસની આખરે તેમના શબ્દો યથાર્થ લાગે છે.

ચેમ્બરનુ સુકાન જે કાર્યદક્ષતાથી તેમણે સભાળ્યુ છે તે, અને હિંદના વ્યાપારઉદ્યોગનુ દિન આગળ ધપાવવામા તેમણે જે ભગીરથ પ્રયત્નો કર્યા છે તે સાચે જ પ્રશંસાપાત્ર નીવડ્યા છે. ચેમ્બરના સભાસદો અને સમિતિના સભ્યોએ વિશ્વાસ મૂક્યો હતો તે તેમણે સાર્થ કરી આપ્યો છે તેમની એક વર્ષની યશસ્વી અને ઉચ્ચ કક્ષાની કારકિર્દી ચેમ્બર માટે ગૌરવરૂપ અને કીમતી સેવારૂપ નીવડી છે.

### ગોદીની હોનારત

ગયા (૧૯૪૪) એપ્રિલ માસમા, આપણા શહેરની ગોદીમા ગજબનાક હોનારત થઈ હતી અને જે વેળા, આખુ શહેર પૂર્વે કદી ન અનુભવેલી એવી ભયગ્રસ્ત અને ચિંતાતુર સ્થિતિમા મુકાયુ હતુ, માંડવી જેવો ગીચ વસતી અને વ્યાપારવાળો આખો વિસ્તાર આગમા સપડાયો હતો, અનેક જાનોની ખુવારી થઈ હતી અને કરોડોની માલમિલકત ભસ્મીભૂત થઈ હતી, તે વખતે શ્રી પ્રાણલાલે રાહતના જે તાત્કાલિક સાધનો ઊભા કરવામા આવ્યાં હતા તેમા અગ્રગણ્ય ભાગ ભજવી જનતાની અને વેપારી આલમની અમૂલ્ય સેવા બજાવી હતી તે વખતે, તેમનામા રહેલા ગુણોની—ઉત્તમ કાર્યદક્ષતા, નિશ્ચયાત્મક અને વિચક્ષણ બુદ્ધિ, સેવાની ધગશ અને વેપારી કુનેહની ચેમ્બરને પ્રતીતિ થઈ હતી. આ હોનારતમા થયેલી નુકસાનીનું

વાજબી વળતર મેળવી આપવા માટે તેઓશ્રીએ રાતદિન ભારે જહેમત ઉઠાવી હતી. મુંબઈના ગવર્નર અને હિન્દના વાઇસરોય સમક્ષ આખો કેસ એમણે એટલી સફળ રીતે .રજૂ કર્યો હતો કે સરકારે તેનો સત્વર સ્વીકાર કર્યો હતો. આ પ્રમાણે આ લડત ચલાવી, પ્રજાને યોગ્ય બદલો અપાવવામા એમણે જે ફત્તેહ મેળવી હતી તે જોતા તેમનુ પ્રમુખપદ ચેમ્બરને ઘણુ જ ઉપયોગી નીવડ્યુ છે.

[આ પ્રસંગે, સરકારે ઘડેલી યોજના સબધે તેમણે નીચે પ્રમાણે વર્તમાનપત્રજોગુ એક નિવેદન પ્રકટ કર્યું હતુ

'લોકો જેને માટે આતુરતાથી રાહ જોઈ રહ્યા હતા, એ બદલો આપવાની યોજના સરકારે જાહેર કરી છે. શહેર પર આવી પડેલી આફતથી લોકોને જે નુકસાન થયુ છે તેનો બદલો આપવાની પોતાની ફરજ અને અને જવાબદારી સરકારે સ્વીકારી છે તે માટે જાહેર પ્રજા જરૂર તેમની અહેસાનમદ બનશે.

કેટલીક બાબતોમા આ યોજના પૂરેપૂરી સતોષકારક નથી, છતા એનાથી નાણા સબધી આફત અટકશે અને લોકોમા ફરી વિશ્વાસ અને શાખ જામશે.

જેઓએ વીમો ન ઊતરાવ્યો હોય તેમને બદલો આપવામા જે તફાવત અંતર રાખવામા આવ્યા છે તેનુ વાજબીપણુ સિદ્ધ કરવુ મુશ્કેલ છે, કારણકે રાજ્યની જવાબદારી તો સઘળાઓ માટે એકસરખી છે.

વેપારના જથ્થા અને દુકાનદારીના માલ સબંધમા બદલો આપવાની જે વધુમા વધુ રકમ નક્કી કરી છે, તેનાથી વેપારીઓને એવી મુશ્કેલી પડશે, જે માટે કાઈ વાજબી કારણ નથી વાજબી માર્ગ તો એ કહેવાય કે ધડાકા અને આગથી હેરાન થયેલા તમામને તેમની માલમિલકતોનો વીમો ઉતારવામા આવ્યો હોય કે નહીં, તોયે સોએ સો ટકા બદલો આપવો જોઈએ. આપણે એમ તો ન-ધારીએ કે સરકારનો ઈરાદો આ ભેદભાવમાથી, આ રીતે, લોકોને વીમા ઉતારવાની વૃત્તિવાળા બનાવવાનો છે, કારણકે આવી આપત્તિ આ પ્રકારના પ્રચાર માટે યોગ્ય પ્રસગ ન કહેવાય!

હુ આશા રાખુ છુ કે આવો બનાવ ફરી ન બને એ માટે સરકાર પૂરતાં અને અસરકારક પગલા લેશે અને એવી કોઈ યોજના તૈયાર કરશે કે જેથી લોકો, એવા બનાવ વખતે, એવા નુકસાન અને જોખમ સામે ટકી શકે— પ્રભુ ન કરે, પણ ભવિષ્યે એવી આપત્તિ આવી પડે ત્યારે.']

# મુકાનીની નિવૃત્તિ

## કસ્તૂરબા ભંડોળ

શ્રી કસ્તૂરબા રાષ્ટ્રીય સ્મારક ભંડોળની મુબઈની સમિતિના પ્રમુખ તરીકે શ્રી પ્રાણલાલે પોતાના અગત પ્રયાસો વડે, જેઓ એમ માનતા હતા કે મુકરર કરાયેલી રૂપિયા ૫દર લાખની રકમ હોનારતને કારણે મુબઇ ભેગી કરી શકશે નહીં, તેઓની આશકા ખોટી પાડીને, કુલ્લે રૂપિયા સાડી બાવીસ લાખની મોટી રકમ એકત્ર કરીને, આખા દેશના કુલ ફાળામા મુબઈનુ નામ પ્રથમ મુકાવી, મુબઇ શહેરની તેમ જ પોતાની નાગરિક તરીકેની કીર્તિને માથે સુવર્ણ કળશ ચડાવ્યો હતો. આ સેવા સારુ યે હિન્દ ભૂલે તેમ નથી.

## હિન્દના વ્યાપારઉદ્યોગ

૧૯૪૪ના વર્ષમા, હિન્દના વ્યાપારઉદ્યોગોને લગતા સળગતા પ્રશ્નોની છણાવટ કરી, પોતાનુ દૃષ્ટિબિન્દુ સરકાર સમક્ષ રજૂ કરવામા તેઓ સદા મોખરે રહ્યા હતા. હિન્દી સરકારના વિકાસખાતાના સભ્ય સર અરદેશર દલાલ જ્યારે મુબઈ આવ્યા અને ચેમ્બરમા જ્યારે તેમની જોડે મત્રણાઓ કરવામા આવી ત્યારે શ્રી પ્રાણલાલે સ્પષ્ટ શબ્દોમા જણાવ્યુ હતુ કે હિન્દના ઉદ્યોગોની માલિકી ને એનો અકુશ તો હિન્દીઓના હાથમા જ રહેવા જોઈએ. પરદેશી સ્થાપિત હિતોનો ઔદ્યોગીકરણમા કાંઈ પણ હિસ્સો હોવો જોઈએ નહી રક્ષણની દીવાલો પાછળ જ્યારે ઉદ્યોગોનો વિકાસ થાય, ત્યારે તેમાથી નીપજતા ફળનો લાભ આ દેશમા જેનુ સ્થાપિત હિત ન હોય એવા માણસોને મળવો જોઈએ નહી. ચેમ્બરે ૧૯૪૪મા વ્યાપારઉદ્યોગ સાથે સકળાયેલા, તેમ જ આર્થિક અને રાજકીય પ્રશ્નો જેવા કે રાજ્યદ્વારી મડાગાંઠ, પૂ. મહાત્માજી અને અન્ય નેતાઓની મુક્તિ, ખોરાકનો પ્રશ્ન, કરવેરાનો વધારો, સ્ટર્લિંગ પુરાંતો, ઔદ્યોગિક તેમ જ વાહનવ્યવહાર અને બ્રેટન વૂડસ પરિષદ, મોઘવારી ભથ્થુ, બોનસ, વીમો, બેકિંગ વગેરે ઉપર વિચાર કરી, જે દૃષ્ટિબિન્દુ સરકાર સમક્ષ રજૂ કર્યું અને તેમા જે કાઈ સફળતા મળી તેમાં શ્રી પ્રાણલાલના દિશાસચાલનોની ઉપયોગિતા પુરવાર થઈ છે. ચેમ્બરની સમિતિઓની અને સામાન્ય સભાઓમા દરેક સભાસદને પોતાના સ્વતંત્ર

વિચારો પ્રદર્શિત કરવાની સંપૂર્ણ છૂટ મળતા, શ્રી પ્રાણલાલ અતિ પ્રિય થઈ પડ્યા છે. પ્રમુખ તરીકેના તેમના કેટલાક ઉપયોગી 'રૂલિંગો' સુંદર અને સંતોષકારક પ્રણાલિકા તરીકે કાયમી સ્થાન મેળવી શકયા છે. મુંબઈની દેશી બેંકોની એક હિન્દી સંસ્થા ઊભી કરવાની શુભ શરૂઆતનું માન શેઠ પ્રાણલાલને ફાળે જાય છે. આ પ્રમાણે, તેમણે પૂરા થતા વર્ષમા, ચેમ્બરની અનેક રીતે પ્રત્યક્ષ અને પરોક્ષ સેવાઓ કરી છે અને તેને માટે ચેમ્બર સાચું ગૌરવ લઈ શકે છે.

## રસલક્ષી કલાદૃષ્ટિ

શેઠ પ્રાણલાલભાઈમા તેમના સ્વ. પિતાશ્રી શેઠ દેવકરણ નાનજીના સાંસ્કૃતિક વારસા તરીકે સંસ્કૃત ભાષાનો પ્રેમ ઊતરી આવ્યો છે, અને બાળપણથી એ ભાષાનો ઊંડો અભ્યાસ કરીને, 'શ્રી અને સરસ્વતીનો યોગ થતો નથી', એ ઉક્તિને તેમણે ખોટી પાડી છે. બંને જાતના સંસ્કૃત સાહિત્યો—લલિત કલાત્મક જેવા કે કાલિદાસ, ભવભૂતિ, માઘ વગેરેના સર્જનો, તેમ જ મનુસ્મૃતિ જેવા નીતિશાસ્ત્રોનો તેમણે તલસ્પર્શી અભ્યાસ કર્યો છે. અંગ્રેજી સાહિત્યના પણ તેઓ એક રસિક અભ્યાસી છે અને શેક્સપિયર જેવા ભૂતકાલીન મહાન લેખકોથી માંડીને જ્યોર્જ બર્નાર્ડ શૉ જેવા અર્વાચીન સાહિત્યસ્વામીઓના પુસ્તકોના તેઓ ઊંડા અભ્યાસી છે. સાહિત્ય પ્રત્યેના આ પ્રેમથી તેમનામા જે રસલક્ષી કલાદૃષ્ટિ વિકાસ પામી છે તે તેમના જીવનની ઘણી બાબતોમા પણ તરી આવે છે વક્તૃત્વકળા પરના તેમના અસાધારણ કાબૂનાં મૂળ પણ આ ઊંડા અભ્યાસમા જ રહેલા છે.

## સ્વદેશીવ્રતધારી

તેઓશ્રી છેલ્લા પચીસ વર્ષથી, પોણી સદીની જૂની અને સુપ્રસિદ્ધ દેવકરણ નાનજીની પેઢીના ભાગીદાર અને મુખ્ય સુકાની છે. તદુપરાત, કેટલીક જાણીતી કંપનીઓના ડાયરેક્ટર અને સંસ્થાઓના ટ્રસ્ટીના માનવંતા હોદ્દાઓ પણ ભોગવે છે. આ પ્રમાણે તેઓશ્રીનો વ્યવસાય અનેક દિશામા પ્રસરી રહેલો છે. તેઓશ્રી એક બાહોશ બેંકર,

કુશળ વેપારી, ને દીર્ઘદર્શી ઉદ્યોગપતિ ગણાય છે. એકના ધંધામાં તેઓ કેવળ 'ફાઈનાન્સિયલ ટેકનિશિયન' નથી, પરંતુ 'ઇકોનોમિક સ્ટેટ્સમેન' છે. તેઓ રાષ્ટ્રપ્રેમી હોઈ, સપૂર્ણ સ્વદેશીની ભાવના ધગવે છે. લડાઈ પછીના વરસોમા, હિન્દના ભાવી વિશે બોલતા, ચેમ્બરની એક ત્રૈમાસિક સભા સમક્ષ શેઠ પ્રાણલાલે જણાવ્યુ હતુ કે લડાઈ પછી પણ જો પ્રજા સ્વદેશી માલનો વપરાશ રાખે અને ઉદ્યોગપતિઓ નફાખોરીની વૃત્તિ છોડી દઈ, ઉત્પન્ન થતા માલનુ ધોરણ એકસરખું જાળવી રાખે, તો જ હિન્દ પરદેશી માલની હરીફાઈ સામે સફળતાપૂર્વક ટકી શકશે અને આ સ્વદેશીની ભાવના વડે જ આપણે યુદ્ધોત્તર રચનામા આવતા વિઘ્નો નિવારી શકીશુ.

અસાધારણ વ્યક્તિત્વ

તેમનુ વ્યક્તિત્વ જાજવલ્યમાન હોવા છતા તેઓ 'સાદાઈથી જીવન ગુજારે છે. તેઓ લોકશાહી સિદ્ધાતના હિમાયતી છે, પણ વર્તનમા જૂની આર્ય સંસ્કૃતિને અનુસરે છે. ન્યાય અને નીતિના પાલનમા તેઓ વધુ કડક માલૂમ પડે છે. નમ્રતા અને વિનય તેમને નાનપણથી વરેલા છે. તેમનો સ્વભાવ સેવાભાવી અને મિલનસાર હોઈ, આજે એકલા વેપારી વર્ગમા જ નહીં, પણ સામાન્ય જનતામાયે તેઓ અતિ પ્રિય થઈ પડ્યા છે. પ્રથમ શ્રેણીના એક નામાંકિત નાગરિક તરીકે, જાતમહેનત અને આર્થિક મદદથી તેઓ જનતામા લોકપ્રિય બનેલા છે. તેમને ફરજનુ ઊંચુ ભાન હોવાથી, જેવુ હૈયે તેવુ હોઠે બોલવાની નીડરતા તેઓ હમેશ દાખવે છે. આવા ગુણો ધગવનાર શેઠ પ્રાણલાલ એક અસાધારણ વ્યક્તિ છે.

યુદ્ધ પછી રાષ્ટ્રીય અને આતરરાષ્ટ્રીય નાણા અને ચલણના, તેમ જ આર્થિક અને ઔદ્યોગિક યોજનાઓના અનેક પ્રશ્નો ઊભા થશે તેવે મહત્ત્વને પ્રસગે શેઠ પ્રાણલાલ પોતાના બહોળા અનુભવ અને લાક્ષણિક દીર્ઘ દૃષ્ટિથી, ઇન્ડિયન મરચન્ટ્સ ચેમ્બર અને વેપારી આલમને યોગ્ય દિશાસૂચન આપી, દેશને આર્થિક ઉન્નતિની ટોચે લઈ જવામા એક આગેવાન રાહબરનો ભાગ ભજવે એ જ અભ્યર્થના.

*

## (૫)

# અપ્રતિમ સેવા

**ઇન્ડિયન બેન્ક્સ એસોસિયેશનની વ્યવસ્થાપક સમિતિએ તા. ૬ ઠ્ઠી સપ્ટેમ્બર ૧૯૫૫ ને દિને યોજાયેલા એક સમારંભમાં, ભારતીય કલાકારીગરીથી શોભતી એક સુંદર રૌપ્યતાસક શ્રી પ્રાણુલાલભાઈને તેમણે સંસ્થાની બજાવેલી અનુપમ સેવાઓને લક્ષમાં લઈ, કૃતજ્ઞતાપૂર્વક અર્પણ કરી હતી.**

આ તાસકમા એસોસિયેશનની સમિતિના સભ્યો શ્રી સી. એચ. ભાભા (પ્રમુખ), શ્રી ડી. આર. થોમ (ઉપપ્રમુખ), શ્રી એચ. સી. કેપ્ટન, શ્રી આર. જી. સરૈયા. શ્રી એમ. એસ. કેપ્ટન, શ્રી શ્રેયાંસપ્રસાદ જૈન, શ્રી એન. એમ. ચોકસી, શ્રી ઓ. એચ. ઘીવાલા, શ્રી સંજીવન બેનરજી, શ્રી એસ. કૃષ્ણુસ્વામી આયંગર, શ્રી પી સર્વોત્તમ નાયક, શ્રી એસ. એલ. કોઠારી, શ્રી સી. વી. જોગ અને શ્રી એસ. જી. પનાંદીકરની સહીઓ છે. તે ઉપરાત તેમા નીચેના શબ્દો કોતરવામા આવ્યા છે.

*'Presented to Shri Pranlal Devkaran Nanjee, by the Committee of the Indian Banks Association, as a memento of their deep affection and regards and of their appreciation of his most valuable services to the Indian Banks Association from 1946 to 1955.'*

આ રૌપ્યતાસક શ્રી પ્રાણુલાલભાઈને અર્પણ કરતા, એસોસિયેશનના પ્રમુખ શ્રી સી. એચ. ભાભાએ જણાવ્યુ હતુ કે, 'શ્રી પ્રાણુલાલભાઈએ આ સંસ્થાની સ્થાપનાથી માંડીને આજસુધી તેની મહાન સેવા બજાવી છે. ભારતીય બેંકિંગની તેમની સેવા પણ અપ્રતિમ ને અદ્વિતીય છે. હુ આશા રાખુ છું કે શ્રી પ્રાણુલાલભાઈ ભારતીય બેંકિંગને અને આ સંસ્થાને તેવી જ મૂલ્યવાન સહાયતા અને માર્ગદર્શન હજીયે આપતા રહેશે.'



## નિવૃત્ત થતા પ્રમુખનું બહુમાન



ઇન્ડિયન બેન્ક્સ એસોસિયેશનના નિવૃત્ત થતા પ્રમુખ શ્રી પ્રાણલાલભાઈનું બહુમાન કરવા માટે સર હોમી મોદીને અધ્યક્ષપદે તાજમહાલમાં તા. ૨૯-૩-૧૯૫૫ને દિને યોજાયેલા સમારંભમાં આભારપ્રવચન કરતા પ્રાણલાલભાઈ, ચિત્રમાં શ્રી કુંવરજી ભાભા, શ્રી રમણલાલ સરૈયા, શ્રી પ્રાણલાલભાઈ અને સર હોમી મોદી

## બેંકિંગ સેવાર્થે ઉપહાર



( ૬ )

# એક મુલાકાત

ઇન્ડિયન બેંક્સ એસોસિયેશનને પ્રમુખપદેથી શ્રી પ્રાણલાલભાઈ છૂટા થયા, તે વખતે 'ઇવનિંગ ન્યૂઝ આફ ઇન્ડિયા'ના પ્રતિનિધિએ તેમની લીધેલી મુલાકાતનો તે વર્તમાનપત્રમા તા. ૨-૪-૧૯૫૫ ને દિને 'કૉમ્મેન્સ ડાયરી'ની કટારોમાં અંગ્રેજીમા પ્રસિદ્ધ થયેલા હેવાલનો ગુજરાતી અનુવાદ.

'શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજી નિવૃત્ત થાય છે એ પ્રસંગે એમની મુલાકાત લેવાની તમારી ઇચ્છા છે?' મારા એક સાથીદારે મને પ્રશ્ન કર્યો.

'એનો અર્થ એક આખી સસ્થાની નિવૃત્તિ! ચોક્કસ, હુ જઈને એમની મુલાકાત લઈશ ' મેં કહ્યુ.

× × ×

પ્રાણલાલભાઈના ભાણેજ અને દેના બેન્કના મુખ્ય વહીવટકર્તા શ્રી પ્રવીણચદ્ર ગાધી મને પ્રાણલાલભાઈના ખડમા લઈ ગયા. ચિત્રો, તસવીરો, પૂતળા અને આરસપ્રતિમાઓથી ઓપતા એ વિશાળ ખડમા કાચથી મઢેલા એક મોટા ટેબલ પાસે એકસઠ વર્ષની વયના હિંદના શરાફી ધધાના અને વેપારના એક અગ્રગણ્ય પુરુષ બેઠા હતા.

પોતાની ખુરશી પરથી ઊઠી અતઃકરણપૂર્વક મને આવકાર આપતા, નમસ્તે કહી, તેમણે મને પોતાની સામે બેસાડ્યો અને પ્રેમાળ સ્વરે પૂછ્યુ, 'કેમ છો?'

'મે સાભળ્યુ છે કે આપ નિવૃત્ત થાઓ છો!' મેં કહ્યુ

'ધધામાથી નહિ, પણ ઇન્ડિયન બેંક્સ એસોસિયેશનને પ્રમુખ-પદેથી હુ નિવૃત્ત થાઉં છુ,' પ્રાણલાલભાઈએ હસતા હસતા જવાબ આપ્યો ને આગળ બોલ્યા, 'અલબત્ત, તમે જાણો છો કે હુ વૃદ્ધ થતો જાઉં છુ અને મારી તબિયત પણ ઠીક રહેતી નથી. ધીમે ધીમે હુ નિવૃત્ત થઈ

રહ્યો છુ. આવતે મહિને હું સ્વદેશી લીગનુ પ્રમુખપદ પણ છોડવાનો છુ. હુ એક પછી એક સંસ્થામાથી નિવૃત્ત થતો જાઉં છુ અને મારે બદલે એમા મારા ભાણેજો અને એમના હાથ નાચેના કુશળ અધિકારીઓ ધ્યાન આપે છે.'

શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજીનો ધંધો અને જાહેર પ્રવૃત્તિઓ એટલી બધી સર્વજનપરિચિત છે કે તેનો વિસ્તાર કરવાની જરૂર નથી. હુ એટલો નિર્દેશ કરીશ કે તેઓ સિક્યુરિટીઓ, શેરો, રૂ અને સોનાનો વેપાર કરતી દેવકરણ નાનજીની કંપનીઓમા શરૂઆતથી ભાગીદાર છે, બેકિંગ, વીમા અને નાણાના રોકાણનુ કામ કરતી દેવકરણ નાનજી કપનીઓના પ્રમુખ છે. ગુજરાતી વેપારી તરીકે બેન્ક સ્થાપવાનો પહેલો યશ તેમને ફાળે જાય છે અને ૧૯૩૮માં પિતાની આજ્ઞાથી તેમના હાથે જ સ્થપાયેલી આજની જાણીતી દેના બેકના તેઓ સ્થાપક—પ્રમુખ છે આપણા શહેરના જાહેર અને વ્યાપારી જીવનમા એમનુ સ્થાન અપૂર્વ છે. તેઓ બે વખત ઇન્ડિયન મરચન્ટ્સ ચેમ્બરના પ્રમુખ હતા અને લાગલગાટ ૭ વર્ષ સુધી ઇન્ડિયન બેન્ક્સ એસોસિયેશનનુ પ્રમુખપદ સભાળ્યુ હતુ. ગયે અઠવાડિયે તેઓ એ પદ પરથી નિવૃત્ત થયા છે. તેઓ સૌરાષ્ટ્ર ફાઈનેન્સ કોર્પોરેશનના પ્રમુખ છે અને કેપિટલ ઇસ્યુઝ માટેની કેન્દ્ર સરકારની સલાહકાર સમિતિના સભ્ય છે. યુનિવર્સિટી સેનેટના ફેલો અને અનેક શિક્ષણવિષયક, ધાર્મિક, સામાજિક અને સાસ્કૃતિક સસ્થાઓમા કારોબારી સભ્ય છે અને સ્વદેશીના ચુસ્ત હિમાયતી છે.

જે સ્થાન પર અત્યારે શ્રી પ્રાણલાલ છે તે સ્થાન મેળવવુ અને જાળવી રાખવુ એટલુ સરળ નથી. અમુક અશે એ વંશપરપરાગત છે ને અમુક અંશે તેમણે સ્વયં એ વિકસાવ્યુ છે. મહદશે તો એ તેમના મન અને હૃદયના ઉચ્ચ ગુણો, અને જીવનના મૂળભૂત સિદ્ધાતોને નિષ્ઠાપૂર્વક વળગી રહેવાની વૃત્તિમાથી પ્રાપ્ત થયુ છે.

સ્વ. દેવકરણ નાનજીના વેપારમાં જેમણે સારી પ્રતિષ્ઠા મેળવી હતી એવા બીજા પુત્ર તરીકે જીવનનો આરભ કરતા એમને કશાની ઊણપ નહોતી. એમની શિક્ષણકારકિર્દી ઉજ્જ્વળ હતી અને ઘણા ઇનામો એમણે પ્રાપ્ત કર્યાં હતા. એમના શિક્ષક એમને ચિત્રકાર બનાવવા ચાહતા હતા પણ

એમના પિતાશ્રીએ અઢાર વર્ષની ઉંમરે જ એમને વેપારમાં જોડી દીધા.

પિતાની પસંદગીને એમણે યોગ્ય ઠરાવી છે.

'જીવન પ્રત્યે તમારું દૃષ્ટિબિંદુ શું છે?' મેં પૂછ્યું.

'પેલી પ્રતિમા પગનો મુદ્રાલેખ જુઓ', તેમણે કહ્યું. 'મારા ભાગીદારો તરફથી તે મને મારી સાઠમી વર્ષગાંઠને દિવસે ભેટ તરીકે આપવામાં આવી હતી.'

એ મુદ્રાલેખ હતો: ફરજ પ્રત્યે દૃઢ ભક્તિ.

'હું મારા પિતાના હાથ નીચે એ શીખ્યો. એમની પાસે બીજો પણ તેટલો જ સારો મુદ્રાલેખ હતો. સત્ય બોલો અને સત્ય આચરો. તમે જાણો છો તેમ ગાંધીજીનો પણ આ જ મુદ્રાલેખ હતો અને હું પણ એ મુદ્રાલેખને અનુસરું છું.'

સંસ્કૃત પુસ્તકો અને મનુસ્મૃતિમાંથી છૂટથી અવતરણ ટાંકીને એમણે બધા વેપારીઓને એક સલાહ આપી છે· 'તમારે શક્ય એટલી શક્તિ ખર્ચીને, સન્માર્ગે ચાલી પૈસો રળવો અને જેને અન્નની જરૂરત હોય તેમની વચ્ચે તે વહેંચવાની દૃષ્ટિ રાખવી જોઈએ.' તેઓ પોતે પણ આ માર્ગને અનુસરે છે.

અમારી વાતચીત વેપારને ક્ષેત્રે નીતિ, નફો, ઓછામાં ઓછો પગાર, આવકની અસમાનતા, સમાજવાદી સમાજરચના અને શિક્ષણના પ્રશ્નો તરફ વળી.

'શરાફ તરીકે', એમણે કહ્યું, 'મારી ફરજ છે કે નાણાં ધીરવા. પણ બીજા નાણાં ધીરનારા વિશે જેવી ધારણા લોકોમાં છે તેવો હૃદય-શૂન્ય હું નથી. મારા ઘરાકો ને મિત્રો મને ચાહે છે.'

'તમારા શત્રુઓ વિષે શું?' મેં એમને ઉશ્કેરવાનો પ્રયત્ન કર્યો।

'શત્રુઓ ગણી શકાય એવા કોઈ મારા શત્રુઓ નથી,' સ્વસ્થતાથી એમણે જવાબ આપ્યો.

'શું તમારા બેંકકર્મચારીઓમા પણ નહિ?' મે આગ્રહ કરીને પૂછ્યું.

'ના, અંગત રીતે તેઓને મારી સામે કાઈજ કહેવાપણું નથી.' એમણે જવાબ આપ્યો. 'નોકરોને વધારે પગાર મળે એની વિરુદ્ધ હુ નથી. બેંકો તૂટી પડે એ જાતનુ પગારધોરણ નક્કી કરવાની હું વિરુદ્ધ છું. બેંકોની પગાર ચૂકવવાની શક્તિનો હમેશ ખ્યાલ કરાવો જોઈએ.'

શ્રી પ્રાણલાલે નિશ્ચયપૂર્વક જણાવ્યુ કે બીજા ઉદ્યોગોની સરખામણીમાં બેંકોમા નોકરીનુ પ્રમાણ વધ્યુ નથી એ સાબિત કરે છે કે બેંકિંગ ધંધો પ્રગતિ કરતો નથી. વધારે માણસો આ ધધામા નોકરી મેળવે એમ તેઓ ઇચ્છે છે. શરાફોએ, નોકરોએ અને સરકારે આ માટે માર્ગ શોધવો જોઇએ. તેઓ ઓછામા ઓછો પગાર નક્કી કરવાની તરફેણમા છે. એક વખત એ નક્કી થયા પછી બધા પક્ષોએ એને વળગી રહેવુ જોઈએ.

વેપારી નીતિમત્તા અને નફાના વિષયમા શ્રી પ્રાણલાલના વિચારો તદ્દન સ્પષ્ટ હતા. 'નફા વગરનો કોઈ પણ ધધો ન હોઈ શકે, પણ સમાજને ભોગે જો નફો થતો હોય તો તે અટકાવવો જોઇએ. લોકો ભલે પૈસા પેદા કરે પણ તેમ કરતા તેમનુ અંતકરણ તેમને ડખવુ ન જોઈએ. નીતિમત્તા અને ધર્મના સિદ્ધાંતોનું ઉલ્લઘન કર્યા વિના પૈસા પેદા કરો આપણે અગત નફા કરતાં દેશનુ અને સમાજનું હિત પ્રથમ જોવું જોઈએ. બધાજ ધધામાં સત્ય અને પ્રામાણિકતાનું આચરણ થવુ જોઇએ, એ પણ આવશ્યક છે.'

શ્રી પ્રાણલાલે ચેતવણી આપતા કહ્યુ, 'વેપારીઓએ સદ્વર્તન રાખવુ જોઈએ. ખોટા વર્તનથી તેઓએ પોતાનુ પતન ન નોતરવુ જોઈએ. તેઓએ જનતા સાથે ભળી તેમની પ્રવૃત્તિઓમા રસ લેવો જોઈએ. તેઓએ એવા ગુણો વિકસિત કરવા જોઈએ અને એ રીતનુ વર્તન કરવુ જોઈએ કે જેથી તેઓ જનતાના સાચા નેતા બની શકે. એકલા પૈસાથી એ પદ માટેની પાત્રતા આવતી નથી મનુસ્મૃતિ પ્રમાણે પદવી અને આબરૂની ગણતરી વખતે પૈસા એ ઓછામા ઓછી મહત્ત્વની વસ્તુ છે.'

# એક મુલાકાત

પોતાના મતને અનુમોદન આપવા શ્રી પ્રાણલાલે ગુજરાતના મહાન કવિ સામળભટમાંથી અવતરણ આપ્યુ વેપારી એ કે જે કદી જૂઠું ન બોલતો હોય, જે કદી તોલમાપમાં અપ્રામાણિકતા ન રાખતો હોય અને જે કાયદાની વિરુદ્ધ કંઈ કરતો ન હોય.

'મેં આ વિચાર પ્રમાણે જીવવાનો પ્રયત્ન કર્યો છે. એટલા માટે તો મે થોડા વખત પહેલા ખુલ્લો મૂકેલો દેના સ્ટોર્સ મારે બધ કરવો પડ્યો.' એમણે ઉમેર્યું.

મેં પૂછ્યું કે મુબઈના કેટલા વેપારીઓ આ આદર્શ પ્રમાણે વર્તે છે?

'તમે મારી સાથે સહમત નહિ થાઓ, પણ હુ ધારુ છુ કે તેમાના ઘણા પોતાના ધંધાઓમા પ્રામાણિક છે.'

શ્રી પ્રાણલાલ નાના કે મોટા દરેકની સાથેના વર્તનમા વિવેકી, મળતાવડા અને બહુ જ વિચારશીલ છે. સ્વભાવે નમ્ર અને નિરાડબરી હોવા સાથે, પ્રસંગ આવ્યે, તેઓ દઢનિશ્ચયી પણ થઈ શકે છે બહુમુખી વેચાણવેરા સામે તેઓનો વિરોધ અને સ્વદેશીને ઉત્તેજનના કાર્યમા તેઓની સેવા એ તે ગુણોના ઉદાહરણરૂપ છે

વેપારમા રોકાયેલા રહેવા છતા શ્રી પ્રાણલાલ વાચવા, લખવા, સાસ્કૃતિક અને શૈક્ષણિક પ્રવૃત્તિઓમા ભાગ લેવા માટે સમય કાઢી શકે છે. ચિત્રોનો એક મૂલ્યવાન સુદર સગ્રહ એમની પાસે છે અને તેઓ સંગીતમા પણ ઊંડો રસ લે છે. ગુજરાતી નાટ્ય મડળના તેઓ પેટ્રન અને પ્રમુખ પણ છે.

મુલાકાત સમાપ્ત થતા પહેલા મે એમને એક વધુ સવાલ પૂછ્યો, 'આ જમાનામા યોગ્ય નફો તમારા મત મુજબ કઈ રીતે નક્કી થાય?'

'એની ટકાવારી તો હુ ન કરી શકું પણ વેપારરોજગાર ચાલુ રહી શકે એટલો તો તે હોવો જ જોઈએ.'



(૭)

# ઉચ્ચ પ્રણાલીઓના સ્થાપક

ઇન્ડિયન બેન્ક્સ એસોસિયેશનને પ્રમુખપદેથી શ્રી પ્રાણલાલભાઈ નિવૃત્ત થયા તે પ્રસંગે તેમનુ સન્માન કરવા, એસોસિયેશનની વ્યવસ્થાપક સમિતિએ તાજમહાલ હૉટેલ (મુંબઈ) મા, એસોસિયેશનના પ્રથમ પ્રમુખ સર હોમી મોદીને પ્રમુખપદે તા ૨૯ મી માર્ચ ૧૯૫૫ ને દિને સાંજે એક ભવ્ય સમારંભ યોજયો હતો. આ પ્રસંગે, રિઝર્વ બેન્કના ગવર્નર અને ડેપ્યુટી ગવર્નર, ઇન્ડિયન મરચન્ટ્સ ચેમ્બર, શેર બજાર તથા મુંબઈ એક્સચેન્જ બેન્ક્સ એસોસિયેશનના પ્રમુખો તથા બીજી અનેક અગ્રગણ્ય વ્યક્તિઓ સહિત બેંકિંગ તથા વ્યાપારી આલમના પ્રતિષ્ઠિત અગ્રણીઓ હાજર રહ્યા હતા.

શ્રી પ્રાણલાલભાઈએ આ સંસ્થાની લગભગ એક દાયકા સુધી બજાવેલી નિઃસ્વાર્થ સેવા, તેને અંગે કરેલુ ઉપયોગી કાર્ય, તેનાથી પ્રાપ્ત થયેલી લોકપ્રિયતા અને વેપારી આલમની પ્રેમ તથા આદરની લાગણીનો આ ભવ્ય સમારંભમા સીધો પડઘો પડતો હતો.

## પ્રવચનો

### શ્રી રમણલાલ સરૈયા

'શેઠ પ્રાણલાલે હિન્દી બેંકિંગના કામકાજમા ઊંડો રસ દાખવ્યો છે; એ ક્ષેત્રની એમની સેવાઓ જ્વલંત છે. સ્વભાવે તેઓ મિલનસાર અને મળતાવડા હોઈ, દિવસના ગમે તે સમયે, ગમે તે માણસને જરૂર પડે ત્યારે તેઓ નિઃસંકોચ સૌને મળે છે. ઇન્ડિયન બેન્ક્સ એસોસિયેશનને શેઠ પ્રાણલાલનુ માર્ગદર્શન પહેલેથી જ મળતુ રહ્યુ છે.

બેંકિંગના કામકાજ ઉપરાંત ગુજરાતી નાટ્યકળામાં, કાવ્ય, સંગીત, ચિત્રકલા ઇત્યાદિમા પણ તેમને ઊંડો રસ છે. અંગ્રેજી, ગુજરાતી અને સંસ્કૃત ભાષાનુ તેમનુ જ્ઞાન અગાધ છે. હિન્દીની પ્રગતિમા પણ તેમને રસ છે.

શેઠ પ્રાણલાલ આ મંડળને પ્રમુખપદેથી નિવૃત્તિ લે છે, અને તેમને સ્થાને શ્રી કુંવરજી ભાભા નવા પ્રમુખ તરીકે આવે છે. તેઓ પણ શેઠ પ્રાણલાલને પગલે ચાલી, એમણે સ્થાપેલી ઉત્તમ પ્રણાલીઓ જાળવી રાખી, મંડળની પ્રગતિના કાર્ય માટે હમેશ ઉદ્યુક્ત રહેશે એવી આશા સેવતા, શેઠ પ્રાણલાલને હું દીર્ઘાયુષ્ય ઇચ્છુ છુ.'

## સર હોમી મોદી

'શેઠ પ્રાણલાલ ઇન્ડિયન બેન્ક્સ એસોસિયેશનનુ પ્રમુખપદ છોડીને નિવૃત્તિ લે છે આ એસોસિયેશનની પ્રગતિ એમના પ્રયાસોને જ આભારી છે શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજીએ હિન્દી વેપારી મંડળના પ્રમુખ તરીકે સુંદર કાર્ય કર્યું હતુ અને બેન્કર તરીકે એમણે ઘણી કુનેહ કેળવી છે અને દાખવી છે...હુ માનુ છુ કે આપણા રાષ્ટ્રની પ્રગતિનો બધો આધાર ઇન્ડિયન બેન્ક્સ એસોસિયેશનના કામકાજ પર છે જરૂર પડયે એસોસિયેશનને સહાયતા આપવાની શ્રી પ્રાણલાલ ખાતરી આપે ત્યારે જ આ એસોસિયેશનને પ્રમુખપદેથી તેઓ નિવૃત્ત થઈ શકે! એસોસિયેશનના નવા પ્રમુખ તરીકે, જુવાન અને ઉત્સાહી શ્રી કુંવરજી ભાભા અધિકાર સ્વીકારે છે. તેઓ એસોસિયેશનને વાજબી માર્ગદર્શન આપી તેની પ્રગતિમાં ઉમદા હિસ્સો આપશે એમ આશા રાખુ છુ.'

શ્રી કુંવરજી ભાભાના પ્રાસંગિક વક્તવ્ય પછી, શ્રી પ્રાણલાલભાઇએ લાગણીવશતાથી, સંસ્થાનો આભાર માન્યો હતો અને જે ઉચ્ચ પ્રણાલિકા જાળવવા પોતે પ્રયાસ કર્યો હતો, તેનુ શિક્ષણ સર હોમી મોદી પાસેથી મેળવવાનો ઋણસ્વીકાર કર્યો હતો.



( ૮ )

# આર્યસંસ્કૃતિના પરમ ઉપાસક

મહાગુજરાતની સહકારી હિન્દુ–આર્યસંસ્થાઓના ને જનતાના સાપ્તાહિક 'આર્યસંદેશ' (વડોદરા) ના તા. ૨૭ મી જુલાઈ ૧૯૪૪ ના અંકમાં શ્રી 'પ્રવાસી'ની કલમે પ્રકટ થયેલુ રેખાચિત્ર.

મુબઈની સુપ્રસિદ્ધ દેના બેન્કના પ્રવર્તક, તે દિવસે આર્યકન્યા મહાવિદ્યાલયના એક કાર્યક્રમને પ્રમુખસ્થાને હતા. કન્યાઓના વિવિધ કાર્યક્રમો જોઈ, તેમના મુખ ઉપર પરમ સતોષની લાગણી વ્યક્ત થઈ રહી હતી.

સંસ્થાની મુલાકાતે આવનારાઓમા શેઠ પ્રાણલાલભાઈ અનોખી ભાત પાડતા હતા, સાદા, સરલ અને શાત તેમની મૃદુ હાસ્યયુક્ત મુખમુદ્રા, વર્ષોજૂની ખાનદાનીનુ ભાન કરાવતી હતી. તેઓ બોલવા ઊભા થયા ત્યારે તેમના હૃદયમા હિન્દુ સંસ્કૃતિ માટે રહેલુ દર્દ સ્પષ્ટરૂપે વ્યક્ત થતુ હતુ. **પ્રાણલાલભાઈ જેટલા રાષ્ટ્રપ્રેમી છે, તેટલા જ હિન્દુત્વપ્રેમી પણ છે.**

**પ્રાણલાલભાઈ કેવળ ધનપતિ નથી; દૃષ્ટા પણ છે.** વર્તમાન કેળવણી વિશે બહુ જ સ્પષ્ટ ને અસદિગ્ધ શબ્દોમાં તેમણે જણાવ્યુ કે, 'ભારતનુ કલ્યાણ ભાડૂતી કેળવણી જે વર્તમાનમા શાળાકૉલેજોમા અપાય છે તેનાથી થવાનુ નથી.' તેમણે પ્રાચીન આર્ય આદર્શો તરફ અંગુલિનિર્દેશ કરી, સાચી કેળવણી દેશ માટે કેટલી આવશ્યક છે, એ વાતનુ સુદર રીતે નિરૂપણ કર્યું હતુ.

પ્રાણલાલભાઈ પોતાની અનેકવિધ પ્રવૃત્તિઓની અંદર પરાયણ રહીને પણ ક્ષીરનીર વિવેકબુદ્ધિથી સાચી વસ્તુ પારખવાની શક્તિ ધરાવે છે. આર્યકન્યા મહાવિદ્યાલયમાનુ તેમનુ ટૂંકુ ઉદ્‌બોધન પણ તેમની અદર વસતા મહાન આત્માનુ દર્શન કરાવવા માટે પૂરતુ હતુ.

આજે પશ્ચિમના અધળા અનુકરણ તરફ આપણા યુવાન શેઠિયાઓ તણાઈ રહ્યા છે. આજે ક્રિકેટક્લબોને ઇન્દ્રપુરી માની આપણા

શેઠિયાઓ તેમા ગુલતાન થઈ રહ્યા છે, પોતે હિન્દી હોવા છતા, યુરોપિયન રીતભાતમા આપણા લોકો તણાઈ રહ્યા છે, તેમની સમક્ષ શેઠશ્રી પ્રાણલાલભાઈનુ જીવન લાલ બત્તી સમાન છે. **લક્ષ્મીપતિ હોવા છતાં સરળ, સાદા અને આર્યત્વના અભિમાની, પૌરસ્ત્ય સંસ્કૃતિના પરમ ઉપાસક શેઠશ્રી પ્રાણલાલભાઈ ભારતના લક્ષ્મીપતિઓ આગળ સાચો આદર્શ રજૂ કરે છે.**

આર્યકન્યા મહાવિદ્યાલયે ઘણા ઐતિહાસિક પ્રસંગો સાચવી રાખ્યા છે, અને અમારું માનવુ છે કે શેઠ પ્રાણલાલભાઈનુ વિદ્યાલયમાનુ આગમન પણ ઐતિહાસિક નીવડશે. જેમ તેમની દેના બેંકો સર્વવ્યાપક બનતી જાય છે, તેમ અમને આશા છે કે તેમના આશીર્વચનોથી આર્યસસ્કૃતિની સસ્થાઓ પણ અમરત્વને વરશે.

આજે ગુજરાત શેઠ પ્રાણલાલ દેવકરણ નાનજી માટે મગરૂર છે. ભારતમૈયા પોતાના આવા પનોતા પુત્રોથી જ ગૌરવવતી છે. ઇશ્વર તેમને દીર્ઘાયુષ્ય અર્પો એ જ અભ્યર્થના



( ૯ )

# પોરબંદરનરેશનું ઉદ્‌બોધન

મૂળ પોરબંદરના વતનીઓ જેમણે મુંબઇને પોતાનું નિવાસસ્થાન બનાવ્યું છે, તેમના તરફથી શ્રી પ્રાણલાલભાઇના સન્માનાર્થે તાજમહાલ હૉટેલ (મુંબઈ) મા તારીખ ૧૯ મી જુલાઈ ૧૯૪૪ ને દિને યોજાયેલા મિલનસમારંભમાં પોરબંદરના મહારાજાશ્રીએ નીચે પ્રમાણે ઉદ્‌બોધન કર્યું હતું.

'મુબઈના અગ્રગણ્ય નાગરિકો કે જેમની વચ્ચે અમારા પોરબંદરના જ આટલા બધા વતનીઓ છે તેમને સૌને આજે મળતાં મને આનંદ થાય છે. આનંદનુ બીજુ કારણ એ કે મારા પોતાના કેટલાક અંગત મિત્રો પણ મુબઈના છે અને જ્યારે જ્યારે હુ મુબઈ આવુ છુ ત્યારે ત્યારે બની શકે તેટલાને મળવાનો લાભ લઉં છુ, પરતુ આજે તો આ પ્રથમ જ પ્રસંગ છે કે મુબઈમા વસતા પોરબંદરના વતનીઓના નિમંત્રણને લીધે આજે સૌને એક સાથે મળવાની તક મને મળી છે.

પોરબદરના વતનીઓ કે જેઓ આ શહેરમા ભિન્ન ભિન્ન વ્યવસાયોમા સુખી થયા છે અને જેમને માટે હું અભિમાન ધરાવુ છુ તેઓ પોતાની જન્મભૂમિ પોરબદર વિષે આટલો ઊંચો મત ધરાવે અને વ્યક્ત કરે એ સ્વાભાવિક છે. આજે જે પોરબંદર છે તેનુ ઘડતર પોરબદરના સાહસિક પ્રજાજનોએ જ કરેલુ છે અને તેમને મારા તરફથી સપૂર્ણ ઉત્તેજન અને અનુમોદન છે. પરતુ આપ મુબઈમા હિંદુસ્તાનના બીજા ભાગોમા અથવા દૂર દેશાવરોમા વસતા પોતાના નાગરિકબધુઓને ઉદાર રીતે જે પ્રોત્સાહન આપ્યુ છે તેના ઉપર તેઓ હમેશાં અવલબન કરતા રહ્યા છે એમ હું હિંમતથી કહુ છુ.

પોરબદરીઓની વ્યાપારી સહજવૃત્તિઓ અને ઉત્સાહ માટે આપણે ભાગ્યશાળી છીએ. પૂર્વ અને દક્ષિણ આફ્રિકા, ઇજિપ્ત, એબિસિનિયા, અરેબિયા, પરશિયન ગલ્ફ, સિલોન, ચાઈના, ફીજી, જાવા,

સુમાત્રા અને છેક મધ્યઅમેરિકામા કોસ્ટારિકા સુધીના દેશોમાં જ્યા જઈએ ત્યા તેમનો ભેટો થાય છે કાઠિયાવાડના બીજા ભાગના વતનીઓની માફક પોરબંદરના પ્રજાજનો મુબઈમા, હિંદુસ્તાનના બીજા વિભાગોમા અને દૂર દેશાવરોમા જઈ વસ્યા છે અને પોતપોતાના વ્યવસાયો વડે એ પ્રદેશોની બને તેટલી સેવા કરે છે. વસ્તુતઃ કાઠિયાવાડના આ લોકો જે જે દેશોમા તેમના જીવન અને નિર્વાહ સર્જાયા છે ત્યા પોતાનામા, એકતાનુ ચૈતન્ય ઉત્પન્ન કરવા સમર્થ થયા છે. અમારુ પોરબદર એક સુખી કુટુબ છે. એક દશકાના સમયપ્રવાહમા એ ઘણુ વિસ્તૃત થયુ છે. આ અરસામા જ માત્ર પોરબંદર શહેરની વસતિ ૩૩,૦૦૦થી વધીને લગભગ ૫૫,૦૦૦ ઉપર થઈ ગઈ છે. લોકોની આબાદીનુ આ એક અર્થસૂચક ચિહ્ન છે. આથી વિશેષ સંતોષની તો એ વાત છે કે પોરબંદરની બહાર વસતા પોરબદરના વતનીઓએ, વિશિષ્ટ શક્તિ, પ્રામાણિકતા અને આયોજનશક્તિયુક્ત પુરુષો તરીકે પોરબદરની પ્રતિષ્ઠા વધારી છે. આવા પુરુષો વચ્ચે શેઠશ્રી પ્રાણલાલ દેવકરણનુ નામ નિસદેહ અગ્રસ્થાન ભોગવે છે

ખરી રીતે પ્રાણલાલભાઈનો પરિચય કરાવવાની જરૂર રહેતી જ નથી. કદાચ તેમનુ નામ આ મહાન નગરીમા પ્રત્યેક ઘરમા જાણીતુ હશે તેઓ મુબઈના પ્રવૃત્તિમય જીવનમા એટલા બધા નિમગ્ન છે કે તેમનુ પોરબદર તરફ આગમન ભાગ્યે જ થાય છે ! વ્યાપારની અને આપ સૌ પ્રત્યે અનુરાગની જે ભારે જજીરો તેમણે સ્વેચ્છાથી પહેરી છે, એ જંજીરો તેમને પોરબદર આવતા અટકાવે છે. કદાચ તેઓ તકની રાહ જોતા હશે ગમે તેમ હોય પણ તેઓ પોરબદરના છે અને હું તે માટે ગૌરવ ધરાવુ છુ. તેમના પિતા પોરબદરમા રહેતા અને કામ કરતા હતા. તેમના કુટુબનુ મકાન હજી 'જૂની તિજોરી' તરીકે ઓળખાય છે અને ખરુ કહુ તો **પ્રાણલાલભાઈ અમારું જૂનું નાણું છે. તેઓ જો કે વ્યાપાર પેપરનો (સરકારી નોટો) કરે છે તો પણ તેમની યોગ્યતા તેમના વજન જેટલા કે તેથી પણ વધારે નક્કર સોના જેટલી છે.**

તેમની પ્રતિભા, સપન્નતા અને કાર્યસિદ્ધિઓથી હુ સુપરિચિત છું. પરતુ, હુ કહીશ કે વિશિષ્ટ શ્રેણીના વ્યાપારીથી પણ વધારે તેઓ એક સંપૂર્ણ સદ્‌ગૃહસ્થ છે. વ્યાપારી અને બૌદ્ધિક એવી વિવિધ પ્રવૃત્તિઓ વચ્ચે પણ તેઓ એક સપૂર્ણ સદ્‌ગૃહસ્થ તરીકેનો વ્યવહાર જાળવે છે. તેમના આ સદ્‌ગુણ વડે મિત્રો અને શુભેચ્છકો મોટા પ્રમાણમા તેમના તરફ આકર્ષાયા છે. તત્કાળ નિર્ણય અને દીર્ઘદર્શિત્વ એવા સદ્‌ગુણોનો વિરલ સહયોગ તેમનામા સાપડે છે. એમણે ઉચ્ચ આદર્શો રાખ્યા છે અને એ આદર્શો ને સાધના માટે તેમની પાસે સચોટ અને વિચારયુક્ત યોજનાઓ હોય છે તેમનામા ઉચ્ચ કોટિની બુદ્ધિ છે અને એ બુદ્ધિને સગસ માર્ગે વાળવાની શક્તિ પણ છે. તેમના પિતાશ્રી શેઠશ્રી દેવકરણ નાનજીની માફક તેમણે એક વ્યવહારકુશળ અને સ્વાશ્રયી પુરુષ તરીકે ખ્યાતિ મેળવી છે.

શેઠ પ્રાણલાલભાઈની પ્રિય પ્રવૃત્તિ બેંકિગની છે. ૭ વર્ષમા તો દેના બેંકો, અહીંયા, પેની તરફ અને જ્યા જઈએ ત્યા ફેલાઈ ગયેલી છે. આપણે વિદ્યાર્થીજીવનના દિવસોમા 'કરણઘેલો' વાચતા હતા. તેનો એક પ્રસંગ મને યાદ આવે છે એ અતિહાસિક પાત્ર કે જેને એક રાતમા તોરણોથી શણગારી શકે તેટલા ગામડાની બક્ષિસ આગળ ધરવામા આવી હતી તેની માફક પ્રાણલાલભાઈને એક રાતમા બને તેટલી બેંકો સ્થાપવાનુ કહેવામા આવે તો હુ માનુ છુ કે રાત પૂરી થતા મુબઈ ઈલાકાનુ કોઈ પણ શહેર દેના બેંક વિના રહે નહિ! બેંકિંગ ક્ષેત્રમા પ્રાણલાલભાઈ નવીન ઇતિહાસનુ સર્જન કરવાની તૈયારી કરી રહ્યા છે. હુ માનુ છુ કે વ્યાપારી તરીકે બેંકિંગનો આરભ કરનાર તેઓ પહેલા જ છે. તેઓ આગળ ધપી વિકાસ કરી રહ્યા છે અને તેમને વિશે આથી પણ વિશેષ ઉજ્જવલ ભાવીની શુભેચ્છાઓ હુ પ્રદર્શિત કરું છુ.

પ્રાણલાલભાઈ જેવા એક સુપ્રસિદ્ધ ગૃહસ્થને આપણે જે માન આપ્યુ છે તે માટે તેઓ સપૂર્ણ રીતે યોગ્ય છે તેમની અને આપમાના ઘણા-ખરાઓની વચ્ચે રહેલી મૈત્રીના બંધનો, નિકટતર સંપર્ક અને પરસ્પર સહાય અને સહકારની વિશેષ તકોથી, વધારે દૃઢ થાય તેમ હુ ઈચ્છુ

છું, અને સાથે એમ પણ ઈચ્છું છું કે આપ, પોરબંદર અને આપની વચ્ચે રહેલા તેના વતનીઓ તરફ આપની ભલી લાગણીઓ હમેશા ચાલુ રાખશો.

એક સુપ્રસિદ્ધ વ્યાપારીના માનમા યોજાયેલા આ સમારંભપ્રસંગે મને એક વાત કહેવી પ્રાસંગિક લાગે છે. લડાઈ પછી દેશની ઔદ્યોગિક પુનર્ઘટના અગ્રસ્થાન ભોગવશે, એ સમયે પ્રાણલાલભાઈ જેવા બુદ્ધિશાળી, ઉત્સાહી અને સાહસિક વ્યાપારી માટે ઉદ્યોગક્ષેત્રમા ઘણો અવકાશ મળવાનો સંભવ છે. દેશની ઔદ્યોગિક ખિલવણીમા બ્રિટિશ હિંદ અને હિંદી સંસ્થાનોનો સમાસ જરૂર થશે, તે વખતે પરસ્પર સહાય અને સહકારની ખાસ જરૂર રહેશે. આજના આ સમારંભમા જે ભ્રાતૃભાવની ભાવનાઓનો અનુભવ થયો છે તે જ ભાવનાઓ ઔદ્યોગિક પુનર્ઘટનાના મહાન કાર્ય માટે જરૂરી બનશે. ઉદ્યોગોનો વધારો કરવો એ સૌનુ ધ્યેય રહેશે તો પરસ્પર સહાય અને સહકાર સહજ રીતે સાંપડશે મુંબઈમા રહેતા પોરબંદરના વતનીઓનો મોટો ભાગ વ્યાપાર અને ઉદ્યોગના ક્ષેત્રમા છે હુ આશા રાખું છુ કે તેઓ દેશની ઔદ્યોગિક ભાવી ખિલવણીની યોજનાઓમાં પોતાનો ફાળો આપશે અને પોતાના જ વતનમા ઉદ્યોગનો વિકાસ તેમની દૃષ્ટિએ કઈ રીતે થઈ શકે તેની સૂચનાઓ અમને કરશે.'



(૧૦)

# પ્રકીર્ણ

## (૧) ગુજરાતી નાટ્યમંડળના 'માનનીય મુરબ્બી'

ગુજરાતી નાટ્ય શતાબ્દી મહોત્સવ ૧૯૫૨ ના અંત ભાગમા ઊજવાઈ ગયા પછી, ગુજરાતી નાટ્ય મંડળની સ્થાપના થઈ. શ્રી પ્રાણલાલભાઈએ મિત્રો, પ્રશંસકો, તથા સહકાર્યકર્તાઓના આગ્રહને વશ થઈ, મંડળના પ્રથમ પ્રમુખ તરીકેનુ પદ સ્વીકાર્યું, ને સાથે જ મંડળના પ્રથમ પેટ્રન પણ બન્યા. તેમના માર્ગદર્શન હેઠળ, મંડળે નાટ્યક્ષેત્રે ઘણુ ઉપયોગી અને મહત્ત્વનુ કાર્ય બજાવ્યુ જેમા મુખ્યત્વે 'ગુજરાતી નાટ્ય' માસિકનુ પ્રકાશન, પ્રતિ વર્ષ નાટ્યલેખનસ્પર્ધા, પ્રતિવર્ષ સંસ્થાસભ્યોના સહકારથી નાટ્યોત્સવ, જૂના નાટકો તથા સ્વરાંકનસહિત ગીતોનુ પ્રકાશન, થિયેટર–ભંડોળ વગેરેનો ઉલ્લેખ કરવો આવશ્યક ગણાય.

લગભગ ત્રણ વર્ષ સુધી પ્રમુખપદે રહી તેઓએ આવી ઉપકારક સેવાઓ બજાવી.

અન્ય વધુ મહત્ત્વના વ્યવસાયોને કારણે અને કંઈક અંશે અસ્વસ્થ પ્રકૃતિને કારણે, નવા વર્ષની વ્યવસ્થાપક ચૂંટણીમાં તેઓશ્રીએ ઉમેદવારી ન કરી—મિત્રોનો અતિઆગ્રહ હોવા છતા. પરંતુ, એમના શુભ નામનો, પ્રતિષ્ઠાનો, સર્વાંગી સહાયતાનો અને માર્ગદર્શનનો લાભ જતો કરવા મંડળના સભ્યો તૈયાર ન હતા, એટલે મંડળના 'બોર્ડ ઓફ કન્ટ્રોલ'ની પહેલી જ બેઠકમા એવુ સૂચન કરવામા આવ્યુ કે મંડળના 'માનનીય મુરબ્બી' તરીકે હાલ શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશીનુ શુભ નામ છે, તેની સાથે જ બીજુ નામ શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજીનુ મૂકવુ. અને તુરત જ આ સૂચનને સર્વાનુમતિથી સ્વીકારી લેવામાં આવ્યુ હતુ.

## માનનીય મુરબ્બી

આજે શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજી મંડળના 'માનનીય મુરબ્બી' છે.

મંડળે તા. ૨૬ મી ડિસેમ્બર ૧૯૫૫ ને દિને મળેલી સભામાં આ અંગે કરેલો પ્રસ્તાવ નીચે મુજબ છે:

'ગુજરાતી નાટ્ય મંડળના બોર્ડ ઑફ કન્ટ્રોલના સભ્યો, મંડળની સ્થાપનાથી માંડીને આજ દિન સુધી પ્રમુખપદેથી શ્રી પ્રાણલાલભાઈએ બજાવેલી અનુત્તમ સેવાઓની આનંદપૂર્વક નોંધ લે છે અને મંડળ દ્વારા નાટ્યક્ષેત્રે ઉપયોગી કાર્ય કરવાની તમન્નાથી પ્રેરાઈને એમણે તન, મન અને ધનથી જે સહાયતા કરી છે તેથી સકારણ ગર્વ અનુભવે છે.

અન્ય વ્યવસાયોને કારણે તથા અસ્વસ્થ પ્રકૃતિને કારણે તેઓશ્રી પ્રમુખપદે રહી મંડળનું સુકાન સાચવી શકે એમ ન હોવાથી, તેઓશ્રીની અતિઉપયોગી સેવા અને સહાયતાને લક્ષમાં લઈ, શ્રી કનૈયાલાલ મુનશીના નામ સાથે મંડળના 'માનનીય મુરબ્બી' તરીકે પોતાનું શુભ નામ મૂકવાની તેઓશ્રી સંમતિ આપે એવી મંડળ વિનંતિ કરે છે'

મંડળના મંત્રીએ આ પ્રસ્તાવ સહિત શ્રી પ્રાણલાલભાઈને વિનંતિપત્ર પાઠવ્યો હતો, જેના ઉત્તરમાં એઓશ્રીએ લખી જણાવ્યું હતું કે, 'તમારા તા ૨૭ મીના પત્ર માટે આભાર. ગુજરાતી નાટ્ય મંડળની સમિતિએ ઠરાવ કરી મને ખૂબ આભારી કર્યો છે. તેમણે આપેલું માન હું નમ્રતાપૂર્વક માથે ચડાવું છું ગુજરાતી નાટ્યમંડળ ઉત્તરોત્તર પ્રગતિ સાધે અને કલા તથા સાહિત્યને ક્ષેત્રે સફળતાપૂર્વક સેવા કરતું રહે એ પ્રાર્થના.'



# (૨) બે માનપત્રો

## [૧]

**ધ્રાંગધ્રામા દેના બેન્કની શાખાના ઉદ્ઘાટનપ્રસંગે શ્રી પ્રાણલાલભાઇને ધ્રાગધ્રા મોઢ વણિક જ્ઞાતિસમસ્ત (શ્રી મોઢ મહાજન) તરફથી તા. ૧૬ મી ઓક્ટોબર ૧૯૪૫ ને દિને આપવામાં આવેલુ માનપત્ર**

**મોઢજ્ઞાતિભૂષણ શ્રીમાન શેઠસાહેબ,**

ધ્રાગધ્રામા દેના બેન્કની શાખાના ઉદ્ઘાટનપ્રસંગે આપનો સત્કાર કરવાનો જે અવસર અમોને પ્રાપ્ત થયેલો છે તેથી અમોને ઘણો જ આનદ થયો છે અને આ શુભ પ્રસંગે અમે આપને સહૃદય આવકાર આપીએ છીએ.

આપના પિતાશ્રીએ વેપારી તરીકે અને જ્ઞાતિબંધુઓની ઉન્નતિ માટે ધગશ ધરાવનાર વ્યક્તિ તરીકે સારી ખ્યાતિ મેળવેલી હતી અને તેઓશ્રીના આદર્શો લક્ષમા રાખી, તેઓશ્રીએ ચલાવેલી પ્રવૃત્તિઓને આપ પણ સુદર રીતે આગળ ધપાવો છે તે ખરેખર પ્રશંસનીય છે.

અમોને જાહેર કરતા અત્યત આનદ થાય છે કે આપશ્રીની અનેકવિધ જ્ઞાતિસેવાઓ અનુપમ છે. બેન્કર તરીકે પણ આપની ખ્યાતિ ઊંચા પ્રકારની છે અને બેન્કર તરીકે પણ આપ જ્ઞાતિબંધુઓને મદદ કરવાનુ ધ્યાનમા રાખો છો. કેવળ મોઢસમાજને નહિ, પરતુ જનસમાજની સેવામાં પણ અનેક ક્ષેત્રોમા આપની ખ્યાતિ પ્રસરેલી છે. હિન્દુસ્તાનની આર્થિક ઉન્નતિ સાધવામા આપનો ફાળો નાનોસૂનો નથી.

આપશ્રી ઇન્ડિયન મરચન્ટ્સ ચેમ્બરના પ્રમુખ હતા, કેટલીયે સંસ્થાના ડાયરેક્ટર છો અને કસ્તૂરબા ફંડના ટ્રસ્ટી છો. મોઢ સમાજના આવા નરરત્ન માટે મોઢ જ્ઞાતિ ગૌરવ ધરાવે તે સ્વાભાવિક છે

આપશ્રીને આપણી જ્ઞાતિ માટે ઘણી જ લાગણી છે. કેટલાએક ફંડો અને સસ્થાઓ આપશ્રીની દાનવીરતાને આભારી છે ઉપરના કારણસર જ્ઞાતિ આપની ઋણી છે.

આપના અનેકવિધ ગુણો માટે જેટલુ વર્ણન કરીએ તેટલુ ઓછુ જ છે

આપની દાનવીરતા, સાદાઈ, મિલનસાર સ્વભાવ, પિતૃભકિત વગેરે આપના ગુણોથી આકર્ષાઈ અમે આપનુ સન્માન કરીએ છીએ.

દેના બેંકની શાખાઓ દિન પ્રતિદિન વધતી રહે અને આપશ્રી સત્કુટુબ દીર્ઘાયુ રહો અને આપને શુભ હસ્તે અનેક કલ્યાણકારી કાર્યો થાય એવી પ્રભુ પાસે અમે પ્રાર્થના કરીએ છીએ અને આપને આશીર્વાદ આપીએ છીએ.

[ ૨ ]

**શ્રી નડિયાદ વીસા મોઢ અડાલજા વણિક જ્ઞાતિના મહાજનોએ નડિયાદમાં મોઢની વાડીમા વિ. સ. ૨૦૦૩ની દશેરાએ આપેલુ માનપત્ર**

પ્રિય સ્વજન,

આજે આપને અમો સૌ જ્ઞાતિજન વચ્ચે પધારેલા નિહાળીને અમારા હૈયા આનદથી નાચી ઊઠે છે અનેકવિધ પ્રવૃત્તિઓ વચ્ચે પણ અમારા પ્રત્યેના પ્રેમથી પ્રેરાઈને આપે અમારી વિજ્ઞપ્તિ સ્વીકારી આ વાડી પાવન કરી છે તેથી અમે કૃતાર્થ થયા છીએ

અમને એ વાતની પ્રતીતિ છે કે આપને હૈયે મોઢ વણિક જ્ઞાતિનુ હિત સદાય વસેલુ છે અને જ્ઞાતિના ઉદ્ધાર અને કલ્યાણ અર્થ આપે કાર્યો કર્યાં છે અને કરી રહ્યા છો અને એથી જ ગુજરાતકાઠિયાવાડની સમસ્ત મોઢ વણિક જ્ઞાતિ આપની ઋણી છે.

સૌભાગ્યની વાત છે કે સંસારમાં દુર્લભ એવો શ્રી અને સરસ્વતીનો સુભગ સુમેળ આપનામા સાકાર થયો છે અને એ રીતે સોનામા સુગધ મળી છે. શ્રી તથા સરસ્વતીની સાધના દ્વારા ઔદ્યોગિક ખિલવણીમા પછાત એવા આપણા દેશની ખિલવણીમા

અને વિકાસમા આપે જે હિસ્સો નોધાવ્યો છે તે તો જગજાહેર છે હિન્દી વેપારી મંડળ ( Indian Merchants' Chamber )ના ઉપપ્રમુખ તેમ જ પ્રમુખ તરીકેની આપની યશસ્વી કારકિર્દીના સંસ્મરણો આનન્દ આપે છે અને આજે મુબઈના શરાફ મહાજને પોતાના ભાવીની લગામ, મુબઈ શરાફ મહાજનના ( Bombay Shroff Bankers' Association ) પ્રમુખ તરીકે આપની વરણી કરી આપને સોપી જે શ્રદ્ધા અને વિશ્વાસ વ્યક્ત કર્યા છે તે જાણતા અને સાભળતા અમે પણ ગૌરવ અનુભવીએ છીએ

બેકિંગના ક્ષેત્રમા જે એક નવો વૃત્તિપલટો આપે આપ્યો છે તે તો બેન્ક-દુનિયા કદીય વિસરશે નહિ એ ક્ષેત્રમા આપની ઊંડી સમજણ અને વિશાળ અનુભવદૃષ્ટિની સાખ તો એ વાત પૂરે છે કે વિરોધાભાસ લાગે એવુ 'બેકિંગ એ સેવાપ્રધાન પ્રવૃત્તિ છે', એ સૂત્ર આપે મંત્રદૃષ્ટાની માફક જગત સમક્ષ મૂક્યુ, અને તેને વ્યવહારમા ઉતારી આપે બેંકિંગ જગતને એક નવા પથનુ દર્શન કરાવ્યુ. સેવા, સૌજન્ય અને સદ્ધરતાના સિદ્ધાત વડે દેના બેંકે જનતાના હૃદયમા ચિરસ્થાન મેળવ્યુ છે, એ સત્ય આપશ્રીની એ ક્ષેત્રમા અજોડ કાર્યસિદ્ધિની સાક્ષી પૂરે છે.

અમે આપની ઉજ્જ્વલ કીર્તિથી મગરૂબ છીએ અને આપના કાર્યોની સફળતામા ગૌરવ અનુભવીએ છીએ ઉત્તમ ચારિત્ર્ય, વ્યવહારકૌશલ્ય, હૃદયઔદાર્ય અને વિદ્યાવ્યાસગ આદિ આપના સદ્ગુણો અમને પ્રેરણા-દાયક બનો એવી અમારી અભિલાષા છે. જ્ઞાતિસેવાનાં કાર્યો વધુ અને વધુ કરવા માટે આપને પ્રભુ દીર્ઘાયુ અર્પે એવી પ્રાર્થના સહ વિરમીએ છીએ.

*

## ( ૩ ) વિદ્યાર્થીભવનનું સ્નેહમિલન

**શેઠશ્રી વાઘજી લક્ષ્મીદાસ તથા ગોવિંદજી જેઠાભાઈ મોઢ વણિક વિદ્યાર્થી ભવનની વ્યવસ્થાપક સમિતિ તરફથી, રાજકોટ-વિદ્યાર્થી ભવનમા, તા. ૧૧ મી નવેમ્બર ૧૯૫૩ને દિને શ્રી પ્રાણલાલભાઇ માટે યોજાયેલા સ્નેહમિલનને પ્રસગે-**

રાજકોટના મોઢ વણિક વિદ્યાર્થી ભવનની વ્યવસ્થાપક સમિતિએ, શ્રી પ્રાણલાલભાઈ મુબઈથી રાજકોટ ગયા તે પ્રસગે એક સ્નેહસંમેલન યોજ્યુ હતુ, જેમા સંસ્થાના સચાલકો તથા જ્ઞાતિના અગ્રગણ્ય સજ્જનોએ હાજરી આપી હતી.

'આપ અમારી નાતિના જ્ઞાતિભૂષણ છો. આપના જ્ઞાન અને દેશસેવા બદલ અમે ગૌરવ લઈએ છીએ,' એ શબ્દોથી વ્યવસ્થાપક સમિતિના પ્રમુખ શ્રી પોપટલાલ અંબાણીએ આ પ્રસગે શ્રી પ્રાણલાલભાઈનુ સ્વાગત કર્યું હતુ.

સંસ્થાના મંત્રી શ્રી ગોરધનદાસ રાઠોડે સક્ષિપ્ત નિવેદન કરતા કહ્યું હતુ. 'અમે જાણીએ છીએ કે આપ સૌરાષ્ટ્ર ફાઈનેન્સ કોરપોરેશનના અધ્યક્ષ તરીકે ભારે જવાબદારી બજાવવા અત્રે પધાર્યા છો. સૌરાષ્ટ્ર રાજ્યની વિનતિથી સૌરાષ્ટ્રના વતની તરીકે આપે આ જવાબદારી સ્વીકારી, સૌરાષ્ટ્રને આપના અનુભવનો અમૂલ્ય લાભ આપ્યો છે. અમને ખાતરી છે કે, આપની દ્વારા સૌરાષ્ટ્રના વેપારઉદ્યોગને, આથી કીમતી સહાયતા મળશે.



રાજકોટમાં આપના અનેક રોકાણો હોવા છતા, અમારી સંસ્થાના આમત્રણનો આપે સ્વીકાર કર્યો છે તે આપનો વિદ્યા તરફનો પરમ ભાવ દર્શાવે છે. આ સસ્થા પ્રત્યેનો આપનો પ્રેમ હમેશ તાજો જ રહ્યો છે. આજથી આશરે દશ વર્ષ પૂર્વે આપ રાજકોટ પધાર્યા હતા ત્યારેય આપે આ સસ્થાની મુલાકાત લીધી હતી આજે અત્રે પધારવા માટે હુ આપનો અત કરણપૂર્વક આભાર માનુ છુ.'

શ્રી પ્રાણલાલભાઈએ એકત્રિત થયેલા જ્ઞાતિબધુઓને ઉદ્બોધતા જણાવ્યુ હતુ :

'આપ સૌને મળતા મને અત્યત આનંદ થાય છે, અને આપે કરેલા મારા સન્માન બદલ હુ આપનો ઋણી છુ. સામાન્ય રીતે એવી

માન્યતા પ્રવર્તે છે કે familiarity breeds contempt-अतिपरिचयात् अवज्ञा। માણુસને પોતાના પરિચિત સમુદાયમાથી ભાગ્યે જ માન સાપડે છે. હુ મારી જાતને ભાગ્યશાળી સમજુ છુ કે મારા જ્ઞાતિબધુઓની આવી અમૂલ્ય પ્રીતિ હું મેળવી શકયો છુ.

આ સંસ્થાનુ સંચાલન સુદર રીતે થઈ રહ્યુ તે હુ જાણુ છુ. તેના શુભ કાર્યની સુવાસ મુબઈ સુધી પણ પહોચી છે. સ સ્થામા અપાતી કેળવણી બદલ હું સ સ્થાના સંચાલકોને તેમ જ દાતાઓને ધન્યવાદ આપુ છુ. **વિદ્યા-દાન કરતાં બીજુ કોઈ ઉત્તમ દાન નથી.** તમે અહીં જે વિદ્યાદાન કરો છો તે જ્ઞાતિની ભાવી પ્રજાના ઘડતર માટે ઘણુ ઉપકારક કાર્ય છે અને તેને મારા શુભાશિષ છે. વિદ્યા સ પાદન કરતી વેળા આપણે ઊંચા પ્રકારની વિદ્યાનુ ધોરણ અપનાવવા પર લક્ષ આપવુ જોઈએ. ઉપરછલ્લુ જ્ઞાન ઝાઝુ કારગત નીવડતુ નથી. અગાઉ બ્રિટિશશાસન વેળા આપણે વિદ્યાપીઠની ઉપાધિઓ મેળવતા અને તેને 'જ્ઞાન' સમજતા. આજે 'સાચી વિદ્યા'ને પ્રાપ્ત કરવાની આવશ્યકતા ઊભી થઈ છે. **વિદ્યાથી દ્રવ્ય મેળવાય છે, પણ દ્રવ્યનો અર્થ કેવળ ધન, સિક્કા કે ચલણી નોટો થતો નથી. ધનનો સાચો અર્થ તો દેશની સાધનસામગ્રી થાય છે. આપણી નવી કેળવણી આવું દ્રવ્ય ઉત્પન્ન કરી શકે તેવી હોવી જોઈએ.** અહીં અપાતી વિદ્યાથી દેશમા વેપારઉદ્યોગ વધે અને દેશ સાધનસ પન્ન બને એ આપણુ લક્ષ્ય રહેવુ જોઈએ. આપણે 'વોકેશનલ ટ્રેનિંગ'—ધ ધાવ્યાપારઉદ્યોગની કેળવણી તરફ વધુ ભાર મૂકવો જોઈએ. દેશના ઉદ્યોગોને ઉત્તેજન આપવા ગાધીજીએ એક સમયે જેના પર ખૂબ ભાર મૂકયો હતો તે સ્વદેશી ભાવનાને પણ આપણે ટેકો આપવો જોઈએ.'



## (૪) 'સ્વદેશી લીગ'ની માનાંજલિ



આપણા દેશની આર્થિક અને ઔદ્યોગિક પ્રગતિ સ્વદેશીની ભાવના પર અવલંબે છે. આ ભાવનાને આપણી પ્રજામાં પુનર્જીવન આપવાના ઉદ્દેશથી, એપ્રિલ ૧૯૫૩ માં 'સ્વદેશી લીગ'ની સ્થાપના થઇ હતી. શ્રી પ્રાણલાલભાઇ આ સંસ્થાના સ્થાપકપ્રમુખ હતા

શ્રી પ્રાણલાલભાઇ સ્વદેશી ભાવનાના મહાન પુરસ્કર્તા છે અને સ્વદેશી પ્રત્યે ધર્મ–દૃષ્ટિએ જુએ છે 'સ્વદેશી લીગ'ને પ્રમુખપદે ત્રણ વર્ષ સુધી રહીને એમણે સ્વદેશીના મંત્રને પ્રજાની દૃષ્ટિ સમક્ષ લાવવાની દરેક તક ઝડપી છે.

અસ્વસ્થ પ્રકૃતિને કારણે તેમણે એ સંસ્થાને પ્રમુખપદેથી રાજીનામું આપ્યુ તેનો દિલગીરીપૂર્વક સ્વીકાર કરતાં, નીચે પ્રમાણે એ ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા.

(1)

### RESOLUTION PASSED BY THE GENERAL COUNCIL OF MANAGEMENT HELD ON 15TH MAY 1956

"The General Council of Management of the League places on record its sense of thankful appreciation of the valuable and selfless services rendered by Shri Pranlal Devkaran Nanjee, the Founder-President of the League, who has resigned his Presidentship for reasons of health Shri Pranlal Devkaran Nanjee has rendered great service for the cause of Swadeshi in general and Swadeshi League in particular especially in its formative stages Not only has he handled the affairs of the organisation with rare

imagination and ability, but he has been a veritable tower of strength to his colleagues also. It was due to his untiring and ceaseless efforts during the term of his office that the gospel of Swadeshi has been brought to the forefront and has received due recognition both at the hands of the Government and the Public.

The meeting expresses its ardent hope that Shri Pranlal Devkaran Nanjee would continue to take the same lively interest in the work of the League and guide its deliberations."

(2)

## RESOLUTION PASSED BY THE THIRD ANNUAL GENERAL MEETING HELD ON 31ST MAY 1956

"The Third Annual General Meeting of the Swadeshi League places on record its sense of thankful appreciation of the valuable and selfless services rendered by Shri Pranlal Devkaran Nanjee, the Founder-President of the League. In the formative stages of the organisation, he inspired his colleagues with his missionary zeal and enthusiasm and thereby paved the way for the League becoming an instrument of national service. He has guided the work and activities of the organisation with rare imagination and ability. It was due to his untiring and ceaseless efforts during the term of his office that the gospel of Swadeshi has been brought to the forefront and has received due recognition both at the hands of the Government and the Public."



# ( ૫ ) ગુજરાતી નાટ્ય મંડળના સન્માનસમારંભમાનાં પ્રવચનો અને શુભેચ્છાસંદેશાઓ



**શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજી ગુજરાતી નાટ્ય મંડળના પ્રથમ પ્રમુખ, તેમની ત્રણ વર્ષની નક્કર અને ઝળહળતી કારકિર્દી પછી પ્રમુખપદેથી નિવૃત્ત થયા અને બોર્ડ ઓફ ટ્રસ્ટીએ તેમને મંડળના 'માનનીય મુરબ્બી' તરીકે નિયુક્ત કર્યા, તે કારણે તેમનું સન્માન કરવા દેના બેન્કના સભાગૃહમાં બુધવાર તા. ૨૨ મી ફેબ્રુઆરી ૧૯૫૬ને દિને યોજાયેલા સમારંભ પ્રસંગે થયેલા પ્રવચનોનો સાર ભાગ.**

## પ્રવચનો

### શ્રી હરસિદ્ધભાઈ દિવેટિયા

૧૯૫૨ ના નવેમ્બર માસમાં ગુજરાતી રંગભૂમિની શતાબ્દી ઊજવાઈ તે પ્રસંગે થોડું ભંડોળ ભેગું થયું તેમાંથી વધેલી રકમનો સારો ઉપયોગ થાય, અને બીજી શતાબ્દીમાં પગરણ માંડી રહેલ સચેતન અને અચેતન રંગભૂમિને માર્ગદર્શક બની રહે તે માટે એક સંસ્થા સ્થાપવાનો મને વિચાર આવ્યો. મે મારો આ વિચાર શ્રી પ્રાણલાલભાઈને કહ્યો એમણે વધાવ્યો, એમાં પ્રાણ પૂર્યા અને તેનું પરિણામ તે ગુજરાતી નાટ્ય મંડળ

ગુજરાતી નાટ્ય મંડળને ગુજરાતભરની નાટ્યસંસ્થાઓએ અને જનતાએ વધાવ્યું. એણે થોડું પણ નક્કર કાર્ય કર્યું આ કાર્યમાં પ્રાણલાલભાઈએ પ્રમુખપદેથી મહત્ત્વપૂર્ણ ફાળો આપ્યો છે મંડળના કાર્યના તેઓ માર્ગદર્શક બન્યા છે અને આમ ત્રણ વર્ષના સમય પછી એમણે નિવૃત્ત થવાની ઈચ્છા વ્યક્ત કરી અમને ન રુચી. અમે એમને પ્રમુખપદે રહેવા સમજાવ્યા પણ અસ્વસ્થ તબિયતને કારણે અને બીજી સંસ્થાઓમાંથી પણ તેઓ નિવૃત્ત થતા હોવાથી અમારે એમની દરખાસ્ત માન્ય રાખવી પડી તેમણે ત્રણ વર્ષ દરમ્યાન જે કાર્ય કર્યું છે તે અંગે હું એમનો અમારી સંસ્થા તરફથી આભાર માનું છું.

એમનામા વ્યાપારીની કુશળતા અને સજ્જનના સસ્કારનો સુભગ સયોગ થયો છે. આપણને અને ગુજરાતને પ્રાણલાલભાઈ જેવી પ્રતિભાસપન્ન વ્યક્તિઓની જરૂર છે અને આપણે ઇચ્છીએ કે આપણી ઇચ્છા ફળો।

આજે પ્રાણલાલભાઈ મડળના પ્રમુખમાંથી મડળના મુરબ્બી બને છે અને તે સાથે મડળ પ્રત્યેની એમની જવાબદારી પણ વધે છે અને મને શ્રદ્ધા છે કે મડળનુ મુરબ્બીપણુ તેઓ સુદર રીતે સાચવશે.

શ્રી પ્રાણલાલભાઇની સાથે તેમનાં ધર્મપત્ની શ્રીમતી જયાવતીબહેનનુ પણ જાહેર જીવન સર્વપરિચિત છે આ સંસ્કારવાચ્છુ દપતીએ ગુજરાતી નાટ્ય મડળના કાર્યમા જે રસ લીધો છે તે કાયમ રહો.

*

### શ્રી મોહનલાલ મહેતા (સોપાન)

આજે જ્યારે ગુજરાતી નાટ્ય મડળ પ્રાણલાલભાઈનુ સન્માન કરે છે ત્યારે હુ કહીશ કે એ પ્રાણલાલભાઈનુ નહિ પણ પોતાનુ જ સન્માન કરી રહ્યુ છે, કારણકે મંડળ અને પ્રાણલાલભાઈ એકમેકમા એવા એકરૂપ થઈ ગયા છે કે તેમને ભિન્ન કલ્પી શકાય એમ જ નથી

આજનો આ સન્માનસમારભ પ્રાણલાલભાઈ પ્રત્યેના મડળના પ્રેમનુ એક ઉત્તમ પ્રતીક છે પ્રાણલાલભાઈના જીવનમા બે રસોએ મહત્ત્વની ભૂમિકા ભજવી છે અને એમા એક છે વ્યાપારીક્ષેત્રનો રસ અને બીજો કલા, કાવ્ય અને નાટ્ય પ્રત્યેનો રસ ગુજરાતી નાટ્ય મડળની સ્થાપના થઇ અને તેઓ એના પ્રમુખ બનેલા ત્યારે મને લાગેલુ કે તેઓ એક બેકર છે, પૈસાવાળા છે અને પૈસા આપી શકે છે તેથી તે આવી સસ્થાના પ્રમુખ બને એ સ્વાભાવિક છે. પણ સમય જતા હુ એમના પરિચયમા આવ્યો ત્યારે મને લાગ્યુ કે મારી માન્યતા ખોટી હતી. મને અહી તો શ્રી સાથે સરસ્વતીનો સુભગ સયોગ દેખાયો અને ગુજરાતમા શ્રી અને સરસ્વતીનો સંયોગ જે આગળીને વેઢે ગણી શકાય એટલી વ્યક્તિઓમા જોવા મળે છે તેમા પ્રાણલાલભાઈ અગ્રપદે છે.

થોડા સમય પહેલાં શ્રી દેવગિરિકરે એક સ્થળે કહેલું કે ભવભૂતિ, કાલિદાસ અને શેક્સપિયરના અભ્યાસી તો મહારાષ્ટ્રમાં છે અને ગુજરાતના રસિયા ઓછા પાકે એમ છે, ત્યારે મને લાગ્યું કે શ્રી દેવગિરિકર ગુજરાતથી અજ્ઞાન છે અને તેમનું અજ્ઞાન દૂર કરવા માટે પ્રાણલાલભાઈ જેવી વ્યક્તિઓના એમની સાથે પરિચય કરાવી આપવો જોઈએ કે જેથી તેઓ ગુજરાતનું સત્યદર્શન કરી શકે. પ્રાણલાલભાઈના પરિચયમાં આવનાર વ્યક્તિને તેમની સાથે અડધો કલાક વાત કરતાં શેક્સપિયર, કાલિદાસ અને ભવભૂતિ જેવાઓની પંક્તિઓ એમની સાથે વાતમાં તો સ્વાભાવિક રીતે સાંભળવા મળશે. પ્રાણલાલભાઈ અંગ્રેજી અને સંસ્કૃતના પ્રાચીનથી અર્વાચીન સાહિત્યના જ્ઞાતા છે અને આપણે ઈચ્છીએ કે ગુજરાતના ધનિકો પ્રાણલાલભાઈને આદર્શરૂપ માની રહે।

ગુજરાતી નાટ્ય મંડળના આ વર્ષે અમે એમનું સન્માન કરવાની વાત કરી ત્યારે એ એમને ન રુચી, પણ અમે આગ્રહ રાખતાં એમણે અમને કહ્યું કે જો તમારી એવી જ ઈચ્છા હોય તો મને નાટકને લગતું બાર આના રૂપિયાનું એક પુસ્તક અથવા એકાદ ગુલાબનું ફૂલ તમારા પ્રેમના પ્રતીકરૂપે આપશો તો ઘણું છે! પણ અમને થયું કે પ્રાણલાલભાઈનું આ મંડળ સર્જન છે, તો એ સર્જને પોતાના સર્જકનું સન્માન શા માટે ન કરવું? અને અમારી બધાની ઈચ્છાથી, આગ્રહથી આ સમારંભ યોજાયો

આજે આપણે અપેક્ષા રાખીએ કે જે રીતે એમણે આ મંડળને પોતાનું ગણ્યું અને એનું સંસ્કારધન વધાર્યું એમ તેઓ સમગ્ર ગુજરાતનું સંસ્કારધન વધારે અને એમની નિવૃત્તિ પ્રવૃત્તિમય બની રહે।

## શ્રી જ્યોતીન્દ્ર હ. દવે

પ્રાણલાલભાઈ આજે પ્રકૃતિની અસ્વસ્થતાને કારણે નિવૃત્ત થઈ રહ્યા છે ત્યારે હું કહીશ કે એમની પ્રકૃતિ જ એમને પ્રવૃત્તિ તરફ પ્રેરે છે. પ્રાણલાલભાઈ અને પ્રવૃત્તિ બન્ને એક બીજાના પર્યાય બની ગયા છે

પ્રાણલાલભાઈ અમારી સસ્થાના સાચા કર્ણધાર છે અને એ જ્યારે અમારી પાસેથી કામ લેતા હોય છે ત્યારે અમને એમ લાગે છે કે એ પોતે જ કામ કરી રહ્યા છે. એ એક વેપારી છે છતા એમનામા જે સમજ, સર્જનશક્તિ અને મૌલિકતા છે તે પ્રશસનીય અને અનુકરણીય છે

એ અમને અમારી ભૂલ થયે કડવુ કહેતા હોય ત્યારેય એ અમને મીઠુ લાગે છે અને એ જ્યારે મીઠુ કહેતા હોય ત્યારે એ વધારે મધુર જણાય છે. પ્રાણલાલભાઈમા વ્યવહારપટુતા, રસિકતા અને શ્રીમંતાઈનો ત્રિવેણી સંગમ છે, અને આજસુધી અમે જે કર્યું છે તે તેમની કુશળ સચાલનશક્તિને જ આભારી છે

આજે એઓ મડળને પ્રમુખપદેથી નિવૃત્ત થાય છે ત્યારે ભારતના યુદ્ધસમયે શસ્ત્રોનો ત્યાગ કરતા કૃષ્ણ યાદ આવે છે. મને શ્રદ્ધા છે કે જેમ કૃષ્ણે શસ્ત્રોનો ત્યાગ કર્યા છતા સમગ્ર યુદ્ધનુ સચાલન કર્યું તેમ પ્રાણલાલભાઈ પણ મંડળને પ્રમુખપદેથી નિવૃત્ત થતા હોવા છતા મડળના કાર્યમા રસ લેશે અને એને સફળતા અપાવશે. ગુજરાત પૈસા કમાઇ જાણે છે ને સાથે ખરચી જાણે છે અને આપી જાણે છે તે શ્રી પ્રાણલાલભાઈએ બતાવી આપ્યુ છે. આજે આ પ્રાણલાલભાઈનુ સન્માન કરવાનો પ્રસગ નથી પણ અમારુ અમારા કાર્યનુ ગૌરવ કરવાનો સમય છે।

*

## પ્રા. ગૌ. ચુ. ઝાલા

મને આજે શ્રી પ્રાણલાલભાઈને અજલી આપવાના કાર્યમા સૂર પુરાવવાની તક મળી ને માટે હુ નાટ્યમડળનો આભારી છુ શ્રી પ્રાણલાલભાઈ અમારી સેંટ ઝેવિયર્સ કોલેજના વિદ્યાર્થી છે અને તે માટે હુ ગૌરવ અનુભવુ છુ હુ એમના પરિચયમા છેલ્લા વીસ વર્ષથી છુ અને અમારી કોલેજના ગુજરાતી સાહિત્ય મડળને એમણે અવારનવાર આર્થિક સહાય કરી છે. હુ આપણા બધા તરફથી ઈચ્છુ કે શ્રી પ્રાણલાલભાઈ

## 'માનનીય મુરબ્બી'ને



જરાતી નાટ્ય મંડળે શ્રી પ્રાણલાલભાઈને 'માનનીય મુરબ્બી' તરીકે નિયુક્ત કર્યા
પ્રસંગે યોજાયેલા સન્માનસમારંભને પ્રસંગે તેઓ શ્રી દેશી નાટક સમાજ તરફથી
તથા લોકપ્રિય નાટ્યકાર શ્રી પ્રભુલાલ દ્વિવેદી તરફથી પુષ્પહાર સ્વીકારે છે

ગુજરાતી નાટ્ય મંડળની મધ્યમાં સ્વસ્થતાથી રહે, તેનું કાર્ય કરે અને તેમના સાન્નિધ્યમાં આ નાટ્ય મંડળ વધુ સમૃદ્ધ અને શક્તિશાળી બને.

*

## શ્રી ગુલાબદાસ બ્રોકર

આ સમારંભમાં સામેલ થતાં હું અનેકવિધ આનંદ અનુભવું છું હું અને મુરબ્બીશ્રી પ્રાણલાલભાઈ એક ગામના છીએ અને પોરબંદર માટે અમે અભિમાન લેતા એમનું નામ ઉચ્ચારીએ છીએ દેના બેંકનું આ સભાગૃહ જે કલાકૃતિઓથી દીપી રહ્યું છે તે જોતાં આપણને શ્રી પ્રાણલાલભાઈની રસવૃત્તિનો ખ્યાલ આવી જશે! આ સભાગૃહને જોતાં આપણને લાગશે કે આ બેંકનો સભાખંડ નહિ પણ એક કલારસિકનો ખંડ છે, કલાકારનો ખંડ છે!

નાટક એ સાહિત્યનું ઉત્તમોત્તમ અંગ છે અને પોતાની બીજી પ્રવૃત્તિઓ હોવા છતાં તેઓ આ પ્રવૃત્તિ સાથે જોડાયા છે તેમાં જ આપણું ગૌરવ છે તન, મન અને ધનથી તેમણે નાટકના વિકાસ ખાતર પ્રયત્નો કર્યાં છે, એ આજે તો સૌને સુવિદિત થઈ ગયું છે

*

## કવિશ્રી પ્રભુલાલ દ્વિવેદી

નાટ્ય મંડળે પ્રાણલાલભાઈ જેવી વ્યક્તિનો સન્માનસમારંભ યોજી યોગ્ય છે તે જ કર્યું છે આ સમારંભ સાથે મારી તથા શ્રી દેશી નાટક સમાજની શુભેચ્છાઓ છે અને શ્રી પ્રાણલાલભાઈને હું શુભાશિષ આપું છું કે તેમની નિવૃત્તિ અનેકવિધ પ્રવૃત્તિમય બની રહો!

*

## શ્રી વનલતા મહેતા

આજે આ સમારંભ પ્રસંગે અન્ય વિદ્વાન વક્તાઓએ મુ પ્રાણલાલભાઈની અને એમના કાર્યની મુક્ત કંઠે પ્રશંસા કરી છે એમના

જેવા અનુભવી વડીલ વિશે હુ તો કશુ બોલી શકું એમ નથી કારણકે એમ કરવા માટે હુ ખૂબ નાની છુ. આજને પ્રસંગે તેમની પાસે હુ એટલુ જ માગુ છુ કે તેઓ રગભૂમિને, કલાકારોને શ્રી અને સરસ્વતીનો લાભ આપે અને તેમનો અનુભવ અમારા માર્ગમા અમને માર્ગદર્શક બની રહે

### શ્રી બરજોર પાવરી

શ્રી પ્રાણુલાલભાઈ આ સસ્થાના પ્રમુખ બન્યા ત્યારે ઘણાની જેમ મને પણ લાગેલુ કે તેઓ પૈસાને કારણે આ સ્થાને આવ્યા છે પણ અમારી માન્યતા ભૂલભરેલી હતી એમ અમને લાગે છે. આ સસ્થાના પ્રમુખ બન્યા પછી એમણે કરેલી પ્રવૃત્તિએ જ વિરોધીઓના મો બધ કર્યા છે મુબઈમા એમને પ્રમુખપદે ઊજવાયેલી શતાબ્દી પછી સમગ્ર ગુજરાતમા રગભૂમિ પ્રત્યેની ભૂખ જાગૃત થઈ છે, એ વાતનો સમગ્ર ગુજરાતે સ્વીકાર કરવો પડશે.

## શુભેચ્છાસંદેશાઓ

### કવિશ્રી મૂળશકર મૂલાણી

પરમ સ્નેહી ભાઈશ્રી પ્રાણુલાલભાઈએ ગુજરાતી નાટ્ય મડળમા પ્રાણ મૂકી તેને પોષ્યુ અને એના વિકાસઘડતરમા પોતાના સૌજન્ય અને સહકારથી બળ અને સુવાસ પ્રેર્યાં છે શ્રીયુત પ્રાણુલાલભાઈને 'માનનીય મુરબ્બી' ને સ્થાને સ્થાપીને ગુજરાતી નાટ્ય મડળ, નાટ્યરસિકો અને હિતેચ્છુઓ ધન્ય બન્યા છે. પ્રભુ એમને દીર્ઘાયુ બક્ષે અને એમની છત્રછાયામા આ સસ્થાની પ્રગતિ સુસાધ્ય બને એવો આશીર્વાદ.

×

### દી. બ. કૃષ્ણુલાલ મોહનલાલ ઝવેરી

મારા એમને અતઃકરણના આશિષ કે લાબુ જીવો ને આ પ્રકારની સેવા કરતા રહો !

### ઇન્ડિયન નેશનલ થિયેટરના પ્રમુખ શ્રી ડી. કે. કુંતે

આપ સૌ આજે શ્રી પ્રાણલાલભાઈનુ સન્માન કરવા મળો છો. તેમના પ્રેરણાત્મક માર્ગદર્શન અને સલાહસૂચન હેઠળ તમારી વિવિધ પ્રવૃત્તિઓ આગળ વધારવા તમે સદભાગી નીવડ્યા છો અને તે સાથે ગુજરાતી રંગભૂમિએ છેલ્લા થોડા વર્ષોમા જે પ્રશંસાત્મક પ્રગતિ સાધી છે તે અંગે કંઈ નવાઈ પામવા જેવુ નથી સંસ્થાએ શ્રી પ્રાણલાલભાઈની પોતાના 'માનનીય મુરબ્બી' તરીકે વરણી કરી છે તે માટે આનંદ થાય છે. રંગભૂમિના સાચા અને પ્રામાણિક શુભેચ્છકને આના સિવાય બીજું કયુ માન અપાય ? મને શ્રદ્ધા છે કે તમને આ પછી પણ એમનુ માર્ગદર્શન મળતુ રહેશે; આ પ્રસંગે શ્રી પ્રાણલાલભાઈનુ સન્માન કરવા ઇન્ડિયન નેશનલ થિયેટર તમારી સાથે હાથ મિલાવે છે.

×

### શ્રી ચૂનીલાલ ભાઇચંદ મહેતા

આ સન્માનસમારંભ સાથે હુ મને સાંકળી લઉં છુ અને શ્રી પ્રાણલાલભાઈને મારી શુભેચ્છા પાઠવુ છુ.

×

### ડૉ. ડી. જી. વ્યાસ

અન્ય રોકાણને લઈને અંગત હાજરી નથી આપી શકતો તેથી ક્ષમા ચાહુ છુ આજનો સમારંભ સર્વથા ઔચિત્યપૂર્ણ છે. પ્રાણલાલભાઈ દીર્ઘાયુષ્ય પામો ને એમની છાયામા મંડળ પણ લાબુ આયુષ્ય પામો એવી શુભેચ્છા વ્યક્ત કરું છું.

×

### શ્રી દેશી નાટક સમાજનાં માલિક શ્રી ઉત્તમલક્ષ્મીબહેન શાહ અને મેનેજર શ્રી મણિભાઈ ભટ

આ સમારંભને સફળતા ઇચ્છીએ છીએ. પ્રાણલાલભાઈ ઘણુ જીવો અને ગુજરાતી નાટ્ય મંડળને માટે ઉપયોગી કાર્ય કરો.

\

## શ્રી ધનસુખલાલ કૃ. મહેતા

મુ. પ્રાણુલાલભાઈના સહકાર અને માર્ગદર્શન તથા પૂરતા પરિશ્રમ વિના આપણે ગુજરાતી નાટ્ય શતાબ્દી મહોત્સવ ન ઊજવી શકયા હોત એ હકીકત છે. અને ત્યારપછીયે એમણે આ ઉમ્મરેય જે ઉત્સાહ અને ખતંથી આ સંસ્થાને પોષવા અને પગભર કરવા સાચા અર્થમાં તન, મન અને ધનથી જે કાંઈ કર્યું છે તેનો આપણે સૌ ઋણસ્વીકાર ન કરીએ તો નગુણા ગણાઈએ. મંડળ તરફથી તેઓશ્રીને 'માનનીય મુરબ્બી' તરીકે નિયુક્ત કરવામા આવ્યા છે તે સર્વથા યોગ્ય જ છે. પ્રમુખપદેથી નિવૃત્ત થતાયે તેઓશ્રી મંડળને પૂર્વવત્ સર્વ પ્રકારે સહાયતા કરતા જ રહેશે એમ હુ ખાતરીપૂર્વક એમના સ્વભાવના પરિચયથી કહુ છુ.

×

## શ્રીમતી ભારતીદેવી સારાભાઈ

આ દિવસે મુબઈમા ન હોવાથી હાજરી આપી શકતી નથી. આ પ્રસંગે શુભેચ્છા પાઠવુ છું.

×

## શ્રી જયશંકર 'સુંદરી', શ્રીમતી દીના ગાંધી અને નટ-મંડળનાં સભ્યો

બીજા ક્ષેત્રોની માફક ગુજરાતી તખતાને પ્રાણુલાલભાઈની અમૂલ્ય સલાહ અને રસની જરૂર છે. પ્રભુ તેમને સ્વાસ્થ્યપૂર્ણ, સુખી દીર્ઘાયુ અર્પે એ જ પ્રાર્થના

×

## પ્રા. મુરલી ઠાકુર

મુરબ્બી શ્રી પ્રાણુલાલભાઈની પ્રવૃત્તિઓથી હવે ગુજરાત અજાણ્યુ નથી. સરસ્વતી અને લક્ષ્મી બન્ને જેને વર્યા છે એવા મુ પ્રાણુલાલભાઈને ગુજરાત હમેશ યાદ કરશે.

એમની ગીહી ડાયરીમા અનેક પ્રવૃત્તિઓ કાલીફૂલી છે. એક વિનમ્ર સજ્જન, આદર્શ શહેરી, નિપુણ એડવ, તથા નાના મોટા સર્વને એમની સહાનુભૂતિ અને ઔદાર્યથી પ્રેરતા, આજતા શ્રી પ્રાણલાલભાઈ ગુજરાતની થોડીક વિલક્ષણ વ્યક્તિઓમા સ્થાન ધરાવે છે.

મુરબ્બીને અભિનદન-માગ જેવા નાનાના હોય નહિ. વિવિધ પ્રવૃત્તિઓ માટે એમને હુ પ્રણામ કરું છુ. ને નાટ્ય મંડળને આ સમારંભ યોજવા માટે અભિનંદન આપું છુ.

×

## શ્રી હરિલાલ બી. રૂમવાલા

મુરબ્બી શ્રી પ્રાણલાલભાઈની વર્ષોની અનેકવિધ સેવાઓ વિવિધ ક્ષેત્રોને સાંપડી રહી છે. આપણુ મંડળ પણ એમની મમતાનુ અધિકારી બન્યુ છે એ આનદની વાત છે. પ્રભુ એમને સુદીર્ઘ આયુષ્ય આપે એવુ પ્રાર્થું છુ.



# SOME GEMS TO TREASURE



Shri Pranlalbhai's late revered brother

**Shri Choonilal Devkaran Nanjee**

Round about 1930, Mr Pranlal found that his late revered brother Mr Choonilal Devkaran Nanjee had an old Diary which contained some exceedingly fine Good Thoughts. He copied them out and read them to several of his friends. Mr Natvarlal S Choksey, Managing Partner of Messrs Devkaran Nanjee, Cotton & Bullion Dept., was so fascinated with these practical quotations that he got them cyclostyled and distributed copies among numerous friends. Possibly, these Good Thoughts were the nucleus of the Dena Bank Good Thoughts, English and Gujarati, which came into being since 1943. Though it is not much known yet, Mr Pranlal has been the selector and editor of the Dena Bank Good Thoughts and for over ten years he made it a point of reading classical poets, writers, thinkers and saints, and the outcome was these Dena Bank Good Thoughts which are being exhibited on the counters of every Dena Bank office and department and which have become highly popular.

## Some Gems

Never make a decision when you are down-hearted Never let the weak side of your nature take control

* * * *

Forget yesterday Don't worry about what can't be helped Don't start the day with a regret Don't begin work with a frown Yesterday has gone Who cares? Let it go

* * * *

Use to-day Use all of it Don't neglect the rainy days There are too many of them Get things done Act as though to-day were the only day you have

* * * *

Plan to-morrow Write down every evening ten things to do to-morrow Don't let to-morrow catch you unprepared Always get ready for each new day

* * * *

Race horses love racing, hunting dogs love hunting, and the right man in the right place loves his work

* * * *

Appreciate your employees If you can be a real leader to your people—if you can create a spirit of confidence and enthusiasm—you can tumble down your costs in a most amazing way Really lead your employees Really train them Really respect them And you will be surprised and delighted to see the increase in the output and the decrease in the costs

* * * *

The right attitude towards trouble is not to sympathise with yourself and to laugh at others It is to sympathise with others' troubles and to laugh at your own

* * * *

Time is like a piece of elastic You can stretch it You can make it long or short You can make it short by laziness and indifference You can dwindle a day into a few minutes Also, you can make it long by planning and energy You can stretch a day into a week

* * * *

How to be Promoted (1) Do your present job well (2) Teach the man below you to take your place (3) Learn how to do the work of the man ahead of you

* * * *

Be positive Graple with your evil star If an opportunity does not come to you, go out and hunt for it Don't wait Don't excuse Don't dilly-dally Don't hope for what you don't deserve Whatever it is that is obstructing your progress and endangering your success—go at it No problem solves itself

* * * *

Watch your tongue Remember it is in a wet place and likely to slip

* * * *

Age doesn't matter No, you're not too young Pitt was Prime Minister at 23 No, you're not too old Gladstone was Prime Minister at 83

* * * *

Efficiency means plodding according to plan It does not mean brilliant flashes of genius It is not cleverness, nor intuition, nor temperament, nor personal magnetism It is plain hard work, plus planning

* * * *

Unless you are loyal to others, no one will be loyal to you If you are an employer, you must be loyal to your

workers If you are a worker you must be loyal to your employer No success—no lasting success—can come to any firm unless there is loyalty on both sides

*   *   *   *

The daily worry—that is what prevents us from being good managers That is what prevents us from planning and organizing as we ought to

*   *   *   *

Knowledge comes to a useless man as moss comes to a stone—it is Decoration But it comes to a useful man as steam comes to an engine—it is Power

*   *   *   *

On the sea of life, some drift others steer Some are pushed hither and thither by the winds of the day others have a chart and a port and a cargo

*   *   *   *

Play the great human game! Learn the rules and play it fair Take your praise and say nothing Take your knocks and say nothing No use sulking No use boasting No use quitting Play the game, Play it Fair, and Play it Hard

*   *   *   *

Finish every day with a little fun, a little music, a little friendship, a little kindness and affection

*   *   *   *

Appreciate your Time Power You have as much time as anyone has You are a millionaire in minutes Your work is to turn your minutes into money

*   *   *   *

A method is not good because we use it A process is not right because we do it Equipment is not the best

because we own it The wisest of us has much to learn And none of us can afford to be deceived about our own affairs

* * * *

Every man is born a baby If he trains himself to be fair, friendly, intelligent and useful, he will become a Gentleman

* * * *

Don't be fooled by the calendar There are only as many days in the year as you make use of One man gets only a week's value out of a year while another man gets a full year's value out of a week

* * * *

How many rough places would be smooth, if only the Young had more Head, and if only the Old had more Heart!

* * * *

Men classify themselves by what they buy Tell me what a man buys and I'll tell you what he is

* * * *

In the Ledger of life, God debits us with duties, and credits us with rights

* * * *

There are 28,800 seconds in an 8-hour day and an express train travels 88 feet in a second

* * * *

Applaud us when we run, console us when we fall, cheer us when we recover, but for God's sake, let us pass on

* * * *

If you have half an hour to spare, don't spend it with some one who hasn't

* * * *

Efficiency is the only insurance that protects you against your competitors and pays its own premiums

* * * *

Difficulties are like waves They can't hurt you if you face them And as they come nearer, you will find yourself lifted up to meet them Whether it's a wave or a difficulty, go at it It always looks bigger than it really is

* * * *

Blessed are they who have the gift of making friends, for it is one of God's best gifts It involves many things, but, above all, the power of going out of one's self and seeing and appreciating whatever is noble and loving in another

* * * *

If a man does not make new acquaintances as he advances through life, he will soon find himself left alone A man should keep his friendships in constant repairs

* * * *

Whatever the number of a man's friends, there will be times in his life when he has one too few but if he has only one enemy, he is lucky indeed if he has not one too many

* * * *

The flower of a beautiful nature will expand, the colours grow brighter, when stimulated by the warmth and sunshine of friendship

* * * *




Genius doesn't free you from the duty of service. Better be a barrow than a locomotive off the track

*  *  *  *

He is a great man who accepts the lemons that Fate hands out to him and uses them to start a lemonade stand

*  *  *  *

The world bestows its big prizes, both in money and honours, for but one thing

*  *  *  *

We are in a desperate state—feet frozen, no fuel, and a long way from food but it would do your heart good to be in our tent, to hear our songs and our cheery conversation —Captain Scott

*  *  *  *

Go through life without ever ascribing to your opponents motives meaner than your own Nothing so lowers the moral currency Give it up and be great

*  *  *  *

A happy man or woman is a better thing to find than £ 5 note He or she is a radiating force of good will and their entrance into a room is as though another candle had been lighted

*  *  *  *

The spirit of politeness consists of making others, through our words and manner, pleased with us and with themselves

*  *  *  *

Unless a business is conducted in a fair and honourable manner, it will close in the long run I would urge a young man going into business to cultivate a fine sentiment of honour—a principle of action in conformity with the

highest standards of conduct and education set by the social sentiment of our time and place.

*     *     *     *

Our lives must be judged not by the speech of the moment nor the work of a day, but by the speech, writings and deeds of years. The man is more than the mood.

*     *     *     *

My recompense may not be great
    As selfish people count their gains
If it's my fate to work and wait
    I can, at least, be taking pains
And have the right at night to lay
    My tools down with a hopeful smile,
If I can say "My work today
    Has been worth while."

*     *     *     *

There never were so many opportunities as there are to-day. Now, as always, the world belongs to those who have the courage and the sense and the normal strength to assume the responsibilities of leadership.

*     *     *     *

A sportsman is a man who does not boast nor quit nor make excuses when he fails. He is a cheerful loser and a quiet winner. He plays fair and as well as he can. He enjoys the pleasures of risk. He gives his opponent the benefit of the doubt and he values the game itself more highly than the result.



## ઉમેરો

['પ્રશસ્તિ'ના ખંડ ૩ મા, પૃષ્ઠ ૮ મા પર, પહેલી ચાર પંક્તિઓમા, દેના બેન્કની ૧૯૫૫ની સ્થિતિનો ઉલ્લેખ છે. ૧૯૫૬ની, ૩૦ મી જુને તે સ્થિતિ નીચે મુજબ હતી

અધિકૃત થાપણ: રૂપિયા ૧ કરોડ.
ભરપાઈ અને પગાર થયેલી થાપણ: રૂપિયા ૫૦ લાખ.
રિઝર્વ ફંડ: રૂપિયા ૩૧ લાખ.
ડિપોઝિટ: રૂપિયા ૧૮ કરોડથી વધુ
વર્કિંગ ફંડ: રૂપિયા ૨૨ કરોડ
ખાતાંની સંખ્યા: એક લાખ



## સુધારો

૧ ખંડ પહેલાના 'ભારતીય વહાણવટાના સંજીવક શ્રી વાલચંદભાઈ' એ પૃષ્ઠ ૧૨૮ પરના લેખમા, અગિયારમી પંક્તિમા 'છગનલાલ એન્ડ કંપની' છે તે 'છગનદાસ એન્ડ કંપની' વાચવુ.

૨ ઉપર્યુક્ત લેખમા જ પૃષ્ઠ ૧૩૧ પર, પંક્તિ ચાર અને છમા જ્યા 'મારી આગબોટ' સંસ્થા, એવા શબ્દો છે, ત્યા 'माझी आगबोट' સંસ્થા એમ વાચવુ.

૩ ખંડ બીજાના 'જ્ઞાતિ પાવક ગંગા' એ પૃષ્ઠ ૩૧૨ પર પ્રકટ થયેલુ પ્રવચન, 'પોરબંદર'મા નહીં, પણ ભાવનગરમા અપાયેલુ.

